ॐ

स्व. त्र्यंबक स्मारक ग्रंथमाळा.

वर्ष ३ जुं. पुस्तक ८ मुं.

# સિપાહીઓના બળવાનો ઇતિહાસ

## (ભા–૨–જો)



અનુવાદક:–મહાશંકર ઇંદ્રજી દવે.

વ્યવસ્થાપક:–લાભશંકર જીવરાજ જોશી.

પ્રકાશક:–"સ્વ. ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા."

ખાડિયા, દેસાઇની પોળ–

અમદાવાદ.

સંવત ૧૯૮૦ ] [ ઇ. સ. ૧૯૨૪



છૂટક મૂલ્ય રૂ. ૪–૦–૦

## પૂજ્ય પિતાશ્રીને ચરણે

વામનદ્વાદશી
બુધવાર
તા. ૧૦-૯-૨૪

છોરૂ
લાભશંકર

# વાંચો.

## સ્વ. ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળાનાં પુસ્તકો.

લવાજમ રૂા. ૫) પ્રવેશ ફી રૂા. ૧)

**રાજા રામકૃષ્ણઃ**—સચિત્ર ઐતિહાસિક ધાર્મિક નવલકથા, નવાબ મીરજાફરના સમયના હૃદયભેદક ઇતિહાસ સહિત. કિં, રૂા. ૩–૪–૦

**સિરાજદ્દૌલાઃ**—બંગાળાનો નવાબ જેમાં કલકત્તાની કાળી કોટડીના બનાવને કલ્પનામય બતાવ્યો છે જરૂર વાંચો. કિં. રૂા. ૩–૮–૦.

**હિંદના હીરાઃ**—મહાત્મા ગાંધીજી, દેશબન્ધુ દાસ, મૌ. મહમદઅલી, વગેરે હિન્દ મૈયાના મહાન પુત્રોનાં સચિત્ર જીવનચરિત્રો, કિં. રૂા. ૦–૧૪–૦.

**મીર કાસિમઃ**—અંગ્રેજ કંપનીએ સિરાજદ્દૌલાને પદભ્રષ્ટ કર્યા પછી એનાં મૂળ ઉંડા ઉતારવા શું શું કર્યું તે જાણ્યા સિવાય સાચા હિન્દને આજે કેમ ચાલે? કિં. રૂા. ૨–૦–૦.

**૧૮૫૭ નો બળવોઃ**—ભા. ૧–એ પ્રસંગનો ચિતાર આબેહુબ હોઇ રૂંવાડા ખડાં કરે છે. કિં. રૂા. ૪–૦–૦

**રમાસુંદરીઃ**—એક રસમય સંસારિક નવલકથા. દરેક પત્રમાં સરસ અભિપ્રાય મળ્યો છે. કિં. રૂા. ૨–૮–૦.

**નારાયણીઃ**—બળવાના વખતની ઐતિહાસિક નવલકથા–દરેકને વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. કિં. રૂા. ૨–૮–૦.

**લખોઃ**—

સોલ એજન્ટઃ— **લાભશંકર જીવરાજ જોશી.**

**ગૂર્જરાત સાહિત્ય મંદિર** ખાડિયા, દેશાઇની પોળ, ઘર નં. ૩૩૮૪,

રીચીરોડ, **અમદાવાદ.** **અમદાવાદ.**

# નિવેદન.

કરુણાનિધાનની કૃપાથી આ માળાનું ત્રીજું વર્ષ આ સાથેના 'નારાયણી' નામે પુસ્તકથી, સાદર સમર્પિત કરતાં, પૂર્ણ થાય છે.

પ્રસ્તુત પુસ્તક અતિશય કાળજી, અને પ્રયત્ન પૂર્વક સરળ-સાદી ભાષામાં ઉતારવા પૂરતો યત્ન કર્યો છે. અમે આશા રાખીએ છીએ કે વાચક વર્ગ તેની યોગ્ય કદર કરશે અને તો અમારો પ્રયાસ સફળ થયો સમજી, ભવિષ્યમાં સાહિત્યસેવાની ઉચ્ચ વૃત્તિથી પ્રયત્ન ચાલૂ જ રહેશે.

માળાનાં ત્રણે વર્ષોનાં પુસ્તકો વાંચી જવાથી આપણી અવનતિનાં મૂળ સાફ સાફ જણાઇ આવે એવી રીતની અમારી ચૂંટણી કરી એમ આ પ્રસંગે અમે કહીએ તો તેમાં કોઇને અતિશયોક્તિ નહિં લાગે એમ અમે આશા રાખીએ છીએ.

પરદેશ—આફ્રિકાથી લવાજમ (પૉસ્ટલ-ઑર્ડર) મોકલનારા ગૃહસ્થોએ રજીષ્ટરથી મોકલી આપવા તસ્દી લેવી. તેમજ લવાજમ રૂ. ૧-૦-૦ વધારે ગણી મોકલવું.

વાચક બન્ધુઓ તરફથી જેવું મળે છે તેવું, પ્રોત્સાહન મળતું રહેશે, તો દિવાળી પછી માળાના ગ્રંથો ઉપરાંત દરેક માસે ઓછી કિંમતવાળાં પુસ્તકો છૂટક આપવામાં આવશે. તે પુસ્તકો માળાનાં ગ્રાહકોને કિફાયત ભાવે મળશે.

ગ્રાહક થવા ઇચ્છનારે દિવાળી પહેલાં ફક્ત કાર્ડથી ખબર આપતાં તેનું નામ ગ્રાહક તરીકે નોંધવામાં આવશે. અસ્તુ.

**અમદાવાદ**
તા. ૧૧-૯-૨૪

વિનીત
**લાભશંકર જીવરાજ જોશી.**

# ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા

## વાર્ષિક લવાજમ ૫–૪–૦

પ્રવેશ ફી ૧–૦–૦ શરૂઆતમાં

### પહેલું વર્ષ

| | | |
|---|---|---|
| ૧ રાજા રામકૃષ્ણ | પૃ. ૪૦૦ | ૩–૪–૦ |
| ૨ સિરાજુદ્દૌલા | પૃ. ૫૦૦ | ૩–૮–૦ |
| ૩ હિંદના હીરા | પૃ. ૨૨૫ | ૧–૪–૦ |

### બીજું વર્ષ

| | | |
|---|---|---|
| ૧ વજીરનંદિની ગુલબેગમ | પૃ. ૪૦૦ | ૨–૮–૦ |
| ૨ મીર કાસિમ | પૃ. ૩૦૦ | ૨–૦–૦ |
| ૩ બળવાનો ઇતિહાસ ભા. ૧ | પૃ. ૬૨૫ | ૪–૦–૦ |

### ત્રીજું વર્ષ

| | | |
|---|---|---|
| ૧ રમાસુંદરી | પૃ. ૩૧૬ | ૨–૮–૦ |
| ૨ બળવાનો ઇતિહાસ ભા. ૨ | પૃ. ૭૦૦ | ૪–૦–૦ |
| ૩ નારાયણી | પૃ. ૩૦૦ | ૨–૦–૦ |

પાછલા વર્ષનાં સેટો ખલાસ થઇ જવા આવ્યા છે; ૧૯૨૨ ના અને ૧૯૨૩ ના સેટના રૂ. ૬–૪–૦ લેવામાં આવે છે. પ્રવેશ ફી નો રૂ. ૧) જુદો.

લખોઃ–લાભશંકર જીવરાજ જોશી.

# પ્રસ્તાવના



ભારતના હોલાતા દીપકના છેલ્લા ચમકારનો પરિપૂર્ણ વિકાસ આ ગ્રંથનાં પૃષ્ટોમાં સહૃદયી વાચક અનુભવી શકશે. તે પછી ભારતનું શૌર્ય ગયું તે ગયું જ. એ બનાવ પછીનો હિંદનો ઇતિહાસ હિંદી પ્રજાની નામર્દાઇની પરંપરા છે. તેમાં નથી વીર્યના ઉછાળા, નથી ઉત્સાહના ભભુકા કે નથી યૌવનના ચમકારા. એ મૃતપ્રાય દેશે મરતાં મરતાં પોતાની સર્વ શક્તિ એકત્ર કરી અપૂર્વ છતાં અવ્યવસ્થિત સ્વદેશાભિમાનનો પ્રવાહ વહેવડાવ્યો. પણ એ પ્રવાહમાં કેટલાંક મલિન તત્ત્વોનું મિશ્રણ એટલા મોટા પ્રમાણમાં થયું કે છેવટે નિષ્ફળતા મળી અને દેશ કદી ન જકડાયો હોય એવી જંજિરોમાં જકડાયો તે જકડાયો જ.

આ પુસ્તકમાં મિરત ને દિલ્હીમાં સળગેલી આગે આગ્રા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો ને બિહારમાં કેવી જ્વાળા પ્રગટાવી તેનું વિગતવાર વર્ણન આપવામાં આવ્યું છે. કુમારસિંહ જેવા નરવ્યાઘ્રના વ્યર્થ પ્રયત્નો પૌરાણિક કાળના ક્ષત્રિય વીરોનું છેલ્લું સ્મરણ કરાવવા પુરતા છે.

ત્રીજો ભાગ પણ લખાઇ રહ્યો છે. બનતાં સુધી આવતા જ વર્ષમાં તે છપાઇ રહેશે.

અમદાવાદ
ભાદરવા સુદ ૧૧ સં. ૧૯૮૦

મહાશંકર ઇંદ્રજી દવે.

આમાં

શું

છે ?

ઋષિઓનાં ઝળહળતાં તેજ,

આત્માની અનંત શક્તિ,

બ્રહ્મજ્ઞાનના રમુજી સંવાદો,

પૂજ્ય મહર્ષિઓએ ઉપદેશેલો

સનાતન ધર્મ,

વગેરેનાં દર્શન કરવાં હોય તો જરૂર વાંચો

# ઉપનિષદોની વાતો.

મૂલ્ય ૭ આના

# અનુક્રમણિકા.



## આગ લાગી. ભાગ-૨ જો.

### ખંડ ૧ લો.


**અધ્યાય ૧ લો.** પૃષ્ઠ ૧

વિષયનિર્દેષઃ—લૉર્ડ કેનિંગની તૈયારી-કલકત્તાની પ્રજામાં મચેલી ગરબડ-વડા સેનાપતિ સાથે ગવર્નર જનરલનો પત્ર-વ્યવહાર-સ્વયંસેવક સૈન્યદલની ભરતી કરવાનો પ્રસ્તાવ-સહાયકારી સૈન્યદલનું આગમન-વડા સેનાપતિનું મરણ-કર્નલ નેલ-ભયંકર ગુન્હાથી દોષિત વ્યક્તિને શિક્ષા કરવાની નવી પદ્ધતિ.

**અધ્યાય ૨ જો.** પૃ: ૨૫

વિષયનિર્દેશઃ—વડા સેનાપતિની બેદરકારી-તેનું મરણ સેનાપતિ બર્નાડની સરદારી નીચે દીલ્હી તરફ કુચ-શિખ રાજાઓની મદદ-મિરતની હાલત-રૂડકીના રક્ષણનો બંદોબસ્ત-કર્નલ સ્મિથ-હિન્દન નદીના કિનારે લડાઇ-બદલિકાસરાઈ આગળ લડાઇ-દીલ્હી આગળ અંગ્રેજ લશ્કરની છાવણી.

**અધ્યાય ૩ જો.** પૃ: ૬૦

વિષયનિર્દેશઃ—વાયવ્ય પ્રાંત-વારાણસી-આજિમગઢના સિપાહીઓમાં ગડબડ-સેનાપતિ નીલનું આગમન-જોનપુર-અલાહાબાદ-કાનપુર.

**અધ્યાય ૪ થો.** પૃ: ૧૪૬

વિષયનિર્દેશઃ—કાનપુર—સર હ્યુ વ્હીલર—યુરોપિયનોનો સંદેહ—સિપાહીઓની ઉશ્કેરણી માટીની દીવાલથી વિંટળાએલું સ્થાન—નાના સાહેબ—સિપાહીઓનું બંડ—તેઓનો હલ્લો અંગ્રેજોનો આત્મ-રક્ષણ માટે પ્રયત્ન—તેઓનું શરણ થવું—ગંગાના ઘાટોપર ખૂનરેજી—ખૂન-રેજીમાંથી બાકી રહેલાની નાસભાગ—બીબીઘર.

**અધ્યાય ૫ મો.** પૃ: ૨૫૨

વિષયનિર્દેષઃ—સેનાપતિ હેવલોકની કાનપુર તરફ મુસાફરી—સેના નાયક રેનડે સાથે મેળાપ—ફતેહપુરની લડાઇ—ફતેહપુરના લોકોની ઉશ્કેરણી—અંગ્રેજ સૈન્યનું વેર—ઓંગ ગામની લડાઇ—બીબીઘ-રની કતલ—કાનપુરની લડાઇ—કાનપુરમાં હવે લોકનું આગમન—નાના સાહેબ નાઠો—અંગ્રેજ સૈન્યના અત્યાચાર—બિઠુરમાંનો નાના સાહેબનો મહેલ નાશ પામ્યો—સેનાપતિ નીલનું કાનપુરમાં આગમન—નીલની વૈરવૃત્તિ—કાનપુરનો બચાવ કરવાના ઉપાયો—હેવલોક લખનોર તરફ ગયો.

**પરિશિષ્ટ** પૃ: ૨૯૬

( ધોન્ડુપંત નાના સાહેબને નામે અંગ્રેજો તરફ સાધારણ પ્રજાને ઉશ્કેરવા ખાતર જે જે જાહેરનામાંઓ પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં. કે સાહેબે પોતાના ઇતિહાસમાં જાહેરનામાં તથા હુકમો પ્રગટ કર્યાં છે, તેનો સાર અહીં આપવામાં આવ્યો છે. )

---

# આગના ભડકા. ભાગ–૨ જો

## ખંડ ૨ જો.

**અધ્યાય. ૧ લો.** પૃષ્ઠ. ૩૦૭

વિષયનિર્દેપઃ—પંજાબની સ્થિતિ–અફઘાનિસ્તાન સાથે સંબંધ–શ્રીયાંમીરની ઘટના–દેશી સિપાહીઓનાં હથિઆરો ઉતર્યાં–ગોવિંદગઢ–ફિલોર–પેશાવર–નવી પલ્ટણોનું સંગઠન–જાલંધર.

**અધ્યાય ૨ જો. દિલ્હી** 34487 પૃઃ ૩૭૪

વિષયનિર્દેશઃ—દિલ્હી અને તેની આજુબાજુનું સ્થળ–અંગ્રેજોનાં સૈન્યની ગોઠવણી–સેનાપતિ બર્નાર્ડ–દિલ્હી જીતવાનો ઠરાવ–સિપાહીઓ સાથે વારંવાર લડાઇ–સેનાપતિ રીડ–તેણે દેશી લોકોની વફાદારી–તેઓની સાથે અંગ્રેજ સૈન્યનો વ્યવહાર–દિલ્હીનો રાજમહેલ–વૃદ્ધ બહાદુરશાહ.

**અધ્યાય ૩ જો. પેશાવર** પૃઃ ૪૨૪

વિષયનિર્દેશઃ—પેશાવર છોડવાનો ઠરાવ–ઝેલમ અને શિઆલકોટ–સેનાનાયક નિકલ્સન દિલ્હી તરફ રવાના થયો–તુજુરૂગઢની લડાઇ.

**અધ્યાય ૪ થો. બંગાળા પ્રકરણ ૧ લું.** પૃઃ ૪૬૭

વિષયનિર્દેશઃ—કલકત્તા–યુરોપિઅનોનો ભય અને ઉશ્કેરણી–ગવર્નર જનરલની ચિંતા–તેની શાંત વૃત્તિ–જુદે જુદે સ્થળે સૈનિક ટુકડીઓનું મોકલવું–વોલન્ટીયર સૈનિકની ટુકડીઓ–છાપખાના પર દાબ–બરાકપુરના સિપાહીઓનાં હથિયારો ઉતાર્યાં–કલકત્તાના યુરોપિ-

અન અને ફિરંગીઓની ભયગ્રસ્ત દશા–અયોધ્યાના નવાબ પર જાપ્તો હથિયારબંધીનો કાયદો–ગવર્નર જનરલનો મહલ અને દેહનું રક્ષણ કરવા માટે યુરોપીઅન સૈનિકો નિમાયા.

**અધ્યાય ૫ મો. બિહાર. પ્રકરણ ૨ જું.** પૃ: ૫૦૩

વિષયનિર્દેશઃ—બિહારના રહેવાશીઓ–દાનાપુરના સિપાહીઓ પટણાનો બનાવ–દાનાપુરનો બનાવ–વળી કેદ–કુમારસિંહ–તેની મહત્તા ને સત્તા–તે સિપાહીઓની સાથે ભળ્યો તેનાં કારણો–એક્સ બેલનું ઘર કપ્તાન ડન્બાર–વિન્સેટ આયર–ફરી તાબે–જગદીશપુરનો નાશ–કુમાસિંહની શાસિરામ તરફ મુસાફરી–તેનું જુદે જુદે સ્થળે ભટકવું અંગ્રેજો સાથે લડાઈ–તેનું યુદ્ધકૌશલ્ય–તેની જગદીશપુર તરફ મુસાફરી–તેને લાગેલા ઘા–જગદીશપુરમાં અંગ્રેજોની હાર–કુમારસિંહનું મરણ–અમરસિંહ.

---

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥


स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा

वर्ष ३ जुं पुस्तक ८ मुं


# સિપાહીઓના બળવાનો ઇતિહાસ

( ભાગ ૨ )

# સિપાહીઓના બળવાનો ઇતિહાસ

## ભાગ ૨ જો.




### ખંડ ૧ લો.

### આગ લાગી.

### અધ્યાય ૧ લો.

વિષય-નિર્દેષ:-લૉર્ડ કેનિંગની તૈયારી-કલકત્તાની પ્રજામાં મચેલી ગરબડ-વડા સેનાપતિ સાથે ગવર્નર જનરલનો પત્રવ્યવહાર-સ્વયંસેવક સૈન્યદલની ભરતી કરવાનો પ્રસ્તાવ-સહાયકારી સૈન્યદલનું આગમન-વડા સેનાપતિનું મરણ-કર્નલ નેલ-ભયંકર ગુનાથી દોષિત વ્યક્તિને શિક્ષા કરવાની નવી પદ્ધતિ.

દિલ્હીના દુર્ગતિના સમાચાર જ્યારે લૉર્ડ કેનિંગને મળ્યા ત્યારે તે આ ઓચિંતી વિપત્તિને અટકાવવાની તૈયારી કરવા લાગ્યો. વાયવ્ય પ્રદેશનાં જે ગામડાંઓ અરક્ષિત સ્થિતિમાં હતાં, તે બધાં ક્રોધોન્મત્ત

સિપાહીઓનાં નિવાસસ્થાન થઇ પડતાં હતાં. ગવર્નર જનરલે પ્રથમ એ ગામડાંઓને સુરક્ષિત કરવાનો સંકલ્પ કર્યો. તેણે બૉર્ડ ઓવ કન્ટ્રોલના પ્રમુખને લખ્યું કે, "બંગાળામાં આવેલ બરાકપુરથી વાયવ્ય પ્રાંતમાંના આગ્રા સુધીનો પ્રદેશ પ્રબળ સંદેહનું સ્થાન થઇ પડયો છે. આ સાડાસાતસો માઇલના વિસ્તારમાં કેવળ દાનાપુરમાં યુરોપિઅન સૈન્યની એક ટુકડી છે; વારાણસીમાં એક સિખ ટુકડી છે ખરી, પરંતુ ત્યાં યુરોપિઅન સૈન્યની ટુકડી નથી; અલાહાબાદમાં પણ તેમ જ છે. એ વિસ્તારમાંની હિંદી લશ્કરની ટુકડીઓ પર ભારે શંકા પેદા થઇ છે. જો તે ટુકડીઓના સાંભળવામાં આવશે કે દિલ્હી બળવાખોરોના હાથમાં છે તો તે સરકારી કિલ્લા ને તેજુરીઓપર હલ્લો કરતાં અચકાશે નહિ. તે માટે મેં દિલ્હીમાંથી બળવાખોરોને મારી હઠાવવા અને ગોરા લશ્કરીઓને એકત્ર કરવા—એ બે વાતપર ખાસ ધ્યાન આપ્યું છે. " લૉર્ડ કેનિંગે ગોરા સિપાહીઓને એકત્ર કરવા માટે શા શા ઉપાયો યોજ્યા હતા, તે હકીકત પ્રથમ ભાગમાં અપાઇ ગઇ છે. હવે તે પહેલી વાત પર ધ્યાન આપવા તત્પર થયો. સિપાહીઓનાં હથિયારોથી મિરતમાં ગોરાઓનાં લોહીની નદી ચાલી હતી. તેઓના હલ્લાથી દિલ્હીમાંના ગોરાઓ નાસી ગયા હતા. કોઇ અગોચર સ્થાને જઇ ભરાઇ બેઠા હતા. દુર્દશાથી તેમની સ્થિતિ કફોડી થઈ ગઈ હતી. દિલ્હીમાં અંગ્રેજોનું પ્રાધાન્ય અને સત્તા વિલુપ્ત થઇ ગયાં હતાં. સિપાહીઓ ધરડા મોગલ બાદશાહના નામની દુહાઇ ફેલાવી પોતાને કૃતકૃત્ય માની કમર કસી બેઠા હતા. એ સમયે લૉર્ડ કેનિંગ પોતાની વિલુપ્ત સત્તાનો પુનરુદ્ધાર કરવા કમર કસી તૈયાર થતો હતો.

એ વખત બ્રિટિશ હિંદની રાજધાની કલકત્તામાં ભારે ગોટાળો મચી રહ્યો હતો. ત્યાં ખ્રિસ્તી ધર્મ પાળનાર સ્ત્રી–પુરુષોની મોટી

સંખ્યા એકત્ર થઇ હતી. બાળબચ્ચાં આશ્રયસ્થળ તજી રાજધાનીમાં આવી ભરાયાં હતાં. તેઓ લાંબા સમયથી શાંતિમાં દિવસો ગુજારતાં હતાં. લાંબા સમયની શાંતિએ તેઓને સ્વરક્ષણના પ્રયાસથી વિમુખ રાખ્યાં હતાં. લાંબો સમય સુખશાંતિમાં ગુજાર્યો હોવાથી, લાંબો સમય નિર્દોષપણુ બતાવ્યાથી, તેઓની ચિત્તવૃત્તિ નિસ્તેજ થઇ ગઇ હતી. કલકત્તાના બીજા રહેવાશીઓ પણ કંઇ સાહસિક નહોતા. તેઓ નિશ્ચિંતપણે અન્ન સંઘરવા તત્પર રહેતા, બીનહરકતે સમાજબદ્ધ થઇ વસતા અને અનાયાસે પોતપોતાનું કાર્ય કર્યે જતા હતા. તેઓ પાસે આત્મરક્ષણનું કંઇ સાધન નહોતું. ઉદ્ધત અંગ્રેજો તેઓના પર ઘણી વેળા અત્યાચાર કરતા. જુવાનીના મદમાં તણાઇ જઈ, છાલકાપણાથી ઉત્પન્ન થએલા દંભ અને અમાનુષી ગર્વથી તેઓ કલકત્તાની સાધારણ પ્રજાને પીડતા તથા પોતાની હલકી વૃત્તિને ચરિતાર્થ કરી તૃપ્ત થતા. સરકારી નોકરો સિવાયના અંગ્રેજો આવક નિકાસનો વેપાર કરતા. એ વેપાર સબબ તેઓને દેશી લોકો સાથે ખપજોગો પરિચય રાખવો પડતો. એ સિવાય તેઓ પોતપોતાના સમાજમાં જ રહેતા હતા. આથી સાધારણ પ્રજા તરફ તેઓની કંઇ લાગણી નહોતી. દેશી લોકોના રીતરિવાજ, આચારવિચાર અને મનના વિચારોથી તેઓ તદ્દન બીનઅનુભવી હતા. તેઓ રાજધાનીના સુંદર બંગલાઓ તજી બીજે કોઇ પણ સ્થળે જવા ઇચ્છતા નહિ. સાધારણ પ્રજાના મનની વાત જાણી લઇ જુદી જુદી જાતના માનવ સ્વભાવનો અભ્યાસ કરવાની તેમને જરાપણ પરવા નહોતી, તેમ પોતાના વ્યાપારને નુકસાન કરી દૂરના પ્રદેશમાં મચેલા કોઇ મોટા બનાવની ચર્ચા કરવાની તેમને જરૂર જણાતી નહિ. આથી તેઓ મરાઠાખાઇની સાંકડી

હદમાં બંધાઇ રહી પોતાના વેપારની ઉન્નતિ કરવા તરફ જ ધ્યાન આપતા. તેઓ આ વખતે મરાઠાખાઇવાસીના નામથી ઓળખાતા. રેલ્વે થવાથી તેઓ વખતો વખત રાજધાની છોડી થોડે દૂર જતા હતા ખરા, પણ તેથી તેઓની અનુભવશક્તિ વિકસતી નહોતી. તેઓ ઘણો ખરો સમય આ પ્રસિદ્ધ વેપારી નગરીમાં બેસી વાણિજ્યલક્ષ્મીના પ્રસાદથી પોતાનાં સૌભાગ્યની વૃદ્ધિનાં સ્વપ્ન જોતા હતા. આખી પૃથ્વીના સંબંધમાં ચીનમાંના નકશા દોરનારાઓનો જેવો ખ્યાલ હતો, તેથી વધારે વિસ્તૃત ખ્યાલ એ નરપુંગવોને હિંદ સંબંધમાં નહોતો. ચીનના લોકો જેમ ચીનને આખી પૃથ્વી માને છે, તેમ કલકત્તાના અંગ્રેજો પણ આ સુંદર રાજધાનીને જ સમગ્ર હિંદનું પ્રતિરૂપ માનતા હતા.

વાયવ્ય પ્રાંતોના સિપાહીઓના બળવાથી આવી જાતના લોકો ગભરાઇ જાય એ કંઇ વિચિત્ર નથી. જે બનાવ મિરતમાં બન્યો, દિલ્હીમાં બન્યો, તે બંગાળામાં પણ બનશે એવા વિચારથી આ લોકો હમેશાં સંદેહવશ રહેતા. આવાં સંદિગ્ધચિત્તે તેઓ પોતપોતાના ધનમાલના રક્ષણ માટે સરકાર તરફ નજર કરી રહ્યા હતા. વાત જીવ પર આવી પડી હોવાથી આવો ગભરાટ ફેલાય એ સ્વાભાવિક પણ હતું. તેઓ લાંબા કાળથી સુખચેનમાં રહ્યા હતા, તેથી પોતાને સુરક્ષિત ધારી પરાજિત જાતિ તરફ મીટ માંડી જોવાની પરવા કરી નહોતી, પરાજિત જાતિ તરફ સદા અવજ્ઞા દર્શાવી હતી. તેઓ સેંકડો વર્ષથી સુલેહશાંતિમાં વસ્યા હોવાથી જે જાતિ તરફ તેઓ અવજ્ઞાનો ભાવ બતાવે છે; તેજ જાતિ તરફથી આવો ભયંકર પ્રતિઘાત થશે એવું તેઓએ સ્વપ્ને પણ ધાર્યું નહોતું. પરંતુ અત્યારે ઘાતનો પ્રતિઘાત

શરૂ થયો. વાયવ્ય પ્રાંતના સમાચાર અતિશયોક્તિથી ભરપૂર બની તેઓની આંખો આગળ તરવા લાગ્યા. તેઓ આ સમાચારથી બીધા, ચોતરફથી વિપત્તિ ઘેરી વળી છે એવું ધારી તેઓ દિગ્મૂઢ બની ગયા. રાજધાનીના ખ્રિસ્તી લોકોમાં ભારે ચળવળ ચાલી, ફિરંગી અને પોર્ટુગીઝો ભયથી કંપવા લાગ્યા: અંગ્રેજો પણ બીકના વેગમાંથી છટકી શક્યા નહિ. ઘણાખરા ખ્રિસ્તીઓ વહાણપર જઇ રહેવા લાગ્યા, કેટલાક કિલ્લામાં જઇ વસ્યા, ને કેટલાક કોઇ અજાણ્યાં, અંધકાર-મય સ્થાનમાં વસી પોતાને સુરક્ષિત ધારવા લાગ્યા. કોઇ કોઇ શહેર છોડી આજુબાજુનાં ગામડાંમાં રહેવા લાગ્યા, કોઇ કોઇ ઇંગ્લાંડ જવા માટે વહાણ ભાડે કરી તૈયાર થઇ રહ્યા, કોઇ કોઇ બંદુક અને પિસ્તોલ ખરીદી ચોવીસે કલાક સજ્જ થઇ ફરવા લાગ્યા.[1] આ સમયે લૉર્ડ કેનિંગની સ્વાભાવિક ધીરજ ડગમગી નહિ. કોઇપણ પ્રકારની દુશ્ચિંતા અગર કોઈપણ પ્રકારના ઊંડા સંદેહે તેને કર્ત્તવ્યભ્રષ્ટ કર્યો નહિ.

---

૧ યુરોપિઅન લોકોની આવી સ્થિતિ મે માસમાં થઇ હતી. જુન માસમાં તેઓ વધારે બીધા. ગમે તેમ હો પણ મે માસમાં તેઓને જે શંકાઓ થઇ હતી, તે સંબંધમાં એક વર્તમાન પત્રમાં આવી રીતે લખ્યું હતું કે, "ઘણા ખરા પોતાની ગાડીમાં પિસ્તોલ લઇ ચડવા અને પોતપોતાના નોકરોને પિસ્તોલ જેમ બને તેમ જલદી શી રીતે ભરાય અને શી રીતે છોડાય એ શીખવતા. ગંગાનદીમાં જેટલાં વહાણો હતાં તે બધાં રાત્રે ગોરા લોકોથી ભરપૂર થઇ રહેતાં. શત્રુઓ રાત્રે હલ્લો કરશે એવી શંકાથી તેઓ રાત્રે વહાણ પરજ રહેતાં. તેઓ સર્વત્ર પોતાને મુશ્કેલીમાં આવી પડેલા હોય તેમ ધારતા. જ્યારે કોઇ પણ વિપત્તિ અચાનક આવી પડે ત્યારે મનની આવી સ્થિતિ થઇ પડે એ કંઇ અસ્વાભાવિક નથી" Friend of India May 28 1854.

તેના શાંત મુખ પર આ વખતે પણ શાંતિ વિરાજતી હતી. વિશાળ કપાલપર ચિંતાની રેખા પડી નહોતી. કલકત્તાના ખ્રિસ્તીઓ આવા સંકટ કાળમાં પણ હિંદના વડા રાજપુરુષનું આવું ધૈર્ય જોઇ બહુજ ગુસ્સે થયા, અને તેને પોતાના ધર્મના સ્વજાતિ બંધુઓનું રક્ષણ કરવા માટે અયોગ્ય ધારવા લાગ્યા, આવા સમયમાં ભારે રાજકીય કાર્ય કરવાની તેનામાં શક્તિ નથી એમ માનવા લાગ્યા.

કલકત્તામાં આવેલા તેમજ રહેતા યુરોપિઅનો નકામા બીતા હતા એમ કહી શકાય તેમ નથી. તેઓની બીકનાં ઘણાં કારણો વિદ્યમાન હતાં. જે સિપાહીઓ અગાઉ કંપનિના મુખ્ય મદદગાર હતા, તેઓ જ અત્યારે અંગ્રેજોને રેંસી નાખવા તૈયાર થયા હતા. કલકત્તા પાસે આવેલ બરાકપૂરમાં દેશી સિપાહીઓની ગંજાવર છાવણી હતી. તેઓ એક જ રાતમાં કલકત્તા પ્હોંચી શકે તેમ હતું, યુરોપિઅનોનું નખ્ખોદ વાળી શકે તેમ હતું. કલકત્તાના કિલ્લાપર હલ્લો કરવો અને જેલ તોડવી એ કંઇ તેઓને માટે અસાધ્ય નહોતું. મિરત અને દિલ્હીમાં જે કંઇ બન્યું હતું તે કલકત્તામાં બનવાનો પૂરો સંભવ હતો. આથી કલકત્તાના અંગ્રેજો એક ક્ષણમાં પોતાનું સત્યાનાશ વળવાનું છે એમ માની રક્ષણ માટે સરકાર તરફ ટગર ટગર જોઈ રહ્યા હતા.

લૉર્ડ કેનિંગ બહુ વિચાર કર્યા સિવાય કોઇપણ કાર્યમાં હાથ ઘાલતો હતો. જ્યારે બ્રિટિશ સામ્રાજ્યની રાજધાનીમાં અંગ્રેજો આવા ગભરાટમાં પડ્યા હતા, ભયથી ફિરંગીઓ પ્રતિક્ષણે કંપતા હતા, ત્યારે પણ કેનિંગની ધીરજ ન ખૂટી. દિવસો પર દિવસો જવા લાગ્યા. લૉર્ડ કેનિંગ દરરોજ ધૈર્યપૂર્વક ભયગ્રસ્ત સ્થાનના સમાચાર મેળવી એ સુરકેલીમાંથી છૂટવાનો પ્રયત્ન શી રીતે કરવો એનો વિચાર કરવામાં મશગુલ રહેતો

હતો. એ વખતે અંગ્રેજો ધારતા હતા કે ગવર્નર જનરલના ખ્યાલમાં હજુ બળવાનું પૂર્ણ રૂપ ઉતર્યું નથી. તેથી જ તે રાજધાનીનું શું થશે એ વિચારથી હજુ સુધી ગભરાતો નથી. કલકત્તાપર હલ્લો થતાં યુરોપિઅનોની શી દશા થશે તેનો તેને વિચાર જ આવતો નથી; યુરોપિઅનોમાં કેવો ગભરાટ ફેલાયો છે, તેઓનાં હૃદયમાં કેવો ખળભળાટ મચ્યો છે, વિપત્તિની કરાલ છાયાએ તેઓનાં અંતઃકરણને કેટલાં ઘેરી લીધાં છે, તે વાત સમજવા જેટલી બુદ્ધિ લૉર્ડ કેનિંગમાં નથી. પરંતુ આ વખતે જોકે ગવર્નર જનરલનું મોં શાંતિથી પ્રફુલ્લ જણાતું હતું છતાં તે ઉપસ્થિત વિપત્તિ પરિપૂર્ણ રીતે સમજવાનો પ્રયત્ન કરતો હતો, એમાં કંઇ શક નથી.[1]

દૂરના પ્રદેશમાં જેઓ મુશ્કેલીમાં આવી પડ્યા હતા, જેઓનાં જીવન ભયાનક વિપ્લવના પ્રકોપથી અડચણમાં આવી પડ્યાં હતાં,

---

૧. લૉર્ડ કેનિંગે આ સમય દરમ્યાન જે જે કાગળપત્રો લખ્યા છે, તે બધામાં આ બાબતની પુષ્કળ સાબીતિઓ મળી આવે છે. તેણે બિશપ વિલ્સનને એ સમયે જે પત્ર લખ્યો હતો તેનો ભાવાર્થ આ પ્રમાણે હતો:–આકાશ મસીમય બની ગયું છે તોપણ સાફ થવાનાં ચિન્હો અસ્પષ્ટ રૂપમાં જણાય છે. સરકારે ધીરજ અને ન્યાય પરાયણતા પૂર્વક કામ શરૂ કર્યું છે. યથોચિત સાવધાનતા અને શક્તિ સાથે કાર્ય કરવામાં કદી પણ ઉદાસીનતા બતાવવામાં આવશે નહિ. આગ્રા, લખનૌ અને વારાણસીમાં વિપત્તિ ઘનીભૂત થઇ રહેલી છે. એ સ્થાનોમાં ભારે શક્તિમાન, પ્રતિભાશાળી વ્યક્તિઓ રહેલ છે. મને ખાસ આશા છે, કે આપણે સંપૂર્ણ રીતે કૃતકૃત્ય થશું." Kaye, Sepoy War. Vol. 11 P. 116, note.

તેઓ પ્રતિ સમવેદના દેખાડવામાં લૉર્ડ કેનિંગ પાછો પડયો નહિ. વેરાન થએલાં ગામડાંના રક્ષણ માટે તેણે પ્રયત્નો આરંભી દીધા. જેઓ એ સ્થાનો કરતાં વધારે નિરાપદ સ્થાને હતા, ઉડતી વાતોથી પોતાને ભયંકર સ્થિતિમાં આવી પડેલા માનતા હતા, તેઓ તરફ પણ સમવેદના બતાવવામાં ગવર્નર જનરલે બાકી રાખ્યું નહિ. કેનિંગ તેઓની દશા બરાબર સમજી ગયો હતો, છતાં કર્તવ્ય બજાવવાના વિષયમાં તે તેઓની સાથે એકમત થઇ શક્યો નહિ. વિપત્તિમાં આવી પડેલા પ્રદેશનું રક્ષણ કરવું એ તેને ખાસ જરૂરનું જણાયું. તે એ કર્તવ્ય બજાવવા તત્પર થયો. કલકત્તાનું રક્ષણ કરવાનો બંદોબસ્ત સૌ પહેલાં ન કરવાથી ઘણા લોકો તેના તરફ ગુસ્સે થયા, પણ તેઓ કેનિંગના અંતઃકરણના મહાન ભાવો સમજવાને અશક્ત હતા. ગવર્નર જનરલ જે સ્થળે રહેતો હતો તે સ્થળ કરતાં બીજાં સ્થાનો ભયંકર પ્રકોપની કરાલ છાયામાં ગ્રસાયાં હતાં. ગવર્નર જનરલ એ સ્થળોનું રક્ષણ કરવા તૈયાર થયો હતો. કલકત્તામાં અંગ્રેજો આ ઉદ્દેશ સમજ્યા વગર ગવર્નર જનરલને ધિક્કારતા હતા, પોતાને અસહાય ધારતા હતા, કારણ કે ગવર્નર જનરલ તેઓની માફક સમગ્ર બ્રિટિશ સામ્રાજ્ય મરાઠાબાઇની અંદર હોય એવું ધારતો નહોતો.

મે માસ જતાં ન જતાં કલકત્તાના યુરોપિઅનોનો સંદેહ પ્રબળ થઇ ગયો. તેઓ વોલન્ટીઅર સૈન્યમાં જોડાવા તત્પર થઈ રહ્યા. કલકત્તાની વેપારી સભા વગેરે મુખ્ય મુખ્ય સભા તરફથી આ સંબંધમાં લૉર્ડ કેનિંગ સમક્ષ અરજો થવા લાગી. ફ્રેંચ, અમેરિકન વગેરે વિદેશી જાતિના માણસો તરફથી પણ અંગ્રેજોની આ અરજીઓ પ્રતિ સહાનુભૂતિ દર્શાવાં લાગી. અરજદારો સૈનિકોની માફક તૈયાર થવાની

ઇચ્છા દર્શાવવા લાગ્યા. પરંતુ લૉર્ડ કેનિંગને આવા સમયમાં રાજધાનીના રક્ષણ માટે વોલન્ટીઅર સૈન્ય ઉભું કરવાની જરૂર જણાઇ નહિ. તેણે અરજદારોને જવાબ આપ્યો, કે તમે ખાસ કોન્સ્ટેબલના રૂપમાં નિમાઇ શકશો. આ જવાબથી અંગ્રેજો બહુ જ ગુસ્સે થયા. તેઓ ધુંધવાતા ધુંધવાતા મનમાં બબડવા લાગ્યા, કે ગવર્નર જનરલ અમારો પૂરેપૂરો ધ્વંસ કરવા માગે છે, માટે જ અમારી આવી આજીજી ભરી વિનંતિઓની ઉપેક્ષા કરે છે.

ગવર્નર જનરલે અરજદારો તરફ તિરસ્કાર દર્શાવવા ખાતર આવો જવાબ આપ્યો હોય એવું જણાતું નથી. આવા વખતમાં, સાધારણ પ્રજા સમક્ષ પોતાના હૃદયમાં સંદેહ પેઠો છે, એવાં કંઇપણ ચિહ્નો પ્રકટ કરવાં એ તેને યોગ્ય લાગ્યું નહિ. એમ કરવાથી કદાચ સાધારણ પ્રજાનાં હૃદય વધારે ઉશ્કેરાઈ જાય; અંગ્રેજોને દરેક વિષયમાં જુદા પડતા જોઇ કદાચ પ્રજા પોતાના ધર્મનાશના સંદેહને વધારે પ્રબળ કરી મૂકે એવા ઇરાદાથી કેનિંગે આ અરજ નામંજૂર કરી હતી. લૉર્ડ કેનિંગ અમુક સંપ્રદાયનો સર્વોચ્ચ અમલદાર નહોતો. તે સમગ્ર ભારતવર્ષનો, દરેક સંપ્રદાયનો, દરેક જાતિનો રક્ષક હતો. તેને ખાત્રી થઇ હતી કે કલકત્તા અને તેની આજુબાજુનાં ગામડાંઓના લોકો અતિશય ભયગ્રસ્ત થઈ ગયા છે. એકલા અંગ્રેજો જ નહિ પણ સર્વ જાતિના લોકો પોતાના જાનમાલના રક્ષણ માટે સરકાર તરફ તાકી રહ્યા છે. આ વખતે જો અમુક જાતિ તરફ અનુકંપા દર્શાવી તે જાતિને નિરુદ્વેગ કરવાનો પ્રયત્ન કરવામાં આવશે તો બીજી જાતિના લોકો વધારે ભયગ્રસ્ત બની જશે. જેથી બધા શાંત થાય, બધા સંદેહમુક્ત થાય એવા ઉપાયો યોજવા એ આવા સમયમાં શ્રેયસ્કર

હતું. આ વખતે હિંદીઓ ભયના પ્રબળ હલ્લાથી અસ્થિર બની ગયા હતા, તેઓ વટલાવાની બીકથી કંપતા હતા. નાના પ્રકારની ઉડતી વાતો વિજળીના વેગે ચોતરફ ફેલાઇ જતી હતી. આવા મિથ્યા ગપ્પાંને ખોટાં પાડવાં માટે લૉર્ડ કનિંગે ૨૦ મી મે એ લખ્યું હતું કે, " બજારમાં વાત ઉડી છે, કે મેં હિંદુઓને વટલાવવા ખાતર જે તળાવોમાં હિંદુઓ નહાતા હોય તે તળાવોમાં ગાયનું માંસ નાખવાનો હુકમ આપ્યો છે. સાધારણ પ્રજાને અપવિત્ર ખોરાક સ્વીકારવાની ફરજ પાડવા ખાતર મહારાણીના જન્મ દિવસે મોદીની બધી દુકાનો બંધ કરવામાં આવશે એવું જાહેરનામું બહાર પાડયું છે. જે જે લોકોએ આવા સમયમાં ધીરજથી સમજી ચાલવું જોઇએ, તેઓ પણ આગ્રહપૂર્વક કહે છે કે આવાં ગપ્પાં બજારમાં ફેલાય કે તરત એક જાહેરનામું કાઢી એ બધાં ગપ્પાં અસત્ય છે, એવું સાબીત કરી આપવું જોઇએ. એમ કરવામાં આવતું નથી, માટે એવા લોકો પિસ્તોલો લઇ તૈયાર થાય છે. આવા ગપાટાને જૂઠા પાડવા ખાતર મને જે યોગ્ય જણાયું છે, તે પ્રમાણે હું વર્તું છું. મને આશા છે, કે ધીરજ અને દૃઢતાથી ચાલતાં સાધારણ પ્રજાનાં હૃદય શાંત થશે. " મહાનુભાવ કેનિંગ આવી રીતે ધૈર્યપૂર્વક લાંબો વિચાર કરી કર્ત્તવ્ય બજાવતો હતો અને અમુક સંપ્રદાયના ગુસ્સાથી અણુમાત્ર ન ખસતાં શાંતિપૂર્વક શાંતિનું રાજ્ય ફેલાવવાની ચેષ્ટા કરતો હતો.

૨૫ મી મે એ મહારાણીનો જન્મ દિવસ અગાઉની માફક ધામધુમ સાથે ઉજવાયો. લૉર્ડ કેનિંગે આ વખતે સાધારણ પ્રજાની રાજભક્તિપર કોઇપણ પ્રકારનો સંદેહ બતાવવામાં ન આવે તે તરફ ખાસ ધ્યાન આપ્યું હતું. કોઇ કોઇએ તેના અંગરક્ષકો તરીકે દેશી સિપા-

હીઓને બદલે યુરોપિઆનોને રાખવાનું જણાવ્યું હતું; પરંતુ લૉર્ડ કેનિંગે એ પ્રાર્થના મંજૂર કરી નહોતી. આ ઉત્સવ વખતે નવા ટોટા વાપરવામાં સિપાહીઓ આનાકાની કરે એ ખાતર એક ટુકડી જુના ટોટા લાવવા બરાકપુર ગઇ હતી. રાત્રે ગવર્નમેન્ટ હાઉસમાં બૉલ (નૃત્ય) થવાનો હતો, તેમાં ઘણા ખરા હાજર થયા હતા. પરંતુ કોઇ કોઇ એ સ્થળે હાજર થવાનું સાહસ ખેડી શક્યા નહોતા. કારણ કે તેઓને શક હતો કે બૉલને બહાને સરકારી મહેલમાં અનેક યુરોપિઆનો એકત્ર થશે એટલે શત્રુઓ એકી સાથે અનેક ગોરાઓને એકત્ર જોઇ મહેલપર તૂટી પડશે.[૧] એ વખતે મુસલમાનોનો ઇદનો તહેવાર ઉજવાઇ રહ્યો હતો. એટલે અંગ્રેજોને પ્રબળ શક હતો કે એ તહેવાર દરમીઆન મુસલમાનો કલકત્તા સિવાયનાં બીજાં સ્થળોએ પણ સરકાર વિરુદ્ધ ઉશ્કેરાશે. પરંતુ કલકત્તામાં કશો ગોટાળો જણાયો નહિ. અંગ્રેજો ભયંકર શંકાગ્રસ્ત છતાં, દરેક પળે પ્રજાના હુમલાનાં સ્વપ્નો જોતા

---

૧. એક અંગ્રેજ સ્ત્રીએ એ વખતે લખ્યું છે, કે બે જુવાન સ્ત્રીઓ બૉલમાં જવા ઇચ્છતી નહોતી. તેઓ એટલી બધી બ્હીની હતી, કે એક નાની બેગ હાથમાં લઇ નાસવાને તૈયાર થઇ રહી હતી. જ્યાં સુધી તેના પિતા બૉલમાંથી પાછા ન ફર્યા ત્યાં સુધી આવી સ્થિતિમાં બંને જણીઓ બેસી રહી. એક બીજી કુળવાન કુમારિકાએ બે યુરોપિઅન નાવિકોને બોલાવી પોતાના બંગલામાં બેસારી રાખ્યા હતા. એ કુમારિકાએ કાલ્પનિક ભયને વશ થઇ તેઓને ઘરમાં બેસાડ્યા હતા ખરા પણ એ નરપુંગવોએ પણ પેલી કુમારિકાને બીવરાવવામાં પાછું વાળી જોયું નહોતું.

હતા છતાં[1] કલકત્તાની શાંતિને કોઇ પણ જાતની અડચણ નડી નહિ. લૉર્ડ કેનિંગ દિલ્હીનો ઉદ્ધાર તથા વાયવ્ય પ્રાંતોનાં રક્ષણ માટે પોતાની કાઉન્સિલ સાથે મસલત ચલાવતો હતો. આ વખતે એ બંને કાર્યો એકી સાથે કરવાનું અશક્ય હતું. યુરોપિઅન સૈનિકો બહુ થોડા હતા; એટલે કાઉન્સિલના સભાસદો જુદા જુદા મત દર્શાવવા લાગ્યા. સિવિલ અમલદારોમાંના જે કાઉન્સિલના સભાસદો હતા, તેઓ યુરોપિઅન સૈનિકોની થોડી સંખ્યા જોઇ એવો મત દર્શાવવા લાગ્યા, કે દિલ્હીનો પુનરુદ્ધાર કરવા જતાં બાકીના પ્રદેશો અરક્ષિત સ્થિતિમાં આવી પડશે અને બંડખોરો એ અરક્ષિત પ્રદેશપર ફરી વળશે. આવા વિચારથી એ સભાસદો દિલ્હીનો પુનરુદ્ધાર થોડા રોજ વિલંબમાં નાંખવાનો મત દર્શાવવા લાગ્યા. પરંતુ દીર્ઘ દૃષ્ટિવાળો સરજૉન લો આ અભિપ્રાયથી જુદો પડયો. તેણે દિલ્હીનો પુનરુદ્ધાર જેમ બને તેમ જલદી કરવાનો

---

૧. કલકત્તામાંના અંગ્રેજોના ગભરાટ સંબંધમાં એ સ્ત્રીએ લખ્યું છે, કે હું એક દિવસ રાત્રે બે એક વાગ્યાને શુમારે તોપના અવાજ જેવો કંઈ નાદ સાંભળી જાગી ઉઠી. આ નાદ પરથી કેટલાક માણસોએ અનુમાન કર્યું કે અલીપુરની જેલ તોડી કેદીઓ છૂટયા છે. તરત જ હથિયાર સજાવા લાગ્યાં; ગાડીઓ તૈયાર થઇ. સ્ત્રીઓ ને છોકરાંને કિલ્લામાં મોકલી દેવાની તૈયારીઓ થઇ. મેં વંડામાં જઇ જોયું તો જણાયું કે થોડે દૂર આતશબાજી ફુટે છે. એ જોઇ મેં ઇશ્વર પ્રાર્થના કરી. આ આતશબાજીના અવાજથી આટલી બધી ગડબડ મચી હતી. મ્હૈસૂરના રાજવંશીઓમાંના એકાદ માણસના વિવાહ પ્રસંગે આ બાજી ફુટતી હતી. Kaye, Sepoy War. Vol. II. P. 119 note.

મત આપ્યો. ગવર્નર જનરલે પણ એ મત માન્ય [illegible] કર્યું, કે શત્રુઓના હાથમાંથી દિલ્હીનો છુટકારો કરવો [illegible] અગત્યનું છે. દિલ્હીના છુટકારા વિના મોટી રાજનૈતિ[illegible] નશે. સાધારણ પ્રજા જ્યારે જાણશે; કે બ્રિટિશ સરકાર મોગલ સમ્રાટની રાજધાની કબજે કરવાનો પ્રયત્ન કરતી નથી, સિપાહીઓ દિલ્હીમાં અંગ્રેજોનું પ્રાધાન્ય નષ્ટ કરી પોતાનું આધિપત્ય સ્થાપી રહ્યા છે, દિલ્હીનો વૃદ્ધ પાદશાહ સમગ્ર ભારતના સમ્રાટ પદે આરૂઢ થઇ પોતાની સત્તા વિસ્તારવા તૈયાર થયો છે, સરકાર સિપાહીઓની સત્તા નષ્ટ કરી કરી શકતી નથી,-ત્યારે તે પણ કદાચ બંડખોર સિપાહીઓ સાથે ભળી સરકારની સામે ઝૂઝશે. તેથી કદાચ આખા ભરતખંડમાં પ્રકોપ સળગી ઉઠશે અને અંગ્રેજોની સત્તાના પાયા ડગમગશે માટે જેમ બને તેમ જલદી દિલ્હી તાબે થવું જોઇએ. દિલ્હી કબજામાં આવતાં જેઓ સરકાર વિરુદ્ધ વરતે છે, તેઓના હૃદયમાં શંકા પેદા થશે; સરકારની કાર્યતત્પરતા નિરખી તેઓ કદાચ સાહસશૂન્ય થઈ પડશે. એથી ભયંકર પ્રકોપની મૂળ ગ્રંથિ શિથિલ થઇ જશે.

ગવર્નર જનરલ આવા વિચારથી દિલ્હીનો ઉદ્ધાર કરવા તૈયાર થયો. આ બાબતમાં તે કોઇપણ જાતનો વિલંબ કરવા તૈયાર નહોતો. દરરોજ તારદ્વારા વડા સેનાપતિ પર દિલ્હી પાછું કબજે કરવા માટે હુકમો જવા લાગ્યા. એ વખતે વાયવ્ય પ્રાંતોમાં ગોરા સૈનિકો બહુ નહોતા. પરંતુ એ પ્રદેશના ઉત્તર ભાગમાં કેટલીક ગોરી ટુકડીઓ હતી. લોર્ડ કેનિંગે હવે એ બધી ટુકડીઓને એકત્ર કરી દિલ્હીનો ઉદ્ધાર કરવાની ઇચ્છા દર્શાવી. આ વખતે તે મોગલ રાજધાનીથી લગભગ હજાર માઇલ દૂર હતો, તેથી જાતે ઘટનાસ્થળે હાજર થઇ કાર્ય

પદ્ધતિ વ્યવસ્થિત કરવા જેટલી સગવડ તેને મળે તેમ નહોતું. પરંતુ વડા સેનાપતિ પર, વાયવ્યપ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નરપર અને પંજાબના ચીફ કમિશ્નર પર તેને ઉંડો વિશ્વાસ હતો. તે આ કુશળ અમલદારો પર આધાર રાખી સંકલ્પ પાર પાડવા તૈયાર થયો. મિરતના બનાવ પછી તેણે ઇંગ્લાંડમાં એવા ભાવાર્થનો પત્ર લખ્યો હતો, કેઃ–"હું ઘટનાસ્થળથી નવસો માઇલ દૂર બેઠો છું; તેથી શત્રુઓને હરાવવા માટે જે કંઇ કરવું ઉચિત છે તે પાર પાડવામાં મને થોડી અડચણ નડે છે. જેટલું બની શકે તેટલું સૈન્ય એકત્ર કરવામાં આવ્યું છે. લેફ્ટેનન્ટ ગવર્નર કેલ્વિન પર મને બહુ વિશ્વાસ છે. બધા પોતપોતાનું કાર્ય બજાવવા તનતોડ પ્રયત્ન કરશે. મેં વડા સેનાપતિને બંગાળા અને વાયવ્ય પ્રાંતોની સ્થિતિ વિષે લખી જણાવ્યું છે, અને જેમ બને તેમ જલદી કાર્ય શરૂ કરવાની તાકીદ કરી છે. બધી બાબત પાર પાડવામાં સમયની જરૂર છે. દિલ્હી તાબે કર્યા બાદ અને શત્રુઓને હરાવી કઠોર દૃષ્ટાંત પ્રદર્શિત કર્યા બાદ આપ-ણને વધારે અગવડ પડશે નહિ." લૉર્ડ કેનિંગે જે આશા રાખી આ પત્ર લખ્યો હતો, તે આશા કેટલે અંશે ફલિભૂત થઇ તે આગળ જણાશે.

ગવર્નર જનરલે હવે યુરોપિઅન સેના એકત્ર કરવામાં મન પરોવ્યું. જે જે સ્થળો બંડખોરો વડે આક્રાન્ત થવાનો સંભવ હતો, તે તે સ્થાનોની એકત્ર લશ્કરવડે રક્ષણ કરવાની જરૂર હતી. આ વખતે લોર્ડ કેનિંગને આ ઉદ્દેશ પાર પાડતાં બહુ મુશ્કેલી નડી. રાજ-ધાનીમાં અને તેની આજુબાજુનાં સ્થળોમાં આ વખતે માત્ર બે યુરોપિઅન ટુકડીઓ હતી. તેમાંની એક–૫૩ મી પાયદળ ટુકડી

કલકત્તાના કિલ્લામાં હતી અને ૮૪ મી ટુકડી ચુંચુંડામાં હતી. કલકત્તાથી ૪૦૦ માઇલ દૂર આવેલ દાનાપુર સિવાય બંગાળાની આજુબાજુ કોઇ પણ સ્થળે યુરોપિઅન ટુકડી નહોતી. લૉર્ડ કેનિંગે એ બે ટુકડીઓ પર આધાર રાખી કામ શરૂ કર્યું. જુદાં જુદાં કારણોને લીધે રાજ-ધાનીમાં યુરોપિઅન સૈન્ય રાખવાની જરૂર પડી હતી. કલકત્તાનાં કિલ્લામાં નાના પ્રકારનાં હથિયારોથી ભરપૂર એક અસ્ત્રાગાર હતું. થોડે દૂર કાશીપુરમાં બંદુક અને તોપનું કારખાનું હતું. ઇછાપુરમાં દારૂ બનાવવાનું કારખાનું હતું; દમદમામાં જાતજાતનાં હથિયારોથી પરિપૂર્ણ અસ્ત્ર શિક્ષાલય હતું. ચૌરંગિની પાસે અલિપુરમાં જેલ હતી, તેમાં અસંખ્ય બદમાસ કેદીઓ હતા. એ સિવાય સરકારી કાપડના ગુદામમાં સૈનિકોના જુદી જુદી જાતના પોશાકો એકત્ર કરી રાખવામાં આવ્યા હતા. ટંકશાળ, તેજુરી, બેંક વગેરે બધું પૈસાથી ભરપૂર હતું. આથી કલકત્તા અને તેની આજુબાજુનાં સ્થળો બંડખોરોને માટે લાલચનાં ખાસ સ્થળો હતાં. બંડ ઉઠતાં જ બંડખોરો અલીપુરની જેલમાંના બદમાસોને અનાયાસે પોતાના પક્ષમાં લઇ શકે તેમ હતું, અસ્ત્રાગાર દારૂગોળો વગેરે હસ્તગત કરી સરકારને પૂરેપૂરી મુશ્કેલીમાં ઉતારી શકે તેમ હતું, અને ટંકશાળ, બેંક વગેરેના પૈસા લૂટી પોતાનું બળ વધારી શકે તેમ હતું. આવાં આવાં કારણોને લીધે કલકત્તામાં યુરોપિઅન લશ્કર રાખવાની જરૂર પડી હતી.

કોઈ કોઇ[1] લૉર્ડ કેનિંગ પર એવો આરોપ મૂકે છે કે કેનિંગ

---

૧. રેડ પેમ્ફલેટ નામના એક ગ્રંથનો લેખક અને સિપાહીઓના બળવાનો ઇતિહાસ લખનાર મીડ સાહેબ આ બાબતમાં લૉર્ડ કેનિંગ પર આરોપ મૂકે છે. પહેલો લેખક કહે છે, કે વેપારી સભા વગેરેની

વખત વિચારી શક્યો નહોતો. જો તેણે અગાઉથી કલકત્તાના યુરોપિઅનોમાંથી વોલન્ટીઅર સૈન્ય ઉભું કર્યું હોત, બરાકપુરના સિપાહીઓનાં હથિઆરો ઉતારી લશ્કરમાંથી રજા આપી હોત, દાનાપુરના સિપાહીઓને પણ એવી જ શિક્ષા કરી હોત, બંગાળાના યુરોપિઅન લશ્કરને ઝપાટાબંધ ભયગ્રસ્ત પ્રદેશમાં મોકલ્યું હોત, તો આ ભયંકર ઘટનાનું ભયંકરપણું અનેકગણું ઓછું થઇ જાત. એટલું તો નક્કી હતું કે મે માસમાં કેટલીક તૈયારી કરી રાખી હોત તો સરકારને બહુ મુશ્કેલી નડત નહિ. પરંતુ મનુષ્ય વર્ત્તમાન બનાવોનું નિરીક્ષણ કર્યા

---

અરજો પર ધ્યાન આપ્યું હોત તો ગવર્નર જનરલને ઓછામાં ઓછી એક ટુકડી લશ્કર મળત. બીજા લેખકે સરકારની કાર્યપદ્ધતિમાં આ ભૂલ બતાવી છે કે " બળવાની ખબર મળ્યા પહેલાં એકાદ અઠવાડિઆ પર સરકારના તાબામાં એક હજાર વોલન્ટીઅર યુરોપિઅન, પાયદળ, ચારસો ઘોડેસ્વાર અને દોઢ હજાર નાવિકો હતા.×× સૈન્ય, તોપો ઇત્યાદિ મોકલવા માટે રેલ્વે અને રસ્તાની સ્થિતિ પણ સારી હતી, રેલ્વે કલકત્તાથી ૧૨૦ માઇલ દૂર રાણીગંજ સુધી ગઇ હતી. દરેક ટ્રેનમાં બે ટુકડી સૈન્ય અનાયાસે મોકલી શકાત. વોલન્ટીઅર સૈનિકો બંદુક છોડતાં શીખતા હતા. નાવિકો પણ તોપો છોડવાની કેળવણી લેતા હતા. રાણીગંજથી કાનપુરના રસ્તા પર સરકાર દર પાંચ માઇલના અંતરે ઘોડા, બળદ વગેરે રાખવાનાં મથકો સ્થાપી શકત. ××× સરકારને ૧૪ મી જુને જે કરવાની જરૂર પડી હતી, તે જો પંદર દિવસ પહેલાં કર્યું હોત તો એ માસની ૧ લી તારીખે બે હજાર હથિયારબંધ સૈનિકો રાણીગંજ પહોંચી શકત. " Mead, Sepoy Revolt P. 81—82

બાદ કાર્યક્ષેત્ર પર ઉતરે છે. ભવિષ્ય પર આધાર રાખી, અનિશ્ચિત વિષયો પર આધાર રાખી કાર્ય કરવા મંડી જતા નથી. આજે જે કંઇ પ્રત્યક્ષ જણાતું હોય તે પર આધાર રાખી ધૈર્યપૂર્વક કામ કરવાથી જ પ્રશંસા મેળવાય છે. કાલે શું થવાનું છે, તે કોઇ પણ માણસ જાણી શકતો નથી. આવતી કાલના પ્રકાશથી પોતાનો કર્ત્તવ્ય પક્ષ કેટલો પ્રકાશિત થશે, તે માર્ગને અવલંબી પોતાનો સંકલ્પ કેટલો સિદ્ધ થશે તે વાત મનુષ્ય અગાઉથી ધારી શકતો નથી. ભવિષ્ય જાણવાની શક્તિ હોત તો બરાકપુર અને દાનપુરના સિપાહીઓનાં હથિયાર ઉતારી લેવાનું કાર્ય કદાચ સૌ પહેલું ગ્રહણ કરવામાં આવત; પરંતુ લૉર્ડ કેનિંગ ભવિષ્યવેત્તા નહોતો. તેણે ભવિષ્ય ભાખી અગાઉથી એ ભવિષ્યને આધારે કર્ત્તવ્ય નક્કી કર્યું નહોતું. મે માસની અધવચ્ચે બરાકપુરના સિપાહીઓ વફાદારી બતાવતા હતા. તેઓએ સરકારના પક્ષમાં લડવાનો આગ્રહ દર્શાવ્યો હતો. દાનાપુરના સિપાહીઓના ઉપરી લોઇડ સાહેબે પણ પોતાના તાબાના સૈનિકોને તેવા જ વિશ્વાસુ ગણ્યા હતા.[1] એ વખતે હિંદના જુદા જુદા વિભાગોના સૈનિકોની નજર દિલ્હી ભણી હોય એમ જણાતું હતું. મોગલોની

---

૧. ૨ જી જુને સેનાપતિ લોઇડે કેનિંગને લખ્યું હતું, કે જો કે હવે દેશી સિપાહીઓ પર કોઇ વિશ્વાસ રાખતું નથી, તો પણ મને ખાત્રી છે કે અહીંના સૈનિકો શાંતિ જાળવશે. જ્યાં સુધી તેઓ કોઈ પણ ભયંકર ઉશ્કેરણીથી ન ઉશ્કેરાય ત્યાં સુધી તેઓની શાંતિ ડગમગશે નહિ; એવી ઉશ્કેરણી ફેલાશે તો તેઓના પર વિશ્વાસ રાખી શકાશે નહિ. × × × "–Ms. correspondence–Kaye Sepoy war Vol II. P. 124. note

પ્રસિદ્ધ રાજધાની ફરીથી સરકારના કબજામાં આવે છે કે નહિ, એ તરફ એ દરેક સૈનિકો ઉત્સુક નજરે જોઇ રહ્યા હતા. દીર્ઘ દૃષ્ટિવાળો લૉર્ડ કેનિંગ એ ખાતર જ બહુ જ સાવધાનીથી દિલ્હીનો કબજો લેવા તૈયાર થયો હતો. કદાચ સૈનિકોનાં હથિયાર ઉતારી લેવાનું વાજબી હોત તો પણ આખા બંગાળાના સિપાહીઓને હથિયાર વિનાના કરવાનું કામ તે વખતે અશક્ય હતું. લૉર્ડ કેનિંગે એ સમયના એક પત્રમાં લખ્યું છે કે "જ્યાં સંભવિત હોય ત્યાં સિપાહીઓના હથિયારો ઉતારી લેવાથી ઘણો ફાયદો થઇ શકે. પરંતુ બંગાળામાં—જ્યાં બરાકપુરથી કાનપુર સુધીની ૧૫ ટુકડીઓમાં કેવળ એકજ ગોરા સૈનિકોની ટુકડી છે—ત્યાં હથિયારો ઉતારી લેવાનું કામ અશક્ય છે. આવે સ્થળે એમ કરવા જતાં કદાચ વિપરીત ફળ મળે.[૧]

આ વખતે સિપાહીઓમાં તોફાની તત્ત્વો જણાતાં હતાં ખરાં પણ કેટલેક સ્થળે કોઇ કોઇ ટુકડીઓએ એવી શાંતિ દર્શાવી હતી કે સત્તાવાળાઓથી સંતોષ દર્શાવ્યા સિવાય રહેવાતું નહિ. વિજળીના તાર દરરોજ ગવર્નર જનરલને એ ટુકડીઓની શાંતિના સમાચાર સંભળાવી રહ્યા હતા. ૧૯ મી અને ૨૦ મી મેએ વારાણસીથી સમાચાર આવ્યા, કે "કોઇ બાબતની ગરબડ નથી, સૈનિકો શાંત છે." એ જ તારીખે સર હેન્રિ લોરેન્સે લખનોરથી તાર મોકલ્યો, કે "શહેરમાં, છાવણીમાં, કે આજુબાજુના પ્રદેશમાં કશી ગડબડ જણાતી નથી." એજ તારીખે કાનપુરથી સર હ્યુ વ્હિલર તરફથી તાર જાય છે, કે "અહીં કંઇ ગડબડ નથી; પ્રજાની ઉશ્કેરણી મંદ પડી છે." અલાહાબાદથી સમાચાર આવે છે કે, "સૈનિકો શાંત છે, વર્ત્તણુક સારી છે." વાયવ્ય

૧ Kaye Sepoy war vol II. P. 124. note

પ્રાંતોના લેફ્ટેનેન્ટ ગવર્નર, ગવર્નર જનરલને આશ્વાસન આપી જણાવે છે, કે "બધી બાબત સંતોષકારક જણાય છે; દિલ્હીમાં આગળ વધવામાં જરા વાર લાગશે. પ્રજાને વિશ્વાસ છે કે દિલ્હી આપણા કબજામાં આવશે. સિપાહીઓનો બળવો આગળ વધશે નહિ." ત્યાર બાદ પણ એવા જ સમાચાર જુદે જુદે ઠેકાણેથી આવ્યા જ કરતા હતા. કેવળ અલીગઢથી સિપાહીઓનાં તોફાનના સમાચાર આવતા હતા; પરંતુ ત્યાર બાદ ત્યાંથી પણ સમાચાર આવ્યા કે બરાબર વ્યવસ્થા જાળવવા ખાસ બંદોબસ્ત કર્યો છે.

મે માસમાં લૉર્ડ કેનિંગ પર જુદે જુદે સ્થળેથી આવા સમાચારો પહોંચતા હતા. આ સમાચારોમાં કોઇ પણ સ્થળે ગડબડનું નામ-નિશાન જણાતું નહોતું. બધા શાંતિનાં મનોરમ દૃશ્યો નિરખી લૉર્ડ કેનિંગને શાંત કરતા હતા. આથી લૉર્ડ કેનિંગનું હૃદય ભયંકર વિપ્લવનું પૂર્ણ સ્વરૂપ ધારણ કરી કંપ્યું નહિ. કલકત્તા જેવાં દૂરનાં સ્થકે બેસી ગવર્નર જનરલને આ સમાચારો પર આધાર રાખી કાર્ય કરવું પડતું હતું. આવી સ્થિતિમાં શાંતિપૂર્વક જે કંઇ કરવું યોગ્ય હતું તે તરફ તેણે કદી ઉદાસીનતા બતાવી નહિ. તેના હુકમથી જુદાં જુદાં ઠેકાણેથી યુરોપિઅન સૈન્ય આવતું હતું. તે એ બધાં સૈન્યને વિપત્તિ દૂર કરવા માટે યથાયોગ્ય સ્થાને ગોઠવતો હતો. લૉર્ડ ડેલ્હાઉઝીની દૂષિત રાજનીતિને લીધે જે અગ્નિ અત્યાર સુધી ગુપ્ત રીતે સળગતો હતો, તે અત્યારે કોઇ કોઇ સ્થળે પ્રજ્વલિત થઈ રહ્યો છે, એ મર્મ ધીર પ્રકૃતિવાળા લૉર્ડ કેનિંગથી અજાણ્યું નહોતું. શાંતિપૂર્વક બધે નજર નાખી દરેક કાર્ય કરવું એ તેની મુખ્ય નીતિ હતી. એ નીતિને અનુસરી તે કાર્યક્ષેત્ર પર ઉતર્યો હતો. ભવિષ્યમાં આવી

પડનારી વિપત્તિથી ચમકી, પ્રજાને ચમકાવવી એ તેને યોગ્ય લાગતું નહોતું. તેનો વિચાર એવો હતો, કે શાંત રહી, કાર્ય કરી બતાવી, પ્રજાને આશ્વાસન આપવાથી અને સરકાર પર તેનો વિશ્વાસ વધારવાથી ઘણું કાર્ય થઇ શકશે. તે સમજતો હતો, કે બીજે સ્થળેથી યુરોપિઅન સૈનિકો લાવી શકીશ તો બહુ ફાયદો થશે. કારણ કે તે પરથી પ્રજા સમજશે કે અંગ્રેજો સાગર ઓળંગી પોતાના જાતિભાઇઓને છોડાવવા આવી ચઢયા છે. હવે અંગ્રેજોનાં હથિયારોથી સરકારના શત્રુઓ પાયમાલ થઇ જશે. આવી સમજણથી સાધારણ પ્રજા અંગ્રેજો પ્રતિ દ્વેષભાવ પોષવાનું કાર્ય છોડી દેશે. લોર્ડ કેનિંગ આવા વિચારથી યુરોપિઅન સૈન્ય એકત્ર કરવા તૈયાર થયો. તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો નહિ. એક સાહસિક સેનાપતિ સમુદ્ર ઓળંગી, એક બહાદુર ટુકડી લઇ કલકત્તા આવી પહોંચ્યો. તેનાં આગમનથી ભયાકુલ યુરોપિઅનોનાં હૃદય આશાથી પ્રફુલ્લ થઇ ગયાં.

કર્નલ નીલ મદ્રાસનાં યુરોપિઅન સૈન્યના વડા તરીકે કર્ત્તવ્ય ક્ષેત્રપર ઘૂમવા તૈયાર થયો. ૨૮ મે એ સેનાપતિ પોતાનાં લશ્કરનો એક ભાગ લઇ કલકત્તાથી રવાના થયો. ધીમે ધીમે તેનું બાકી રહેલું લશ્કર પણ વહાણ પરથી ઉતરી વાયવ્ય પ્રાંતો તરફ રવાના થયું. એ વખતે રાણીગંજ સુધી રેલ્વે હતી. સરકારે લશ્કરના ઉપયોગ માટે ઘોડાગાડી, બળદગાડી વગેરે એકત્ર કરી રાખ્યું હતું; ઘોડા, બળદ વગેરે ખરીદી રાખેલ હતું એ સિવાય જળ માર્ગે સૈન્ય મોકલવાની પૂરી તૈયારી કરી રાખી હતી. કર્નલ નીલ પોતાનું સૈન્ય લઇ હાવરા સ્ટેશન પર આવી પહોંચ્યો. નાના પ્રકારની અગવડોને લીધે તેનું લશ્કર બરાબર વખતે સ્ટેશન પર હાજર થઇ શકયું નહિ. એટલે સ્ટેશન

માસ્તર બબડવા લાગ્યો, કે બધાં લશ્કરને આવતાં વાર લાગે છે; એ લશ્કરની રાહ જોવા ગાડી મોડી કરી શકાય તેમ નથી. સેનાપતિ આ વચનો સામે વાંધો દર્શાવવા લાગ્યો, પણ રેલ્વેના અમલદારોએ પોતાની જક નજ મૂકી. તેઓમાંના એકે કર્નલ નીલને તિરસ્કાર પૂર્વક કહ્યું કે "તમે કેવળ સૈન્યના જ ઉપરી છો, રેલ્વેપર તમારી કંઇ સત્તા ચાલવાની નથી. ગાડી તો હમણાં જ ઉપડશે." તેજસ્વી અને દૃઢ નિશ્ચયી કર્નલ નીલ આવાં વચનોથી ગાંજ્યો જાય તેવો નહોતો. તેણે એ વચનો ઉચ્ચારનારને ભયંકર વિશ્વાસઘાતી અને સરકારનો શત્રુ માની તિરસ્કાર પૂર્વક કહ્યું, કે "હવેથી હું તમારી સાથે બિલકુલ વાત કરવા માગતો નથી." એમ કહી તેણે એન્જિન ડ્રાઇવરને કેદ કરવાનો પોતાના સૈનિકોને હુકમ આપ્યો. ડ્રાઇવર આ રીતે જ્યાં સુધી બધું લશ્કર આવી પહોંચ્યું નહિ ત્યાં સુધી બંદીવાન બની રહ્યા. એ દરમ્યાન બધું લશ્કર આવી ગાડીપર ચઢ્યું. નિયમિત સમય બાદ દશ મિનિટે રેલ્વે હાવરાનું સ્ટેશન છોડી ગઇ. યુરોપિઅન લોકોનાં હૃદય હર્ષથી નાચવા લાગ્યાં. તેઓ સમજી ગયા, કે અત્યારે આપણી મદદમાં એક એવો વીર આવી પહોંચ્યો છે કે જેની મદદથી આ વિપત્તિનાં વાદળાં વિખરાઇ જશે.

જેમ જેમ મે માસ વીતતો ગયો. તેમ તેમ વાયવ્ય પ્રાંતોમાં વિપ્લવની આગ ભયંકર સ્વરૂપ ધારણ કરતી ગઇ. અંગ્રેજોની રાજનીતિથી જેઓ ઉશ્કેરાઇ ગયા હતા, તેમના કાયદાથી જેઓનાં મર્મસ્થળ વિંધાઇ ગયાં હતાં, તેઓ ક્ષણભર જણાતી મનોહર મરીચિકાથી પાગલ બની, કલ્પના શીળ મગજથી સુંદર ચિત્રો આલેખી ભરતખંડના નકશા પરથી લાલરંગ ભૂસી નાખવા તૈયાર થયા હતા; ઉપરા

ઉપર ભયંકર કૃત્યો કર્યે જતા હતા. મે માસ પૂરો થતાં ન થતાંમાં જણાઇ ગયું કે આખો વાયવ્ય પ્રાંત ભયંકર પ્રકોપનું રણાંગણ બનવાનું છે. મિરતના યુરોપિઅનો પાયમાલ થઇ ગયા હતા. દિલ્હી અંગ્રેજોના હાથમાંથી સરકી ગયું હતું. વૃદ્ધ મોગલ પાદશાહ અકબર, શાહજહાં વગેરેના મહિમામય પદ પર આરૂઢ થઇ પોતે પોતાની મેળે કલ્પી લીધેલી સત્તાને આધારે પરમ સુખમાં ગળકાં ખાતો હતો. વાયવ્ય પ્રાંતોનાં અનેક સ્થળોમાં અંગ્રેજોની સત્તા ડગમગી ઉઠી હતી. હવે સરકાર પોતાની સત્તાના પાયા ન ડગમગે એ ખાતર પુષ્કળ પ્રયત્ન કરવા તત્પર થઇ. ગુન્હેગારોને દંડ આપવા ખાતર સખતમાં સખત કાયદા ઘડાવા લાગ્યા. ૩૦ મી મે એ ગવર્નર જનરલની કાઉન્સિલમાં એક કાયદો પસાર થયો. એ કાયદા મુજબ જ્યાં જ્યાં પ્રકોપ સળગી ઉઠે ત્યાં ત્યાંની પ્રજાનાં જીવનમરણની જવાબદારી શાસનવિભાગના કોઇ પણ વર્ગના, કોઇ પણ ઉમરના અથવા કોઇ પણ સત્તાવાળા અમલદારના હાથમાં સોંપવામાં આવી. સરકારે આ કાયદા મુજબ જાહેર કર્યું, કે “જે કોઇ માણસ મહારાણી અથવા સરકાર વિરુદ્ધ લડાઇ કરશે, અથવા તેમ કરવાનો પ્રયત્ન કરશે, કિંવા કોઇ પણ જાતના કાવતરામાં ભળશે, તેને ફાંસીની, દેશનિકાલની કે સખ્ત કેદની સજા થશે. જે વિભાગમાં કોઇ પણ જાતનું તોફાન થશે, તે વિભાગને આ કાયદો લાગુ કરવામાં આવશે. જે માણસ સરકારની વિરુદ્ધ વર્તન ચલાવશે, ચોરી ડેકોઇટી કરશે, અથવા કોઇ પણ જાતનો ભયંકર અપરાધ કરશે તેના પર સરકાર કમિશન દ્વારા કામ ચલાવશે. એવી સત્તા મેળવેલ કમિશનર અથવા કમિશનરો બધે સ્થળે ન્યાયનું કાર્ય બજાવશે. વકીલ અથવા એસેસર હાજર ન હોય તો પણ તેઓ ઉપર

જણાવેલા અપરાધીઓને ફાંસી, દેશનિકાલ કે સખત કેદની શિક્ષા કરી શકશે. તેઓના હુકમ પર અપીલ થઇ શકશે નહિ. તેઓની અદાલત કોઇ પણ સદર અદાલતના તાબામા રહેશે નહિ." આ કાયદાનો ખરડો ગવર્નર જનરલે પસંદ કર્યો એટલે ૮ મી જુનને રોજ કાયદા તરીકે પ્રસિદ્ધ થયો. દરેક અંગ્રેજને આ કાયદાની રૂએ અસાધારણ સત્તા મળી. પરંતુ આ કાયદામાં કેવળ ન્યાય ખાતાના અમલદારોના હાથમાં જ અસાધારણ સત્તા સોંપવામાં આવી હતી. એ ખાતર ગવર્નર જનરલ અને તેની કાઉન્સિલના હુકમ મુજબ એમ ઠરાવવામાં આવ્યું કે "જૂના અથવા કોઇ પણ પાયરીના સૈનિક અમલદારો બંગાળા પ્રાંતની કોઇ પણ છાવણીમાં યુરોપિઅનો અથવા દેશી અગર બંને જાતના પાંચ માણસોની એક સાધારણ લશ્કરી અદાલત સ્થાપી શકશે. આ લશ્કરી અદાલતમાં જ ગુનેહગારનું કામ ચલાવવામાં આવશે."

---

## અધ્યાય ૨ જો

વિષયનિર્દેશઃ—વડા સેનાપતિની બેદરકારી—તેનું મરણ—સેનાપતિ બર્નાડની સરદારી નીચે દિલ્હી તરફ કુચ—શિખ રાજાઓની મદદ—મિરતની હાલત—રૂડકીના રક્ષણનો બંદોબસ્ત—કર્નલ સ્મિથ—હિન્દન નદીના કિનારે લડાઇ—બદલિકા સરાઇ આગળ લડાઇ—દિલ્હી આગળ અંગ્રેજ લશ્કરની છાવણી.

આ વખતે હિંદનો વડો સેનાપતિ એન્સન સિમલામાં મોજમજા ભોગવતો હતો. સિપાહીઓની ચળવળમાંથી આવો ભયંકર પ્રકોપ સળગી ઉઠશે એવો તેને ખ્યાલ નહોતો. આવો પ્રકોપ સર્વવ્યાપી બની

બ્રિટિશ સત્તાના પાયા ડગમગાવશે એ વિચાર તેના મગજમાં ઉત્પન્ન થયો નહોતો. એન્સન ભવિષ્યનો વિચાર ન કરતાં ગ્રીષ્મઋતુમાં સુશીતલ હિમાલયની હવા ખાતો હતો. પરંતુ તેનાથી આ સુખ લાંબી મુદ્દત સુધી ભોગવાયું નહિ. ૧૧ મી મેને રોજ અંબાલાથી એક જુવાન કાસદે આવી તેના હાથમાં એક પરબીડિઉં મૂક્યું. એ પત્રમાં દિલ્હીમાં બનેલા બનાવો કંઈક અસ્પષ્ટ સ્વરૂપમા જણાવવામાં આવ્યા હતા. વડો સેનાપતિ સમજી ગયો કે મિરતના સિપાહીઓ સરકાર વિરૂદ્ધ ઉઠયા છે. ત્યાર બાદ એક કલાકે તેની પાસે એક બીજો પત્ર આવી પહોંચ્યો. એ પત્ર પણ જો કે અસ્પષ્ટ પણે લખેલો હતો છતાં વડો સેનાપતિ એ પરથી સમજી ગયો કે મિરતના સિપાહીઓ ઉશ્કેરાઈ ગયા છે, જે ઘોડેસ્વારોને કેદમાં પૂર્યા હતા તેઓ મુક્ત થયા છે અને દિલ્હી તરફ બંડખોરોનાં ટોળે ટોળાં ધસારો કરી રહ્યાં છે. મિરત ને દિલ્હી, બંને સ્થળે યુરાપિઅનાના ખુન થયાં છે. જ્યારે આ સમાચાર વડા સેનાપતિને મળ્યા, ત્યારે તે આ બનાવોનું સ્વરૂપ બરાબર વિચારી શકયો નહિ. તેને જે કર્ત્તવ્ય બજાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. તેના પર જે જવાબદારી મૂકવામાં આવી હતી, તે કર્ત્તવ્ય, તે જવાબદારી પર ધ્યાન આપી કાર્યમાં તત્પરતા બતાવવા તે તૈયાર ન થયો. તોપણ તે એટલું તો સમજ્યો કે હવે નિશ્ચેષ્ટ ભાવે બેસી રહ્યું પાલવશે નહિ; સિપાહીઓમાં ફેલાતી ઉશ્કેરણી ઘટાડવા માટે કંઈક કરવું તો જોઈએ જ. દિલ્હી બળવાખોરોન હાથમ જઈ પડયું હતું; ત્યાંના યુરોપિઅનો બંડખોરોના જુલમથી પિડાતા હતા, માર્યા ગયા હતા, છુપાઈ રહ્યા હતા. આથી હવે 'આજુબાજુ જેટલું યુરોપિઅન સૈન્ય હોય, તેટલું બધું એકત્ર કરી યોગ્ય સ્થળે મોકલવાની જરૂર તેને જણાવા લાગી.

આવા વિચારથી તેણે એજ દિવસે ( ૧૨ મી મે ને રોજ ) પોતાના એક એડ-ડિ-કાંને મસુરી મોકલ્યો. એ સ્થાન પર યુરોપિઅન સૈન્યની ૭૫ મી ટુકડી પડેલી હતી, તે ટુકડીને અંબાલા જવાનો હુકમ એ એડિકાં સાથે મોકલી આપવામાં આવ્યો હતો. તે સિવાય બીજે જે જે સ્થળે યુરોપિઅન લશ્કર હતું તે તે સ્થળે તે લશ્કરને કુચ કરવા તૈયાર થઇ રહેવાના હુકમો મોકલવામાં આવ્યા. વડા સેનાપતિએ સૈન્ય મોકલવાનો આ પ્રમાણે બંદોબસ્ત કર્યો ખરો પણ પોતે સિમલા છોડયું નહિ. તેણે લોર્ડ કેનિંગને લખી મોકલ્યું કે " આ બાબતમાં સંપૂર્ણ વિવરણ જાણવાની મને બહુ આતુરતા છે. જો સમય કટોકટીનો હોય તો હું અંબાલા જવા તયાર છું." આ પત્ર મોકલ્યા પછી તરત તેના પર એક તારનો સંદેશો આવી પહોંચ્યો. આ પરથી તેણે મિરતની સંપૂર્ણ હકીકત જાણી. આટલું જાણ્યા છતાં તેનું અંતઃકરણ તલનપાપડ થયું નહિ, સમય ઓળખી શકયું નહિ. તે તો હિમગિરિની સુંદર હવામાં મુગ્ધ બની રહ્યો હતો. તેની સમક્ષ વિશાળ કાર્યક્ષેત્ર પડયું હતું, તે વિશાળ કાર્યક્ષેત્રને નજરે નિરખવાની શક્તિ તેનામાં નહોતી, અથવા હતી તો તેને તેમ કરવાની પરવા હોય તેવું જણાતું નહોતું. છેવટે બહુ વિચાર કર્યા બાદ તેને સમયનું ભાન થયું. એ યુરોપિઅન ટુકડીને અંબાલા જવાનો હુકમ આપવામાં આવ્યો. સિર્મુરના ગુરખા સૈન્યને પણ દેરાથી મિરત જવાનો હુકમ આપવામાં આવ્યો. વડા સેનાપતિએ પ્રથમ એમ ધાર્યું હતું કે દિલ્લીનું મુખ્ય અસ્ત્રાગાર બંડખોરોના હાથમાં ગયું છે. એવી ધારણાથી બીજાં સ્થળો પર આવેલાં અસ્ત્રાગારોનાં રક્ષણ માટે તેણે તરત સૈન્ય મોકલી આપ્યું તેણે ગવર્નર જનરલને લખ્યું કે " ફિરોજપુરનો કિલ્લો ૬૧ મી પાયદળ ટુકડી જાળવશે

ગોવિંદગઢ ૮૧ મી ટુકડી જાળવશે. જાલંધરથી ૮ મી રેજીમેન્ટની બે ટુકડીઓ જઇ ફિલૌરના કિલ્લાનું રક્ષણ કરશે. તે ઉપરાંત ફિલૌરના કિલ્લામાંની બધી તોપો તૈયાર રાખવામાં આવશે. નાસૌરીનું ગુરખા સૈન્ય અને ૮ મી ઘોડેસ્વાર ટુકડી એ બધી તોપોની રક્ષક બની અંબાલા તરફ રવાના થશે.

આવી વ્યવસ્થા કરી તે ૧૪ મી મે એ અંબાલા તરફ રવાના થયો. બીજે દિવસે સવારમાં તે ત્યાં જઇ પહોંચ્યો. એ સ્થળે તેની આગળ નાના પ્રકારના સમાચાર આવવા લાગ્યા. તે પરથી તેને જણાયું કે પંજાબનું દેશી સૈન્ય સરકારની વિરૂદ્ધ પડયું છે અગર તેમ કરવાની તૈયારીમાં છે. આથી તેણે એ તરફની મદદની આશા છોડી દીધી. આ સમયે તેને પુષ્કળ વિપત્તિઓ સામે થવું પડયું. કુચ કરવા માટે જોઇતી સામગ્રી મેળવવાની સગવડ નહોતી, ખોરાકી, તોપો વગેરે લઇ જવાનાં સાધનો નહોતાં. અડચણો પર અડચણો નડવા લાગી. તે લગભગ એક વર્ષથી હિંદમાં ફરજ બજાવતો હતો. એ એક વરસમાં તેને આ વખતે સૌથી ભયંકરમાં ભયંકર શત્રુ સામે ઝુઝવાની તૈયારી કરવાની હતી; મદદનીશો ઉત્સાહ વધારવાને બદલે નિરાશા વધારવાનો પ્રયત્ન કરતા હતા. પંજાબના દેશી સૈનિકો પર પણ તે પૂરો વિશ્વાસ રાખી શકે તેમ નહોતું. એ સિવાય તેની શારીરિક શક્તિ અતિક્ષીણ હતી. માંદગીથી તેનું શરીર કાયર બની ગયું હતું, પોતે આરંભેલા કાર્યનો બીન અનુભવ તેને શૃંખલાશૂન્ય બનાવી દેતો હતો. જ્યારે પંજાબમાંના દેશી સૈનિકો તરફથી કંઇ મદદની આશા નહોતી તો પછી તે અંબાલામાંના સિપાહીઓને નિરસ્ત્ર કરી શકત. પંજાબના વડા કમિશનર સર જોન લોરેન્સે પણ તેને

તેમ કરવાની સલાહ આપી હતી. સર જોન લોરેન્સે એ સિપાહીઓનાં હથિઆર છોડાવ્યા બાદ દિલ્હી તરફ કુચ કરવાની વિનંતિ કરી હતી; પરંતુ વડા સેનાપતિએ સર જોન લોરેન્સે દર્શાવેલી પદ્ધતિ સ્વીકારી નહિ. કારણ કે અંબાલાના સૈનિક વિભાગના અમલદારો એ કાર્ય-પ્રણાલિથી વિરુદ્ધ હતા. તેઓએ સિપાહીઓને હથિયાર પડાવી લેવાનાં અપમાનમાંથી બચાવવાની પ્રતિજ્ઞા લીધી હતી. તેઓ આ પ્રતિજ્ઞા પાળવા તૈયાર થયા. વડો સેનાપતિ તેઓના મત વિરૂદ્ધ કાર્ય કરવા તૈયાર નહોતો. તે અંબાલાના આ બધા સિપાહીઓને સાથે લઇ દિલ્હી તરફ જઇ શક્યો નહિ, તેમ પાછળ મૂકી આગળ કુચ કરવાની હિંમત પણ દર્શાવી શક્યો નહિ. આ તરફ એ સિપાહીઓના ઓફિસરો બોલવા લાગ્યા કે સિપાહીઓને અમે જે વચન આપ્યું છે તે તોડવું એ યોગ્ય નથી. હથિયાર ઉતારી લેવાથી અમારૂં વચન જશે. વડા સેનાપતિએ આ વાત પર ધ્યાન આપી અંબાલાના દેશી સિપાહીઓને હથિયારથી વિમુક્ત કર્યા નહિ. તેઓની વફાદારી પર વિશ્વાસ રાખી તેઓને તેણે અગાઉની માફક હથિયારબદ્ધ રાખ્યા. આ પરથી અંબાલાના સિપાહીઓ અગાઉની માફક હથિયારો વાપરવા લાગ્યા. પરંતુ તેઓએ વડા સેનાપતિની માફક ઉદારતા દર્શાવી નહિ.

થોડા દિવસોમાં તે લોકોએ સરકારે આપેલાં હથિઆરો સરકારી ગોરા અમલદારો સામે વાપર્યાં. વડો સેનાપતિ અંબાલાના લશ્કરી અમલદારોના કહેવાથી જ એ પ્રમાણે વર્ત્યો હતો. પંજાબના મુખ્ય કમિશનરે તેને જે રીતે વર્ત્તવાની સલાહ આપી હતી તે તરફ તેણે ધ્યાન આપ્યું નહોતું. આ વખતે બે રાજપુરુષો વડા સેનાપતિની મદદે આવ્યા હતા. અંબાલાના ડેપ્યુટિ કમિશનર ફરસિત સાહેબ અને

સતલજના કિનારાપર આવેલા પ્રદેશના કમિશનર જ્યોર્જ બાર્નેસ સાહેબ સિપાહીઓને મારી હઠાવવા વડા સેનાપતિની મદદે આવવા તત્પર થયા. દિલ્હીના સમાચાર સાંભળતાંજ ફરસિત સાહેબે બાર્નેસ સાહેબને આત્મ-રક્ષણનો બંદોબસ્ત કરવાનો પત્ર લખ્યો. બાર્નેસ એ વખતે કૌશલી નામના સ્થળે પડાવ નાખી પડયો હતો. પ્રથમ અંબાલાના રક્ષણ માટે એક શિખ પોલીસ સૈન્ય ઉભું કરવામાં આવ્યું. ત્યાર બાદ સતલજ નદીના કિનારા પર આવેલા પ્રદેશનો બંદોબસ્ત કરવાની તૈયારી થઇ. સતલજથી જમના નદી સુધીના વિશાલ પ્રદેશમાં કેટલાક શિખ રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓ આ વખતે અંગ્રેજોના પક્ષમાં આવ્યા. સિપાહી-ઓના બળવાનો ઇતિહાસ સ્પષ્ટાક્ષરે બતાવી આપે છે કે બંડખોર સિપાહીઓ જ્યારે સરકારની સંકુચિત નીતિને લીધે અંગ્રેજો વિરુદ્ધ હથિયારો પકડી લડી રહ્યા હતા, ત્યારે તેઓના સ્વદેશી બંધુઓ અંગ્રે-જોના પક્ષમાં તેઓને મારી હઠાવવા એકત્ર થયા હતા. અંગ્રેજ સરકાર જ્યારે આ ભયંકર પ્રકોપના પ્રચંડ વાવાઝોડાથી અધીરી બની ગઇ હતી ત્યારે હિંદના જુદા જુદા ભાગોમાના દેશી રાજાઓ તેનો અક્ષ પકડી હરકોઇ પ્રકારની મદદ આપવા તત્પર થયા હતા. સિપા-હીઓ ભયંકર ઉશ્કેરણીને વશ થઇ અસહાય અંગ્રેજ સ્ત્રીઓ અથવા નિરાશ્રિત અંગ્રેજ બાળકોનાં લોહીથી પોતાની તરવાર કલંકિત કરવા તૈયાર થયા હતા ત્યારે તે સિપાહીઓના સ્વદેશી બંધુઓએ જ પોતાનું જીવન સંકટમાં નાખી એ નિર્દોષોના જાનમાલનું રક્ષણ કર્યું હતું. હિંદીઓની મદદ ન મળી હોત તો અંગ્રેજો આ ભયંકર પ્રકોપમાંથી પોતાનું રક્ષણ કરવાને સમર્થ કદી ન જ થાત. એ વખતે જેમ હિંદના રાજાઓએ સરકારને મદદ કરી હતી, હિંદના

વીરપુરુષોએ પોતાના સ્વદેશીઓને રહેંસી નાખી સરકારની સત્તા જાળવી રાખી હતી; કેળવાએલા પુરુષોએ સરકારના ભલા માટે સિપાહીઓથી વિરુદ્ધ પડી રાજભક્તિની પરાકાષ્ઠા બતાવી હતી, તેમ હિંદના અભણ, અણકેળવાએલા દરિદ્ર જનસંઘે અંગ્રેજોના બચાવ માટે પોતાના જીવનનાં બલિદાનો આપ્યાં હતાં. સિપાહીઓએ જ્યારે સરકારની સત્તા ઉખેડી નાખવા હથિયારો પકડચાં, મિરતના યુરોપિઅનો તેઓના હુમલાથી માર્યા ગયા, નાસી ગયા, દિલ્હી બંડખોરોના હાથમાં આવ્યું; ત્યારે હિંદીઓએ જ દયાવૃત્તિ દર્શાવી યુરોપિઅનોને આ વિપત્તિમાંથી બચાવવાની તત્પરતા દર્શાવી. જ્યોર્જ બાર્નેસ જે વખતે પોતાના તાબાના પ્રદેશનો બચાવ કરવાની તૈયારી કરતો હતો, ત્યારે ફરસિત સાહેબે પત્યાળા અને ઝિન્દના રાજાઓ પાસે મદદ માગી. પત્યાળાના રાજાએ તરતજ એક ટુકડી સૈન્ય થાણેશ્વર મોકલ્યું. એ સૈન્ય કર્નાલ જવાના રસ્તા પર ચોકી કરવા રહ્યું. કારણ કે અંબાલાથી આવેલું સૈન્ય કર્નાલ એકત્ર થતું હતું. આ તરફ ઝિંદના રાજાએ દિલ્હીના સમાચાર સાંભળી અંબાલાના વડા અમલદારને પૂછાવ્યું કે આ વખતે મારે શું કરવું. ત્યાર બાદ તે પણ બાર્નેસ સાહેબની માગણીને લીધે કર્નાલનો બચાવ કરવા તત્પર થયો. કર્નાલનો નવાબ પણ નિશ્ચેષ્ટ બેઠો નહોતો. તેણે અંગ્રેજોની સેવામાં પોતાનું સૈન્ય, પૈસો, નોકરચાકર વગેરે બધું અરપી દેવાનું વચન આપ્યું. આ પ્રમાણે બળવાની શરૂઆતમાં જ હિંદી રાજાઓ બ્રિટિશ સિંહની સત્તા બચાવવા માટે પોતાની દોલત ને લશ્કર અર્પણ કરવા લાગ્યા.

બાર્નેસ ૧૩ મી મેને રોજ અમ્બાલા આવ્યો. મિરૂત અને દિલ્હીના બનાવોથી ત્યાંના લોકોના મનમાં બીક પેઠી હતી. કમિશનરના

સતલજના કિનારાપર આવેલા પ્રદેશના કમિશનર જ્યોર્જ બાર્નેસ સાહેબ સિપાહીઓને મારી હઠાવવા વડા સેનાપતિની મદદે આવવા તત્પર થયા. દિલ્હીના સમાચાર સાંભળતાંજ ફરસિત સાહેબે બાર્નેસ સાહેબને આત્મ-રક્ષણનો બંદોબસ્ત કરવાનો પત્ર લખ્યો. બાર્નેસ એ વખતે કૌશલી નામના સ્થળે પડાવ નાખી પડયો હતો. પ્રથમ અંબાલાના રક્ષણ માટે એક શિખ પોલીસ સૈન્ય ઉભું કરવામાં આવ્યું. ત્યાર બાદ સતલજ નદીના કિનારા પર આવેલા પ્રદેશનો બંદોબસ્ત કરવાની તૈયારી થઇ. સતલજથી જમના નદી સુધીના વિશાલ પ્રદેશમાં કેટલાક શિખ રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓ આ વખતે અંગ્રેજોના પક્ષમાં આવ્યા. સિપાહી-ઓના બળવાનો ઇતિહાસ સ્પષ્ટાક્ષરે બતાવી આપે છે કે બંડખોર સિપાહીઓ જ્યારે સરકારની સંકુચિત નીતિને લીધે અંગ્રેજો વિરુદ્ધ હથિયારો પકડી લડી રહ્યા હતા, ત્યારે તેઓના સ્વદેશી બંધુઓ અંગ્રે-જોના પક્ષમાં તેઓને મારી હઠાવવા એકત્ર થયા હતા. અંગ્રેજ સરકાર જ્યારે આ ભયંકર પ્રકોપના પ્રચંડ વાવાઝોડાથી અધીરી બની ગઇ હતી ત્યારે હિંદના જુદા જુદા ભાગોમાના દેશી રાજાઓ તેનો પક્ષ પકડી હરકોઇ પ્રકારની મદદ આપવા તત્પર થયા હતા. સિપા-હીઓ ભયંકર ઉશ્કેરણીને વશ થઇ અસહાય અંગ્રેજ સ્ત્રીઓ અથવા નિરાશ્રિત અંગ્રેજ બાળકોનાં લોહીથી પોતાની તરવાર કલંકિત કરવા તૈયાર થયા હતા ત્યારે તે સિપાહીઓના સ્વદેશી બંધુઓએ જ પોતાનું જીવન સંકટમાં નાખી એ નિર્દોષોના જાનમાલનું રક્ષણ કર્યું હતું. હિંદીઓની મદદ ન મળી હોત તો અંગ્રેજો આ ભયંકર પ્રકોપમાંથી પોતાનું રક્ષણ કરવાને સમર્થ કદી ન જ થાત. એ વખતે જેમ હિંદના રાજાઓએ સરકારને મદદ કરી હતી, હિંદના

વીરપુરુષોએ પોતાના સ્વદેશીઓને રહેંસી નાખી સરકારની સત્તા જાળવી રાખી હતી; કેળવાએલા પુરુષોએ સરકારના ભલા માટે સિપાહીઓથી વિરુદ્ધ પડી રાજભક્તિની પરાકાષ્ઠા બતાવી હતી, તેમ હિંદના અભણ, અણકેળવાએલા દરિદ્ર જનસંઘે અંગ્રેજોના બચાવ માટે પોતાના જીવનનાં બલિદાનો આપ્યાં હતાં. સિપાહીઓએ જ્યારે સરકારની સત્તા ઉખેડી નાખવા હથિયારો પકડ્યાં, મિરતના યુરોપિઅનો તેઓના હુમલાથી માર્યા ગયા, નાસી ગયા, દિલ્હી બંડખોરોના હાથમાં આવ્યું, ત્યારે હિંદીઓએ જ દયાવૃત્તિ દર્શાવી યુરોપિઅનોને આ વિપત્તિમાંથી બચાવવાની તત્પરતા દર્શાવી. જ્યોર્જ બાર્નેસ જે વખતે પોતાના તાબાના પ્રદેશનો બચાવ કરવાની તૈયારી કરતો હતો, ત્યારે ફરસિત સાહેબે પત્યાળા અને ઝિન્દના રાજાઓ પાસે મદદ માગી. પત્યાળાના રાજાએ તરતજ એક ટુકડી સૈન્ય થાણેશ્વર મોકલ્યું. એ સૈન્ય કર્નાલ જવાના રસ્તા પર ચોકી કરવા રહ્યું. કારણ કે અંબાલાથી આવેલું સૈન્ય કર્નાલ એકત્ર થતું હતું. આ તરફ ઝિંદના રાજાએ દિલ્હીના સમાચાર સાંભળી અંબાલાના વડા અમલદારને પૂછાવ્યું કે આ વખતે મારે શું કરવું. ત્યાર બાદ તે પણ બાર્નેસ સાહેબની માગણીને લીધે કર્નાલનો બચાવ કરવા તત્પર થયો. કર્નાલનો નવાબ પણ નિશ્ચેષ્ટ બેઠો નહોતો. તેણે અંગ્રેજોની સેવામાં પોતાનું સૈન્ય, પૈસો, નોકરચાકર વગેરે બધું અરપી દેવાનું વચન આપ્યું. આ પ્રમાણે બળવાની શરૂઆતમાં જ હિંદી રાજાઓ બ્રિટિશ સિંહની સત્તા બચાવવા માટે પોતાની દોલત ને લશ્કર અર્પણ કરવા લાગ્યા.

બાર્નેસ ૧૩ મી મેને રોજ અમ્બાલા આવ્યો. મિરૂત અને દિલ્હીના બનાવોથી ત્યાંના લોકોના મનમાં બીક પેઠી હતી. કમિશનરના

આવવાથી એ બીક ઉડી ગઇ. બાર્નેસ સાહેબે જમના નદી પર આવેલા પૂલની ચોકી કરવાનો બંદોબસ્ત કર્યો અને સ્થાનિક રાજા રજવાડાઓનું સૈન્ય મોકલી તે પૂલની આજુબાજુના પ્રદેશને સુરક્ષિત કર્યો. ત્યારબાદ બાર્નેસ અને તેના મદદનિશ ફરસિત સાહેબ વડા સેનાપતિના લશ્કર માટે જોઇતો સામાન એકત્ર કરવા લાગ્યા. એ વખતે કોઠીવાળા, આઢતદાર, કંટ્રાક્ટર, મજૂરો વગેરે બધા કંપનિનું રાજ્ય જશે એવી આશંકાથી સરકારનું કાર્ય કરવાની આનાકાની કરતા હતા. પરંતુ બાર્નેસ અને ફરસિત સાહેબના પ્રયત્નથી લશ્કર માટે ગાડાં વગેરેનો બંદોબસ્ત થવા લાગ્યો.

આ દરજ્જાના સિવિલ અમલદારના પ્રયત્નથી જ્યારે વડા સેનાપતિની મુશ્કેલી કંઇક અંશે દૂર થતી હતી ત્યારે એક બીજી ગરબડ મચી. એક અઠવાડીઉં જતાં ન જતાં અંબાલામાં સમાચાર આવ્યા કે માસોરીના ગુરખા સૈનિકો બહુ જ ઉશ્કેરાઇ ગયા છે. તેઓ તોપો લઇ ફિલોર જવા ઇચ્છતા નથી અને વડાસેનાપતિનો સરસામાન લૂટી સિમલા પર હલ્લો કરવાની તૈયારી કરે છે. આ વખતે સત્તાવાળાઓએ બહુ જ સાવચેતીથી કામ કરવાની જરૂર હતી. કોઇ પણ બાબતમાં જરા પણ ગફલત થઇ, કોઇની જરા જેટલી ફરિયાદ સાંભળવામાં રજ માત્ર ફેર પડયો, કોઇની જરા અગવડ દૂર કરવામાં સહેજ ઉદાસીનતા દર્શાવાઇ તો તેનું પરિણામ બહુ ભયંકર આવવાની સંભાવના હતી. પરંતુ સત્તાવાળાઓ પ્રથમ એટલા બધા સાવચેત નહોતા. તેઓ અમુક જાતિનો અસંતોષ દૂર કરવાને તત્પર થયા નહિ. પણ જ્યારે ભયંકર પ્રકોપથી દિલ્હી અને મિરત સળગી ઉઠ્યું, વીજળીના તારો વડે આખા હિંદમાં એ સમાચાર જાહેર થયા,

ત્યારે અંગ્રેજો ભયથી બેબાકળા બની ગયા. તેઓ હિંદની બધી જાતિઓનાં સર્વ કાર્યોમાં પ્રક્ષેપનો ભયંકર ધ્વનિ સાંભળવા લાગ્યા. જ્યારે કોઇ કોઇપણ કારણસર તેઓ તરફ અસંતોષ દર્શાવે, તેઓનો હુકમ માનવાની ના પાડે ત્યારે તેઓ એમ ધારી બેસતા કે આપણે એ લોકોને હાથે મરી ખૂટવું પડશે. અસંતોષ થવાનાં કારણો શોધવા જેટલું ધૈર્ય તેઓમાં રહ્યું નહોતું. તેઓ ક્ષણે ક્ષણે પ્રચંડ સંહારમૂર્તિના ભયથી ચમકી ચોતરફ કેવળ મહાપ્રલયના દેખાવો જોતા હતા. ભયંકર વિપત્તિ જાણે વાયુની લહરિઓપર નાચતી નાચતી તેઓની સમક્ષ આવી પડતી હોય એવા વિચારથી તેઓ ધ્રુજતા હતા. સિમલાની પાસે આવેલાં સ્થળમાં જે ગુરખા સૈન્ય હતું, તેમાં ફેલાએલા અસં-તોષની વાત સાંભળી શીતળ ટેકરી નિવાસી અંગ્રેજોની મનોદશા ભયંકર થઇ ગઈ. જે કારણથી એ સૈન્ય અસંતોષ દર્શાવતું હતું એ કારણ તપાસી જોવાની કોઇને ફુરસદ નહોતી. તેઓની બુદ્ધિ બહેર મારી ગઇ હતી, દીર્ઘ દૃષ્ટિ પર પડળ આવરી રહ્યો હતો. આ વખતે તેઓ વિવેકબુદ્ધિ અને ધીરજથી રસ્તો ખોળી શકયા નહિ. મિરત અને દિલ્હીના અંગ્રેજો બંડખોર સિપાહીઓને હાથે જે દશા પામ્યા હતા, તેવી જ દશા ગુરખાઓને હાથે પોતાની થવાની છે, એમ તેઓ માની બેઠા. આ વખતે ઘણા યુરોપિઅનો પોતાનાં બાળબચ્ચાં સહિત આ સ્થળે આવી એકત્ર થયા હતા. હિંદનો પ્રચંડતાપ તેઓને સિમ-લાની શીતળ હવા ખાવા અહિં ખેંચી લાવ્યો હતો. સ્નિગ્ધ પવનના સ્પર્શથી તેઓ પૃથ્વીપર અમૃત રસથી નાતા હતા. પરંતુ એકાએક તેઓનું સુખ પૂર્ણ થઇ ગયું. તેઓ ગુરખાના હલ્લાના ભયથી ગાંડા

બની ચોતરફ નાસવા લાગ્યા. અમે અગાઉ જણાવ્યું છે તેમ ગુરખાઓ કંઇ વિના કારણે અસંતુષ્ટ થયા નહોતા. તેઓનો પગાર ચઢી ગયો હતો, તેને ફિલોર જવાનો હુકમ આપવામાં આવ્યો ત્યારે તેઓના પરિવાર વર્ગનું રક્ષણ કરવાનો કશો બંદોબસ્ત કરવામાં આવ્યો ન હતો. સાધારણ ચપરાશીઓ પર તેઓના કુટુંબના રક્ષણની જવાબદારી નાંખવામાં આવી હતી. આવી અવ્યવસ્થાથી એ સાહસિક યોદ્ધાઓનો પિત્તો ઉકળી આવ્યો હતો. તેઓએ ગુસ્સાથી અવશ થઇ સેનાપતિ મેજર એગટ સમક્ષ અસભ્યતા દર્શાવી હતી. એટલું જ નહિ પણ તેઓએ પોતાનો ચઢેલો પગાર ચૂકાવી આપવાની ને ફિલોર ન જવાની હઠ લીધી હતી. ગુરખાઓની આ નાફરમાનીના સમાચાર ચોતરફ ફેલાઇ ગયા. સિમલામાં એવા સમાચાર પહોંચ્યા હતા કે, યુતોગ નામનાં સ્થળે યુરોપિઅનો માર્યા ગયા છે, ગુરખાઓ સિમલાપર ધસી આવે છે. આ સમાચારથી સિમલાના યુરોપિઅનો પોતાના બચાવ માટે અકળાવા લાગ્યા જે સ્થાન એક દિવસ પહેલાં પૂર્ણ સુખ શાંતિનું સ્થાન ગણાતું હતું, ત્યાં નિરાશ, ભય, અને વિષાદની છાયા છવાઇ ગઇ બધા જાનમાલની બીકે આમ તેમ દોડાદોડી કરવા લાગ્યા. યુરોપિઅન બાઇઓ નાનાં બાળકોને ખોળામાં લઇ મૃત્યુની વિકટ મૂર્ત્તિ નિહાળવા લાગી. ગુરખાઓ આવવાના સમાચાર જાણવા માટે દેવળના ઉચ્ચ શિખરપર એક માણસ રાખવામાં આવ્યો. બાળક, વૃદ્ધ, યુવક, યુવતી વગેરે બધાં ઘરબાર છોડી બેંકમાં જઇ ભરાયાં. બેંકની પાસે બે તોપો તૈયાર રાખવામાં આવી. એ સ્થળે ચારસો માણસો એકત્ર થયાં હતાં, એ દરેકનાં મુખપર ફિકાશ ફરી વળી હતી. દરેક પ્રતિક્ષણે એ જંગલી ગુરખાઓના ભયંકર હલ્લાની રાહ જોતા હતા. પ્રતિક્ષણે સર્વ સંહારક કાળ પોતાની ભયંકર છાયા વિસ્તારી તેઓને

નીવડાવતો હતો. એ વખતે સિમલામાં યુરોપિઅન સૈનિકોની એક પણ ટુકડી નહોતી,[1] તેથી આ વખતે સીમલાવાસીઓને ભય બમણો વધી ગયો હતો. આ પ્રમાણે ભયથી વ્યાકુળ બની ગએલાં ચિત્તે ગોરા લોકો બેંકના મકાનમાં વસવા લાગ્યા. સ્ત્રીઓ પોતાનાં બાળકો માટે બહુ જ ચિંતાતુર બની રહી હતી, અધીર હૃદયે તેઓ અંતર્યામી ભગવાનની પ્રાર્થના કરતી હતી.

છેવટે આ સંદેહ અમૂલક નીવડયો. જે ગંભીર ત્રાસથી સિમલાના યુરોપિઅનો અધીરા થઇ ગયા હતા, તે ત્રાસ ધીમે ધીમે ઓછો થતો ગયો. ગુરખાઓ અમુક કારણોને લીધે અસંતુષ્ટ થયા હતા છતાં તેઓ યુરોપિઅનોનો વિનાશ કરવા તત્પર નહોતા. જે જે બાબતોમાં તેઓએ અસંતોષ બતાવ્યો હતો, તે તે બાબત દૂર કરતાં તેઓ પાછા વફાદારીથી સરકારનું કામ કરવા તૈયાર થયા. જેઓ થોડા દિવસો પહેલાં ભયભીત થઈ, પોતપોતનાં ઘરબાર છોડી બેંકમાં એકત્ર થયા હતા તેઓ હવે શરમાતા શરમાતા ઘેર પાછા આવ્યા. થોડા

---

૧ કેવબ્રાઉન પોતાના ગ્રંથમાં જણાવે છે, કે જ્યારે વડો સેનાપતિ ઘોડેસ્વાર થઇ સિમલા છોડી જવા તૈયાર થયો, ત્યારે ત્યાંના મેઈન નામના પાદરીએ તેને કહ્યું, કે “ આ વખતે અહિં બહુ અશાંતિ ફેલાઇ રહી છે. બજારમાં બદમાસોએ અડ્ડો જમાવ્યો છે, માટે કેટલાક ગોરા સૈનિકો અહિં મોકલો તો ઠીક.” વડા સેનાપતિએ કહ્યું, કે “ અત્યારે હું કોઇને અહિં મોકલી શકું તેમ નથી. ” “ ત્યારે સ્ત્રીઓની શી દશા થશે ? ” પાદરીએ આવો પ્રશ્ન પૂછ્યો. વડા સેનાપતિએ જવાબ આપ્યો, “ ગમે તેમ વર્ત્તવા તેઓ કુલ મુખત્યાર છે. ” Cave Browne, Punjab and Delhi in 1875 vol. I. D. 197.

દિવસો પહેલાં જેઓ પોતાનાં ઘરો પ્રચંડ અગ્નિને સ્વાધીન થએલાં નિહાળતા હતા, ઘરમાંનો સરસામાન વેરણસેરણ થઈ ગએલો ધારતા હતા, તેઓએ પાછા ફરી જોયું તો જણાયું, કે ઘર જેમનાં તેમ છે, સરસામાનમાં જરા પણ ફેરફાર થયો નથી. યુરોપિઅનો આ પ્રકાર જોઇ પોતાનાં બીકણપણાથી મનમાં ને મનમાં શરમાવા લાગ્યા તથા પોતાની કલ્પનાને સેંકડોવાર ધિક્કારવા લાગ્યા.

જ્યારે યુરોપિઅન સૈન્ય હિમાલયના પ્રવેશમાંથી હિંદનાં મેદાનો તરફ આવતું હતું, ત્યારે વડો સેનાપતિ પંજાબના વડા કમિશ્નર સર જોન લોરેન્સ સાથે લડાઇની પદ્ધતિ બાબત મસલત ચલાવતો હતો. જરા જેટલું સૈન્ય લઇ દિલ્હી પર હલ્લો કરવો એ વડા સેનાપતિને ઠીક જણાતું નહોતું. તે હાલ તુરતમાં તો સતલજ અને જમના વચ્ચે એકત્ર સૈન્યની છાવણી નાખી બીજાં સહાયકારી લશ્કરની રાહ જોવા ઇચ્છતો હતો. તેણે ૧૧ મી મે એ આ સંબંધમાં સર જોન લોરેન્સને જે પત્ર લખ્યો હતો તેનો સરાંશ આ પ્રમાણે હતો.—"જે થોડું ઘણું યુરોપિઅન સૈન્ય અહીં છે, તેને દિલ્હીની લડાઇમાં રોકવું ઉચિત છે કે નહિ તે બાબત આપ વિચાર કરી જોશો. મારા ધારવા પ્રમાણે એમ કરવું એ ઉચિત નથી. મારા મત પ્રમાણે આ સૈન્ય દિલ્હી જીતવા માટે પુરતું નથી. મોટી મોટી તોપોની મદદથી શહેરની દિવાલ તોડી શકાય ખરી, સહેજ સાજ બળ વાપરતાં નગરમાં પ્રવેશ કરી શકાય ખરો, પરંતુ એ મહાન નગરમાં બહુ સાંકડા રસ્તાનો પાર નથી. વળી એ દરેક રસ્તા હથિયારબંધ લોકોના કબજામાં હોવાથી નાનું સૈન્ય લઇ શહેરમાં પેસવાનું કામ મારા વિચાર મુજબ વિપદજનક છે. જો ધારો કે સાતસો માણસો લડાઇમાં નકામા થઇ જાય તો કંઇ બાકી રહે

નહિ. જો આપણી ચારે બાજુનો પ્રદેશ વિરુદ્ધ પક્ષ અવલંબન કરે તો આપણે શું તેને વશ રાખી શકીશું ? મારા વિચાર મુજબ અત્યારે સાવચેતી પૂર્વક લશ્કર અને હથિયારો એકત્ર કરવાની જરૂર છે. અત્યારે લડાઈની જે હલકી સામગ્રી એકત્ર થઇ છે, તે પર આધાર રાખી શકાય તેમ નથી. એ સામગ્રીને બદલે ઉચ્ચ પ્રકારની સામગ્રી હસ્તગત થયા બાદ આપણે માટે નિરાશ થવાનું કંઇ કારણ રહેશે નહિ. મેં અહીં મેજર જનરલ, બ્રિગેડિયર જનરલ વગેરે જે જે લશ્કરી અમલદારો સાથે મસલત કરી છે, તેઓએ પણ આવો જ મત દર્શાવ્યો છે." ૧

પરંતુ લૉર્ડ લોરેન્સ સેનાપતિના આ ઠરાવ સાથે મળતો થયો નહિ. હવે કોઇ પણ જાતનો વિલંબ કરવાનો સમય નહોતો. સહેજ વિલંબ અગણિત વિપત્તિઓ ઉત્પન્ન કરે તેમ હતું. લૉર્ડ કેનિંગ કલકત્તાથી અને સર જોન લોરેન્સ પંજાબથી વડા સેનાપતિને જેમ બને તેમ જલદી દિલ્હી પર હલ્લો કરવાની પ્રાર્થના કરવા લાગ્યા. સર જોન લોરેન્સ સમજી ગયો કે જો મોગલ રાજધાની લાંબો વખત બંડખોરોના હાથમાં રહી તો સાધારણ પ્રજાના મનમાં અંગ્રેજી સત્તા નાશ પામી છે એ વિચાર દૃઢ થશે. અને તેથી અત્યારનો સિપાહી-વિદ્રોહ જનસાધારણના વિદ્રોહના રૂપમાં પરિણામ પામશે. માટે ગમે તેવી સ્થિતિમાં પણ દિલ્હી જેમ બને તેમ જલદી કબજે કરવાનો

૧ Unpublished Memoir by Colonel Baira Smith, quoted by Kaye, Vol, II. P. 149, note. Comp. Bosworth Smith, Life of Lord Lawrence, Vol. II. P. 28. and Holmes, Indian Mutiny P. 121.

પ્રયત્ન કરવાની જરૂર છે. તેમ નહિ થાય તો બ્રિટિશ નામ અને બ્રિટિશ સત્તા પર કદી ન ભુસાય એવું કલંક લાગશે. તે વડા સેનાપતિને જેમ બને તેમ જલદી દિલ્હી પર હલ્લો કરવાની આજીજી કરવા લાગ્યો. તેણે એક પત્રમાં પોતાનો મનોભાવ આ પ્રમાણે દર્શાવ્યો છે;—એક વાર હિંદનો ઇતિહાસ તપાસી જુઓ, જ્યારે આપણે કોઈ પણ કાર્ય કરવા મચી પડયા છીએ ત્યારે કોઇ પણ સ્થળે પાછું હઠવું પડયું છે? સાહસ અને ઉત્સાહશૂન્ય લોકોની સલાહથી જ્યારે જ્યારે આપણે દોરાયા છીએ ત્યારે આપણે કઇ જગાએ વિજય મેળવ્યો છે? ક્લાઇવે પોતાના મુખ્ય સેનાનાયકોના મત વિરુદ્ધ બાર સો સૈનિકો સહિત પ્લાસીના રણક્ષેત્ર પર લડાઈ કરી, ૪૦૦૦૦ લોકોને હરાવી, બંગાળા જીત્યું હતું. ચંબલ આગળથી સેનાપતિ મોન્સનને પાછું હઠી જવું પડયું હતું. આગ્રા જીત્યા પહેલાં તેનું સૈન્ય અવ્યવસ્થિત થઇ ગયું હતું, થોડો ભાગ નાશ પામ્યો હતો. કાબુલની દુર્ઘટના પર દૃષ્ટિપાત કરો. એકાગ્રતા અને સાહસપૂર્વક કાર્ય કરવામાં આવ્યું હોત તો એવો બનાવ કદી ન બનત. જે વિદેશી પગારદાર લોકો આપણા પક્ષમાં છે, તેઓ આપણા માટે સર્વસ્વ ત્યાગ કરવા તત્પર થાય એમ શા માટે ધારવું? તેઓ આપણા પક્ષમાં રહે છે તેનું એક કારણ છે. તેઓ જાણે છે, કે આપણે જે કાર્ય ઉપાડીએ છીએ, તેમાં પાછા પડતા નથી. આપણા હાથ નીચે કાર્ય કરવામાં કોઇ પણ જાતનું દુઃખ પડતું નથી. એ ઉપરાંત વિચાર કરો કે દરેક પોતપોતાના ભલા તરફ દૃષ્ટિ રાખે છે. પંજાબનું અનિયમિત સૈન્ય ઉત્સાહિત ચિત્તે, લડાઇમાં નિયમિત સૈન્ય કરતાં વધારે વફાદારી બતાવવા આગળ વધે છે. તે સૈન્ય અત્યારે યુરોપિઅનો સાથે એકત્ર થઇ, લડાઇ કરવા

તત્પર છે. તે સૈન્ય જો એમ જાણશે કે યુરોપિઅનો લડાઇ કરવા ઇચ્છતા નથી, તો તે ધારી લેશે કે કંપનીનો પરાજય થયો છે. એ સિવાય એ પણ વિચારજો કે જેટલા દિવસ આપણે બેસી રહેશું, તેટલા દિવસ દરમ્યાન શત્રુના જાસુસો આપણી છાવણીમાં ભટકશે; અને ચિઠ્ઠીપત્ર દ્વારા આપણા પક્ષમાંના સૈનિકોને ઉશ્કેરશે. અત્યારે ઘણે સ્થળે પાક સારો પાકયો છે, અંબાલા અને મિરત વચ્ચેના પ્રદેશમાં આપણા માટે ઘણું અનાજ સંઘરી શકાશે. દેશના ઘણાખરા ભાગમાં પાકની સ્થિતિ સારી છે. આપણે જરા પણ મુશ્કેલી વગર દેશના દરેક વિભાગમાં લશ્કર મોકલીએ છીએ. પત્યાળા અને ઝિંદના મહારાજા પર તથા સાધારણ રીતે આ પ્રદેશ ઉપર આપણે વિશ્વાસ રાખવાની જરૂર છે. કારણ કે તેઓ આપણા પક્ષમાં છે તેની ઘણી સાબીતિઓ મળી છે, અને મળતી જાય છે. પરંતુ સિપાહીઓ પર વિશ્વાસ રાખવો ઉચિત નથી. × × × જો પંજાબમાંથી કોઇ પણ સેનાનાયક આપને જોઇતો હોય તો આપ મહેરબાની કરી મને જણાવશો ×"

પંજાબના વડા કમિશ્નરે આ પ્રમાણે ધૈર્ય, એકાગ્રતા અને કાર્યતત્પરતાપૂર્વક વડા સેનાપતિને દિલ્હી તરફ જવાનું લખ્યું હતું. તેનો પત્ર ઓજસ્વિતાથી અલંકૃત છતાં બનાવોની સત્યતાથી પરિપૂર્ણ નથી. તે જે પ્લાસીની લડાઇનો ઉલ્લેખ કરી પોતાના જાતિબંધુનું સાહસ અને ગૌરવ દર્શાવવા તૈયાર થયો છે, તે લડાઇ ખરા મહાયુદ્ધ તરીકે ઓળખવા યોગ્ય નથી. ભયંકર વિશ્વાસઘાત અને રાજદ્રોહથી બલસંપન્ન ન થયો હોત[1] તો લૉર્ડ ક્લાઇવ કદી પણ આવું સાહસ

---

[1]. આ બાબત વિસ્તારથી જાણવી હોય તો અમારા તરફથી બહાર પડેલું 'સિરાજુદ્દૌલા' નામનું ઐતિહાસિક પુસ્તક વાંચો!

અને એકાગ્રતા દર્શાવવા તત્પર ન થાત. મીરજાફર વગેરેના વિશ્વાસઘાતથી જ લૉર્ડ કલાઇવ પ્લાસીની લડાઇ જીત્યો હતો અને એ વિશ્વાસઘાતને લીધે જ તેનું સાહસ, પરાક્રમ અને કાર્યતત્પરતા પરસ્પર એકત્ર થઇ લડાઇમાં સમરલક્ષ્મીનો પ્રસાદ મેળવવાની આશાથી વિકસિત થયાં હતાં. ગમે તે હો, પણ એટલું તો ખરૂં કે સર જોન લોરેન્સ આ વખતે સાહસ અને દઢતાના બલથી કાર્યસિદ્ધિ મેળવવા તૈયાર થયો હતો. ઇતિહાસનાં ગૂઢ સત્ય તરફ તેણે જોઇએ તેવી નજર રાખી નહોતી. વિશાળ ભરતખંડમાં તેણે પોતાના જાતિબંધુઓની કાર્યતત્પરતાનાં જે કંઇ ઉદાહરણો જાણ્યાં હતાં, તે દર્શાવી વડા સેનાપતિને ઉશ્કેરવાનો તેનો પ્રયાસ એ પત્રમાં જણાઇ આવે છે.

છેવટે વડા સેનાપતિને સર્વોપરિ સરકારની ઇચ્છા મુજબ કાર્ય કરવાની ફરજ પડી. જો કે તે સૈનિકવિભાગનો સર્વોપરિ અમલદાર હતો, છતાં તે ધારતો હતો, કે હું સમગ્ર ભારતવર્ષની સર્વોપરિ સત્તાના પરિચાલકના મત વિરુદ્ધ કાર્ય કરવાને અશકત છું. જ્યારે ગવર્નર જનરલનો અભિપ્રાય તેના જાણવામાં આવ્યો, ત્યારે તે જરા પણ આનાકાની ન કરતાં દિલ્હી તરફ કુચ કરવા તૈયાર થયો. સેનાપતિ એન્સને ૨૩ મી મેએ ગવર્નર જનરલને લખી જણાવ્યું, કે " દિલ્હી જલદી પહોંચવાની સંભાવના બહુ થોડી છે. આપે તારથી સમાચાર મોકલ્યા છે કે દિલ્હી જેમ બને તેમ જલદી કબજે કરવું જોઇએ. પુરતા ગોરા સૈનિકો વડે આ કાર્ય કરવાનું છે. પુરતું બ્રિટિશ સૈન્ય અહીં તો નથી. અમે બની શકયું તેટલું સૈન્ય એકત્ર કર્યું છે, તેટલું દિલ્હી પર હલ્લો કરવા માટે પુરતું છે કે નહિ તે બાબતમાં આપનો અભિપ્રાય જાણવાની ઇચ્છા રાખું છું." વડા સેનાપતિએ

અત્યાર સુધીમાં જેટલું સૈન્ય એકત્ર કરી શકાયું હતું તેની સંખ્યા અને તે સંબંધી બધી હકીકત મિરતના સેનાપતિ હ્યુટને લખી મોકલી.

વડા સેનાપતિએ અંબાલાથી ઉપલો પત્ર લખ્યો તે દરમ્યાન ગવર્નર જનરલે આગ્રાના લેફટેનેન્ટ ગવર્નર મારફત વડા સેનાપતિને તારદ્વારા જણાવ્યું કે "જેમ બને તેમ જલદી દિલ્હી તરફ કુચ કરવી. લેફટેનેન્ટ ગવર્નર તમને બનતી મદદ કરવા તૈયાર છે." પરંતુ વડો સેનાપતિ સૈન્યસંગ્રહ અને કુચ કરવા બાબત નાના પ્રકારની હરકતો બતાવવા લાગ્યો. તેથી ગવર્નર જનરલ શાંત રહી શક્યો નહિ. મે માસની આખર તારીખે તેણે વડા સેનાપતિને ફરીથી તાર કરી જણાવ્યું, કે "મેં આજે સાંભળ્યું કે આપ ૯ મી જુન પહેલાં દિલ્હી પહોચી શકશો નહિ. પરંતુ એ સમય દરમ્યાન લખનૌર ને કાનપુરમાં ભારે પ્રકોપ સળગી ઉઠશે; અને દિલ્હીથી કાનપુર સુધીનો બધો પ્રદેશ બળવાખોરોના હાથમાં જઇ પડશે. આ ગડબડ દબાવવાનું કાર્ય અતિ-શય જરૂરી છે. કાનપુરનો બચાવ કરવાની ખાસ જરૂર છે. આપની પાસે જે તોપોનું રક્ષક સૈન્ય છે તે વડે દિલ્હીનું કાર્ય થશે. માટે મારા મત મુજબ યુરોપિઅન પાયદળ અને ઘોડેસ્વારની એકેક ટુકડી દિલ્હીની દક્ષિણ બાજુએ મોકલી દેવી એ ઉચિત છે. તેથી અલીગઢ અને કાનપુર બળવાખોરોના હાથમાંથી જલદી મુક્ત થશે."

એ દરમ્યાન એક આબરૂદાર વર્ગ બ્રિટિશ સરકારને મદદ કરવા તૈયાર થયો. જમના અને સતલજની વચ્ચે આવેલા વિશાળ પ્રદેશમાં કેટલાક રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓ સરકારનાં રક્ષણ નીચે હતાં અને મિત્રરાજ્ય તરીકે ગણાતા હતા. ઓગણીસમી સદીની શરૂઆતમાં

જે અસાધારણ વીરપુરુષ પવિત્ર પંચનદ પ્રદેશમાં પોતાનો અધિકાર વિસ્તારી બધાને દિઙ્મૂઢ બનાવવા લાગ્યો હતો, તે વખતે તે બહાદુર પુરુષની સત્તાથી બચવા માટે એ રાજાઓએ બ્રિટિશ સરકારનું રક્ષણ સ્વીકાર્યું હતું. પંજાબકેસરીના હાથમાંથી મુક્ત થઇ પત્યાળાના રાજાએ ચાર્લ્સ મેટકાફના હાથમાં પોતાના કિલ્લાની ચાવી સોંપી કહ્યું હતું, કે જે કંઇ મારે તાબે છે, તે બધું બ્રિટિશ સરકારની સેવા માટે તૈયાર છે. ત્યારથી એ મિત્ર રાજાઓ પોતાની પવિત્ર મિત્રતાનું રક્ષણ કરવા આવ્યા હતા. સિપાહીઓ જ્યારે ભયંકર ઉશ્કેરણીથી સરકાર વિરુદ્ધ એકસંપી કરતા હતા, ગામડે ગામડે, નગરે નગર છુપા જાસુસો ધર્મહાનિને બહાને જનસાધારણને સરકાર વિરુદ્ધ ઉશ્કેરતા હતા, ભારતના આકાશમાં ભયંકર વાદળાં એકત્ર થઇ મહાપ્રલયનો આભાસ કરાવતાં હતાં, ત્યારે સતલજથી છોવાતી જમીન પર રાજ્ય કરતા આ ખંડિઆ મિત્રરાજ્યો બ્રિટિશ સરકાર માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થયાં. ઝિંદ અને નભાના રાજાઓએ પત્યાળાના રાજાનું અનુસરણ કર્યું. એ વખતે અંબાલાથી કર્નાળ સુધીના રસ્તાનું રક્ષણ કરવાની બહુ જરૂર હતી. કારણ કે અંબાલાથી લશ્કર કર્નાળ જતું હતું. દિલ્હીથી જેઓ નાસી છૂટયા હતા, તે કર્નાળ એકત્ર થયા હતા. અને ત્યાં રહી પોતાની હારેલી બાજી પાછી મેળવવાની પેરવી કરતા હતા. એ સિવાય કર્નાળ સરકારના કબજામાં હોવાથી મિરત અને અંબાલા વચ્ચે સંદેશા મોકલવાની સરળતા થતી હતી. સરકારનાં નસીબે આ સંકટને વખતે રણક્ષેત્ર પર એક બીજા હિતેચ્છુ પુરુષનો આવિર્ભાવ થયો. કેર્નાલનો નવાબ સરકારના પક્ષમાં રહી જોઇતી મદદ આપવા તૈયાર થયો. જ્યારે ઝિંદના રાજાએ પોતાનું સૈન્ય કર્નાળ

મોકલ્યું, ત્યારે ત્યાંની પ્રજા સરકાર વિરુદ્ધ બંડ ઉઠાવવાની છે એવો સંદેહ ઉત્પન્ન થયો હતો, તે સંદેહ હવે કાયમને માટે દૂર થયો. વળી પત્યાળાના રાજાએ અંબાલા ને કર્નાલની વચ્ચે આવેલ થાણેશ્વર પોતાના તાબામાં રાખ્યું હોવાથી સરકારને બહુ સગવડ થતી હતી. આ પ્રમાણે સરકારનું હિત ઇચ્છનારાં મિત્ર રાજ્યોની મદદથી એ બધાં સ્થળો વચ્ચે સંદેશાની લેવડ દેવડ કરવાનો રસ્તો મોકળો રહ્યો હતો.

કર્નાલ સ્ટેશનથી કેટલાક માઇલ દૂર હિંદના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલું પાણિપત આવેલું છે. એ સ્થળનાં વિશાળ મેદાનપર ત્રણ વાર હિંદનું ભાગ્ય પરિવર્તિત થયું છે. ત્રણે વાર પ્રસિદ્ધ વીરો સંખ્યાબંધ સૈન્યના આગેવાન બની હિંદની રાજ્યલક્ષ્મી મેળવાની આશાથી આ વિશાળ ક્ષેત્ર પર અપાર ચાતુર્ય બતાવી ગયા છે. જે મેદાન પર ભટકતો બાબર માલેતુજાર બની ગયો છે, અકબર પિતાનું રાજ્ય બચાવવા સમર્થ થયો છે, અહમ્મદશાહે પરાક્રમી મરાઠા વીરોને પદદલિત કરી હિંદુઓની છેલ્લી આશાને નિર્મૂળ કરી નાખી છે, તે મેદાનની કથા બ્રિટિશ વીરપુરૂષોની સ્મૃતિમાંથી કદી ભૂલાઇ જાય તેમ નથી. આ સ્થળે હિંદના મદદગાર લશ્કરનો ઘણો ખરો ભાગ છાવણી નાખી પડયો હતો. અંબાલાથી એક બીજી ટુકડી કર્નાલ તરફ જવા નીકળી. એ ટુકડીનો અગ્રભાગ બહુજ ઉતાવળે પાણિપત આવી પહોંચ્યો. અંબાલામાં જે યુરોપિઅન લશ્કર હતું, તેને લઇ વડો સેનાપતિ ૨૫ મી મે એ અંબાલાથી ઉપડયો. પરંતુ તેનું આયુષ્ય પુરૂં થવા આવ્યું હતું. તે જે ભારે કાર્ય સાધવા તૈયાર થયો હતો, તે કાર્ય પાર પાડવાની જવાળાથી તેને વધારે વખત પીડાવું પડયું નહિ. તેણે પોતાના સંધ પર જે જવાબદારી લીધી હતી, તે જવાબદારી એક બીજા માણસ

પર નાંખી આ સંસારમાંથી તેને હંમેશને માટે કુચ કરી જવી પડી. સેનાપતિ એન્સને ૨૫મી મે એ અંબાલા છોડયું. ૨૬મી મે એ તે કર્નાલમાં મરણપથારીએ પડયો. બીજે દિવસે મધરાતે સર હેન્રિ બર્નાર્ડ તેના તંબુમાં હાજર થયો. એ વખતે વડો સેનાપતિ ધીરે ધીરે મૃત્યુના ખોળામાં સુવાની તૈયારી કરી રહ્યો હતો. તે પોતાના મિત્રને ઓળખી, અતિ ધીમા અવાજે બોલ્યો, "બર્નાર્ડ, હું તમારા હાથમાં લશ્કરની જવાબદારી સોંપું છું, તમે જાહેર કરશો કે હું મારૂં કર્તવ્ય બજાવવા કેટલો વ્યગ્ર હતો. હવે હું આ પથારી પરથી ઉઠી શકું તેમ નથી. હું પ્રાર્થના કરૂં છું કે તમે આ બાબતમાં ફતેહ મેળવો. ઇશ્વર તમારૂં ભલું કરો. હવે રજા લઉ છું." ત્યારબાદ એક કલાકમાં સેનાપતિ એન્સને મનુષ્યોનાં વખાણ કે નિંદાના હાથમાંથી મુક્ત થઇ અનંત શાંતિના રાજ્યમાં આશ્રય લીધો.

આ પ્રમાણે ભયંકર પ્રકોપની શરૂઆતમાં હિંદનો વડો સેનાપતિ કોલેરાના ભયંકર રોગથી મરણ પામ્યો. તેણે જે ભારે કામ બજાવવાનું માથે લીધું હતું, તે કામ બજાવવાની લાયકાત તેનામાં કેટલી હતી તે વિસ્તારથી કહેવાની જરૂર નથી. કેવળ એટલું જ કહેવું બસ થશે કે તે હિંદમાં આવ્યા બાદ બધાને સરખી રીતે સંતુષ્ટ કરી શકયો નહોતો. તે સાહસી અને સરળ હૃદયનો હોઇ શકે, પરંતુ કાર્યક્ષેત્ર પર તેની સૂક્ષ્મદૃષ્ટિ અગર એકાગ્રતા ખિલી નીકળી નથી. જ્યારે ચોતરફ ભયંકર પ્રકોપનાં ચિહ્નો જણાતાં હતાં, સિપાહીઓ ઉશ્કેરાઇ ફિરંગીઓનાં લોહીથી પોતાની દ્વેષબુદ્ધિ શાંત પાડવાનો આગ્રહ દર્શાવતા હતાં, ત્યારે વડો સેનાપતિ જોઇએ તેવી કાર્યતત્પરતા કે દૃઢતા બતાવી શકયો નહોતો. તે ઘટના સ્થળે ઉપસ્થિત થયો હોત તો મિરતના

બંડખોર સિપાહીઓ દિલ્હીના સિપાહીઓ સાથે એકત્ર થઇ શકત નહિ. જ્યારે મિરત બંડખોર સિપાહીઓનું રણક્ષેત્ર બની રહ્યું હતું, દિલ્હી તેઓના પ્રબળ હલ્લાથી બ્રિટિશ સત્તાના હાથમાંથી સરી પડ્યું હતું, ત્યારે વડો સેનાપતિ સિમલાની શીતલ ટેકરીપર હવા ખાતો હતો. મેજર જનરલ હુકર નામનો એક લશ્કરી અમલદાર લખે છે, કે "હું સાહસપૂર્વક કહું છું, કે તપાસ કરવાથી જરૂર જણાશે કે તે (એન્સન) આ વખતે કાર્ય પાર પાડવાને તદ્દન નાલાયક હતો. તે શાંત, ધીર અને શિષ્ટ હતો. તેના હૃદયની દુર્બળતાના સંબંધમાં કંઇ પણ કહેવું એ બહુ જ કષ્ટમય છતાં દેશને માટે અને જેઓના પુત્ર, તથા બરાંછોકરાંએ હિંદમાં બલિદાન આપ્યું છે, તેને ખાતર કહેવું જોઇએ કે તેને કેવળ ભલામણ પત્રોના જોરથી આવી ઉંચી પદવી આપવામાં આવી હતી."[1] એક બીજા અમલદારે આ સંબંધમાં લખ્યું છે, કે "મૃત્યુએ સેનાપતિ એન્સનને મારાના હાથમાંથી છોડાવ્યો છે. સૈનિકો તેના તરફ તિરસ્કારની નજરે જોતા. તેઓએ તેનો તંબુ સળગાવી મૂક્યો હતો. તે પોતાના કાર્ય માટે તદ્દન અયોગ્ય હતો. ઘોડા અને રમત ગમત એજ તેનું પ્રધાન લક્ષ્ય હતું."[1] આ પ્રમાણે ઘણા માણસોએ સેનાપતિ એન્સન સંબંધમાં પોતાનો અભિપ્રાય જાહેર કર્યો છે. કોઇ કોઇ તેના ગુણો પ્રગટ કરે છે ખરા, પરંતુ તે ગુણગૌરવ સર્વ સંમત થએલ નથી. સૂક્ષ્મ વિચારકોના કઠોર સમાલોચનાથી એ પ્રશંસાવાદ સાધારણ પ્રજાને તૃપ્તિ પમાડતો નથી. વડો સેનાપતિ સહૃદયી અને શાંત સ્વભાવનો હતો. શિષ્ટ વ્યવહારથી તે

---

૧ Cracertin Indian Empire Vol. II. P. 180

૧ Martin,, Indian Empire Vol. II. P. 180.

સમાજમાં પોતાની આબરુ જાળવી શકતો. પરંતુ ફક્ત કાર્યતત્પરતાના અભાવને લીધે જ તે પોતાની પદવીનું ગૌરવ જાળવી શક્યો ન હોતો. અને સરકારી નોકરોને સંતુષ્ટ કરી શક્યો નહોતો.

અગાઉ કહ્યું છે તેમ વડા સેનાપતિએ મરતી વેળ સેનાપતિ બર્નાર્ડના હાથમાં સૈન્ય પરિચાલનની જવાબદારી સોંપી હતી. બર્નાર્ડ પોતાની જવાબદારી સમજી દિલ્હી તરફ કુચ કરવાની તૈયારી કરવા લાગ્યો. તરત જ સૈન્ય અંબાલાથી દિલ્હી તરફ જવા લાગ્યું. ગ્રીષ્મઋતુનો પ્રચંડ તડકો ચોતરફ અગ્નિના કણ વેરતો હતો. યુરોપિઅન સૈનિકો દિવસે મુસાફરી કરી શકતા નહિ, તેથી દિવસ આથમ્યા બાદ રાત્રિના સમયમાં તેઓની મુસાફરી શરૂ થતી. જ્યારે રાત પૂરી થતી, સવાર પડતી, પુર્વ દિશા સૂર્યના પ્રકાશથી ઝળાંહળાં થઇ રહેતી ત્યારે યુરોપિઅન સૈનિકોના હૃદયમાં ભારે ભય પેદા થતો, ત્યાર બાદ સૂર્યનાં કિરણો પ્રખર થતાં એટલે તેઓ પોતપોતાના તંબુમાં છુપાઇ જતા, પરંતુ એ તંબુમાં પણ તેઓને શાંતિ વળતી નહિ. નિર્દય સૂર્ય તંબુને છિન્ન ભિન્ન કરી પ્રતિક્ષણે સળગતી આગ તેઓનાં શરીર પર ફેંકતો. પ્રચંડ તાપથી આ પ્રમાણે પિડાતા પિડાતા તેઓ ચોતરફ બંધ કરેલા તંબુમાં મુડદાંની માફક પડ્યા રહેતા, છેવટે જ્યારે સૂર્ય પશ્ચિમ તરફ ઢળતો, કિરણો ધીમે ધીમે શાંત થતાં, ત્યારે તેઓમાં જીવ આવતો. ત્યારે તેઓ પોતપોતાના તંબુમાંથી બહાર આવતા અને પોતાનો સર સામાન લઇ મુસાફરી માટે તૈયાર થતા. આ પ્રમાણે સંધ્યાકાળ એ તેઓને માટે કાર્ય શરૂ કરવાનો વખત હતો. તેઓ એ સમયે મુસાફરી શરૂ કરી રાત્રિની નિસ્તબ્ધતામાં મગ્ન રહી દિલ્હી તરફ જતા. તારામય રાત્રિ તેઓને બહુ સુંદર લાગતી હતી. પરંતુ

આવી બાહ્ય શાંતિપૂર્ણ મુસાફરીમાં તેઓનાં હૃદયને શાંતિ વળતી નહિ. દમન ન કરી શકાય એવી વેરવૃત્તિને લીધે તેઓ રસ્તામાં અનેક ન કરવાનાં કાર્યો કરતા હતા. દિલ્હીથી જે યુરોપિઅનો નાસી છૂટયા હતા, તેઓમાંના અનેક બહુ ખરાબ સ્થિતિમાં આવી પડયા હતા. આનું કારણ ગામડાંના લોકો ઉપર અહંકારી યુરોપિઅન લશ્કર ભારે જુલમ ગુજારતું હતું. યુરોપિઅન સૈનિકો નિર્દોષ ગામડિઆઓને પકડી લાવતા. અને પોતે પોતાની મેળે ન્યાય કરવાનો ફાર્સ ભજવી તેઓને નિષ્ઠુર ભાવે મારી નાખતા. તેઓના ઓફિસરો પણ આ કાર્યને અનુ-મોદન આપતા. એક સહૃદય લેખક આવાં શોચનીય દૃશ્યનું વર્ણન આ પ્રમાણે કરે છે.–“સૈનિકોનો ભયંકર ઉગ્રભાવ દહાડે દહાડે વધતો જતો હતો. સાથે આવતા ચાકરો તરફ તેઓ ઉગ્રભાવ વારંવાર દર્શાવતા તેથી ઘણા ચાકરો રસ્તામાં જ નાસી જતા હતા. બંદીવાનો જે થોડા કલાક–અર્થાત્ તેઓનો ન્યાય અને વિનાશની વચ્ચેનો જે કંઇ સમય મેળવતા તે દરમ્યાન આ ઉગ્રભાવવાળા સૈનિકોને હાથે ભારે ત્રાસ ભોગવતા. તેઓ તેઓને વાળ પકડી ઘસડતા, સંગીનો ભોંકતા, અને જુલમથી ગોમાંસ ખવરાવતા. તેઓના ઓફિસરો પાસે ઉભા ઉભા આ કાર્યને અનુમોદન આપતા હતા.”[૧]

મનુષ્યનું રુધિર પીવાને તલસતા સૈનિકો આ પ્રમાણે રસ્તામાં પોતાની હેવાનિયતનાં દૃષ્ટાંતો આપતા આપતા દિલ્હી તરફ રવાના થવા લાગ્યા. તેઓનું કાર્યક્ષેત્ર હવે વધુ દૂર નહોતું. તેઓને વિશ્વાસ બેસી ગયો હતો કે અમે ગમે તેમ કરી અમારૂં કાર્ય પાર પાડશું જ. એકજ લડાઇમાં બંડખોર સિપાહીઓનો નાશ કરીશું. અમે સવા-

૧ Kaye Sepoy war, Vol II. P. 170 note.

રમાં લડાઇ કરીશું અને રાત્રે કંઇ પણ હરકત વિના દિલ્હીમાં બેઠા બેઠા મદિરાપાન કરીશું. તંબુમાં જેઓ માંદા હતા તેઓ પણ પોતાને સાજા તરીકે ઓળખાવવા લાગ્યા. રોગનું દુઃખ છુપાવી તેઓ કહેવા લાગ્યા કે " હવે અમને જેમ બને તેમ જલદી માંદાની પથારી છોડવાની રજા આપો જેથી અમે શત્રુઓ સાથે લડી શકીએ." પરંતુ સેનાપતિ બર્નાર્ડના સૈનિકો આવા બળસંપન્ન નહોતા. જોકે તેઓ શત્રુઓ સામે ધસી જવાનો આગ્રહ દર્શાવતા હતા, તો પણ મદદગાર સૈન્યની એક વધુ ટુકડી જરૂરની હતી. સેનાપતિ વિલસનના સૈનિકો મિરતથી તેઓની મદદે આવતા હતા. ૧૦મી મેની સ્મરણીય રાત પછી એ ટુકડી શું કરતી હતી, એ વાત જાણવા જેવી છે.

જે રાત્રે મિરતના સિપાહીઓએ બંડ ઉઠાવી દિલ્હી તરફ કુચ કરી ત્યારબાદ બીજે દિવસે અંગ્રેજ અમલદારોએ બાકી રહેલા યુરોપિઅનોને એક સ્થળે એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો. તેઓના પ્રયત્નથી બધા મિરતના × વિશાળ લશ્કરી વિદ્યાલયમાં એકત્ર થયા. કલેકટરની ઓફિસમાંથી તીજોરી ખસેડી અહીં લાવવામાં આવી. એ સમયે મિરતમાં કેવી ઉથલપાથલ થઇ હતી, તે અમે પહેલા ભાગમાં દર્શાવી ગયા છીએ. યુરોપિઅનોમાંના કોઇનું જીવન સલામત નહોતું. બંડખોર સિપાહીઓના ગોળીબારથી છૂટેલા કેદીઓના જુલમથી અથવા ઉન્મત્ત ગુજરોના હલ્લાથી તેઓમાંના અનેક મરી પરવાર્યા હતા અગર લુંટાઈ બેહાલ બન્યા હતા. એવું કહેવાય છે, કે એ વખતે મુસાફરોને ધોરી માર્ગે જતા અટકાવવામાં આવ્યા હતા. ટપાલ લુંટાઈ હતી. ઘણાં ઘરો લૂંટાયાં હતાં અને ગૃહસ્વામી કુટુંબ સાથે માર્યા ગયા હતા.[1]

---

૧. એ સમયની સરકારી યાદીમાં જાહેર કરવામાં આવ્યું હતું,

સત્તાવાળાઓ સિપાહીઓનું આ આકસ્મિક ઉત્થાન અને તેથી બનેલી ભયાનક ઘટનાઓ નિરખી પ્રકોપની ભયંકરતા સમજી શક્યા હતા. તેઓએ પોતાના બચાવ માટે લશ્કરી કાયદો જાહેર કર્યો હતો. પરંતુ આ કાયદાનું માન જાળવવામાં આવ્યું નહોતું. કેવળ સંદેહ પર આધાર રાખી અનેક માણસોને ફાંસીએ લટકાવવામાં આવ્યા હતા. સિપાહીઓના હલ્લાથી જેમ યુરોપિઅનોનું જીવન ભયમાં આવી પડ્યું હતું તેમ આ કાયદાની રૂએ સાધારણ પ્રજાની જિંદગી પણ ભયમાં આવી પડી હતી. સત્તાવાળાઓ ભયંકર વેદનાથી અધીરા બની ન્યાય અન્યાય તરફ નજર રાખતા નહિ. જે કોઇ બંદીવાન બને, તે કેવળ સંદેહને લીધેજ ફાંસીએ લટકતો અને યુરોપિઅનોની ધગધગતી વૈરાગ્નિમાં અંજલિદાન કરતો.

મિરતથી ૬૦ માઇલ દૂર ગંગાને કિનારે રૂડકિ આવેલ છે. અહીં હિંદની મોટામાં મોટી ઇંજિનિયરિંગ કોલેજ આવેલી છે. રૂડકિની

---

કે રામદયાલ નામના એક માણસને ઘણું દેવું થઇ ગયું. તે આપી ન શકવાથી કોર્ટમાં દાવો માંડવામાં આવ્યો. તેને કેદની સજા થઇ. જ્યારે ૧૦ મી મે એ મિરતના સિપાઓએ યુરોપિઅનો પર હલ્લો કર્યો, ઘરો સળગાવ્યાં અને જેલ તોડી કેદીઓને મુક્ત કર્યા ત્યારે આ ભાઇ પણ છુટા થયા. તે છુટો થઇ પોતાને ગામ ભોજપુર ગયો; અને ૧૦ મીની રાત્રે તથા બીજે દિવસે સવારમાં કેટલાંક માણસો એકત્ર કરી જે સાહુકારે તેનાપર ફરિયાદ કરી હતી તેના પર ચઢાઇ કરી. તેણે તે સાહુકારને તથા તેના કુટુંબનાં ૬ માણસોને મારી નાખ્યાં–Kaye, Sepoy War, Vol. II. P. 173, note.

આ ટોમ્સન કૉલેજનું કારખાનું વિવિધ યંત્રોથી પરિપૂર્ણ છે. યંત્રોને લીધે આ સ્થળ હમેશાં જીવતું જાગતું હોય એમ જણાય છે. નહેરનું પાણી પાવાને લગતાં કાર્યનું મુખ્ય કાર્યાલય પણ અહીં હોવાથી અહીંથી જે નિયમો બહાર પડે તે મુજબ બધાં ખેતરોને પાણી પૂરૂં પાડી જમીન ફળદ્રુપ બનાવવામાં આવે છે. એ સિવાય અહીં આ દેશના કેળવાએલા લશ્કરી ઇજનેરો યુરોપિઅન ઑફિસરોના તાબમાં કામ કરે છે. તેથી રૂડકિ એક મુખ્ય મથક થઇ પડયું છે. મે માસની શરૂઆતમાં તો અહીં કંઇ ચિન્હો જણાયાં નહિ. વિદ્યાલયના અધ્યાપકો શાંતિથી વિદ્યાર્થીઓને સ્થપતિ વિદ્યાનો ઉપદેશ આપતા હતા. વિદ્યાર્થીઓ પણ શાંતિપૂર્વક એ ઉપદેશ ગ્રહણ કરતા હતા. ઇજનેરો પોતપોતાના નકશા અને યંત્રાદિ લઇ દરરોજનું કાર્ય કર્યે જતા હતા. કોઇ પણ સ્થળે કંઇ ગડબડ જણાતી નહોતી. કર્નલ બેયર્ડસ્મિથ આ સ્થળનો વડો હતો. તે જ્યારે જીવન અને સંપત્તિની જાળવણી માટે આખી પૃથ્વીમાં રૂડકને સર્વોત્તમ માનતો હતો ત્યારે મિરતના સમાચાર આ શાંતિપૂર્ણ સ્થાનમાં આવી પહોંચ્યા. પૂર્વોક્ત લશ્કરી ઇજનેરોના અધ્યક્ષ મેજર ફ્રેઝરને મિરતના સેનાપતિ પાસેથી હુકમ મળ્યો, કે "તમારે જેમ બને તેમ જલદી હાથ નીચેની ટુકડી સાથે મિરત આવવું. કારણ કે અહીંના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું છે. કર્નલ બેયર્ડસ્મિથને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તેણે કર્નલ ફ્રેઝરને ગંગા નદીની નહેર વાટે નૌકા મારફત સૈન્ય મોકલવાનું કહ્યું. ફ્રેઝરે આ વાત સ્વીકારી લીધી. તેણે ૭ કલાકમાં હજાર માણસનું લશ્કર મોકલી શકાય તેટલાં વહાણો એકત્ર કર્યાં. રૂડકિમાં કેવળ ૭૧૩ લશ્કરી ઇજનેરો હતા. એ બધા લોકો મિરત જવા તૈયાર થયા. એ દરમિઆન મિરતથી સમાચાર આવ્યા, કે રૂડકિનાં રક્ષણ માટે બે ટુકડી રાખી

બાકીનું સૈન્ય મિરત મોકલવું. તેથી ૭૧૩ માણસોમાંના ૫૦૦ માણસો તૈયાર થઇ ફ્રેઝર સાહેબની સરદારી નીચે મિરત જવા નીકળ્યા.[1]

ત્યાર બાદ દિલ્હીમાં મચેલા દંગાના સમાચાર રૂડકિ આવી પહોંચ્યા. બેયર્ડસ્મિથ ઇજનેરી કારખાનાના બચાવ માટે ગોઠવણ કરવા લાગ્યો. તે વાયવ્ય પ્રાંતની નહેરોના જલસેચન વિભાગનો મુખ્ય પરિદર્શક હતો. આ કાર્યમાં તે ખૂબ કુશળ હતો. લશ્કરી ઉત્તેજન અથવા ગડબડ સાથે આ કાર્યને કંઇ સંબંધ નહતો. મુખ્ય પરિદર્શક તરીકે તે શાન્તિથી શાંતિમય માર્ગે રહી પોતાનું કર્તવ્ય બજાવતો હતો. પરંતુ અત્યારે એ શાંતિ તો દૂર નાસી ગઇ હતી. શાંતિ અશાંતિના રૂપમાં ફેરવાઇ ગઇ હતી. તેથી મુખ્ય પરિદર્શક સ્થપતિવિદ્યાને બદલે લશ્કરી

---

૧ કર્નલ બેયર્ડસ્મિથે આ સંબંધમાં લખ્યું છે, કે " મેં સવારમાં મિરતના સિપાહીઓએ બળવો ઉઠાવ્યો છે અને યુરોપિયનોનાં ખૂન કર્યાં છે એવા સમાચાર સાંભળ્યા. જ્યારે હું પ્રાતઃભ્રમણ કરવા માટે ઘોડેસ્વાર થવા બારણા આગળ આવ્યો ત્યારે ભૂતત્ત્વ શાસ્ત્રના અધ્યાપક મેડલિકટ ત્યાં બેઠા હતા. તેમને મેં ચિંતાતુર જોયા. ચિંતાનું કારણ પૂછ્યું તો તેમણે જણાવ્યું, કે મિરતના સેનાપતિએ ફ્રેઝર સાહેબને સૈન્ય સહિત જેમ બને તેમ જલદી ત્યાં જવાનો હુકમ આપ્યો છે. લગભગ એક કલાક પહેલાં આ સમાચાર આવ્યા છે. મેં તરતજ પગ રસ્તે જવાને બદલે ગંગાનદીની નહેર વાટે જવાનો ઠરાવ મૂક્યો. કારણ કે પગ રસ્તે જતાં સૈનિકો થાકી જાય તેથી મિરત જઇ તરત કંઇ કામ કરી શકે નહિ. " Ms. Correspondence of Colonal Baird Smith. COmp. Kaye, Sepoy war. Vol. II. P. 175 note

કાર્યમાં જોડાયો. રૂડકિના બચાવનું કામ તેને માથે આવી પડ્યું. બેયર્ડસ્મિથ ખૂબ તત્પરતા દર્શાવી બચાવનું કાર્ય બજાવવા લાગ્યો. ૨૬ મી મૈ એ કોલેજના કારખાનામાં યુરોપિઅન સ્ત્રીઓ ને બાળકોને લઈ જવામાં આવ્યાં. તેઓની સંખ્યા ૧૦૦ ઉપર હતી. પુરુષોની સંખ્યા બૈરાં છોકરાં કરતાં સહેજ વધુ હતી. તેઓમાંના ઘણા ખરા નોકરી કરતા હતા, તેથી હથિયાર પકડવામાં ચાલાક નહોતા. ૫૦ માણસનું કેલવાએલું સૈન્ય અને ૮–૧૦ અમલદારો હતા. બેયર્ડ સ્મિથ તેઓનો સરદાર થઇ રૂડકિનું રક્ષણ કરવા તૈયાર થયો.

રૂડકિમાં જે લશ્કરી ઇજનેરો હતા, તેમાંના દરેકને બેયર્ડ સ્મિથે વિશ્વાસુ ધાર્યા નહોતા. નાના પ્રકારના ગપ્પાથી તેઓ ધીમે ધીમે અધીરા બની જતા હતા. હાડકાના ભૂકાવાળા આટાની વાત તેઓમાં પણ ફેલાઇ હતી. બીજા સિપાહીઓની માફક તેઓ પણ ધારતા હતા કે અમારાં હથિયારો પડાવી લઇ અંગ્રેજો અમારો નાશ કરી નાખશે. તેઓ પ્રતિક્ષણે હુમલો થવાનો ડર રાખતા હતા. દર પળે તેઓ પોતાની કલ્પના આગળ પોતાને હથિયારો વિનાના દીનહીન બનેલા કલ્પતા હતા. આમ હોવાથી તેઓના મનમાં શાંતિ નહોતી, હૃદયમાં રાજભક્તિ નહોતી, કર્ત્તવ્યમાં દિલ ખૂચતું નહોતું. તેઓ પોતાની સમક્ષ પોતાની જ સંહારિણી મૂર્તિ નિહાળી ભયભીત થતા હતા. એ દરમ્યાન તેઓએ સાંભળ્યું કે મેજર રીડની સરદારી નીચે ગુરખા સૈન્યની એક ટુકડી ડેરાહુનથી આવે છે. આ વાત સાંભળી તેઓએ વિચાર્યું કે હવે આવી બન્યું. સૈન્ય આવે છે, આપણાં હથિયારો જશે, પોશાક જશે, ધર્મ જશે. બેયર્ડસ્મિથે આ ચળવળ સમજી લઇ મેજર રીડને લખી મોકલ્યું કે " આપ મહેરબાની કરીને રૂડકિ આવશો નહિ " રીડે

આ સલાહ માની રૂડકિ તરફ ન આવતાં ગંગાનદીની નહેર વાટે મિરત તરફ ગમન કર્યું.

ફ્રેઝરની સરદારી નીચે જે સિપાહીઓ મિરત જતા હતા, તેઓ શાંતિ પૂર્વક મિરત પહોંચ્યા. મિરત સુધીના રસ્તામાં તેઓએ કંઇ ઉદ્ધતાઇ દર્શાવી નહિ. પણ મિરત પહોંચ્યા બાદ તેઓમાં અશાન્તિ પેદા થઇ. સેનાપતિ તેઓનાં હથિયારો તથા દારૂગોળો તેઓના રક્ષણ તળે રાખવા તૈયાર હતો. સૈનિકોમાં અવિશ્વાસ પેદા થાય, તેવું કંઇ પણ કાર્ય કરવાની તેની મરજી નહોતી. ગોળાનો આઘાત સહી શકે એવું એક મજબુત ઘર તેને સોંપવામાં આવ્યું હતું. તેની મરજી એ ઘરમાં પોતાની ટુકડીનો બધો દારૂગોળો રાખવાની હતી. જો આ અભિપ્રાય અગાઉથી સૈનિકોને જણાવવામાં આવ્યો હોત તો તેઓ જરાપણ વાદવિવાદ ન કરતાં કબૂલ થાત. પરંતુ દૈવયોગે સૈનિકોને આ સંબંધમાં અગાઉથી કંઇ જણાવવામાં આવ્યું નહોતું. દીર્ઘદૃષ્ટિનો અભાવ ઘણી વેળા અનર્થનું કારણ થઇ પડે છે. આ બાબતમાં પણ ડગલે ડગલે દીર્ઘદૃષ્ટિનો અભાવ માલુમ પડતો હતો. અમલદારોએ સિપાહીઓનું કૌતુહલ શાંત પાડ્યું નહિ. સત્તાવાળાઓ ઘણી વેળા અમુક ઇરાદાથી અમુક કાર્ય શરૂ કરતા, તે કાર્યને શંકાશીલ સિપાહીઓ જુદી રીતે નિહાળતા અને સરકારને ભયંકર શત્રુ ગણી કાઢતા. આ વખતે પણ એવુંજ બન્યું. મિરતમાં પહોંચ્યા પછી બીજે દિવસે તેઓએ જોયું કે અમારો દારૂગોળો સ્થાનાન્તરિત થાય છે, પોતાના સેનાપતિનો ઇરાદો તેમનાથી અજાણ્યો હતો. આથી તેઓનાં અંતઃકરણ અનેક કુતર્કો કરવા લાગ્યાં. તેઓ એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે ભરેલી ગાડીઓ અટકાવી મિરતના સિપાહીઓએ કરેલાં કાર્યની પુનઃ

રાજ્ઞત્તિ કરવા તત્પર થયા. એક અફગાન સિપાહીએ પીઠ પાછળથી સેનાપતિ પર ગોળીબાર કર્યો. ફ્રેઝર ઘાયલ થઇ જમીન પર પડયો. સેનાપતિને મારી સિપાહીઓ આમ તેમ દોડયા. એક યુરોપિયન ટુકડી તેમની પાછળ દોડી. ઘણા ખરા સિપાહીઓ નાસી ગયા હતા. કેવળ પચાસ જણા પકડાયા. તેઓમાંનું કોઈ બચ્યું નહિ. ઉશ્કેરાએલા યુરોપિયન સિપાહીઓના હાથે તેઓની જીવનલીલા પૂરી થઇ ગઇ.

૨૭ મી મે એ સેનાપતિ વિલ્સનની સરદારી નીચે મિરતનું સૈન્ય દિલ્હી પર હલ્લો કરવા જતાં સૈન્યને મદદ કરવા આગળ વધ્યું. ગ્રિથેડ સાહેબ દિવાની અમલદાર તરીકે તેમની સાથે ચાલ્યા. પહેલાં બે દિવસો સુધી તો તેઓને બંડખોર સિપાહીઓનો ભેટો થયો નહિ. ગ્રિથેડ સાહેબે ધાર્યું કે દિલ્હીની દિવાલો પાસે ગયા સિવાય બંડખોરોનો ભેટો થવાનો નથી. પરંતુ ૩૦ મી તારીખે તેમની ભૂલ ભાગી. વિલ્સન સાહેબ એ તારીખે હિન્દન નદીને કિનારે આવેલાં ગાજીઉદ્દીન નામનાં નગર આગળ આવી પહોંચ્યો હતો. દિલ્હીના સિપાહીઓએ યુરોપિઅનોને હરાવી દિલ્હીમાં બ્રિટિશ સત્તાનું નામ નિશાન રહેવા દીધું નહોતું, બ્રિટિશ સત્તા સામે લડવા માટે તેઓએ તૈયારી કરી રાખી હતી. તેઓએ અત્યાર સુધી અંગ્રેજો સમક્ષ પોતાનું પ્રાધાન્ય જાળવી રાખ્યું હતું, મોગલ પાદશાહને પોતાનો સમ્રાટ બનાવ્યો હતો અને કોઇનો ડર રાખ્યા વિના દિલ્હીપર પોતાની સત્તા ચલાવી હતી. અત્યાર સુધીમાં સફળતા મળી હોવાથી તેઓનું સાહસ વૃદ્ધિ પામતું જતું હતું. આ વખતે તેઓએ વિચાર કર્યો કે અંબાલાનું સૈન્ય દિલ્હી આવી પહોંચે તે દરમ્યાન મિરતના સૈન્યને હરાવી હાંકી કાઢવાથી અંગ્રેજી લશ્કરનું બળ છિન્નભિન્ન થઇ જશે.

આવા વિચારથી સિપાહીઓ દિલ્હી બહાર મિરતનાં લશ્કરને અટકાવી હાંકી કાઢવા વિલ્સન સાહેબનાં લશ્કર સામે છાવણી નાખી પડયા હતા. તેઓએ પોતાની જમણી બાજુએ તોપો ગોઠવી ગોરા સૈનિકો પર મારો ચલાવ્યો, પણ થોડી વારમાં તેઓને છત્રભંગ થઈ પાછું હઠવું પડ્યું. તેઓની પાંચ તોપો અંગ્રેજોના હાથમાં આવી. નાસેલુ સિપાહીઓમાંના કેટલાક પાસેનાં ગામો તરફ અને કેટલાક દિલ્હી તરફ નાઠા. આ લડાઇમાં સિપાહીઓએ બહાદુરી બતાવવામાં કચાશ રાખી નહોતી. અંગ્રેજો પણ આ લડાઇમાં પોતાને થએલું નુકશાન કબુલ કરે છે. એક સિપાહીની અસાધારણ બહાદુરીથી સિપાહીઓના દારૂગોળાની એક ગાડી સળગી ઉઠી. એ ગાડીનો દારૂગોળો જે તોપમાં ભરવામાં આવતો હતો તે તોપ એક અગ્રેજ સેનાપતિએ પોતાના સૈનિકોની મદદથી કબજે કરી તે વખતે ૧૧ મા ટુકડીનો એક સિપાહી ભયંકર યુદ્ધના કોલાહલ વચ્ચે પણ શાંતિ પૂર્વક એ દારૂગાળાની ગાડી પર બંદુકની ગોળીઓ છોડયા કરતો હતો. બંદુકના ગોળીબારથી દારૂગોળો સળગી ઉઠયો કે તરત પેલો સિપાહી મરણ પામ્યો તથા અંગ્રેજ સેનાપતિ પણ પોતાના કેટલાક સિપાહીઓ સાથે માર્યો ગયો. બીજા કેટલાક સૈનિકો પણ આ અકસ્માતથી ઘાયલ થયા. પેલા સિપાહીએ પોતાના જીવનને તુચ્છ ગણી પોતાનો પરાજય સ્પષ્ટ જણાતો છતાં સામા પક્ષનું બળ ઓછું કરવા માટે આવું વીરત્વ બતાવ્યું હતું. બંડખોર સિપાહીઓમાં આવી કાર્ય તત્પરતાનો અભાવ નહોતો. તેઓ સ્વાધીનતા માટે જીવ આપવા તૈયાર હતા. આ ઇતિહાસમાં અનેક સ્થળે તેઓનું વીરત્વ અને સાહસ જણાઈ આવે છે. સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે વીરપુરૂષો કેવો ત્યાગ કરી શકે છે, તે આવાં દૃષ્ટાંતો પરથી સમજાય છે. તેઓમાંના અનેકની કીર્તિ આજે પણ ઇતિહાસનાં પાનાં

ઉજાળી રહી છે, જો કે કેટલાક એવા વીરો પણ હશે કે જેના વિષે આપણે કંઇ જાણતા નથી. વિદેશી ઇતિહાસકારો ઘણે સ્થળે વિદેશીઓની જ્વલંત કીર્તિ દર્શાવવાની આનાકાની કરતા જણાય છે. જો આવો બનાવ યુરોપમા બન્યો હોત તો એ વીર પુરુષોની વીરત્વ કથાથી આખું જગત ચમકત. એ વીરો જગતના દરેક માણસોનાં હૃદયમાં સ્થાન મેળવત. પરંતુ આ હતભાગ્ય દેશમાં તેઓનાં નામ પણ ઇતિહાસમાં મળી શકતાં નથી અનંત કાળના મારાથી, અતીત સ્મૃતિની તાડનાથી બધું નિર્મૂળ થઇ ગયું છે.

નાસેડુ સિપાહીઓ દિલ્હી આવી પહોંચ્યા. એટલે અંગ્રેજોને અટકાવવાની બીજી તૈયારી થવા લાગી. જે સિપાહીઓ હારી નાસી આવ્યા હતા, તેઓ પોતાનું ભાગ્ય ફરી અજમાવવા માટે તૈયાર થવા લાગ્યા. પાછા તેઓ હિન્દનન તીરે આવી અંગ્રેજો પર તોપોનો મારો ચલાવવા લાગ્યા. અંગ્રેજ તોપચીઓએ આગળ વધી શત્રુના મોરચા સામે તોપો ગોઠવી દીધી. બે કલાક સુધી બંને પક્ષ વચ્ચે લડાઇ ચાલી. મે માસની છેલ્લી તારીખ હતી, સૂર્યનારાયણે પોતાના પ્રખર તાપથી અંગ્રેજી સૈન્યને કાયર કરી નાખ્યું કેટલાક ગોરા સૈનિકો તરસથી બેબાકળા બની ગયા, કેટલાક સિપાહીઓના ગોળાથી માર્યા ગયા, કેટલાક મુસાફરીના થાકથી તથા ભયંકર તરસથી લડાઇ કરવાને અશક્ત બની ગયા, અને કેટલાક પરિશ્રાન્તિ વખતે જલપાન કરી અનંત નિદ્રામાં પોઢ્યા. સામા પક્ષને આગળ વધતો જોઇ સિપાહીઓએ દિલ્હી તરફ હઠવાનો વિચાર કર્યો. અંગ્રેજોની હરોળના ભાગ પર સતત ગોળીબાર કરતા કરતા તેઓ પોતાની હાર તોળ્યા સિવાય દિલ્હી તરફ હઠી ગયા. તેઓની તોપો, બંદુક કે દારૂગોળામાંથી કંઇ અંગ્રેજોના

હાથમાં આવ્યું નહિ. સિપાહીઓ પોતાનાં બધાં અસ્ત્રશસ્ત્રો સાથે દિલ્હીમાં પેઠા. પ્રચંડ તાપથી, દારૂણ પિપાસાથી અને કંઈ ખાવાનું ન મળવાથી અંગ્રેજી સૈન્ય સિપાહીઓની પાછળ ધસતી વેળા કંઇ નુકસાન કરી શકયા નહિ.

દિલ્હી જીતવા આવતાં લશ્કરને મદદ કરવા મિરતનાં સૈન્ય ઉપરાંત બુલંદ શહેરથી ૫૦૦ ગુરખાનું સૈન્ય લઇ મેજર ચાર્લ્સ રીડ ઝપાટાબંધ આવી રહ્યો હતો. અંગ્રેજી લશ્કર છેટેથી તેને દુશ્મનનું લશ્કર ધારી ચિંતાતુર બન્યું હતું. પણ છેવટે તેને પોતાનું મદદગાર લશ્કર જાણી અતિશય આનંદ દર્શાવ્યો. ગોરા સૈનિકોએ આનંદપૂર્વક ગુરખા સૈન્યને આવકાર આપ્યો.

૫ મી જુને બર્નાડનું લશ્કર દિલ્હીથી પાંચ માઇલ દૂર આવેલાં અલીપુર આગળ આવી પહોચ્યું. મિરતનું મદદગાર લશ્કર આવી પહોચ્યું ત્યાં સુધી તે લશ્કર ત્યાં પડયું રહ્યું. ૬ ઠ્ઠી જુને સેનાપતિ વિલ્સન વાઘપથ આગળ જમના નદી ઉતર્યો. એજ દિવસે મોટી મોટી તોપો પણ આવી પહોચી.

૭ મી જુને લશ્કર અલીપુર આવી પહોચ્યું. બીજે દિવસે એક વાગ્યાને શુમારે દિલ્હી તરફ કુચ કરી. જાસુસ દ્વારા સાંભળ્યું કે બંડખોરો દિલ્હી આગળ ભેટો કરવાની રાહ જોઇ રહ્યા છે. અંગ્રેજો પોતાનું લુપ્ત ગૌરવ મેળવવા માટે દૃઢ નિશ્ચય કરી આગળ વધવા લાગ્યા. દિલ્હીથી છ માઇલ દૂર આવેલ બુદલિકાસરાઇ નામના સ્થળે સિપાહીઓ ધામો નાખી પડયા હતા. એ સ્થળે કેટલીક જુની ઇમારતો અને દિવાલ બાંધેલા બાગો હતા. મોગલ સલ્તનતની ચઢતી વખતે અહીં દરબારના અમાત્યોમાંના કોઇ કોઇ રહેતા હતા. જૂની ઇમારતો

અને વિશાળ બાગો એ પૂર્વકથાનાં નિદર્શન રૂપે અત્યારે વિરાજતાં હતાં. સેનાપતિ બર્નાર્ડ એ સ્થાન તરફ આગળ વધવા લાગ્યો. ૮ મી જુને સિપાહીઓની તોપોમાંથી તેનાં લશ્કર પર ગોળા વરસવા લાગ્યા. સિપાહીઓએ પ્રથમ પોતાની તોપો પર આધાર રાખી યુદ્ધ શરૂ કર્યું. અંગ્રેજી લશ્કર મુખ્યત્વે કરીને ચાર વિભાગમાં વહેંચાઇ ગયું હતું. સેનાપતિ બર્નાર્ડે સિપાહીઓ પર હલ્લો કર્યો ત્યારે એક બીજા સેનાનાયકે સિપાહીઓની ડાબી પાંખ પર હુમલો કર્યો. બીજી બાજુએથી એક બીજા સેનાનાયકે પોતાનાં માણસોને સિપાહીઓ પર ધસારો કરવાનો હુકમ આપ્યો. આ પ્રમાણે સિપાહીઓ ચોતરફથી ઘેરાયા છતાં તેઓનું પરાક્રમ, સાહસ, કે વીરત્વ ઓછું થયું નહિ. અંગ્રેજ સેનાનાયકો પ્રબળ પરાક્રમ દાખવી તેઓ પર ધસી આવતા હતા ત્યારે સિપાહીઓ પોતપોતાની તોપ પાસે ખડા રહી અત્યંત બહાદુરી દર્શાવવા લાગ્યા. તેઓમાંના ઘણાખરા તોપો તજી પાછળ હઠયા નહિ. તેઓએ જે મંત્રની દિક્ષા લીધી હતી, તે મંત્ર ખાતર દેહપાત કરવાનો નિશ્ચય કરી તેઓ અપુર્વ વીરત્વ દર્શાવી રહ્યા હતા. અંગ્રેજોની સંગીનો તેઓનાં હૃદયમાં ભોંકાવા લાગી, છતાં તેઓએ તોપો ન છોડી તેઓ સંગીનોથી આરપાર વીંધાઇ પોતાની તોપો આગળ ખરા વીરની માફક અનંત નિદ્રામાં સૂતા.

સેનાનાયક ગ્રેવ્સ સાહેબે જ્યારે સિપાહીઓની ડાબી પાંખ પર હલ્લો કર્યો, ત્યારે એક બીજા સેનાનાયકે પોતાના ઘોડેસ્વાર અને તોપચીઓ સાથે શત્રુઓના મોખરાના ભાગ પર હલ્લો કર્યો. સિપાહીઓ હવે પાછા હઠવા તૈયાર થયા. પ્રથમ તો હરોળબંધ પાછળ હઠયા, પણ પાછળથી ગભરાટમાં હરોળ તૂટી. તેઓ છૂટા છવાયા દિલ્હી તરફ

નાઠા. તેઓની તોપો તથા દારૂગોળો અંગ્રેજોના હાથમાં આવ્યો. બુદલિકાસરાઇથી દિલ્હી જવાના બે રસ્તા ફાટે છે. તેમાંનો એક રસ્તો સબજીમંડી તરફ અને બીજો અંગ્રેજોની જુની છાવણી તરફ ગયો છે. સેનાપતિ બર્નાડ પહેલે રસ્તે પોતાના એક સેનાપતિને મોકલી પોતે બીજે રસ્તે દિલ્હી તરફ જવા લાગ્યો. આ બંને રસ્તા સિપાહીઓના હાથમાંથી ખુંચવી લેવામાં આવ્યા. સિપાહીઓ હવે દિલ્હીમાં ભરાયા. આ પ્રમાણે ૮ મી જુનની લડાઇ પૂરી થઇ. અંગ્રેજોના ઇતિહાસમાં લખ્યું છે કે આ લડાઇમાં સાડાત્રણસો સિપાહીઓ માર્યા ગયા હતા. અંગ્રેજોનાં લશ્કરમાં ૪ ઓફિસરો અને ૪૬ સૈનિકો મરણશરણ થયા હતા. એ ઉપરાત ૧૩૪ માણસો ઘાયલ થયા હતા અને કેટલાકનો પત્તો મળ્યો નહોતો. અંગ્રેજ સૈન્યનો આજુટંટ જનરલ કર્નલ ચેસ્ટર આ લડાઇમાં માર્યો ગયો હતો. કર્નલ ચેસ્ટર માર્યો ગયાથી અંગ્રેજોના પક્ષને બહુ નુકસાન થયું. અંગ્રેજો કેવળ પોતાના સ્વદેશી લોકોની સહાયતાથી આ લડાઇમાં વિજયી થયા નહોતા. સેનાનાયક રીડની સરદારી નીચે ગુરખાઓએ આ લડાઇમાં ભાગ લીધો હતો. તેઓએ સિપાહીઓનો વ્યુહ ભેદવામાં એવું પરાક્રમ બતાવ્યું હતું કે અંગ્રેજ સિપાહીઓએ તેઓનાં મુક્ત કંઠે વખાણ કર્યાં હતાં. ગુરખાઓ સિવાય મિરતનું દેશી લશ્કર, ઝિંદના રાજાનું સૈન્ય અને જાન ફિશનખાં નામના એક અફઘાન સેનાપતિની એક ઘોડેસ્વાર ટુકડીએ આ લડાઇમાં અંગ્રેજો તરફથી ભાગ લીધો હતો. દેશી લોકોનાં બાહુબળ પર આધાર રાખી અંગ્રેજોએ આ દેશમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું. લૉર્ડ કલાઇવે દેશી સિપાહીઓની મદદથી દક્ષિણનાં યદ્ધો જીત્યાં હતાં અને પ્લાસીની લડાઇમાં હતભાગી સિરાજનો ગર્વ ઉતારી બિહાર, બંગાળા ને ઓરિસ્સાનો શાસનદંડ ગ્રહણ કર્યો હતો. આ

અને વિશાળ બાગો એ પૂર્વકથાનાં નિદર્શન રૂપે અત્યારે વિરાજતાં હતાં. સેનાપતિ બર્નાડ એ સ્થાન તરફ આગળ વધવા લાગ્યો. ૮ મી જુને સિપાહીઓની તોપોમાંથી તેનાં લશ્કર પર ગોળા વરસવા લાગ્યા. સિપાહીઓએ પ્રથમ પોતાની તોપો પર આધાર રાખી યુદ્ધ શરૂ કર્યું. અંગ્રેજી લશ્કર મુખ્યત્વે કરીને ચાર વિભાગમાં વહેંચાઇ ગયું હતું. સેનાપતિ બર્નાર્ડે સિપાહીઓ પર હલ્લો કર્યો ત્યારે એક બીજા સેનાનાયકે સિપાહીઓની ડાબી પાંખ પર હુમલો કર્યો. બીજી બાજુએથી એક બીજા સેનાનાયકે પોતાનાં માણસોને સિપાહીઓ પર ધસારો કરવાનો હુકમ આપ્યો. આ પ્રમાણે સિપાહીઓ ચોતરફથી ઘેરાયા છતાં તેઓનું પરાક્રમ, સાહસ, કે વીરત્વ ઓછું થયું નહિ. અંગ્રેજ સેનાનાયકો પ્રબળ પરાક્રમ દાખવી તેઓ પર ધસી આવતા હતા ત્યારે સિપાહીઓ પોતપોતાની તોપ પાસે ખડા રહી અત્યંત બહાદુરી દર્શાવવા લાગ્યા. તેઓમાંના ઘણાખરા તોપો તજી પાછળ હઠયા નહિ. તેઓએ જે મંત્રની દિક્ષા લીધી હતી, તે મંત્ર ખાતર દેહપાત કરવાનો નિશ્ચય કરી તેઓ અપૂર્વ વીરત્વ દર્શાવી રહ્યા હતા. અંગ્રેજોની સંગીનો તેઓનાં હૃદયમાં ભોંકાવા લાગી, છતાં તેઓએ તોપો ન છોડી તેઓ સંગીનોથી આરપાર વીંધાઇ પોતાની તોપો આગળ ખરા વીરની માફક અનંત નિદ્રામાં સૂતા.

સેનાનાયક ગ્રેવ્સ સાહેબે જ્યારે સિપાહીઓની ડાબી પાંખ પર હલ્લો કર્યો, ત્યારે એક બીજા સેનાનાયકે પોતાના ઘોડેસ્વાર અને તોપચીઓ સાથે શત્રુઓના મોખરાના ભાગ પર હલ્લો કર્યો. સિપાહીઓ હવે પાછા હઠવા તૈયાર થયા. પ્રથમ તો હરોળબંધ પાછળ હઠ્યા, પણ પાછળથી ગભરાટમાં હરોળ તૂટી. તેઓ છૂટા છવાયા દિલ્હી તરફ

નાઠા. તેઓની તોપો તથા દારૂગોળો અંગ્રેજોના હાથમાં આવ્યો. બુદલિકાસરાઇથી દિલ્હી જવાના બે રસ્તા ફાટે છે. તેમાંનો એક રસ્તો સબજીમંડી તરફ અને બીજો અંગ્રેજોની જુની છાવણી તરફ ગયો છે. સેનાપતિ બર્નાર્ડ પહેલે રસ્તે પોતાના એક સેનાપતિને મોકલી પોતે બીજે રસ્તે દિલ્હી તરફ જવા લાગ્યો. આ બંને રસ્તા સિપાહીઓના હાથમાંથી ખુંચવી લેવામાં આવ્યા. સિપાહીઓ હવે દિલ્હીમાં ભરાયા. આ પ્રમાણે ૮ મી જુનની લડાઇ પૂરી થઇ. અગ્રેજોના ઇતિહાસમાં લખ્યું છે કે આ લડાઇમાં સાડાત્રણસો સિપાહીઓ માર્યા ગયા હતા. અંગ્રેજોનાં લશ્કરમાં ૪ ઓફિસરો અને ૪૬ સૈનિકો મરણશરણ થયા હતા. એ ઉપરાંત ૧૬૪ માણસો ઘાયલ થયા હતા અને કેટલાકનો પત્તો મળ્યો નહોતો. અંગ્રેજ સૈન્યનો આજુટંટ જનરલ કર્નલ ચેસ્ટર આ લડાઇમાં માર્યો ગયો હતો. કર્નલ ચેસ્ટર માર્યા ગયાથી અંગ્રેજોના પક્ષને બહુ નુકસાન થયું. અંગ્રેજો કેવળ પોતાના સ્વદેશી લોકોની સહાયતાથી આ લડાઇમાં વિજયી થયા નહોતા. સેનાનાયક રીડની સરદારી નીચે ગુરખાઓએ આ લડાઇમાં ભાગ લીધો હતો. તેઓએ સિપાહીઓનો વ્યુહ ભેદવામાં એવું પરાક્રમ બતાવ્યું હતું કે અંગ્રેજ સિપાહીઓએ તેઓનાં મુક્ત કંઠે વખાણ કર્યાં હતાં. ગુરખાઓ સિવાય મિરતનું દેશી લશ્કર, ઝિંદના રાજાનું સૈન્ય અને જાન ફિશનખાં નામના એક અફઘાન સેનાપતિની એક ઘોડેસ્વાર ટુકડીએ આ લડાઇમાં અંગ્રેજો તરફથી ભાગ લીધો હતો. દેશી લોકોનાં બાહુબળ પર આધાર રાખી અંગ્રેજોએ આ દેશમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું. લૉર્ડ ક્લાઇવે દેશી સિપાહીઓની મદદથી દક્ષિણનાં યુદ્ધો જીત્યાં હતાં અને પ્લાસીની લડાઇમાં હતભાગી સિરાજનો ગર્વ ઉતારી બિહાર, બંગાળા ને ઓરિસ્સાનો શાસનદંડ ગ્રહણ કર્યો હતો. આ

પ્રમાણે અંગ્રેજો દર વખતે દેશી લોકોની મદદથી જ જીત્યા છે. આ વખતે પણ દેશી લોકો અંગ્રેજોને મદદ આપતાં અચકાયા નહોતા. દેશી લોકોએ આવા સંકટના સમયમાં પોતાના સ્વદેશબાંધવોના ભળાં રહેંસી અંગ્રેજોને વિજય અપાવ્યો હતો. મુખ્યત્વે કરીને તેઓની મદદથી અંગ્રેજોએ આ ભયંકર પ્રકોપમાંથી મુક્તિ મેળવી હતી.

બર્નાર્ડે વિજયી થઇ દિલ્હીના કવાયતનાં મેદાન પર પોતાનું સૈન્ય ગોઠવ્યું. એક માસ પહેલાં દિલ્હીના રહેવાશીઓએ જે સ્થળે ફિરંગીઓને પ્રાણ જવના ભયથી નાસતા જોયા હતા, ત્યાં અત્યારે તેઓ દલબદ્ધ થઇ ઉભા હતા ફિરંગીઓનો ધ્વજ તૈમુરવંશીઓની રાજધાનીમાંથી દૃષ્ટિગોચર થવા લાગ્યો. સેનાપતિ બર્નાર્ડે આ પ્રમાણે એક સાધનાની સિદ્ધિ મેળવી, સિપાહીઓએ દિલ્હીની દિવાલો આગળ ફિરંગીઓને જોયા છતાં હાર કબુલી શરણ સ્વીકાર્યું નહિ. તેઓને હજી આશા હતી, તેથી તેઓ આ ગોરા સૈનિકો પર પ્રાધાન્ય મેળવવાની આશાથી ભવિષ્ય પર આધાર રાખી બેઠા.

## અધ્યાય ૩ જો

વિષયનિર્દેશઃ–વાયવ્ય પ્રાંત–વારાણસી–આજિમગઢના સિપાહીઓમાં ગડબડ–સેનાપતિ નીલનું આગમન–જોનપુર–અલ્લાહાબાદ–કાનપુર.



લૉર્ડ કેનિંગ દિલ્હી કબજે કરવા માટે સેનાપતિઓની નિમણૂક કરતો હતો ત્યારે ગંગા જમનાના દોઆબની સ્થિતિ ભયંકર થતી જતી હતી. લોર્ડ કેનિંગને એ પ્રદેશમાં આવેલાં શહેરોની બહુ ચિંતા થઇ. કારણ કે ત્યાં યુરોપિઅન સૈનિકો નહોતા. કેવળ દાનપુરમાં એક

યુરોપિઅન ટુકડી હતી. એ સિવાય કેટલાક તોપરક્ષક યુરોપિઅન સૈનિકો અંગ્રેજોના પક્ષમાં હતા. આ સિવાય ગંગાજમના વચ્ચેના પ્રદેશમાં કોઇ પણ સ્થળે યુરોપિઅન લશ્કર નહોતું. હવે એ સ્થાનો પર લૉર્ડ કેનિંગનું ધ્યાન ખેંચાયું. જો બંડખોર સિપાહીઓ આ પ્રદેશ પર હુમલો કરે તો ત્યાંના યુરોપિઅનોની સ્થિતિ અતિશય શોચનીય થઇ પડે તે વાત લૉર્ડ કેનિંગના ધ્યાનમાં ઉતરી ગઇ હતી. જ્યારે મિરતમાં ભયંકર બનાવ બન્યો, દિલ્હી સિપાહીઓના કબજામાં આવ્યું ત્યારે ગંગાજમના વચ્ચેના પ્રદેશના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું હોત તો અંગ્રેજો એટલા બધા ત્રાસી જાત કે હવે શું કરવું તેનો વિચાર કરવાની શક્તિ પણ તેઓમાં રહેત નહિ. જ્યારે દિલ્હીના યુરોપિઅનો જાન બચાવી નાસી છૂટયા હતા ત્યારે આ પ્રદેશમાં વિપ્લવની ભયંકર મૂર્ત્તિ દેખાઇ નહોતી. કેવળ બજારમાં, સૈનિકોની છાવણીમાં અને પ્રજામાં ભયંકર ઉશ્કેરણીનાં ચિન્હો જણાતાં હતાં. આ ચિન્હોમાંથી ભયંકર ભડકો સળગી ઉઠશે એવું બધા ધારતા હતા. કેટલાંક અઠવાડિઆમાં એવો બનાવ બન્યો અને જોતજોતામાં આખા વાયવ્ય પ્રાંત પર સર્વસંહારક કાળની વિકટ છાયા છવાઇ ગઇ.

કલકત્તાથી લગભગ ૪૦૦ માઇલ દૂર હિંદુઓનું પવિત્ર તીર્થ કાશી આવેલું છે. કાશી એ હિંદુસમાજના તીર્થ સ્થાન તથા વિદ્યાપીઠ રૂપે ઝળહળી રહ્યું છે. પુણ્યસલિલા ગંગા નદી પરથી આ શહેર અતિ રમણીય દેખાય છે. આ શહેરનાં અસંખ્ય મંદિરો જુદે જુદે વખતે અને જુદા જુદા સંપ્રદાયદ્વારા બંધાયાં હોવાથી વૈચિત્ર્યજનક ગણાય છે, તેની ઉન્નત પ્રાસાદાવલિ હારબંધ બાંધેલી હોવાથી ચિત્રની માફક અધિક સુંદરતા દર્શાવે છે, અને તેના ઘાટોનાં પગથિંઆં ગંગાના

કિનારાની શોભા બમણી કરી મૂકે છે. હિંદુઓની શિલ્પચાતુરી સિવાય આ સ્થાન તેમના ધર્મ અને શાસ્ત્રને માટે પોતાનું પ્રાધાન્ય અતિ પ્રાચીનકાલથી જાળવતું આવ્યું છે. ગંગા કિનારે નહાતાં હજારો યાત્રાળુઓના હજારો મુખમાંથી જ્યારે "હરહર શિવશિવ"નો અવાજ નીકળે છે, અને સાયંકાળ વખતે દેવાલયોમાં થતી આરતિના અવાજથી ગંગા કિનારો કંપી ઉઠે છે ત્યારે હિંદુઓના હૃદયમાં ગંભીર ઉદાત્ત ભાવનો સંચાર થાય છે. ઘણી સદીઓ પસાર થઇ ગઇ છે, છતાં એ પવિત્ર શહેરની પવિત્રતામાંથી એક રેખા પણ ચલિત થઇ નથી. હિંદના છેલ્લા પ્રતાપી મોગલ પાદશાહે બંધાવેલી મસ્જિદ, હિંદુ મંદિરની પાસે ખડી છે, ખ્રિસ્તી ધર્મ ફેલાવનારાઓનું વિદ્યાલય અને ભજનાલય ઠેકઠેકાણે સ્થપાયાં છે, તો પણ પવિત્ર વારાણસી તીર્થમાં હિંદુ ધર્મનો મહિમા ઓછો થયો નથી. સુકુમાર બ્રાહ્મણ બાળકો આજે પણ તે શહેરના પ્રત્યેક ભાગમાં કોમળ કંઠે સામવેદનું ગાયન કરતા ફરે છે. તત્ત્વજ્ઞ બ્રાહ્મણો આજે પણ અહીં વેદવેદાન્ત–વગેરે શાસ્ત્રોની ચર્ચા કરી જનસાધારણની શ્રદ્ધા અને પ્રીતિ આકર્ષે છે. પશ્ચિમમાં વિજ્ઞાન અને સંસ્કૃતિએ તેઓની ખ્યાતિ વિલુપ્ત કરી નથી. મોલવી અને મિશનરીઓના પ્રયત્નથી અહીંના પંડિતો તથા પુરોહિતોએ પોતાના જુના રિવાજોને બંધ પાડયા નથી.

બળવા વખતે આ પવિત્ર તીર્થના રહેવાશીઓ શાંતિથી રહી શકયા નહિ. જે ઉશ્કેરણી મિરત અને દિલ્હીમાં ફેલાઇ હતી તે જ ઉશ્કેરણી કાશીના લોકોને પણ અકળાવી મૂકતી હતી. ઇ. સ. ૧૮૫૭ ના ઉનાળામાં ખોરાકી અતિશય મોંઘી થઇ ગઈ. લોકોને ખાત્રી થઇ ગઇ કે ફિરંગીઓના દોષથી અમારી આહાર–સામગ્રી દહાડે દહાડે

મોંઘી થતી જાય છે. આ કારણથી લોકો દહાડે દહાડે બ્રિટિશ શાસન પર ગુસ્સે થતા જતા હતા. તે સિવાય બીજાં કેટલાંક કારણોથી પણ પ્રજા ઉશ્કેરાઇ ગઇ હતી. દિલ્હીના રાજવંશીઓમાંના ઘણાખરા કાશીમાં રહેતા હતા. તેઓનો મંત્ર આ વખતે તદ્દન વ્યર્થ ગયો નહોતો. બ્રિટિશ રાજ્યમાં દેશીઓનું સન્માન જળવાતું નહિ, ધર્મ જળવાતો હતો તેમાં વળી ખાદ્ય સામગ્રીની મોંઘવારી રૂપી મુશ્કેલી ઉમેરાતાં હિંદુ અને મુસલમાનોમાંના ઘણાખરા બ્રિટિશ સત્તા વિરૂદ્ધ તરફેણ કરવા લાગ્યા. શહેરથી ત્રણ માઇલ દૂર શિક્રોલ નામનું સ્થળ આવેલું છે. યુરોપિઅનો ત્યાં રહેતા હતા. અંગ્રેજોની લશ્કરી છાવણી, અદાલત, કારાગૃહ, દેવળ, ગવર્નમેન્ટ કોલેજ, ઇસ્પિતાલ, બગીચો વગેરે બધું એ ગૌરાંગ દેવોના નિવાસમાં હતું. લશ્કરી છાવણીમાં આ વખતે ત્રણ દેશી પાયદળ પલ્ટણો અને કેટલાક ગોરા તોપચીઓ હતા. આ ત્રણ પલ્ટણોમાંની એક ૩૭ પાયદળ પલ્ટણ, બીજી લુધિઆનાની શિખ પલ્ટણ અને ત્રીજી ૧૩ મી ઘોડેસ્વાર પલ્ટણ હતી. બધા મળીને લગભગ ૨૦૦૦ સૈનિકો એ ત્રણે પલ્ટણોમાં હતા. ગોરા તોપચીઓની સંખ્યા ૩૦ ની હતી; જ્યોર્જ પન્સન્બિ આ બધાં લશ્કરનો ઉપરિ હતો. હેન્રિ ટ્કર આ વખતે કાશીનો કમિશનર, ફ્રેડરિક ગાબન્સ જજ અને લિન્ડ સાહેબ મેજિસ્ટ્રેટ હતો. તેઓ મિરત અને દિલ્હીના સમાચાર સાંભળી પોતાના હાથ નીચેનો પ્રદેશ જાળવવા તત્પર થયા. પરંતુ તેઓનો પ્રયત્ન સફળ થયો નહિ. જે બનાવ મિરત તથા દિલ્હીમાં બન્યો તેજ બનાવ કાશીમાં પણ બન્યો.

જુન માસની શરૂઆતમાં સિપાહીઓનાં કેટલાંક ખાલી ઘરો આગ લાગી ભસ્મ થઇ ગયાં. ત્યારબાદ કાશીથી ૬૦ માઇલ દૂર

તેઓએ જે રૂપીઆ લૂટી લીધા હતા, તેમાંથી ઓફિસરોને એકેક મહિનાનો પગાર લેવાનું કહ્યું હતું. આ પ્રમાણે સિપાહીઓએ પોતાના ઓફિસરો પ્રત સૌજન્ય દર્શાવ્યું હતું.[1] તેઓ આ રૂપીઆ લઇ પાછા આજીમગઢ આવ્યા. તેઓમાંના કોઇ કોઇ પોતાના ઓફિસરોને સુરક્ષિત સ્થાને પ્હોંચાડવા ગયા. એ દરમ્યાન આજીમગઢના યુરોપિઅનો ગાજીપુર નાસી ગયા. સિપાહીઓએ આવીને જોયું કે આજિમગઢમાં તો યુરોપિઅનોનું નામ નથી. કચેરી, છાવણી વગેરે બધું ખાલી પડ્યું છે તેઓ વિજયના ઉલ્લાસમાં આડંબરપૂર્વક ફૈજાબાદ તરફ રવાના થયા.

આજિમગઢના સમાચાર કાશી પહોંચ્યા. કાશીના સત્તાવાળા આત્મરક્ષણ માટે તત્પર થયા. તેઓને મદદ કરવા સેનાપતિ નીલ સૈન્ય લઇ પાસે આવવા લાગ્યો હતો. નીલ રાણિગંજ સુધી રેલ્વેમાં આવ્યા બાદ ઘોડાની ટપાલમાં કાશી આવી પહોંચ્યો. નીલ અને તેની સાથેનાં મદ્રાસી સૈન્ય સિવાય દાનાપુરની યુરોપિઅન ટુકડી પણ કાશી આવી પહોંચી. આ પ્રમાણે મદદગાર લશ્કર આવી પહોંચ્યું એટલે કાશીના સત્તાવાળાઓએ દેશી લશ્કરનાં હથિયારો ઉતારી લેવાની તૈયારી કરી.

નિરસ્ત્રીકરણ વિષે સત્તાવાળાઓમાં પ્રથમ એવો નિશ્ચય થયો હતો કે સિપાહીઓને બીજે દિવસે સવારમાં કવાયતના વિશાળ મેદાનમાં એકત્ર કરી હથિઆરો છોડી દેવાનો હુકમ આપવો. પરંતુ કોઈ કોઈ સવાર સુધી રાહ જોવા તૈયાર નહોતા. એક કલાકનો વિલંબ પણ ભયંકર સ્થિતિ ઉત્પન્ન કરશે એવો તેઓનો મત હતો. જે કંઇ કરવું હોય તો અત્યારે આ ક્ષણેજ પાર પાડવું એવા વિચાર અમલમાં મુકા-

1 Martin, Indian Empire. Vol. II. P. 280.

ચવા એ પક્ષ તલપાપડ થઇ રહ્યો હતો. આઝીમગઢના સમાચાર અહીં આવી ગયા છે; એ સમાચારથી અહીંના સિપાહીઓ કોઇપણ ક્ષણે બંડ ઉઠાવે, કદાચ સવાર સુધીમાં બંડ ઉઠાવી ચૂકયા હોય; માટે નિરસ્ત્રીકરણમાં વિલંબ કરવો યોગ્ય નથી એમ કહી તેઓ પોતાના પક્ષનું સમર્થન કરવા લાગ્યા. પન્સન્બિ કાશીનો વડો સેનાનાયક હતો: નિરસ્ત્રીકરણનો હુકમ આપવાની સત્તા તેના હાથમાં હતી. શિખ સૈન્યના ઓફિસર ગૉર્ડને પન્સન્બિને જણાવ્યું કે શહેરના બદમાસો સાથે સિપાહીઓને વાતચીત થાય છે. તેઓ બંને કમિશ્નર અને જજ સાથે નિરસ્ત્રીકરણ સંબંધમાં મસલત કરવા લાગ્યા. થોડીવાર પછી તેઓનો કર્નલ નીલ સાથે મેળાપ થયો.[૧] નીલે જેમ બને તેમ જલદી હાથઆરો છડાવી લેવાનો વિચાર દર્શાવ્યો, થોડા વાદવિવાદ પછી પન્સન્બિએ સિપાહીઓને સાંજના ૫ વાગે કવાયતના મેદાન પર હાજર કરવાની કબુલાત આપી. તે નિરસ્ત્રીકરણનો બંદોબસ્ત કરવા તત્પર થયો.

ત્યારબાદ પન્સન્બિ ગોર્ડનની સાથે પોતાને ઘેર ગયો. ત્યાં ૩૭માં પલટણના અધ્યક્ષ મેજર બારેટ સાથે તેઓની મુલાકાત થઇ. મેજર

૧. પન્સન્બિ અને નીલ એ બેમાંના કોણે કોની મુલાકાત લીધી, તે બાબતમાં મતભેદ છે. પન્સન્બિ કહે છે કે હું અને ગોર્ડન જજ ગોબિન્સને ઘેર હતા ત્યારે નીલ તે સ્થળે આવી પહોંચ્યો. તેથી વિરૂદ્ધ નીલ કહે છે કે પન્સન્બિ અને ગૉર્ડન બંને મારે ઉતારે આવ્યા હતા. વારાણસીના જોઇન્ટ મેજિસ્ટ્રેટ ટકરે લખ્યું છે કે પન્સન્બિ જ્યારે ગોર્ડનને ઘેરથી રવાના થયો હતો ત્યારે રસ્તામાં નીલની સાથે તેની મુલાકાત થઇ. ગમે તેમ હોય, આવા મતભેદ પર કંઇ વચન આપવાની જરૂર નથી.

બારેટ સિપાહીઓ પર બહુ પ્રીતિ રાખતો હતો; સિપાહીઓની સાધુતા, પ્રભુભક્તિ અને કર્ત્તવ્યપરાયણતાએ તેનાપર ઊંડી છાપ પાડી હતી. તેણે નિઃશસ્ત્રીકરણની વિરુદ્ધ પોતાનો મત દૃઢતાપૂર્વક દર્શાવ્યો. તેણે કહ્યું કે નિઃશસ્ત્રીકરણથી સિપાહીઓને બહુ લાગી આવશે, તેઓ દુઃસહ મનોયાતનાથી અધીરા થઇ વેર વાળવા તૈયાર થશે. પરંતુ પન્સન્બિએ એવી દલીલો પર ધ્યાન આપ્યું નહિ. તેણે કહ્યું કે સ્થાનિક જજની પાસેથી મેં જે કંઇ સાંભળ્યું છે તે પરથી મને જણાય છે કે હથિયારો પડાવી લેવા સિવાય બીજો ઉપાય રહ્યો નથી. આથી બારેટને પોતાના ઓફિસરોને ૫ વાગતાં કવાયત માટે તૈયાર રહેવાનું કહેણ મોકલવાની ફરજ પડી. થોડીવારમાં વડા સેનાનાયકનો ઘોડો તૈયાર કરી આણવામાં આવ્યો. પન્સન્બિ થોડો સમય થતાં સાજો થયો હતો. રોગ્યપ્રયુક્ત ક્ષીણતા હજુ સુધી તેના ચહેરા પરથી દૂર થઇ નહોતી. અત્યારે તેનું શરીર અને મન બંને વ્યાકૂળ થઇ ગયાં. આ રીતે વ્યાકૂલચિત્તે તે યુરોપિઅન લશ્કરી છાવણી તરફ ચાલ્યો. ત્યાં પહોંચતાં જણાયું કે કર્નલ નીલ પોતાનું લશ્કર લઇ તૈયાર ઉભો છે. બધી તોપો તયાર હતી. પન્સન્બિએ જરૂરી હુકમો આપ્યા; પરંતુ તે જાણતો હતો કે આ કાર્ય કરવાની લાયકાત મારામાં નથી. અંગ્રેજ સેનાપતિઓ જે કાર્ય સાધવા તૈયાર થયા હતા, તે કાર્ય પાર પાડવામાં ભારે અડચણ થવાની સંભાવના હતા. આ વખતે કાશીમાં બે હજાર સિપાહીઓ હતા ત્યારે યુરોપિઅનોની સંખ્યા અઢીસોથી વધારે નહોતી. આ બે હજાર સિપાહીઓ એક સરખા ઉશ્કેરાઇ ગયા હતા. અંગ્રેજી સેનાપતિ આવા ઉશ્કેરાઇ ગએલા સિપાહીઓનાં હથિયારો છોડાવવા માગતો હતો. નિઃશસ્ત્રીકરણનો હુકમ જાહેર કરી સેનાપતિ અને તેના મદદનીશો કવાયતનાં મેદાનપર ૩૭મી પલ્ટણના સિપાહીઓ પાસે ગયા. ૪૧૪

સિપાહીઓએ જરા પણ આનાકાની ન કરતાં સેનાપતિ સમક્ષ પોતાનાં હથિયારોનો ઢગ કર્યો. ધીમે ધીમે તેઓ પોતાનો પોશાક ઉતારવા લાગ્યા. તેઓની સામે ભરેલી તોપોનાં મોં હતાં. યુરોપિઅનો સંગીન પકડી થોડે દૂર ઉભા હતા. શિખ યોદ્ધાઓ હથિયાર સહિત તેઓના પક્ષનું સમર્થન કરતા હતા, આ પ્રમાણે ૩૭મી પલ્ટણના સિપાહીઓ આ ભયંકર અસ્ત્રવિસર્જન ભૂમિપર અતિ ભીષણ હથિયારોનો ઢગ કરી પોતાનાં જીવન શોચનીય પરિણામ વિષે ચિન્તવન કરતા હતા, તેઓને શક પડયો હતો કે કદાચ આ બધી તોપોના ગોળાથી હમણાં અમારાં શરીરના ટુકડે ટુકડા થઇ જશે, યુરોપિઅન સૈનિકો અમારાં હથિઆરો લઇ અમારા પર આક્રમણ કરશે. આવા સંદેહથી અકળાતા છતાં તેઓએ કંઇ ઉદ્ધતાઇ દર્શાવી નહિ. કર્નલ સ્પટિસ વુડે જ્યારે તેઓને હથિયારો છોડવાનો હુકમ આપ્યો ત્યારે તેઓ ધૈર્યપૂર્વક તે આદેશ પાળવા લાગ્યા. પરંતુ અકસ્માત્ તેઓનો મત ફર્યો, અચાનક તેઓનો સંદેહ અતિ ભયંકર બની ગયો. દૂર ઉભેલા યુરોપિઅનો તેઓએ છોડેલાં હથિયારો લેવા પાસે પાસે આવવા લાગ્યા એટલે તેઓ શાંત રહી શકયા નહિ. ગોરા લોકોને પાસે આવેલા જોઇ તેઓએ વિચાર્યું કે હવે ભયંકર સમય ઉપસ્થિત થયો છે. હમણાં અમારે તોપોના ગોળા વડે આત્મબલિદાન આપવું પડશે. તેઓને શક તો હતો જ, પણ એ સૌમ્ય શક અત્યારે ભીષણ બની ગયો. તેઓ ભયંકર બની ગયા, પોતાનાં પરિત્યક્ત હથિઆરો લઇ તેઓએ પોતાના ઉપરિઓ પર હુમલો કર્યો.

* * *

આ સમય જ એવો હતો કે કોઇ પણ બાબતમાં જરા જેટલી ગફલત થાય તો કામ વણસી જતું. સિપાહીઓ ઉશ્કેરાયા તો હતા જ;

તેટલામાં જો સત્તાવાળા જરા અસાવધાનતાથી વર્ત્તે તો તેઓ વધારે ઉશ્કેરાઇ જાય એમાં કંઇ શક નથી. કાશીના સત્તાવાળાઓએ આ વખતે અધીરતા દર્શાવી ન હોત અગર બીક બતાવી ન હોત તો જરૂર સિપાહીઓ સુલેહ શાંતિપૂર્વક હથિયારો છોડી દેત. પરંતુ સત્તાવાળાઓ ધૈર્ય ધારણ કરી શકયા નહિ. નિરસ્ત્રીકરણ વખતે તેઓએ તોપો તૈયાર રાખી હતી, હથિયારબંધ સૈનિકો ગોઠવી દીધા હતા, પોતે પણ ઉઘાડી તરવારે બીક બતાવી રહ્યા હતા; સિપાહીઓતો ઉશ્કેરાયલા હતા જ, તેવામાં સામે કાળ જેવાં યુદ્ધાસ્ત્રનો સમામેશ જોઇ ભડકી ઉઠયા. બાદ સુશી યુરોપિઅનો પર હુમલો કરવા તૈયાર થયા. ધુંધવાતો અગ્નિ સળગી ઉઠયો.[1]

કર્નલ સ્પટિસવુડે કહ્યું કે "કવાયતના મેદાનપર જે ૪૧૪ સૈનિકોને એકત્ર કરવામાં આવ્યા હતા તેઓ બધાનાં હૃદય બંડખોર બની ગયાં છે, એ હું ૪ થી જુનના બપોર સુધી ચોક્કસપણે જાણી શકયો નહોતો. મને બાતમી મળી હતી કે બંડખોર લોકોની સંખ્યા ૧૫૦ થી વધારે નથી. એ કારણથી જ્યારે મેં હથિયાર છોડવાનો હુકમ આપ્યો ત્યારે ઘણાખરા એ આદેશ પાળવા લાગ્યા. * * * બે ત્રણ સૈનિકોએ કહ્યું કે "અમારા ઓફિસરોએ અમને છેતર્યા છે. યુરોપિઅનો સહેલાઇથી અમારા પર ગોળીબાર કરી શકે એ ખાતર તેઓ અમને હથિયાર છોડવાનું કહે છે." મેં કહ્યું, "એ ખોટી વાત છે." ત્યારબાદ હું જે દેશી ઓફિસરોને ત્રીશ વર્ષ થયાં ઓળખતો હતો તેઓને મેં પૂછ્યું, કે મેં તમારી સાથે કદી છેતરપિંડી કરી છે ખરી? તેઓમાંના ઘણાખરાએ મોટી અવાજે કહ્યું કે "ના, કદી નહિ; આપે

1. Martin Indian Empire ...

સદાશય પિતાની માફક અમારી સાથે વર્તણુક ચલાવી છે." અને જણાયું કે યુરોપિઅન સૈન્યની હાજરીથી તેઓ બહુ ઉશ્કેરાઇ ગયા છે તેથી એ સૈન્યને આગળ વધવાની મના કરવા માટે મેં તેના તરફ ઘોડો દોડાવ્યો.[૧]"

સેનાપતિ પન્સન્બિના હુકમથી યુરોપિઅન લશ્કર સિપાહીઓ તરફ આગળ વધતું હતું; સ્પટિસવુડ એ સૈન્યને આગળ વધતું અટકાવવા ગયો હતો. સેનાપતિએ સિપાહીઓને માયાળુ અવાજે કહ્યું કે "તમને હથિયારો છોડી દેવાનો હુકમ આપવામાં આવ્યો છે. જો તમે ધૈર્યપૂર્વક આ હુકમ બજાવશો તો તમને કશી ઇજા કરવામાં આવશે નહિ" આ વચનો બોલતી વેળા તેણે વિશ્વાસ ઉત્પન્ન કરવા ખાતર એક સિપાહીને ખભે હાથ મૂક્યો હતો. સિપાહીએ તેને કહ્યું કે, "અમે કંઈ ગુનો કર્યો નથી;" પન્સન્બિએ હિંદીમાં જણાવ્યું કે, "ના, તમે કંઈ ગુનો કર્યો નથી. પરંતુ તમારામાંના કોઇ કોઇએ પોતાની પ્રતિજ્ઞા તોડી છે અને જે ઓફિસરોએ તેઓનું કંઇ બગાડયું નહોતું તેઓને મારી નાખ્યા છે, માટે તમારે હથિયાર છોડવાં પડે છે. તમને જે હુકમ આપવામાં આવે તે બજાવવો જ જોઇએ." સેનાપતિ જ્યારે આ વાતચીત કરતો હતો ત્યારે તેની બાજુના સિપાહીઓ બહુ જ ઉશ્કેરાઇ જઇ હલ્લો કરવાનો પ્રયત્ન કરતા હતા. એક બાજુએથી બે ગોળીઓ અંગ્રેજ ઓફિસરો આગળ આવી પડી. તરત જ સિપાહીઓએ તજેલી બંદુકો હાથમાં લીધી અને ગોળીઓ ભરી યુરોપિઅનો સાથે લડાઈ શરૂ કરી. અકસ્માત ગોળીબાર થવાથી અંગ્રેજ ઓફિસરો ત્રાસી ગયા, પાગલ જેવા બની ગયા. સાત આઠ યુરોપિઅન સૈનિકો

૧. Martin Indian Empire, Vol. II. P. 285.

માર્યા ગયા. ઓફિસરો તોપોની મદદવડે હુમલો અટકાવવા તયાર થયા. મેજર બારેટ હાથઆરો છિનવી લેવાનાં કાર્ય વિરુદ્ધ હતો. તે આ અણચિન્તવ્યા વ્યાપારથી સ્તબ્ધ બની ગયો. તેની ગતિ અટકી ગઇ. તે એક ડગલું પણ ન હઠતાં એ સિપાહીઓનાં ટોળાં વચ્ચે શાંતિપૂર્વક ઉભો. સિપાહીઓ ઉશ્કેરાઇ ગયા હતા છતાં તેઓએ સુજનતાને બાજુએ મૂકી નહોતી. અંગ્રેજોનું લોહી રેડવા તૈયાર થયા છતાં તેઓએ પોતાના હિતેચ્છુ અંગ્રેજ અધિનાયકને કંઇ ઇજા કરી નહિ. સદાચાર અને માયાળુ વ્યવહારથી જે પ્રીતિ અને શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી, તે આવા સમયમાં પણ અચળ રહી. સિપાહીઓએ મેજર બારેટને સુરક્ષિત સ્થાને લઇ જઇ બચાવ્યો.

સિપાહીઓને આ પ્રમાણે લડાઇ કરતા જોઇ અંગ્રેજ સૈનિકોએ ગોળાવૃષ્ટિ શરૂ કરી. સિપાહીઓ તોપો સમક્ષ ટકી ન શકવાથી પોતપોતાના ઘર તરફ દોડયા ઘરની દિવાલો પાછળ છુપાઇ અંગ્રેજો પર ગોળીબાર કરવા લાગ્યા. પરંતુ અંગ્રેજ સેનાનાયકોએ તોપો બંધ કરી નહિ. તોપોના ગોળાથી કેટલાક સિપાહીઓ મરણ પામ્યા. બાકીના કેટલાક શહેરમાં છૂટા છવાયા વિખરાઇ ગયા, અને કેટલાક થોડે દૂર આવેલાં ગામડાંઓમાં ભરાઇ વેર વાળવાના સમયની રાહ જોઇ બેઠા.

એ દરમ્યાન એક દેશી ઘોડેસ્વાર ટુકડી અને એક શિખ ટુકડી કવાયતના મેદાન પર આવી પહોંચી. તેઓ પણ પૂર્વોલ્લેખિત સિપાહીઓની માફક શંકાશીલ હતા. તેઓની શંકા હજુ દૂર થઇ નહોતી. ઘોડેસ્વારોમાંના એકે અતિશય ઉશ્કેરાઈ જઇ પોતાના સેનાનાયક પર ગોળી છોડી, એક બીજા ઘોડેસ્વારે પોતાની તરવાર ખુલ્લી કરી તે ગોળી છોડનારના ટુકડે ટુકડા કરી નાખવાનો પ્રયત્ન કર્યો. શિખો આ બનાવ

દિગ્મૂઢ બની નિહાળવા લાગ્યા. તેઓએ બ્રિટિશ સરકાર વિરૂદ્ધ હથિયારો ઉપાડવાનો સંકલ્પ કરી મૂકયો નહોતો. કવાયતનાં મેદાન પર પણ તેઓ બ્રિટિશ સરકારના વિશ્વાસુ સૈનિકો નીવડયા હતા. જો સત્તાવાળાઓએ તેઓના પર સંદેહ ન દર્શાવતાં પોતાનો ખરો ઉદ્દેશ સમજાવી દીધો હોત તો બનતાં સુધી શિખ સૈન્ય કદી આટલું બધું ઉશ્કેરાઇ જાત નહિ. પરંતુ તે સમયે એટલી બધી ધીરજ જાળવી શકે એવા અમલદારોનો તોટો હતો. ૩૭ મી પલ્ટણના સિપાહીઓએ જ્યારે લડાઇ જગાવી હતી ત્યારે શિખ પલ્ટણપર અંગ્રેજ સેનાનાયકોને સંદેહ ઉત્પન્ન થયો હતો, તેઓએ એ સંદેહને વશ થઇ ૩૭ મી પલ્ટણ સામે શિખોને હુમલો કરવાનો હુકમ ન આપતાં તોપોનો આશ્રય લીધો હતો. તેઓની આવી અધીરાઇ જોઇ એક શિખ સૈનિકે એક અંગ્રેજ સેનાનાયક પર ગોળી છોડી. તરત જ તેની જ પલ્ટનના એક બીજા શિખે એ ગોળી છોડનારને મારી નાખી પોતાની વફાદારી બતાવવાનો પ્રયત્ન કર્યો. આ રીતે શિખ પલ્ટણમાં એક જણની ઉશ્કેરણી બંધ પાડવા બીજો પ્રયત્ન કરી રહ્યો હતો. એકનો દ્વેષ દબાવી દેવા બીજો હથિયાર વાપરવા તૈયાર થયો હતો એવામાં અંગ્રેજ સૈનિકોએ તેઓની આખી પલ્ટણને બંડખોર ધારી હથિયારોનો આશ્રય લીધો. ધુંધવાતો અગ્નિ પ્રજ્વલિત બન્યો. દેશી સિપાહીઓ યુરોપિઅનો પર ગોળીબાર કરવા લાગ્યા. આ વખતે બધી તોપો અરક્ષિત અવસ્થામાં હતી. તોપોના રક્ષક ગોરા સૈનિકો ૩૭ મી પલ્ટણના સિપાહીઓ પાછળ પડી તેમનાં ઘર પર્યંત ગયા હતા. જો દેશી પાયદળ અને શિખોએ અગ્રેસર થઇ આ તોપો કબજે કરી લીધી હોત અને શૃંખલાબદ્ધ થઇ તોપોની સહાયતાથી અંગ્રેજો પર હલ્લો કર્યો હોત તો જરૂર કાશી અંગ્રેજોના કબજામાંથી ચાલ્યું જાત. પરંતુ તે વખતે સિપાહીઓમાં

આવી શૃંખલા નહોતી. ધારેલું કાર્ય પાર પાડવાની પદ્ધતિ નહોતી. સિપાહીઓ કોઇ હોશિયાર અધિનાયકના હુકમ મુજબ વર્ત્તતા નહોતા. કોઇ વિચક્ષણ યુદ્ધવીર તેઓને રસ્તો બતાવતો નહોતો. તેઓ ઉચ્છૃંખલ ભાવે કોલાહલ કરતા હતા. પોતાને કર્ત્તાહર્ત્તા માની ગમે તેવી રીતે હથિયારો વાપરતા હતા, પોતાને વીરપુરુષ માની કેવળ આડી અવળી ગોળીઓ ફેંકી વિજય મેળવવાની આશા રાખતા હતા, તે દરમ્યાન એક અંગ્રેજ સેનાનાયકે તોપોને અરક્ષિત જોઇ ઝપાટાબંધ આવી એ બધી તોપો કબજે કરી લીધી. એકાએક તોપોનાં મોં ફરી ગયાં. સિપાહીઓપર ગોળા પડવા લાગ્યા. આ સળગતા ગોળા આગળ તેમનાથી ટકી શકાયું નહિ. તેઓ વિચ્છિન્ન થઇ ચોતરફ નાઠા. કાશીના કવાયતનાં મેદાનપર અંગ્રેજોનું પ્રાધાન્ય કાયમ રહ્યું.

હથિયાર છોડાવવા જતાં આખી પલટણ બંડખોર બની ગઇ, અમલદારોના અવિચારથી ઉશ્કેરણીને બદલે બંડ ઉઠયું. કાશીના અંગ્રેજ સેનાપતિ બિચારો અતિશય કાયર થઇ ગયો. તેની સમક્ષ વિશાળ કાર્યક્ષેત્ર પડયું હતું, એ કાર્યક્ષેત્રપર ડગલાં ભરવાનું સામર્થ્ય તેનામાં રહ્યું નહિ. ગ્રીષ્મઋતુનો સૂર્ય ધીમે ધીમે પશ્ચિમ બાજુએ ઢળતો હતો. તેની મ્લાન જ્યોતિ જગતની સમક્ષ અવસ્થાની પરિવર્ત્તનશીલતા વિષે પ્રત્યક્ષ બોધપાઠ આપતી હતી. સાયંકાળનો પવન ધીરે ધીરે વહી જીવોનાં હૃદયને શાંતિ આપતો હતો. રોગશીર્ણ અને જરાજીર્ણ સેનાપતિ પણ અસ્તગમનોન્મુખ સૂર્યની માફક આથમી ગયો. સ્નિગ્ધ સમીરણ તેનાં હૃદયને શાંતિ આપી શકયો નહિ. તીવ્ર મનોયાતના અને દુઃસહ દુઃખને લીધે સેનાપતિએ પોતાનો ઓદ્ધો કર્નલ નીલને

સોંપી દીધો. નીલ કાશીનો સેનાપતિ બની પોતાની વેરવૃતિ ચરિતાર્થ કરવા તૈયાર થયો. જે સિપાહીઓ પોતાનાં ઘરમાં ભરાઇ રહ્યા હતા તેને હાંકી કાઢી મારી નાખવામાં આવ્યા. જેઓ નિર્જન કુટીરમાં છુપાઇ રહ્યા હતા તેઓ એ ઝુપડાં સહિત ભસ્મીભૂત થઇ ગયા.

સિપાહીઓને નિરસ્ત્ર કરવાનું કાર્ય કરવામાં વખત તરફ દૃષ્ટિ રાખવામાં આવી નહોતી. સિપાહીઓ બુદ્ધિશાળી હોતા નથી એટલે કોઇ પણ પ્રકારની અસાવધતાથી તેઓ ઉશ્કેરાઈ જાય છે. કાશીના સત્તાવાળાઓએ જો સિપાહીઓને કવાયતના મેદાનપર એકત્ર કર્યા ન હોત અને તેઓની આગળ યુરોપિઅન સૈનિકો તથા તોપો સજ્જ રાખી હથિયારો છોડવાનો હુકમ ન કર્યો હોત, તો સિપાહીઓ તેઓ સામે આટલી ત્વરાથી હથિયારો ઉપાડત નહિ એમાં કશો શક નથી. તેઓ તરફ વિશ્વાસ બતાવવામાં આવ્યો હોત તો તેઓ પણ અમલદારો તરફ વિશ્વાસ બતાવત. જ્યારે તેઓ બળવાન હિંસકવૃત્તિથી ઉશ્કેરાઇ યુરોપિઅનો સામે ગોળા છોડતા હતા ત્યારે પણ તેઓની અમલદારો પ્રત્યેની શ્રદ્ધા વિલુપ્ત થઇ નહોતી. એવી અસ્તવ્યસ્ત સ્થિતિમાં પણ તેઓ પોતાના સેનાનાયક મેજર બારેટ પ્રત્યેનું કર્ત્તવ્ય વિસર્યા નહોતા. મેજર બારેટની માફક જો બધા અમલદારો સિપાહીઓ પર પ્રીતિ રાખતા હોત તો આવો બનાવ કદી ન બનત. ખાસ કરીને શિખ પલટણ પર વિશ્વાસ રાખવામાં આવ્યો હોત તો તે તો કદી એવફા ન નીવડત. હથિઆર છોડવવા વિષે કાશીના કમિશનર સાહેબે ૬ ઠી જુને ગવર્નર જનરલને લખ્યું હતું કે " મને લાગે છે કે સિપાહીઓનાં હથિયારો છોડવવાના કાર્યમાં અતિશય અવ્યવસ્થા થઇ હતી. ઘણાખરા સિપાહીઓએ હથિયારો છોડયાં હતાં. પોતાના નિરસ્ત્ર

બાઇબંધો પર હલ્લો કરવો પડશે એવા વિચારથી સશસ્ત્ર સિપાહીઓ બહુ જ દિલગીર થયા હતા. આ બાબતમાં એક સિવિલ અમલદારે મત દર્શાવવો જોઇએ નહિ, પરંતુ સાધારણ પ્રજાનો મત એવો છે કે આ કાર્ય ધૈર્યપૂર્વક વ્યવસ્થિત રીતે ન બજાવવાથી પાર પડયું નથી." લોર્ડ કેનીંગ પણ કમિશનરના આ મત સાથે મળતો થયો હતો. તેણે કમિશનરનો પત્ર મળ્યા બાદ એક પખવાડિએ વિલાયતમાંની હિંદશાસનસમિતિના અધ્યક્ષ પર પત્ર લખ્યો હતો કે "કાશીના સિપાહીઓને નિરસ્ત્ર કરવામાં ઉતાવળ કરવામાં આવી હતી, લાંબો વિચાર કરવામાં આવ્યો નહોતો. એક શિખ પલ્ટણને આગ્રહપૂર્વક બંડખોર બનાવવામાં આવી હતી, તેઓની સાથે સારી વર્ત્તણુક ચલાવવામાં આવી હોત તો મને ખાત્રી છે કે તેઓ આપણા પ્રત્યે વફાદાર રહેત." આ બનાવ બન્યા બાદ ૧૬ માસ પછી જે દિવાની અમલદારોપર આ બાબતની પૂરેપૂરી હકીકત લખવાની જવાબદારી નાંખવામાં આવી હતી તેઓએ ઉંડી તપાસ કર્યા બાદ લખ્યું છે કે "જ્યારે શિખ સૈનિકો કવાયતનાં મેદાનપર હાજર થયા ત્યારે તેઓ પોતાના ભાવીથી તદ્દન અજાણ્યા હતા. કવાયતના મેદાનપર બનેલા બધા બનાવો તેઓને આશ્ચર્યમાં ગરક કરી દેતા હતા. આ પલ્ટણ રાજભક્ત હતી. જો તેમના તરફ કઠોરતા દર્શાવવામાં ન આવી હોત તો તે કદી પણ બંડ ઉઠાવત નહિ." દીર્ઘદૃષ્ટિવાળા પરીક્ષકોએ ઉંડો વિચાર કર્યા બાદ આ મત ઉચ્ચાર્યો છે. જેઓ સત્યને ચાહનારા છે, તેઓ કદી પણ આ મતની ઉપેક્ષા કરી શકે તેમ નથી. પરંતુ આ વખતે અનેક અંગ્રેજી રાજપુરુષો આ મત મુજબ વર્ત્યા નથી. જે સ્થળે ધીરજ બતાવવી જોઇએ ત્યાં અધિરાઈ બતાવી તેઓએ પોતાના આશ્રિતોને શત્રુ બનાવી દીધા હતા. આ વખતે તેઓના હૃદયમાં કોમળતાને

બદલે કઠોરતાનું સામ્રાજ્ય ફેલાયું હતું. તેઓ તામસીવૃત્તિને વશ થઇ કાર્યક્ષેત્રપર ઉતર્યા હતા. તેઓમાં કાર્યપટુતા, શ્રમશીલતા, એકાગ્રતા વગેરે બધું હતું કેવલ ધીરજ અને સારી સમજ એ બે સદ્ગુણોનો અભાવ હોવાથી ઉપલા બધા સદ્ગુણો ભયજનક થઇ પડચા હતા. તેઓ કેવળ તરવારની મદદથી સામ્રાજ્યનો ઉદ્ધાર કરવા તૈયાર થયા હતા. તેઓને ખાત્રી હતી કે હિંદ તરવારનાં બળથી જીતાવાનું છે, અમારી સત્તા કેવળ તરવારનાં બળ વડે કાયમ રહેવાની છે. પરંતુ તેઓનો એ વિશ્વાસ અમૂલક નીવડચો હતો. તેઓએ જ્યાં જ્યાં તરવારની મદદ લીધી હતી ત્યાં ત્યાં ભયાનક પ્રકોપ ફાટી નીકળ્યો હતો. હિંદીઓ તેઓને વફાદાર ન રહ્યા હોત તો તેઓનું જીવન અને રાજ્ય શાંતિપૂર્ણ થાત નહિ. તેઓ અનુરક્ત અને સ્નિગ્ધ પ્રકૃતિવાળા હિંદીઓની મદદથી આ બળવારૂપી ઘુઘવતો સમુદ્ર તરી પાર ઉતર્યા હતા. તેઓના સ્વદેશી શાસકવર્ગમાં લોકોનાં મનરંજન કરવાની શક્તિ ન હોત તો હિંદમાં તેઓની સત્તા પાછી ફેલાત નહિ.

બંડખોર સિપાહીઓને કવાયતના મેદાન પરથી હાંકી કાઢવામાં આવ્યા છતાં કાશીના સત્તાવાળા નિશ્ચિંત થયા નહિ. રાતના વખતે નગરના બદમાસો સિપાહીઓ સાથે ભળી કંઇ અનર્થ કરે એવી આ-શંકા તેઓના હૃદયમાં પેસી ગઇ હતી. લશ્કરી છાવણી અને શહેરની વચ્ચે એક વિશાળ ટંકશાળ હતી. ઘણા યુરોપિઅનોએ ત્યાં આશ્રય લીધો હતો. ખ્રિસ્તી પાદરીઓ ચુનાર જવા માટે રામનગર તરફ દોડચા હતા. સિવિલ અમલદારો પોતપોતાનાં કુટુંબ સાથે કલેકટર સાહેબની કચેરીમાં જઇ ભરાયા હતા.[1] ટંકશાળના રક્ષણનો ભાર કેટલાક શિખ

---

૧. કમિશનર સાહેબ તેઓમાં નહોતા, તેઓ ટંકશાળમાં ગયા હતા.

સૈનિકો પર હતો. તેઓના સ્વદેશ બાંધવોમાંના કેટલાક કવાયતના મેદાનપર મરણ પામ્યા હતા, તેથી આ લોકો પણ ઉશ્કેરાઈ ખજાનો લૂટે એવી સત્તાવાળાઓને શંકા થઇ હતી; પરંતુ એક શાંતપ્રકૃતિના શિખ સરદારની અવિચલિત રાજભક્તિ અને દૃઢતાથી એ શંકા દૂર થઇ. એ રાજભક્ત શિખ સરદારનું નામ સુરતસિંહ હતું.

જ્યારે બીજો શિખ વિગ્રહ પૂરો થયો, લોર્ડ ડેલહાઉઝીના હુકમથી પંજાબનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું ત્યારે સરદાર સુરતસિંહને પંજાબથી કાશી લાવી બંદીવાન બનાવવામાં આવ્યો હતો. પંજાબની સાથે સુરતસિંહ પણ અંગ્રેજ સરકારનો બંદીવાન બન્યો હતો. પરંતુ તે અંગ્રેજોનો બંદીવાન છતાં હૃદયનો ધર્મ વિસર્યો નહોતો. જ્યારે બનારસના સત્તાવાળાઓ તેજુરી લૂટાવાની ભયે ચિંતાતુર બન્યા હતા, રાતને વખતે અવશ્ય સળગી ઉઠનારા પ્રકોપનું ચિત્ર હૃદયમાં આંકી પ્રતિક્ષણે ભયભીત થતા હતા, ત્યારે આ પુખ્ત ઉમરના શિખ સરદાર અટલ સાહસ અને અતૂલ્ય તેજસ્વીપણું દર્શાવી ભરેલી બંદુક ખભે ચડાવી અંગ્રેજોને કચેરીમાં લઇ ગયો. અંગ્રેજો પ્રત્યે તેની આટલી બધી ભક્તિ નિહાળી ટંકશાળને પહેરો ભરતા શિખો સ્તબ્ધ બની ગયા, તેઓમાં જે કંઈ ઢીલાપણું હતું તે દૂર થયું. આ ટંકશાળમાં તેઓની દેશનિકાલ થયેલી મહારાણી ઝિન્દનનું ઝવેરાત વગેરે હતું. સ્વદેશના શોચનીય અધ:પતનની હકીકત તેઓના હૃદયમાં જાગ્રત હતી. પોતાનો બાળક મહારાજા પદભ્રષ્ટ થયો છે, પોતાની પવિત્ર મહારાણી દેશનિકાલ થઇ છે, તેનાં અમૂલ્ય રત્ન કંપનીના ખજાનામાં પડયાં છે, એ બધી મર્મસ્પર્શી હકીકત તેઓના હૃદયને વલોવી નાખતી હતી. તે ઉપરાંત થોડા જ કલાક પહેલાં પોતાના બહા-

દુર સહયોગીઓ અંગ્રેજોની તોપોના મારાથી મરણશરણ થયાનું દુઃખ તેઓને બંડખોર બનાવવા માટે પુરતું હતું. ભયંકર કાર્ય સાધવાનો સમય ઉપસ્થિત થયો હતો. તેઓ જ્યારે એ કાર્યમાં જીવન અર્પણ કરવાનો સંકલ્પ કરતા હતા, તેવામાં પેલા વૃદ્ધ શિખ સરદારની પ્રશાન્ત મૂર્તિ નજરે પડી. તેઓની બધી ઉશ્કેરણી શાંત પડી. તેઓએ કશી આનાકાની ન કરતાં ટંકશાળનો કબજો યુરોપિઅનોને સોંપી દીધો. સત્તાવાળાઓએ સંપત્તિ વધારે સુરક્ષિત સ્થાનમાં લઇ ગયા. આવું ધૈર્ય બતાવવા ખાતર કમિશનરે બીજે દિવસે સવારમાં દશ હજાર રૂપીઆ તેઓને ઇનામ તરીકે આપ્યા.

આ શિખ સરદાર સિવાય બીજા કેટલાક હિંદુઓએ પણ અંગ્રેજોને મદદ આપી હતી. પંડિત ગોકલચંદ ઉચ્ચ શ્રેણિના બ્રાહ્મણ તરીકે કાશીમાં પ્રખ્યાત હતો, તે ઉદાર અને ધીર પ્રકૃતિ માટે વખણાતો હતો. આ સમયે તે જજ અદાલતનો નાજર હતો તેથી જજ સાહેબ સાથે તેને સારો સંબંધ હતો. તેણે રાત દહાડો અથાગ મહેનત લઇ યુરોપિઅનોને મદદ કરી હતી. આવી મદદ અંગ્રેજોનો ધર્મ પાળનારા ખ્રિસ્તીઓ પણ આપી શક્યા નહોતા. પંડિત ગોકુલચંદનો પ્રયાસ વિફળ ગયો નહિ. તેના અપાર પરિશ્રમને લીધે અંગ્રેજો આસન્ન વિપત્તિમાંથી મુક્ત થયા. પંડિત ગોકુલચંદ સિવાય એક બીજા ધનવાન ગૃહસ્થે પણ અંગ્રેજોને સારી મદદ કરી હતી. તેનું નામ હતું રાવ દેવનારાયણ સિંહ. તે સરકારનો પક્ષ મજબુત કરવા પુષ્કળ દ્રવ્ય ખરચતો હતો. તેની મદદથી કાશીના યુરોપિઅનો પર બહુ ઉપકાર થયો હતો. એક અંગ્રેજ ઇતિહાસકાર (સર જોન કે) લખ્યું છે કે " દેવનારાયણ સિંહના ઉપકારો માટે

ગસે તેટલું લખીએ તે ઓછું જ છે” બનારસના મહારાજ ઇશ્વરીપ્રસાદ સિંહે પણ આ વખતે પુષ્કળ મદદ આપી હતી. તેણે રાતને વખતે ગોરા પાદરીઓને આશ્રય આપ્યો હતો અને પોતાના સંપત્ત, નોકર ચાકર વગેરે બધું કાશીના સત્તાવાળાઓને સોપી રાજભક્તિની પરાકાષ્ટા દર્શાવી હતી. પવિત્ર વારાણસીના પવિત્ર સ્વભાવવાળા હિંદુઓની મદદથી યુરોપિઅનો બચ્યા. જેઓ બનારસમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવા માટે થાણું નાખી પડયા હતા, તેઓ વિધર્મીઓની અપાર દયાથી જીવતા રહ્યા. તેઓ હિંદુઓના આવા પરોપકારથી વિસ્મય પામ્યા, અને દિગ્મૂઢ બની હિંદુઓના સ્વાર્થત્યાગના મહત્વનાં છૂટે મોંએ વખાણ કરવા લાગ્યા. સુરતસિંહની કાર્ય તત્પરતાથી કચેરીમાંના અંગ્રેજો ભયમુક્ત થયા હતા અને ટંકશાળમાંના યુરોપિઅનો કુટુંબ કબીલા સાથે સુરક્ષિત હતા. રાતના બે વાગતાં કેટલાક અંગ્રેજો કચેરીએથી ટંકશાળ ગયા. અહીં તેઓને બહુ કષ્ટ ભોગવવું પડ્યું હતું. તેઓની સ્ત્રીઓ, પુત્ર, દાસ, દાસી વગેરે બધાં એક સ્થળે ખડકાયાં હતાં. જે યુરોપિઅનો આ મકાનના રક્ષણ માટે નીચે રહ્યા હતા, તેઓ આખા દિવસના પરિશ્રમથી થાકી ગયા હતા; મકાનના આગણામાં ગાડી, પાલખી, ઘોડા વગેરે અસ્તવ્યસ્ત સ્થિતિમાં પડયું હતું. યુરોપિઅનોએ આવી સ્થિતિમાં આખી રાત ગાળી. દર પળે તેઓના સમક્ષ મૃત્યુના પ્રચંડ ઓળા આવી ઉભા રહેતા હતા. દરપળે તેઓની શંકા વૃદ્ધિ પામી સહેજ મીચાતી આંખ ઉઘાડી દેતી હતી; ધીમે ધીમે સવાર પડી. તેઓએ સાજાં તાજાં પ્રભાતના બાલસૂર્યનાં દર્શન કર્યાં. સવારમાં આખું શહેર શાંત હતું. આ પ્રશાન્ત ભાવ નિહાળી યુરોપિઅનો બહુજ રાજી થયા. તેઓનાં મકાન રાત્રિના અંધકારમાં ભયાનક શાંતિ દર્શાવતાં હતાં. તેઓના બંગલા, કચેરી, વગેરે

બધું જેમનું તેમ કાયમ હતું. સવારે શહેરના માણસોમાં અશાન્તિનું નામ નહોતું. દરેક પોતપોતાનું કાર્ય કરતા હતા. આ જોઈ યુરોપિઅનો નિઃશંક ચિત્તે પોતાને કામે વળગ્યા.

યુરોપિઅનોએ ધાર્યું હતું કે હિંદુઓ ધર્મ ડૂબવાની બીકે ગભરાયા હોવાથી જરૂર કાશીમાં તો આપણું આવી બનવાનું છે. પરંતુ તેઓએ જે કંઇ ધાર્યું હતું, તેથી ઉલટું બન્યું. હિંદુધર્મનું સ્થાન ખ્રિસ્તીઓનાં લોહીથી કલંકિત ન બન્યું. કમિશનર સાહેબે આ માટે ગવર્નર જનરલ સમક્ષ વિસ્મય દર્શાવતો એક પત્ર લખ્યો હતો. પરંતુ અંગ્રેજો જો હિંદુઓનું ચરિત્ર સમજતા હોત તો તેઓને વિસ્મય દર્શાવવાની કંઇ જરૂર પડત નહિ. હિંદુઓ વિપત્તિમાં આવી પડેલાનો ઉદ્ધાર કરવામાં તથા રાજભક્ત પ્રજા તરીકેનો ધર્મ પાળવામાં સદા તત્પર રહે છે. અને વૈરવૃત્તિ ચરિતાર્થ કરતી વેળા દયાનો ધર્મ વિસરી જતા નથી. ભયંકર ઉશ્કેરણીના સમયમાં પણ સ્નેહ અને પ્રિતિનાં કિરણો નજરે પડતાં તેઓ શાંત થઇ જવાના. અંગ્રેજો તેઓને વિધર્મી માની શત્રુવર્ગમાં ભલે મૂકે, પણ વિપત્તિના સમયે તેઓ પ્રત્યુપકાર કરવા પાછા હઠે તેમ નથી. અંગ્રેજો જો હિંદુઓનું જાતીય ચરિત્ર બરાબર સમજ્યા હોત તો આ ભયંકર પ્રકોપ કદી સળગી ઉઠત નહિ. અંગ્રેજોએ જે જે સ્થળે હિંદુઓ પર પ્રીતિ દર્શાવી છે, તે સ્થળે હિંદુઓએ તેમની ખાતર પોતાની જાતનાં બલિદાન આપ્યાં છે. અંગ્રેજોએ આ વાત ધ્યાનમાં ન રાખતાં હથિયારનો આશ્રય લીધો. સમવેદના, અને સ્નેહશીલતા તજી કઠોરતાપૂર્વક અતિ કઠોર શાસનદંડ ફેરવી પોતાની સત્તા અચળ રાખવાનો પ્રયત્ન કર્યો. તેની આ કઠોર નીતિએ છેવટે અમૃતને બદલે ઝેર નીપજાવ્યું.

સ્વ. ચં. ગ્રં. ૬

કાશીમાં બીજી કંઇ ગડબડ થઇ નહિ. અંગ્રેજો પોતાને નિરાપદ માનવા લાગ્યા. પરંતુ તેઓનો ક્રોધ શાંત પડયો નહિ. સિપાહીઓની બીકથી જે અંગ્રેજો એક વખત ધ્રુજતા હતા, તેઓ હવે નિર્દોષ રહેવાશીઓનું સત્યાનાશ વાળવા તૈયાર થયા. ૯ મી જુને બનારસ વિભાગમાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો. લશ્કરી અમલદારો આ કાયદાના જોરે પોતાને પ્રિય એવું સંહારકાર્ય વિના અડચણે કરવા લાગ્યા. દર ગામડે ફટકાનો માર અને ફાંસી જાણીતાં થઇ ગયાં. નાના મોટા વગેરે બધા હડકાયાં કુતરાં કે ઝેરી સર્પની માફક નિર્દયતાપૂર્વક હલાલ થવા લાગ્યાં. યુરોપિઅનોએ જે રાત્રે સિપાહીઓના ડરથી કચેરી અને ટંકશાળનાં મકાનમાં આશ્રય લીધો હતો તે રાત પૂરી થઇ કે તરત હારબંધ ફાંસીનાં લાકડાં ઉભાં કરવામાં આવ્યાં. દરરોજ એ લાકડાં પર અનેક મનુષ્યો લટકવા લાગ્યાં. એક ખ્રિસ્તી પાદરીએ લખ્યું છે કે કોમળ અંતઃકરણવાળી અંગ્રેજ મહિલાઓ પણ આ હતભાગ્ય લોકોને ફાંસીએ લટકતા જોઇ આનંદ દર્શાવવા લાગી.[૧] આ વખતે કાશીના રહેવાશીઓને યુરોપિઅન સૈનિકો માનવના આકારમાં રાક્ષસો જેવા જણાતા હતા. આ અસુરોના હાથમાંથી કોઇ છૂટી શકયું નહિ, તેઓએ જેને પકડયા તે બધા ફાંસીને લાકડે લટકાવ્યા. ઘણાખરા ઇતિહાસકારો આ હત્યાકાંડ સેનાપતિ નીલના હુકમથી કરવામાં આવ્યો હતો એમ જણાવે છે.[૨]

---

૧ Rev. James Kennedy–Empire in India. Vol. II. P. 288.

૨. કે સાહેબે લખ્યું છે કે આ બનાવ બન્યા પછી ૪–૫ દિવસે સેનાપતિ નીલે કાશી છોડયું. માટે આ હત્યાકાંડ માટે તેને જવાબદાર

એક વખતે કેટલાંક બાળકો રમતમાં બંડખોર સિપાહીઓની ધજા ઉડાડતા તથા ટમટમ વગાડતા જતા હતા. તેઓને લશ્કરી અદાલત સમક્ષ ઉભા કરવામાં આવ્યા. એક વિચારક કોમળ બાલકનો રૂફડાટ જોઇ આંસુ રોકી શકયો નહિ. છેવટે એ બાળકોને ફાંસીની સજા થઇ. પેલા દયાળુ વિચારકે આ અસહાય, વિપન્ન અને બધી રીતે નિર્દોષ જણાતાં બાળકો તરફ દયા બતાવવા માટે વડા સેપાપતિને વિનંતિ કરી, પરંતુ તેની પ્રાર્થના મંજૂર રાખવામાં ન આવી. કોમળ બાળકો જીવ જવાની બીકે ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગ્યાં. તેઓનાં છાતીફાટ રૂદનો લશ્કરી અદાલતના વડાના પાષાણમય હૃદયને પીગળાવી શકયાં નહિ. કાશીનો કઠોર સેનાપતિ સર્વસંહારક મહાકાલની માફક અવિચલિતપણે આવાં સંહારકાર્યોને અનુમોદન આપવા લાગ્યો. આવાં કાર્ય માટે જલ્લાદોનો પણ તોટો પડયો નહિ. ઘણા જલ્લાદોએ પોતાની મરજીથી આવું કાર્ય સ્વીકાર્યું હતું. તેઓ શહેરની પાસેનાં ગામડાંઓમાં જઇ ગુનેહગારો (!)ને ફાંસીને લાકડે લટકાવવા લાગ્યા. એક માણસ આ બાબતમાં નિપુણતા મેળવ્યાનો ગર્વ કરતાં કહેતો કે એક જગાએ મેં આખું આંબાનું ઝાડ ફાંસીકાષ્ઠના રૂપમાં ફેરવી નાખ્યું હતું. અપરાધીઓને હાથીપર ચઢાવી તેઓનાં ગળામાં ફાંસી નાંખવામાં આવતી. કાશીથી ૪૦ માઇલ દૂર કેટલાક બંડખોર સિપાહીઓ રહે છે, એવા સમાચાર કાશીના સત્તાવાળાઓને ૧૨ મી જુને મળ્યા. ૨૭ મી જુને ૨૪૦ યુરોપિઅન અને કેટલાક શિખ સૈનિકો તેઓની સામે મોકલવામાં

---

ઠરાવી શકાય નહિ. Kaye, Sepoy war. Vol. II, P. 236. પણ હોલ્મેસ સાહેબે આ હત્યાકાંડ માટે સેનાપતિ નીલને જવાબદાર ઠરાવેલ છે. Holmes, Indian Mutiny, P. 223.

આવ્યા. તેઓનાં આગમનથી સિપાહીઓ આમતેમ નાસવા લાગ્યા. નાસતાં નાસતાં તેમાંના કેટલાક માર્યા ગયા, કેટલાક પકડાયા. પકડાયા તેટલાને ઉપર લખ્યા મુજબ ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવ્યા. યુરોપિઅન સૈનિકોએ ક્રોધાવેશમાં અતિશય નિર્દયપણે વીશ ગામડાં સળગાવી મૂકી તેની આજુબાજુના પ્રદેશને જનશૂન્ય કરી નાખ્યો. એકજ તરૂણ અંગ્રેજ આ ટુકડીમાં હતો. તરૂણાવસ્થાને લીધે તેની કલ્પના પણ તરૂણ હતી. તેણે જે કઠોર મંત્રની દીક્ષા લીધી હતી અને જે કઠોર કાર્ય સાધવાની પ્રતિજ્ઞા લીધી હતી, તે મંત્ર તથા તે કાર્ય ચાલુ રાખ્યા છતાં તેની કોમળવૃત્તિ દબાઇ ગઇ નહોતી. એ તરૂણ યુવકે પોતાની કોમળવૃત્તિથી મુગ્ધ બની એ ગામડાં સળગાવ્યાની હકીકત નીચે પ્રમાણે દર્શાવી છે:—

"અમે ૮ દિવસ અને ૯ રાતની મુસાફરીમાં ૪૨૧ માઇલ ચાલી ૨૫મી જુને કાશી આવી પહોંચ્યા. ૨૭મી જુને સાયંકાળ વખતે અમારી ટુકડીના ૨૪૦ સૈનિકો, (તેઓમાં હું પણ હતો.) ૧૧૦ શિખ અને ૨૦ સ્વારો બનારસથી નીકળ્યા. સ્વારો સિવાય અમે બધા બળદગાડીમાં મુસાફરી કરતા હતા; બીજે દિવસે ૩ વાગ્યાને સુમારે અમે ત્રણ ટોળામાં વહેંચાઇ ગામડાઓમાં ગુનેહગારો શોધવા નીકળ્યા. હું જે ટોળામાં હતો તે ટોળી એક ગામડામાં જઇ પહોંચી. ગામડીઆઓ ગામડું છોડી ચાલ્યા ગયા હતા. અમે એ ગામડાને સળગાવતા હતા, તે વખતે એક માણસે આમારી પાસે આવી જણાવ્યું કે બે માઇલ દૂર આવેલા એક ગામડામાં અમારા લોકો એકત્ર થયા છે. તેઓ બધા હથિયારબંધ છે. અમે તે તરફ દોડ્યા. અમે જ્યારે તેઓનાથી ૬૦૦ હાથ દૂર રહ્યા ત્યારે તેઓ નાસવા લાગ્યા. અમે તેઓના પર

ગોળીઓ છોડવા લાગ્યા, તેઓમાંના ૮ માર્યા ગયા. અમે તે ગામડાં તરફ જતા હતા તેવામાં એક માણસે અમારી પાસે આવી અમારા ઓફિસરને બે હાથે સલામ કરી. અમે તેને સિપાહી માની આનંદ-ધ્વનિ કરી ઉઠયા. તેને તરત જ કેદ કરવામાં આવ્યો. તે માણસ સાથે એકંદર ૨૦ જણા અમારા બંદીવાન બન્યા હતા. અમે અમારી ગાડીઓ પાસે આવી પહોંચ્યા એટલે એક ઘરડો માણસ અમારી પાસે આવી અમે જે ગામ સળગાવી મૂક્યું હતું તેની નુકસાનીના પૈસા માગવા લાગ્યો. અમારી સાથે એક મેજિસ્ટ્રેટ હતો. તે જાણી શકયો હતો કે આ માણસે પોતાના ગામમાં બંડખોરોને આશ્રય આપ્યો હતો, એટલું જ નહિ પણ તેઓને ખોરાકી અને અસ્ત્રશસ્ત્રો પૂરાં પાડયાં હતાં. આ બાબતનો ન્યાય ચુકવતાં કેવળ ૫ મિનિટ લાગી. પેલા સિપાહીને તથા આ વૃદ્ધને રસ્તાની બાજુએ લઇ જવામાં આવ્યા તે સ્થળે એક ઝાડની ડાળીએ એ બંને જણાઓને લટકાવી દેવામાં આવ્યા; અમે આખી રાત ત્યાં પડાવ નાખી રાખ્યા. અમારી બાજુએ એ બનેનાં શબો આખી રાત લટકતાં રહ્યાં. બીજે દિવસે સવારમાં અમે ખેતરોમાં થોડા માઇલ આગળ વધ્યા. એ વખતે ભારે વરસાદ વરસવા લાગ્યો. અમે એક ગામમાં જઇ પહોંચ્યા અને ત્યાં આગ લગાડી અમારે રસ્તે પાછા ફર્યા. એ દરમ્યાન અમારી બીજી ટોળીઓ પણ કંઇ આળસુ બની બેઠી નહોતી. તે પણ અમારી માફક ગામડાં સળગાવવાનું કાર્ય કરતી હતી. અમે પાછા ફર્યા તે દરમ્યાન અમારા માથા પરથી પગ સુધી પાણીના રેલા ઉતરવા લાગ્યા. અમે ૮૦ જણને બંદીવાન કર્યા હતા, ૬ જણને તે જ દિવસે ફાંસી આપવામાં આવી. ૬૦ જણને ફટકા મારવાની સજા થઇ. ત્યાર બાદ મેજિસ્ટ્રેટે જાહેર કર્યું કે અપ-

રાંધીઓના મુખીને પકડી લાવનારને અગર તેની બાતમી આપનારને રૂ. ૨૦૦૦નું ઇનામ આપવામાં આવશે. અમે તે રાત્રે રસ્તામાં સૂઇ રહ્યા. અમારી બાજુએ પેલા ૭ જણાનાં શબો ફાંસીનાં દોરડાં વડે લટકતાં રહ્યાં. બીજે દિવસે સવારના ૫ વાગે બ્યુગલનો અવાજ થયો. અમે અમારી મુસાફરી શરૂ કરી. એ વખતે ખૂબ વરસાદ વરસતો હતો. અમે ઘૂંટણભર પાણીમાં આગળ વધવા લાગ્યા. આવી રીતે ચાલતા ચાલતા એક ગામ આગળ આવી પહોંચ્યા. તે ગામને સળગાવતા હતા ત્યાં સૂર્યોદય થયો. અમારાં ભીનાં વસ્ત્રો સુકાવા લાગ્યાં, પરંતુ થોડીવારમાં પાછા પરસેવાથી પલળી ગયા. અમે એક મોટા ગામડા આગળ આવી પહોંચ્યા. એ ગામડું માણસોથી ભરપૂર હતું. અમે ગામના ૨૦૦ માણસોને કેદ કરી મકાનો અગ્નિદેવને સ્વાધીન કરી દીધાં. મેં ગામમાં પ્રવેશ કર્યો ત્યારે ચોતરફ આગના ભડકા ગગન ભણી ઊંચા ઉડતા હતા. એક ડોસો પથારી પરથી ઉઠી ચતુષ્પાદ બની બહાર નીકળવાનો પ્રયત્ન કરતો હતો. ટટાર ચાલવાનું તેનામાં સામર્થ્ય નહોતું. ખાટલો ઉપાડવા જેટલી પણ તેનામાં શક્તિ નહોતી. મેં તેને ગામ બહાર આવવાનું કહ્યું, અને ચોતરફ સળગતા ભડકા તરફ આંગળી કરી કહ્યું કે જો તું મારા કહ્યા પ્રમાણે નહિ વરતે તો બળી ભસ્મ થઇ જશે. મેં ખાટલા સહિત તે ડોસાને બહાર ખેંચી કાઢ્યો. ત્યાર બાદ જરા ફેરમાં ફરી હું એક ગલીને નાકે આવ્યો. ભડકા અને ધૂમાડા સિવાય બીજું કંઇ જણાતું નહોતું. મારે કયે રસ્તે જવું તે એક મહાન પ્રશ્ન થઇ પડયો. હું આમ તેમ ફાંફાં મારવા લાગ્યો તે દરમ્યાન અગ્નિનાં જોરથી એક મકાનની દિવાલ પડી ભાગી. મેં ચકિત દૃષ્ટિએ તે મકાન તરફ જોયું. એક ચાર વર્ષનું

બાળક એ તૂટેલી દિવાલ વાળા ઘરમાં આમ તેમ દોડાદોડ કરતું જણાયું મેં પેલા ડોસાને રસ્તો દર્શાવી એ રસ્તે ચાલ્યા જવાનું કહ્યું અને ધમકી આપી કે જો તું બહાર નહિ જાય તો ગોળીબાર કરીશ. એમ કહી હું પેલા બાળક તરફ દોડ્યો. ઘરનું બારણું અગ્નિના પૂરેપૂરા કબજામાં હતું. મને મારી જાતનો વિચાર નહોતો. કેવળ એ ચાર વર્ષનું અસહાય બાળક મારા વિચારનો વિષય બની ગયું હતું. હું દોડતો બારણામાં પેઠો. અંદરના ભાગમાં એક નાનો ચોક હતો. ચોકની ચારે બાજુનાં ઘર સળગતાં હતાં. પેલા ચાર વર્ષના બાળક સિવાય ત્યાં આઠથી બે વરસની ઉમરનાં બીજાં છ બાળકો હતાં. એ સિવાય એક ઘરડોખખ પુરુષ અને એક ઘરડી ડોસી એ બાળકોને વીંટી બેઠી હતી. તેઓ બંને બીજાની મદદ સિવાય ચાલવાને અશકત હતાં. એક વીશ વર્ષની સ્ત્રી એક બાળકને છાતી સાથે દાબી બેઠી હતી. મને ખાત્રી થઇ કે એ બાળક ૫–૬ દહાડા પહેલાં જ અવતર્યું હોવું જોઇએ. એ બાઇ ભારે તાવથી ફફડતી હતી. હું ઉભો ઉભો આ બધું નિહાળવા લાગ્યો; પરંતુ વખત વીતાડવો પાલવે તેમ નહોતું. મેં છોકરાંઓને બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેઓ એકલાં મારી સાથે આવવા રાજી થયાં નહિ. મેં પેલાં સદ્યોજાત બાળકને ઉપાડી લીધું. પણ તેની માતાએ તેને પોતાની પાસે રાખવાની ઇચ્છા દર્શાવી એટલે મેં તે બાળકને પાછું તેની માના ખોળામાં મૂક્યું. હું એ નવ-જુવાન સ્ત્રી અને તેનાં બાળકને બાથમાં લઇ બહાર લઇ જવા તૈયાર થયો. બાળકો ડોસા ડોસીનો હાથ પકડી ઉભાં થયાં. તેઓ મારી પાછળ આવશે એમ ધારી હું આગળ જવા લાગ્યો; તેઓ મારી પાછળ આવવા લાગ્યાં. આગના ભડકા ચોતરફ ફરી વળ્યા હતા. હું

રાધીઓના મુખીને પકડી લાવનારને અગર તેની બાતમી આપનારને રૂ. ૨૦૦૦ નું ઇનામ આપવામાં આવશે. અમે તે રાત્રે રસ્તામાં સૂઇ રહ્યા. અમારી બાજુએ પેલા છ જણાનાં શબો ફાંસીનાં દોરડાં વડે લટકતાં રહ્યાં. બીજે દિવસે સવારના ૫ વાગે બ્યુગલનો અવાજ થયો. અમે અમારી મુસાફરી શરૂ કરી. એ વખતે ખૂબ વરસાદ વરસતો હતો. અમે ઘૂંટણભર પાણીમાં આગળ વધવા લાગ્યા. આવી રીતે ચાલતા ચાલતા એક ગામ આગળ આવી પહોંચ્યા. તે ગામને સળગાવતા હતા ત્યાં સૂર્યોદય થયો. અમારાં ભીનાં વસ્ત્રો સુકાવા લાગ્યાં, પરંતુ થોડીવારમાં પાછા પરસેવાથી પલળી ગયા. અમે એક મોટા ગામડા આગળ આવી પહોંચ્યા. એ ગામડું માણસોથી ભરપૂર હતું. અમે ગામના ૨૦૦ માણસોને કેદ કરી મકાનો અગ્નિદેવને સ્વાધીન કરી દીધાં. મેં ગામમાં પ્રવેશ કર્યો ત્યારે ચોતરફ આગના ભડકા ગગન ભણી ઉંચા ઉડતા હતા. એક ડોસો પથારી પરથી ઉઠી ચતુષ્પાદ બની બહાર નીકળવાનો પ્રયત્ન કરતો હતો. ટટાર ચાલવાનું તેનામાં સામર્થ્ય નહોતું. ખાટલો ઉપાડવા જેટલી પણ તેનામાં શક્તિ નહોતી. મેં તેને ગામ બહાર આવવાનું કહ્યું, અને ચોતરફ સળગતા ભડકા તરફ આંગળી કરી કહ્યું કે જો તું મારા કહ્યા પ્રમાણે નહિ વરતે તો બળી ભસ્મ થઇ જશે. મેં ખાટલા સહિત તે ડોસાને બહાર ખેંચી કાઢ્યો. ત્યાર બાદ જરા ફેરમાં ફરી હું એક ગલીને નાકે આવ્યો. ભડકા અને ધૂમાડા સિવાય બીજું કંઇ જણાતું નહોતું. મારે કયે રસ્તે જવું તે એક મહાન પ્રશ્ન થઇ પડયો. હું આમ તેમ ફાંફાં મારવા લાગ્યો તે દરમ્યાન અગ્નિનાં જોરથી એક મકાનની દિવાલ પડી ભાગી. મેં ચકિત દૃષ્ટિએ તે મકાન તરફ જોયું. એક ચાર વર્ષનું

બાળક એ તૂટેલી દિવાલ વાળા ઘરમાં આમ તેમ દોડાદોડ કરતું જણાયું મેં પેલા ડોસાને રસ્તો દર્શાવી એ રસ્તે ચાલ્યા જવાનું કહ્યું અને ધમકી આપી કે જો તું બહાર નહિ જાય તો ગોળીબાર કરીશ. એમ કહી હું પેલા બાળક તરફ દોડયો. ઘરનું બારણું અગ્નિના પૂરેપૂરા કબજામાં હતું. મને મારી જાતનો વિચાર નહોતો. કેવળ એ ચાર વર્ષનું અસહાય બાળક મારા વિચારનો વિષય બની ગયું હતું. હું દોડતો બારણામાં પેઠો. અંદરના ભાગમાં એક નાનો ચોક હતો. ચોકની ચારે બાજુનાં ઘર સળગતાં હતાં. પેલા ચાર વર્ષના બાળક સિવાય ત્યાં આઠથી બે વરસની ઉમરનાં બીજાં છ બાળકો હતાં. એ સિવાય એક ઘરડોખખ પુરુષ અને એક ઘરડી ડોસી એ બાળકોને વીંટી બેઠી હતી. તેઓ બંને બીજાની મદદ સિવાય ચાલવાને અશકત હતાં. એક વીશ વર્ષની સ્ત્રી એક બાળકને છાતી સાથે દાબી બેઠી હતી. મને ખાત્રી થઇ કે એ બાળક ૫-૬ દહાડા પહેલાં જ અવતર્યું હોવું જોઇએ. એ બાઇ ભારે તાવથી ફફડતી હતી. હું ઉભો ઉભો આ બધું નિહાળવા લાગ્યો; પરંતુ વખત વીતાડવો પાલવે તેમ નહોતું. મેં છોકરાંઓને બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેઓ એકલાં મારી સાથે આવવા રાજી થયાં નહિ. મેં પેલાં સદ્યોજાત બાળકને ઉપાડી લીધું. પણ તેની માતાએ તેને પોતાની પાસે રાખવાની ઇચ્છા દર્શાવી એટલે મેં તે બાળકને પાછું તેની માના ખોળામાં મૂક્યું. હું એ નવ-યુવાન સ્ત્રી અને તેનાં બાળકને બાથમાં લઇ બહાર લઇ જવા તૈયાર થયો. બાળકો ડોસા ડોસીનો હાથ પકડી ઉભાં થયાં. તેઓ મારી પાછળ આવશે એમ ધારી હું આગળ જવા લાગ્યો; તેઓ મારી પાછળ આવવા લાગ્યાં. આગના ભડકા ચોતરફ ફરી વળ્યા હતા. હું

એક એવે સ્થળે આવી પહોંચ્યો કે ત્યાંથી દૂર નજર પહોંચતી નહોતી. મેં બાળકોને મારી પાછળ આવવાનું કહી બધી અડચણોને તરછોડી આગળ વધવું ચાલુ રાખ્યું. મહામહેનતે બધાંને બહાર કાઢ્યાં. × × જે વસ્ત્રો તેઓનું અરધું અંગ ઢાંકી શકતાં નહોતાં તે વસ્ત્રો પણ આગના ભડકાથી ઠેકઠેકાણે સળગી ગયાં હતાં; મેં તેઓને થોડે દૂર આવેલાં મેદાનપર બેસાડ્યાં. હું પાછો એ સળગતા ગામમાં ભટકવા લાગ્યો. થોડે દૂર જતાં જણાયું કે એક ડોસી સળગતા ઘરમાંથી બહાર આવવા મથે છે. તેનામાં ચાલવાની શક્તિ નથી. કેવળ હાથ પગ પર આધાર રાખી બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે. મેં તેને બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો; પણ તે મારી મદદ લેવા ઇચ્છતી નહોતી. તેની સાથે વાદવિવાદ કરવા જેટલો સમય નહોતો. એટલે મેં તેની આનાકાની તરફ લક્ષ ન આપતાં તેનો હાથ પકડી બહાર કાઢી. ત્યાંથી આગળ ચાલતાં જણાયું કે એક મકાનમાં એક બાનીસેક વર્ષની સ્ત્રી બેઠી છે, તેની આગળ મરણપથારી પર એક માણસ સૂતું છે. પેલી બાઇ પેલા મરવા પડેલા માણસના ગળામાં શરબત રેડે છે. અગ્નિ ચોતરફ ધુંધવે છે; તેની જ્વાલામયી શિખા બધું ઢાંકી દે છે. મરણપથારીપર પડેલા માણસથી થોડે દૂર ચાર સ્ત્રીઓ બેઠી છે. હું દોડતો દોડતો તેમની પાસે ગયો. તેઓને મેં બહાર નીકળવામાં મદદ કરવાનો વિચાર જણાવ્યો. પરંતુ તેઓએ મને કંઈ જવાબ જ ન આપ્યો; મેં સંગીનબહાર કાઢી તેઓને જણાવ્યું કે તમે એ મારો હુકમ નહિ માનો તો હું આ સંગીન વડે બધાંને મારી નાખીશ. તેઓ છેવટે મારી સાથે બહાર નીકળ્યાં, પેલા મરવા પડેલા માણસને બહાર લાવ્યા. હું તેઓને ખુલ્લા મેદાનમાં રાખી બીજે સ્થળે દોડ્યો. જ્વાળા

પ્રબળ બનતી જતી હતી. મેં એક ખુલ્લા મેદાનમાં ૧૪૦ સ્ત્રીઓ અને ૬૦ બાળકોને જોયાં. બધાં કિંકર્તવ્યમૂઢ બની વિલાપ કરી રહ્યાં હતાં. મેં એ કુટુંબોમાંનાં જે કુટુંબની ડોસીને બચાવી તે ડોસીએ મારી આગળ આવી બધાની વતી મારો આભાર માન્યો. મને ખાવા માટે જે બિસ્કુટ મળી હતી તે બધી એ બાઇને આપી, પણ તે તેણે સ્વીકારી નહિ; તેણે કહ્યું કે એ ખાઇએ તો અમારો ધર્મ નષ્ટ થાય. બરાબર આ વખતે બ્યુગલ વાગ્યું. હું મારા ભાઇબંધોને મળવા દોડ્યો. જતી વેળા એ સ્ત્રીઓએ પોતાના પરમાત્મીય સ્નેહભાજનને જે આશીર્વાદ અપાય તેવા આશીર્વાદો આપી મને વંદન કર્યું. + + + અમારા બંદીવાનોમાંના દશ જણને ફાંસી આપવામાં આવી. લગભગ સાઠ જણને ફટકા મારવામાં આવ્યા. તેજ રાત્રે અમે એક બીજું ગામડું સળગાવી દીધું. બંદીવાનો જે દૃઢતા દર્શાવી ફાંસીએ લટકવા લાગ્યા તે જોઇ અમને બહુ નવાઇ લાગી. ફાંસીનું દોરડું તૂટી જવાથી એક જણ નીચે પડ્યો, તે ઉભો થઇ ચોતરફ જોવા લાગ્યો. તેને ફરીથી ફાંસીએ લટકાવ્યા બાદ બીજા બંદીવાનોને આ દેખાવ જોવા બોલાવવામાં આવ્યા. + + + + ૬ ઠી જુલાઇએ અમારે ૨૦૦૦ બંડખોરો સામે કુચ કરવી પડી. અમારા સાથમાં ૬૮૦ સૈનિકો હતા. બંડખોરો ત્રણ વિભાગમાં વહેંચાઇ અમારી ગતિ અટકાવવા ઉભા. અમે ઝપાટાભેર ધસારો કર્યો, એટલે તેઓ નાઠા. અમે તેઓના ગામને આગ લગાડી ઘેરો ઘાલ્યો. તેઓ આગમાંથી બચવા બહાર આવવા લાગ્યા કે તરત અમે ગોળીબાર કરી તેઓનો નાશ કરવા લાગ્યા. તેઓમાંનાં અઢાર અમારા હાથમાં સપડાયા. એ બધાનો ન્યાય એકી સાથે ચુકવવામાં આવ્યો. × × × અમે ગોળીબાર કરી તે બધાને તેજ સ્થળે વીંધી

એક એવે સ્થળે આવી પહોંચ્યો કે ત્યાંથી દૂર નજર પહોંચતી નહોતી. મેં બાળકોને મારી પાછળ આવવાનું કહી બધી અડચણોને તરછોડી આગળ વધવું ચાલુ રાખ્યું. મહામહેનતે બધાંને બહાર કાઢ્યાં. × × જે વસ્ત્રો તેઓનું અરધું અંગ ઢાંકી શકતાં નહોતાં તે વસ્ત્રો પણ આગના ભડકાથી ઠેકઠેકાણે સળગી ગયાં હતાં; મેં તેઓને થોડે દૂર આવેલાં મેદાનપર બેસાડ્યાં. હું પાછો એ સળગતા ગામમાં ભટકવા લાગ્યો. થોડે દૂર જતાં જણાયું કે એક ડોસી સળગતા ઘરમાંથી બહાર આવવા મથે છે. તેનામાં ચાલવાની શક્તિ નથી. કેવળ હાથ પગ પર આધાર રાખી બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે. મેં તેને બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો; પણ તે મારી મદદ લેવા ઇચ્છતી નહોતી. તેની સાથે વાદવિવાદ કરવા જેટલો સમય નહોતો. એટલે મેં તેની આનાકાની તરફ લક્ષ ન આપતાં તેનો હાથ પકડી બહાર કાઢી. ત્યાંથી આગળ ચાલતાં જણાયું કે એક મકાનમાં એક બાવીસેક વર્ષની સ્ત્રી બેઠી છે, તેની આગળ મરણપથારી પર એક માણસ સૂતું છે. પેલી બાઇ પેલા મરવા પડેલા માણસના ગળામાં શરબત રેડે છે. અગ્નિ ચોતરફ ધુંધવે છે; તેની જ્વાલામયી શિખા બધું ઢાંકી દે છે. મરણપથારીપર પડેલા માણસથી થોડે દૂર ચાર સ્ત્રીઓ બેઠી છે. હું દોડતો દોડતો તેમની પાસે ગયો. તેઓને મેં બહાર નીકળવામાં મદદ કરવાનો વિચાર જણાવ્યો. પરંતુ તેઓએ મને કંઈ જવાબ જ ન આપ્યો; મેં સંગીનબહાર કાઢી તેઓને જણાવ્યું કે તમે એ મારો હુકમ નહિ માનો તો હું આ સંગીન વડે બધાંને મારી નાખીશ. તેઓ છેવટે મારી સાથે બહાર નીકળ્યાં, પેલા મરવા પડેલા માણસને બહાર લાવ્યા. હું તેઓને ખુલ્લા મેદાનમાં રાખી બીજે સ્થળે દોડ્યો. જ્વાળા

પ્રબળ બનતી જતી હતી. મેં એક ખુલ્લા મેદાનમાં ૧૪૦ સ્ત્રીઓ અને ૬૦ બાળકોને જોયાં. બધાં કિંકર્તવ્યમૂઢ બની વિલાપ કરી રહ્યાં હતાં. મેં એ કુટુંબોમાંનાં જે કુટુંબની ડોસીને બચાવી તે ડોસીએ મારી આગળ આવી બધાની વતી મારો આભાર માન્યો. મને ખાવા માટે જે બિસ્કુટ મળી હતી તે બધી એ બાઇને આપી, પણ તે તેણે સ્વીકારી નહિ; તેણે કહ્યું કે એ ખાઇએ તો અમારો ધર્મ નષ્ટ થાય. બરાબર આ વખતે બ્યુગલ વાગ્યું. હું મારા ભાઇબંધોને મળવા દોડ્યો. જતી વેળા એ સ્ત્રીઓએ પોતાના પરમાત્મીય સ્નેહભાજનને જે આશીર્વાદ અપાય તેવા આશીર્વાદો આપી મને વંદન કર્યું. + + + અમારા બંદીવાનોમાંના દશ જણને ફાંસી આપવામાં આવી. લગભગ સાઠ જણાને ૫૮કા મારવામાં આવ્યા. તેજ રાત્રે અમે એક બીજું ગામડું સળગાવી દીધું. બંદીવાનો જે દઢતા દર્શાવી ફાંસીએ લટકવા લાગ્યા તે જોઇ અમને બહુ નવાઇ લાગી. ફાંસીનું દોરડું તૂટી જવાથી એક જણ નીચે પડ્યો, તે ઉભો થઇ ચોતરફ જોવા લાગ્યો. તેને ફરીથી ફાંસીએ લટકાવ્યા બાદ બીજા બંદીવાનોને આ દેખાવ જોવા બોલાવવામાં આવ્યા. + + + + ૬ ઠી જુલાઇએ અમારે ૨૦૦૦ બંડખોરો સામે કુચ કરવી પડી. અમારા સાથમાં ૧૮૦ સૈનિકો હતા. બંડખોરો ત્રણ વિભાગમાં વહેંચાઇ અમારી ગતિ અટકાવવા ઉભા. અમે ઝપાટાભેર ધસારો કર્યો, એટલે તેઓ નાઠા. અમે તેઓના ગામને આગ લગાડી ઘેરો ઘાલ્યો. તેઓ આગમાંથી બચવા બહાર આવવા લાગ્યા કે તરત અમે ગોળીબાર કરી તેઓનો નાશ કરવા લાગ્યા. તેઓમાંનાં અઢાર અમારા હાથમાં સપડાયા. એ બધાનો ન્યાય એકી સાથે ચુકવવામાં આવ્યો. × × × અમે ગોળીબાર કરી તે બધાને તેજ સ્થળે વીંધી

નાખ્યા. અમે એ વિભાગમાંના પાંચસો માણસને આ રીતે મારી નાખ્યા હતા. ૧

બનારસ વિભાગમાં આ પ્રમાણે હત્યાકાંડ મચી રહ્યો. બંડખોર સિપાહીઓએ બનારસની જેલ તોડી શહેરને ઉચ્છૃંખલ બનાવી દીધું નહોતું. જેલ તો કેદીઓથી ભરપૂર હતી. તેથી બનારસના સત્તાવાળાઓએ જ્યારે સંખ્યાબંધ માણસોને ગુનેગાર ઠરાવી કેદ કર્યાં ત્યારે જેલમાં એ બધા કેદીઓનો સમાવેશ થયો નહિ. તેઓને કેદમાં રાખવાનું કાર્ય મુશ્કેલ થઇ પડયું. એટલે જેમ બને તેમ જલદી કામ ચલાવી નિકાલ કરવાનું શરૂ થયું. દરપળે ન્યાયનું કાર્ય પૂરૂં થવા લાગ્યું, દરપળે લોકોને ફાંસીને લાકડે લટકવા લાગ્યા. કેટલાક ફટકાની શિક્ષાથી બેભાન બની ધરણી પર ઢળવા લાગ્યા. પરંતુ આવી કઠોરતાથી પ્રકોપની ગતિ અટકી નહિ. સિપાહીઓનો બળવો જોતજોતામાં જોનપુર તથા અલાહાબાદમાં ફાટી નીકળ્યો.

જોનપુર બનારસથી ૩૪ માઇલ દૂર વાયવ્યમાં આવેલું છે તેના પાધરમાં ગોમતી નદી વહે છે. જોનપુર ઇ. સ. ૧૭૭૫ માં કંપનીના કબજામાં આવ્યું. તે સમયથી અંગ્રેજોએ ત્યાં પોતાની સત્તાનો પાયો મજબુત કર્યો હતો. જોનપુરમાં એક પ્રચંડ કિલ્લો હતો એ કિલ્લામાં કેદીઓ પૂરવામાં આવતા. શહેરની પૂર્વ બાજુએ લશ્કરી છાવણી હતી. આ વખતે ત્યાં લુધિઆનાના ૧૬૯ શિખો પડાવ નાખી પડયા હતા. મરે નામનો એક યુરોપિઅન ઓફિસર તેમનો અધ્યક્ષ હતો.

---

૧ આ પત્ર વિલાયતનાં ટાઇમ્સ નામનાં વિખ્યાત વર્ત્તમાન પત્રમાં છપાયો હતો.

૬ ઠ્ઠી જુને બનારસમાં ૩૭ મી પલ્ટણ સાથે શિખ સૈનિકો પણ અમલદારોના ગુસ્સાને ભોગ થઇ પડ્યા હતા. જો આ વખતે સેનાપતિએ ધૈર્યપૂર્વક કામ લીધું હોત તો કદી પણ યુરોપિઅનોનાં લોહીથી હાથ ખરડાત નહિ. એક જણ બંડખોર નીવડ્યો એટલે કંઇ આખી પલ્ટણ બંડખોર નીવડી છે એવો સિદ્ધાંત બાંધી શકાય નહિ. બનારસના કવાયતના મેદાનપર જ્યારે એક શિખ સિપાહીએ પોતાના સેનાનાયક પર ગોળીબાર કર્યો ત્યારે તે જ પલ્ટણના વિશ્વાસુ હવાલદાર ચુડાસિંહે પોતાનું જીવન સંકટમાં નાખી, પોતાના બાહુ વડે એ ગોળીનો આઘાત અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો. વફાદાર હવાલદારના હાથમાં ગોળીઓ પેસી ગઇ પણ તેનો અધિનાયક જરાએ ઘવાયો નહિ; બીજા શિખોએ ધૈર્યપૂર્વક આ બધું જોયું. બીજા કોઇએ ઉશ્કેરણીનાં ચિન્હો દર્શાવ્યાં નહિ, પોતાની બંદુકો સજ્જ કરી યુરોપિઅનો પર ગોળી છોડી નહિ. જો આ વખતે અમલદારો આપણી શિખ પલ્ટણ પર ખફા થયા ન હોત તો શિખ સૈન્ય દ્વેષબુદ્ધિ દર્શાવી ફિરંગીઓનું લોહી રેડવા તત્પર ન થાત. પરંતુ તે સમયે એવી ધીરજ દર્શાવી શકાઇ નહિ. સેનાપતિઓના દોષથી બંગાળાના સિપાઇઓની માફક શિખ સિપાહીઓને પણ ખાત્રી થઇ હતી કે કંપનિ હિંદની બધી જાતિઓ પર અવિશ્વાસ રાખે છે, અને એ બધી જાતિને એક જ જાતની શિક્ષા કરવાની તૈયારી કરે છે.

બનારસમાં બનેલી બીનાના સમાચાર જો જોનપુરના યુરોપિઅન સેનાપતિને વખતસર પહોંચાડવામાં આવ્યા હોત તો, તે ત્યાંનાં શિખ સૈન્યને બધી વાત સમજાવી શાંત રાખવાનો પ્રયત્ન કરી શક્ત. પરંતુ તે જમાનામાં સમાચાર જલદી મોકલવાનાં સાધનો નહોતાં. બનાર-

સના સત્તાવાળાઓએ પણ આ બાબતમાં ખાસ કાળજી રાખી નહોતી. વળી ઉડતી વાત તો પવન પર સ્વાર થઇ ચોતરફ ફેલાઇ જતી. એક છાવણીનો સેનાપતિ બીજી છાવણીના સેનાપતિને બધી હકીકત જણાવી સમજણ પાડે તે દરમ્યાન સિપાહીઓ ઉશ્કેરાઇ જતા. ૪ થી જુને જોનપુરમાં એવી વાત ફેલાઇ કે આજિમગઢના સૈનિકો કંપનિની વિરુદ્ધ ઉઠયા છે. બીજે દિવસ કાશીની ૩૭ મી પલ્ટણની હકીકત તેઓના જાણવામાં આવી. જોનપુરના શિખ સૈનિકો આ સમાચારથી અધીરા થયા નહિ. તેઓ નાસી છૂટેલા સિપાહીઓના હલ્લાથી યુરોપિઅનોનું રક્ષણ કરવા માટે તત્પર થઇ રહ્યા.

યુરોપિઅનો સિપાહીઓની બીકથી કચેરીમાં જઈ ભરાયા. શિખ સૈનિકો સજ્જ થઇ તેઓના મકાનને પહેરો ભરવા લાગ્યા. લગભગ દોઢેક પહોર દિવસ ચઢ્યો એટલે સમાચાર આવ્યા કે સિપાહીઓ નજીકની એક કોઠી લૂટી લખનોર તરફ નાઠા છે. યુરોપિઅનો આ સમાચારથી આનંદ પામી ખાણું ખાવા બેઠા. પરંતુ એક બીજા બનાવને લીધે ભારે મુશીબત ઉભી થઈ. ૩૭ મી પલ્ટણના સિપાહીઓ મારફત શિખ સૈનિકોએ સાંભળ્યું કે અમારા સ્વદેશબાંધવો પર જુલમ વરતાવવામાં આવ્યો છે. આ સમાચાર સાંભળતાં તેઓની ચિત્તવૃત્તિ ચળી ગઈ. યુરોપિઅનોને હાથે બનારસના શિખોનાં ખૂનો થયાની વાત સાંભળી તેઓએ ખાત્રી કરી લીધી કે કંપનિ જાતિધર્મનો ભેદ જોયા સિવાય હિંદના બધા સિપાહીઓનું કાટલું કાઢી નાખવા માગે છે. આ વિશ્વાસ ધીમે ધીમે તેઓના હૃદયમાં દૃઢ થવા લાગ્યો. હવે તેઓ જે અસ્ત્રો વડે યુરોપિઅનોનું રક્ષણ કરવા તૈયાર હતા તે જ અસ્ત્રો વડે તેઓનું લોહી રેડવા તત્પર થયા.

સેનાનાયક મરે કચેરીનાં આંગણામાં ઉભો હતો, તે વેળા એકા-એક બંદુકનો શબ્દ થયો. આંગણામાં ઉભેલા એક બીજા યુરોપિઅને એ શબ્દથી ચમકી જોયું તો જણાયું કે મરે ઘાયલ થઇ જમીન પર પડયો છે. તેના શરીરમાંથી લોહીની ધાર વહે છે; બંદુકની ગોળી તેની છાતીમાં પેસી ગઇ છે. શિખ સૈનિકો કે કેસી ગોળીથી આ કાર્ય બન્યું છે એમ સમજતાં યુરોપિઅનોને વાર લાગી નહિ. તેઓ એકદમ મકા-નમાં પેસી ગયા. સર્વસંહારક કાળની વિકટ છાયા તેઓ સમક્ષ ફેલાઇ ગઇ. તેઓ આ ભયંકર છાયા જોઇ દર પળે જીવ જવાની બીકે ધ્રુજવા લાગ્યા.

જોનપુરનો જોઇન્ટ મેજિસ્ટ્રેટ જેલ જવાના રસ્તા પર માર્યો ગયો. ઉશ્કેરાએલા શિખોએ તેજુરી લૂટી. તેજુરીમાં બે લાખ સાઠ હજાર રૂપીઆ હતા. એ બધા પૈસા સિપાહીઓએ કબજે કરી લીધા. જોનપુરમાં અંગ્રેજોની સત્તાનું નામનિશાન રહ્યું નહિ. આખું શહેર અરાજકતામાં સપડાયું. કચેરીમાં બચાવ કરવાનું મુશ્કેલ જણાતાં યુરો-પિઅનો નાસી જવાનો વિચાર કરવા લાગ્યા. સેનાપતિ મરે એ વખતે પણ જીવતો હતો છતાં તે સાજો થાય એવી આશા ન હોતી; ગોળીનો ઘા મર્મસ્થાનમાં થયો હોવાથી તે બચે તેમ નહોતું. નાસી છૂટવા ઇચ્છતા યુરોપિઅનોને પોતપોતાની પડી હતી. તેઓ મરવા પડેલા સેનાપતિને રસ્તામાં છોડી કોઇ પગપાળા, તો કોઇ ઘોડા પર બેસી જેમ ફાવ્યું તેમ નાઠા; રસ્તામાં મરેનું મરણ નીપજ્યું. તેની પત્ની પણ થોડે દૂર ગયા બાદ મરણ પામી. નાસેડુંઓ ગોમતી નદી ઓળંગી કારાકટ નામના સ્થળે આવી પહોંચ્યા. રસ્તામાં કોઇએ તેઓને હેરાન કર્યા નહિ. આ વખતે એ યુરોપિઅનોના દેશી નોકરોએ

તેઓની સેવા બજાવવામાં કમાલ કરી હતી. કારાકટમાં લાલા હિંગનલાલ નામનો એક આબરૂદાર રજપુત રહેતો હતો. તેણે આ બધાં નાસેડુને આશ્રય આપ્યો. પોતાના ઘરમાં એ બધાંનો સમાવેશ કર્યો. મડમોને પોતાના અંતઃપુરમાં રાખી તેઓની આજ્ઞા મુજબ આ લોકો માટે રસોઇ તૈયાર થવા લાગી. હિંગનલાલના નોકરો હથિયાર બંધ થઇ આ લોકોનો બચાવ કરવા તૈયાર થયા. બંડખોર સિપાહીઓએ ત્રણવાર કારાકટ લૂટયું પણ લાલા હિંગનલાલના ઘર પર હલ્લો કર્યો નહિ. આ ધર્મનિષ્ઠ રજપુતનું મકાન તેઓ પરમ પવિત્ર માનતા હતા. એટલું જ નહિ પણ લાલાજીનું રજપુતોમાં એટલું બધું માન હતું કે તેના મકાનપર હલ્લો કરતાં કદાચ અયોધ્યા પ્રાંતના બધા રજપુતોની સહાનુભુતિ ગુમાવવી પડે એવી બીકથી બંડખોરો એ તરફ આંગળી ઉંચી કરી શકયા નહિ. યુરોપિઅનો લાલાજીના આશ્રયમાં નિરાપદે વસવા લાગ્યા. બનારસના કમિશનરને આ વાતની ખબર પડતાં તેણે કેટલાક યુરોપિઅન સૈનિકો મોકલી આપ્યા, તેની મદદથી બધા યુરોપિઅનો કાશી જઇ પહોંચ્યા.

સરકારે આ ઉપકારના બદલામાં હિંગનલાલને સન્માનસૂચક ડેપ્યુટિ મેજિસ્ટ્રેટ બનાવ્યો હતો અને જીવે ત્યાં સુધી માસિક એકસો રૂપીઆનું પેન્શન બાંધી આપ્યું હતું. તે વૃદ્ધ હોવાથી એ પેન્શન તેની પછીના વારસને આવવાનો બંદોબસ્ત થયો હતો.

બનારસથી ૭૦ માઇલ દૂર અલાહાબાદ આવેલું છે. આ તીર્થ-સ્થાન ધર્મનિષ્ઠ હિંદુઓમાં ઘણું પ્રસિદ્ધ છે. બહુ મોટાં મકાનો ન હોવાથી તથા બહુ સંકડાશ હોવાથી એક વખતે એ શહેર ફકિરાબાદના નામથી ઓળખાતું હતું. હિંદની બે મોટી નદીઓ હિમાલયમાંથી

નીકળી એ સ્થળે એકત્ર થઇ છે. આ સંગમ અતિ પ્રાચીન કાળથી જનસાધારણમાં પ્રસિદ્ધ થયો છે. ધર્મિષ્ઠ હિંદુઓ એ સંગમને પરમ પવિત્ર માની એમાં સ્નાન કરે છે, અતીતદર્શી ઇતિહાસકારો જૂના સમયની અનેક ઘટનાનો સાક્ષીભુત માની એસંગમને મહાન કરી મૂકે છે, કવિઓ ચિત્તને મોહ પમાડનારી શોભાનું વર્ણન કરી પોતાની કવિત્વ શક્તિનો પ્રભાવ દર્શાવે છે. મહાકવિ કાલિદાસે રઘુવંશમાં ગંગાયમુનાના સંગમનું જે વર્ણન કર્યું છે તે કદી ભુલાય તેવું નથી. મતલબ કે અલાહાબાદ આગળ ભેગાં થતાં જમના ગંગાનાં કાળાં ધોળાં પાણીનો સંગમ જોઇ હરકોઇ માણસના હૃદયને આનંદ થાય છે;

અતિ પુરાતન કાળમાં આ સ્થળે ચંદ્રવંશી રાજાઓની રાજધાની હતી. યયાતિ રાજાએ આ સ્થળે પોતાની મહાનકીર્તિ સ્થાપી હતી. પુરૂ આ સ્થાનના સિંહાસને બેસી પ્રજા રંજન કરી ગયો હતો, અને દુષ્યંત જેવા પુરૂવંશના રાજાઓએ આ સ્થળે રાજ્ય કરી ભારત ભુમિને ગૌરવશાળી બનાવી હતી.

જ્યારે મુસલમાનોએ હિંદમાં પોતાનો પગદંડો જમાવ્યો, યુરોપિઅન વેપારીઓ હિંદને કિનારે વેપારાર્થે આવવા લાગ્યા, ત્યારે પણ આ રાજધાની હિંદુઓના પવિત્રતીર્થ તરીકે પ્રખ્યાત પામેલી હતી. નિષ્ઠાવાન હિંદુઓ અહીં આવી પોતાને પરમ પવિત્ર થએલા માનતા અને ગંગા જમનાના સંગમમાં નાહી ચરિતાર્થ થતા. મુસલમાન યુગમાં પણ આ સ્થાન પ્રસિદ્ધ હતું. દિલ્હીનો મહાન મોગલ અકબર આ સ્થાનની રમણીયતા જોઇ બહુ રાજી થયો હતો. તેણે પોતાના સામ્રાજ્યના બચાવ માટે પશ્ચિમ બાજુએ અટકનો કિલ્લો બાંધ્યો

હતો તેમ પૂર્વ બાજુએ ગંગા જમનાના સંગમપર બંધાએલા જુના કિલ્લાને સમરાવી મજબૂત કિલ્લો બંધાવ્યો હતો. તેણે આ સ્થાનનું નામ અલાહાબાદ રાખ્યું હતું. અંગ્રેજોના સમયમાં એ કિલ્લો બહુ મજબુત બનાવવામાં આવ્યો. ગંગાજમનાના સંગમ સ્થળે આ કિલ્લાની રમણીયતા અલૌકિક જણાય છે. અલાહાબાદનાં અસ્ત્રાગારમાં આ વખતે અસ્ત્રશસ્ત્રોનો તોટો નહોતો. એમ કહેવાતું હતું કે તેના ધનાગારમાં આ વખતે ૩૦ લાખ રૂપીઆ રોકડા હતા. જ્યારે મિરતના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું ત્યારે આ પ્રસિદ્ધ સ્થળે યુરોપિઅન સૈનિકનું નામ નિશાન નહોતું. એ શહેરના પ્રસિદ્ધ કીલ્લામાં અને ત્યાંથી ચાર માઇલ દૂર આવેલી લશ્કરી છાવણીમાં ૬ ઠ્ઠી દેશી પલ્ટણના પાયદળો, કેટલાક દેશી તોપચીઓ અને એક શીખ પલ્ટણ પડાવ નાખી રહી હતી.

કિલ્લાની બહાર આવેલી લશ્કરી છાવણીમાં જે પલ્ટણ પડી હતી તેમાં અયોધ્યા અને બિહારના લોકો હતા. અંગ્રેજોએ હિંદમાં જે જે પ્રસિદ્ધ યુદ્ધો કર્યાં હતાં, તે દરેક યુદ્ધમાં આ ૬ ઠ્ઠી પલ્ટણના સિપાહીઓએ ભાગ લીધો હતો. તેઓએ લડાઇના મેદાનપર પોતાનું લોહી રેડી અંગ્રેજ સરકારનું નિમક હલાલ કર્યું હતું. તેના બદલામાં તે લોકોએ ખરા વીર તરીકે સરકારમાં આબરૂ મેળવી હતી. તેઓએ કદી પણ બેવફાપણું બતાવ્યું નહોતી. સરકારે પણ તેમના પર કદી અવિશ્વાસ રાખ્યો નહોતો. તેઓ આ વખતે ધનાગારનું રક્ષણ કરતા હતા. બે માણસોએ તેઓને સરકાર વિરૂદ્ધ ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો હતો, તે લોકોને તેઓએ સરકારના હાથમાં સોંપી દીધા હતા. તેઓ સરકાર માટે લડવા દિલ્હી જવા તૈયાર થયા હતા તે માટે હિંદના

ગવર્નરજનરલે તેઓની વફાદારીનાં ખૂબ વખાણ કર્યાં હતાં. પરંતુ છેવટે આવા વફાદાર લોકોની પણ બુદ્ધિ ફરી. જે સાહસે તેઓને સરકારની સત્તા જમાવવાને પ્રેર્યા હતા, તે જ સાહસે તેઓને બ્રિટિશ સત્તા ઉખેડી નાખવાની પ્રેરણા કરી. સરકારની જૂની રાજનીતિના દોષથી તેઓની સામારક રીત હારી ગઇ, વફાદારી અતળ સમુદ્રમાં ડુબી ગઇ. તેઓએ એકાએક હથિયારો ઉપાડી અંગ્રેજોની સત્તાને ખળભળાવી મૂકી, આજુ બાજુનાં ગામડાંઓમાં ત્રાસ ફેલાવ્યો. તેઓના હલ્લાથી તેજુરી લૂટાઇ, અંગ્રેજો માર્યા ગયા, છેવટે તેઓ છૂટા છવાયા ચોતરફ નાસી ગયા.

આ પલ્ટણ સિવાય એક બીજી પલ્ટણ પણ અલાહાબાદમાં હતી. એ પલ્ટણના સિપાહીઓ સાહસિક અને બહાદુર હતા. લોર્ડ ડેલ્હાઉસીએ વિજયમાં મળેલી સંપત્તિ તરીકે જે રાજ્યને ખાલસા કર્યું હતું, તે રાજ્યમાંથી આ સાહસિક વીરોની ભરતી કરવામાં આવી હતી. નવ વર્ષ પહેલાં તેઓએ સ્વદેશની સ્વાધીનતા માટે અંગ્રેજો સામે લડી પોતાનું ખમીર બતાવી આપ્યું હતું. તેઓનાં પરાક્રમથી અલિવાલ, ફિરોજપુર, સોબ્રાઓન અને ચિલિઅનવાલાની લડાઇ ઇતિહાસમાં અમર થઈ ગઇ છે. છેવટે હારી આ બધા વીરો બ્રિટિશપતાકા ચેની સજ્જ થયા હતા. એક વખતે તેઓ જેઓનો નાશ કરવા કટિબદ્ધ થયા હતા, અત્યારે તેઓના અનુચર તરીકે પોતાનું જીવન અર્પણ કરવા તત્પર થયા હતા.

૧૧ મી મે ને દિવસે જ્યારે મિરતમાં પ્રબળ તોફાન મચી રહ્યું હતું, ત્યારે અલાહાબાદના યુરોપિઅનો નિરાંતે ગ્રીષ્મઋતુના રમણીય

સાયંકાળની હવા ખાતા હતા. કોઇ રમણીય વૃક્ષવાટિકામાં પ્રણયિની અથવા પ્રિયજન સાથે લટાર મારતા હતા, કોઇ દેશી સિપાહીઓની મોરલીના નાદથી પરિતૃપ્ત થતા હતા. કોઇ બચ્ચાંબચ્ચાઓ સાથે નાના પ્રકારની રમતો રમતા હતા. આ પ્રમાણે મિસરના યુરોપિઅનો જ્યારે જીવ બચાવવા માટે આમ તેમ નાસતા હતા, ત્યારે અહીંના યુરોપિઅનો પોતપોતાના તાનમાં મસ્તાન હતા. થોડા સમયમાં પોતાને પણ મિસરવાસી યુરોપિઅનોની માફક અપાર દુઃખમાં સંડોવાવું પડે એ વાતનો તેઓને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

૧૧ મી મે આનંદમાં પસાર થઈ. ૧૨ મી મે એ મિસરની ઘટનાની વિગત તાર મારફત આવી પહોંચી. ૧૪ મી તારીખે એ બનાવની બધી વિગત મળી. યુરોપિઅનો વિસ્મય અને ભયના માર્યા દરપળે પોતાનો નાશ થયાનાં સ્વપ્નો જોવા લાગ્યા. બજારમાં, ગામડામાં, લોકોમાં આ સંબંધી વાતો થવા લાગી. દરેક પોતપોતાનાં આડોશીપાડોશી સાથે આ બાબતની ચર્ચા ચલાવવા લાગ્યા. સર્વવ્યાપી ત્રાસથી બધાં દિલગીર થઇ ગયાં. યુરોપિઅનો જેમ પોતાના જાન માટે ચિંતા કરવા લાગ્યા, તેમ પ્રજા પોતાના ધર્મનો નાશ થશે, એવી બીકથી ત્રાસવા લાગી. પ્રજાને ખાત્રી થઇ ગઇ કે કંપનિ આપણને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપવા તૈયાર થઇ છે. સરકારે છેવટે એક જાહેરનામું કાઢી આ ભય દૂર કરવાનો પ્રયત્ન કર્યો. કંપનિ કદી પણ કોઇના ધર્મપર હાથ નાખતી નથી. દરેક પોતપોતાને ફાવે તે ધર્મ પાળી શકે છે. કંપનિનો એ વાતમાં ડખલગીરી કરવાનો મુદ્દલ વિચાર નથી. એવી મતલબ આ જાહેરનામામાં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવી હતી.

૧૫મી મે એ સાધારણ પ્રજાની ઉશ્કેરણી શાંત પડી ગઇ. પણ એકાએક અનાજના ભાવે ઉછાળો માર્યો એટલે એ શક પાછો મંજબુત થઇ ગયો. ૧૮મી તારીખે દિલ્હીથી સમાચાર આવી પહોંચ્યા. લોકો વધારે ઉશ્કેરાયા. મિરતના સિપાહીઓએ દિલ્હી આવી શહેર કબજે કર્યું છે. દિલ્હીનો બહાદુરશાહ આખા હિંદનો શહેનશાહ તરીકે જાહેર થયો છે, મોગલોની પ્રસિદ્ધ રાજધાનીમાં મોગલોની સત્તા પાછી જામી છે, દેશી સિપાહીઓ અંગ્રેજોને હરાવી મોગલ બાદશાહની ખ્યાતિ એકદમ ફેલાવે છે—આવા સમાચાર બજારમાં ચોતરફ ફેલાઇ ગયા. લોકો હવે ધીરજ રાખી શકયા નહિ. સિપાહીઓ ગંભીર ઉશ્કેરણીથી ઉશ્કેરાવા લાગ્યા. યુરોપિઅનો પણ પોતાનો બચાવ કરવાની તૈયારી કરવા લાગ્યા. બીજી કોઇ દિશામાં તેઓનું ધ્યાન ન રહ્યું. કિલ્લાને શી રીતે બચાવવો, તેજુરીનું શી રીતે રક્ષણ કરવું, આપણાં શરીરો શી રીતે ઇજા ન પામે એવા એવા વિચારો તેઓનો કાર્યક્રમ રોકી રહ્યા.

દરરોજ દિલ્હીથી નાના પ્રકારના ખરાબ સમાચારો આવવા લાગ્યા. આ સમાચારોથી યુરોપિઅનો વધારે ગભરાવા લાગ્યા. તેજુરીના બધા પૈસા કિલ્લામાં લઈ જવાનો વિચાર થયો, પણ કોઇ કોઇ એ વિચાર સામે થયા એટલે એ વિચાર પડતો મૂકવામાં આવ્યો. કારણ કે જો પૈસા કિલ્લામાં હોય તો સિપાહીઓ પૈસાને લોભે પ્રથમ કિલ્લો કબજે કરવાનો વિચાર કરે. સ્થાનિક યુરોપિઅનો વોલન્ટીઅર તરીકે જોડાવા લાગ્યા. શહેરનો બંદોબસ્ત કરવાનું કામ એ વોલન્ટીઅરોને સોંપવામાં આવ્યું. તારનાં દોરડાં હજુ સુધી અખંડ હોવાથી ચોતરફથી સમાચાર આવવા લાગ્યા. વાયવ્ય પ્રાંતમાંથી બહુ સંદેહજનક ખબરો આવતા હતા.

છોડી દીધાં. કલ્લિાપર અંગ્રેજોનો વાવટો ઉડતો રહ્યો. એટલે પેલા સૈનિકોએ વિચાર અમલમાં મૂકવાનું માંડી વાળ્યું. કિલ્લામાંનો દારૂગોળો, અસ્ત્રશસ્ત્રો વગેરે કાયમ રહ્યું.

અલાહાબાદની છઠ્ઠી પલ્ટણના બંડનો ઇતિહાસ આ પ્રમાણે છે. એ ઇતિહાસ પરથી જણાશે કે તેઓએ પરસ્પર એકત્ર થઇ આ કાર્ય કર્યું નહોતું. જ્યારે પુલ પાસેના સિપાહીઓએ ખુલ્લું બંડ ઉઠાવી, તોપો કબજે કરી છાવણી તરફ પ્રસ્થાન કર્યું, તથા યુરોપિઅન સૈનિકો પર આક્રમણ કર્યું, ત્યારે કિલ્લામાંના સિપાહીઓ તેઓની કાર્યપ્રણાલી વિષે કંઇ સમજી શક્યા નહિ. તેઓએ બંદુકોના શબ્દ સાંભળી ધાર્યું કે બનારસના બંડખોર સિપાહીઓ આવી પહોંચ્યા છે. તે વખતે તેઓ અમુક પદ્ધતિસર કાર્ય કરવા તત્પર થયા નહિ. કિલ્લાની બહારના સિપાહીઓએ તેઓને એકી સાથે બંડ ઉઠાવવાનો કંઇ સંકેત કર્યો નહિ. જ્યારે સેનાપતિ સિમ્સન લોહીથી તરબોળ થઇ કિલ્લામાં આવી પહોંચ્યો ત્યારે તેઓ ગાભરા બની ગયા. સેનાપતિએ કિલ્લામાં આવતાં જ તેઓનાં હથિયાર લઇ લેવાની ઇચ્છા દર્શાવી. આ ઇચ્છા જ્યારે કાર્યમાં પરિણામ પામી ત્યારે શિખોએ છઠ્ઠી પલ્ટણના સિપાહીઓનો પક્ષ સ્વીકાર્યો નહિ. જો એકી સાથે કિલ્લાની બહાર તથા અંદર બંડ ઉઠ્યું હોત તો અંગ્રેજો અલાહાબાદને બચાવી શકત નહિ. કદાચ વિવિધ અસ્ત્રશસ્ત્રપૂર્ણ કિલ્લો સિપાહીઓના હાથમાં જાત અને ગંગા-

દરમ્યાન તોપરક્ષકે આ સમાચાર કિલ્લામાં મોકલ્યા. એ વખતે સિપાહીઓનો ભયંકર કોલાહલ તથા બંદુકોનો ગંભીર શબ્દ, લશ્કરી છાવણીમાંથી ખુલ્લી રીતે સંભળાવા લાગ્યો. તોપરક્ષક તથા અયોધ્યાના સિપાહીઓના અધિનાયકે જ્યારે ઘોડેસ્વાર થઇ બંડખોર સિપાહીઓ પર હલ્લો કર્યો, ત્યારે અયોધ્યાના સિપાહીઓમાંના કેવળ ત્રણ જણા તેમની પાછળ ચાલ્યા. એ સિવાયના બીજા બધા સિપાહીઓએ ૬ ઠ્ઠી પલટણના સિપાહીઓનું અનુકરણ કર્યું. એ વખતે ચંદ્રનાં શાંત કિરણો ચોતરફ અજવાળું ફેલાવી રહ્યાં હતાં. બંડખોર સિપાહીઓ એ અજવાળી રાત્રે યુરોપિઅનોનું લોહી રેડવા તત્પર થયા. તેઓની ગોળીના આઘાતથી અયોધ્યાનાં અનિયમિત લશ્કરનો અધ્યક્ષ માર્યો ગયો. તોપરક્ષક સૈનિક જીવ લઇ નાઠો. આ વખતે અયોધ્યાના કેટલાક સિપાહીઓએ પોતાની વફાદારી બતાવી આપી. તેઓના સ્વદેશીઓ જ્યારે ફિરંગીઓનો વિનાશ કરવા દલબદ્ધ થયા હતા, ત્યારે તેઓએ ધીરજથી પોતાની ફરજ બજાવી હતી. તેઓ પોતાના અધ્યક્ષના દેહનું રક્ષણ કરી કોઇ સુરક્ષિત સ્થાને લઇ ગયા. પરંતુ તેથી બીજા સિપાહીઓની ઉશ્કેરણી ઓછી થઇ નહિ. બંડખોર સિપાહીઓએ પોતાના બંડના સમાચાર જણાવવા માટે બે સિપાહીઓ મોકલ્યા હતા. એમ કહેવાય છે કે તેઓએ આ ખબર જણાવવા માટે બોમ્બનો ધડાકો કર્યો હતો. આ પ્રમાણે સંકેત દર્શાવી તેઓ તોપ લઇ છાવણી તરફ જવા લાગ્યા. તેઓનો સેનાપતિ જ્યારે ઘોડેસ્વાર થઇ કવાયતના મેદાન પર આવ્યો, ત્યારે બધા સિપાહીઓએ ખુલ્લી રીતે બંડ ઉઠાવ્યું હતું.

કર્નલ સિમ્સને કવાયતના મેદાનપર સિપાહીઓના બંડનાં બધાં

ચિન્હો બરાબર નિહાળ્યાં. આ વખતે કર્તાહર્તા પોતાનું નેતૃત્વ બતાવી શક્યો નહિ. પરિચાલક પોતાના તાબાના માણસોનું પરિચાલન કરી શક્યો નહિ. અનુચરોએ પોતાના શેઠનો હુકમ માનવાની ઈચ્છા દર્શાવી નહિ. માલીકનું માલીકપણું તથા અનુચરોનું અનુચરપણું આ વખતે પરસ્પર વિરુદ્ધ ધર્માક્રાન્ત થઇ રહ્યું. યુરોપિઅન અધિનાયકો પોતપોતાના તાબાના સૈનિકોને જે હુકમો આપવા લાગ્યા, તે હુકમો સિપાહીઓએ પાળવાની ઇચ્છા દર્શાવી નહિ. સેનાપતિ સિમ્સને કવાયતના મેદાનપર તોપ આણવાનું કારણ પૂછ્યું. બે સિપાહીઓએ તેના પર ગોળીબાર કરી એ પ્રશ્નનો ઉચિત જવાબ આપ્યો. શિષ્ટાચાર કે મીઠી વાતોથી, સત્તા કે સદુપદેશથી સિપાહીઓને વશ કરવાનું કાર્ય અસાધ્ય થઇ પડ્યું. ઉશ્કેરણીથી અધીરા બની તેઓ વાતવાતમાં ગોળીબાર કરવા લાગ્યા અને પોતપોતાના ઉપરીઓને કવાયતના મેદાનપર ધરાશાયી કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સેનાપતિએ હતાશ થઇ એક બીજી દિશાએ પોતાનો ઘોડો દોડાવ્યો. ત્યાંના સિપાહીઓએ સેનાપતિ તરફ સૌજન્ય બતાવવામાં કૃપણતા દાખવી નહિ. તેઓ પોતાનાં હથિયારો છોડી સિમ્સનના ઘોડાની આજુબાજુ વીંટળાઇ વળ્યા. તેઓએ તેને પ્રાણ બચાવવા માટે કિલ્લામાં જતા રહેવાનું જણાવ્યું. સેનાપતિ એક સૈનિક સાથે ધનાગારનું રક્ષણ કરવા દોડ્યો. સેનાપતિ જે દિશા તરફ જવા લાગ્યો, તે દિશા તરફ ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. આ પ્રમાણે ગોળીઓના વરસાદમાં સેનાપતિને પોતાના જાનનું રક્ષણ કરવું મુશ્કેલ થઇ પડ્યું. બંદુકની એક ગોળી તેની ટોપી પાસેથી ચાલી ગઇ. હવે સેનાપતિએ બીજો કંઇ ઉપાય ન જોતાં કિલ્લા તરફ ઘોડો દોડાવ્યો. સિપાહીઓએ તે વખતે પણ તેના પર ગોળીઓ છોડવાનું

કાર્ય બંધ રાખ્યું નહિ. સેનાપતિનો ઘોડો ઘવાયો, છતાં એ તેજસ્વી પ્રાણી પોતાના સ્વારને લઇ કિલ્લા તરફ ધસ્યું. કિલ્લાના દરવાજા પાસે માંડ માંડ પહોંચાયું. સેનાપતિ એ પ્રાણીના લોહીથી તરબોળ થઇ કિલ્લામાં પેઠો. ઘોડો અપૂર્વ તેજ દર્શાવી, સ્વારને બચાવી, દરવાજામાં જ મરણ પામ્યો.

સેનાપતિ સિમ્સન કિલ્લામાં પેઠો છતાં સિપાહીઓએ પોતાનું કામ અટકાવ્યું નહિ. તેઓએ જે યુરોપિઅનો જોયા તે બધાના પર હલ્લો કર્યો. કેટલાક ગોરાઓ એમનાં હથિયારોને વશ થઈ મરણ પામ્યા અને કેટલાક કિલ્લામાં નાસી આવ્યા. જે ૮ જુવાન ગોરાને લડાયક કેળવણી આપવાને બોલાવવામાં આવ્યા હતા, તેઓમાંના ૭ સિપાહીઓનાં ભયંકર હથિયારોનો ભોગ થઇ પડયા. આઠમો માણસ ભયંકર રીતે ઘવાયા છતાં પાસેના એક ખાડામાં છુપાઇ ગયો. આ વખતે તેની ઉમર કેવળ ૧૬ વર્ષની હતી. સોળ વર્ષનો બાળક દારૂણ અસ્ત્રાઘાતથી પિડાતો ચાર દિવસ સુધી એ ગંદા સ્થાનમાં છુપાઇ રહ્યો. તેના સ્વદેશ બંધુઓમાંનો કોઇ તેને બચાવવા માટે એ સ્થળે આવ્યો નહિ. જે યુરોપિઅનો કિલ્લામાં ભરાયા હતા, તેઓ કિલ્લાની બહાર શું બને છે તે જાણવાને અશક્ત હતા. બંડખોર સિપાહીઓની બીકથી તેમાંનો કોઇ બહાર નીકળવાનું સાહસ કરતો નહિ. ઘવાએલો બાળક આ પ્રમાણે અસહાય સ્થિતિમાં ચાર દિવસ સુધી એ ઉઘાડા સ્થાનમાં પડયો રહ્યો. ભુખ તરસથી તેને ભારે પીડા ભોગવવી પડી. ગ્રીષ્મઋતુનો પ્રચંડ તાપ તેને સહન કરવો પડયો. પાંચમે દિવસે સિપાહીઓએ તેને જોયો. તેઓ તેને એક ધર્મશાળામાં લઈ ગયા. ત્યાં બીજા કેટલાક ખ્રિસ્તીઓને કેદ રાખવામાં આવ્યા હતા. ગોપીનાથ નામના એક

ખ્રિસ્તીએ આ ઘવાએલા બાળકને ખાવાનું આપ્યું, પાણી આપ્યું. બાળકે એ બધું સ્વીકાર્યું પણ તેથી તેને શાંતિ થઇ નહિ. તેના ઘા અતિશય કષ્ટદાયક નીવડયા. એ દરમ્યાન કેટલાક મુસલમાનોએ આવી ગોપીનાથને ખ્રિસ્તીધર્મ છોડી મુસલમાન થવાનું જણાવ્યું. આ સાંભળી પેલો બાળક પોતાનું બધું કષ્ટ ભૂલી બોલી ઉઠયો. "પાદરિ! પાદરિ! તું તારો ધર્મ બદલતો નહિ." આ તેજસ્વી બાળકને છેવટે સિપાહીઓના હાથમાંથી મુક્ત કરી કિલ્લામાં આણવામાં આવ્યો હતો. પરંતુ તેની જિંદગી બચી નહિ. અનાહારથી અને ઉઘાડા સ્થાનના વાસવાટથી તેની જીવનશક્તિ લુપ્ત થઇ ગઇ હતી. એ બાળકે ૧૭ મી જુને અલાહાબાદના કિલ્લામાં પ્રાણત્યાગ કર્યો.

કિલ્લામાં ૬ઠી પલ્ટણની એક ટુકડી અને કેટલાક શિખ સૈનિકો રહેતા હતા. જ્યારે તેઓએ કિલ્લાની બહાર બંદુકના અવાજો સાંભળ્યા ત્યારે વિચાર્યું કે બનારસના સિપાહીઓ આવી પહોચ્યા છે અને તેની સાથે અમારા સ્વદેશબાંધવો પણ તેઓની સાથે ભળ્યા છે. પરંતુ સેનાપતિ સિમ્સન લોહીથી તળબોળ થઇ કિલ્લામાં આવી પહોંચ્યો ત્યારે તેઓની ધારણા ખોટી પડી. તેઓ બનારસના સિપાહીઓ આવી ન પહોંચવાથી હતાશ થઇ ગયા, અને કિલ્લાની બહારના પોતાના સ્વદેશ બાંધવોના ભવિષ્યની ચિંતા કરવા લાગ્યા. સેનાપતિએ કિલ્લામાં આવતાં જ છઠી પલ્ટણના સિપાહીઓનાં હથિયારો લેવાની પેરવી કરી. શિખોના ઉપર આ બાબતની જવાબદારી નાખવામાં આવી. આ ઉપરાએ પંજાબની લડાઇઓમાં ખાસ પ્રસિદ્ધિ મેળવી હતી. તે શિખોને આ અપ્રીતિકર કાર્યમાં જોડતાં અચકાયો નહિ. એ વખતે સિપાહીઓ કિલ્લાના મુખ્ય દરવાજાનું રક્ષણ કરતા હતા. છાવણીમાં બંદુકોના ધડાકા થવા લાગ્યા ત્યારે આ લોકો પણ બંડ ઉઠાવવાની તૈયારી કરી રહ્યા હતા.

જો શિખ સૈન્ય તેઓની સાથે ભળ્યું હોત તો કિલ્લામાંના યુરોપિઅનો આ એકત્ર સિપાહિઓના કબજામાંથી કિલ્લો છોડવી શકત નહિ. તે ઉપરાંત જો ખજાનાનો પૈસો કિલ્લામાં આણ્યો હોત તો છાવણીના સિપાહીઓ અને શહેરના બદમાસો કિલ્લાપર હુમલો કર્યા વગર રહેત નહિ અને એ એકત્ર બળ આગળ યુરોપિઅનો ટકી શકત નહિ. તેમ થયું હોત તો અલાહાબાદ અંગ્રેજોના કબજામાંથી જાત. પરંતુ સુભાગ્યે કિલ્લામાંના પંજાબી સૈનિકો હિંદુસ્થાની સૈનિકો સાથે ભળી ગયા નહિ. ખજાનામાંની દોલત કિલ્લામાં આણવામાં આવી નહોતી. કિલ્લાના જે સ્થાનમાં સિપાહીઓ ભરેલી બંદુકો તૈયાર કરી ઉભા હતા, તે સ્થાનમાં હથિયારબંધ શિખો આવી ઉભા, તેઓના મોખરાના ભાગ પર થોડે દૂર વોલન્ટીયર યુરોપિઅન સૈન્ય અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઇ ગોઠવાઇ ગયું. તોપરક્ષક અંગ્રેજ પુરુષો હાથમાં મશાલ લઇ તોપની પાસે ઉભા પરંતુ કિલ્લામાંના હિંદુસ્થાની સિપાહીઓએ આ વખતે કશી હરકત કરી નહિ. તેઓને કિલ્લામાંથી હાંકી કાઢવામાં આવ્યા, તેઓ પોતાની પલ્ટનના માણસોને જઇ મળ્યા.

અલાહાબાદના કિલ્લામાં પુષ્કળ હથિયારો હતાં. જો કિલ્લો બંડખોરોના કબજામાં આવ્યો હોત તો જરૂર તેઓનું બળ બહુ વધી જાત. એક તોપરક્ષક સૈનિકે આવા વિચારથી ડરી જઇ કિલ્લાના દારૂગોળામાં દીવાસળી મૂકી દેવાનો ઠરાવ કર્યો. કમાન વિલોબીએ જે રીતે દિલ્હીનો દારૂગોળો સળગાવી દીધો હતો તે રીત એ સૈનિકથી અજાણી ન હતી. મુશ્કેલીમાં આવી પડતાં એ સૈનિક પુરુષે વિલોબીની પેઠે કિલ્લામાંનો દારૂગોળો તથા શસ્ત્રઅસ્ત્રને ભસ્મીભૂત કરી નાખવાનો બંદોબસ્ત કર્યો હતો. પરંતુ બીન અડચણે સિપાહીઓએ હથિયારો

છોડી દીધાં. કિલ્લાપર અંગ્રેજોનો વાવટો ઉડતો રહ્યો. એટલે પેલા સૈનિકોએ વિચાર અમલમાં મૂકવાનું માંડી વાળ્યું. કિલ્લામાંનો દારૂગોળો, અસ્ત્રશસ્ત્રો વગેરે કાયમ રહ્યું.

અલાહાબાદની છઠ્ઠી પલ્ટણના બંડનો ઇતિહાસ આ પ્રમાણે છે. એ ઇતિહાસ પરથી જણાશે કે તેઓએ પરસ્પર એકત્ર થઇ આ કાર્ય કર્યું નહોતું. જ્યારે પુલ પાસેના સિપાહીઓએ ખુલ્લું બંડ ઉઠાવી, તોપો કબજે કરી છાવણી તરફ પ્રસ્થાન કર્યું, તથા યુરોપિઅન સૈનિકો પર આક્રમણ કર્યું, ત્યારે કિલ્લામાંના સિપાહીઓ તેઓની કાર્યપ્રણાલી વિષે કંઇ સમજી શક્યા નહિ. તેઓએ બંદુકોના શબ્દ સાંભળી ધાર્યું કે બનારસના બંડખોર સિપાહીઓ આવી પહોંચ્યા છે. તે વખતે તેઓ અમુક પદ્ધતિસર કાર્ય કરવા તત્પર થયા નહિ. કિલ્લાની બહારના સિપાહીઓએ તેઓને એકી સાથે બંડ ઉઠાવવાનો કંઇ સંકેત કર્યો નહિ. જ્યારે સેનાપતિ સિમ્સન લોહીથી તરબોળ થઇ કિલ્લામાં આવી પહોંચ્યો ત્યારે તેઓ ગાભરા બની ગયા. સેનાપતિએ કિલ્લામાં આવતાં જ તેઓનાં હથિયાર લઇ લેવાની ઇચ્છા દર્શાવી. આ ઇચ્છા જ્યારે કાર્યમાં પરિણામ પામી ત્યારે શિખોએ છઠ્ઠી પલ્ટણના સિપાહીઓનો પક્ષ સ્વીકાર્યો નહિ. જો એકી સાથે કિલ્લાની બહાર તથા અંદર બંડ ઉઠ્યું હોત તો અંગ્રેજો અલાહાબાદને બચાવી શકત નહિ. કદાચ વિવિધ અસ્ત્રશાસ્ત્રપૂર્ણ કિલ્લો સિપાહીઓના હાથમાં જાત અને ગંગા-યમુનાના સંગમ આગળ સિપાહીઓનું પ્રાધાન્ય સ્થપાત. પણ સુદક્ષ-પરિચાલક અને વ્યવસ્થિત કાર્યપ્રણાલીના અભાવે અલાહાબાદમાં સિપાહીઓના બંડે કંઇ કરી બતાવ્યું નહિ. બળવાના ઇતહાસમાં દરેક સ્થળે આવી અંધાધુંધી જણાઇ આવે છે. એથી આ બંડ

પછીના બનાવો પણ અવ્યવસ્થિત બની ગયા. મૂળ બાબત જેમ વ્યવસ્થિતપણા વિના વ્યર્થ ગઇ તેમ તેની પછી બનેલી બાબતો પણ એ જ રીતે તૂટકતૂટક થઇ વ્યર્થ ગઈ. સિપાહીઓનાં બંડ પછી તરત આખા શહેરે કંપનિ વિરુદ્ધ બંડ ઉઠાવ્યું. શહેરના છેડાના ભાગમાં પણ આ બંડ ફેલાયું. જોતજોતામાં આજુબાજુનાં ગામડાંમાં પણ બંડની ગતિ ફેલાઇ ગઇ. જો આ સાર્વજનીક અભ્યુત્થાનની કાર્યપ્રણાલી યોગ્યતાપૂર્વક નક્કી થઇ હોત, નિપુણતાપૂર્વક એ કાર્યપ્રણાલી અમલમાં મૂકવાનો પ્રયત્ન થયો હોત અને બધી પ્રજા એક જ ઉદ્દેશ લક્ષમાં રાખી તે ઉદ્દેશ પાર પાડવા કાર્યક્ષેત્ર પર ઉતરી હોત, તો અંગ્રેજો આ ગડબડ એકદમ બંધ પાડી શકત નહિ અને પોતાની સત્તા પાછી જમાવતાં તેમને બહુ મુશ્કેલી પડત. પરંતુ આ સર્વવ્યાપી અભ્યુત્થાનનો કોઇ પણ ભાગ વ્યવસ્થિત નહોતો. દરેક માણસ પોતપોતાની ઇચ્છા મુજબ વર્ત્તતો હતો. કોઈ કોઇના તાબામાં રહી કામ કરવા તૈયાર નહોતો. કોઈએ કોઇની સલાહ લેવાની જરૂર જોઇ નહોતી. બધા પોતપોતાની ઇચ્છા મુજબ પોતાનો ઉદ્દેશ પાર પાડવા ભયંકર કૃત્યો કર્યે જતા હતા. કોઇ પણ સ્થળે વ્યવસ્થા, પ્રાધાન્ય કે ઉપરિનું સન્માન જાળવવાની પરવા જણાતી નહિ. સર્વત્ર સ્વેચ્છાચાર પોતાનું પ્રાધાન્ય દર્શાવી રહ્યો હતો.

હિંદનાં મોટાં શહેરોમાંનું કોઇ પણ શહેર અલાહાબાદની માફક જુદી જુદી જાતિના માણસોથી ભરપૂર નહોતું. આ શહેરમાં હિંદુઓની પેઠે મુસલમાનોની પણ સારી વસ્તી હતી. ત્યાંના મુસલમાનો એક વખતે દિલ્હીના મોગલ શાહેનશાહોના આશ્રિત હતા. તેઓના હૃદય પર હજુ પોતાની અગાઉની સ્થિતિની છાપ તાજી હતી. મોગલ-

સામ્રાજ્યમાં તેઓ જે સમૃદ્ધિ તથા સત્તા ભોગવતા હતા, તે સમૃદ્ધિ અને સત્તા પાછી મેળવવાની તેઓને ખાસ ઇચ્છા હતી. આથી તેઓ અંગ્રેજી રાજ્યથી સંતુષ્ટ નહોતા. જ્યારે અલાહાબાદમાં બંડ ઉઠ્યું ત્યારે તે લોકો પોતાનું નષ્ટ ગૌરવ ફરીથી પ્રાપ્ત કરવાનાં સ્વપ્નો જોવા લાગ્યા. પરંતુ તેઓનામાં વ્યવસ્થિતપણે કામ કરવાની શક્તિ નહોતી. તેઓ પોતાની કલ્પનાથી મુગ્ધ બની પોતાના માનસપટને વિષે જે સુખમય ચિત્રો આંકતા હતા એ ચિત્રના મોહથી તેઓની ધીરજ ખૂટી ગઇ હતી. તેઓ ભવિષ્ય તરફ દૃષ્ટિપાત ન કરતાં વર્તમાન અવ્યવસ્થા તરફ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા. યુરોપિઅનો જ્યારે કિલ્લામાં પોતાનો બચાવ કરવાની તૈયારી કરતા હતા, ત્યારે આખા શહેરમાં તથા શહેરના આજુબાજુના પ્રદેશમાં ભારે ગડબડ મચી રહી હતી. ૬ ઠ્ઠી જુનની આખી રાત લૂટફાટ કરવામાં જ ચાલી ગઇ. જેલ તોડવામાં આવી, કેદીઓને છોડી દેવામાં આવ્યા. બેડીથી જકડાએલા કેદીઓ પોતાનાં અપૂર્વ આભરણો તજ્યા સિવાય લૂટફાટ કરવા ચોતરફ દોડી જવા લાગ્યા. ઉશ્કેરાએલી પ્રજામાંના ઘણાખરા યુરોપિઅનોનાં મકાનો તરફ દોડ્યા. રસ્તામાં જે યુરોપિઅન કે યુરેઝિઅન મળે તેના તરફ હથિઆરોનો યથેચ્છ ઉપયોગ થવા લાગ્યો. ખ્રિસ્તી ધર્મ પાળનારાનાં ઘર લૂટી લેવામાં આવ્યાં અને ખાલી ઘરોને આગ લગાડવામાં આવી. ગંભીર મધરાત ભયંકર ભડકાથી અજવાળી બની ગઇ. કિલ્લામાંના યુરોપિઅનોએ ફરીથી જોયું કે અમારાં રમણીય મકાનો થોડા સમયમાં ભસ્મ બની જશે. ખ્રિસ્તીધર્મ પાળનારાઓની દુકાનો લૂટવામાં આવી, રેલ્વેનું કારખાનું તોડી ફોડી નાખવામાં આવ્યું તથા તારના દોરડાં તોડી નાખવામાં આવ્યાં. ઉશ્કે-

રાએલા લોકોએ લૂટફાટ અને ફિરંગીઓને બાળવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. એ સંકલ્પ તેઓ અત્યારે અમલમાં મૂકવા લાગ્યા. એક દિવસ પહેલાં જેઓની સત્તા જાળવવા સિપાહીઓ તત્પર થઇ રહ્યા હતા, તેની જ સત્તા તોડી પાડવા અત્યારે તલપાપડ થઇ ગયા હતા. કંપનિના સિપાહીઓમાં જેઓ પેન્શન લઇ નિવૃત્તિ ભોગવતા હતા તેઓ પણ આ બંડમાં ભળ્યા હતા, એવું એક ઇતિહાસકારે જણાવેલું છે.[૧] તેઓનાં યૌવનની કાર્યપટુતા અંતર્હિત થઇ ગઇ હતી, વૃદ્ધાવસ્થાને લીધે બળ અને પરાક્રમ વિલુપ્ત થઈ ગયાં હતાં, છતાં તેઓ આ વખતે બંડની ગતિ વધારવામાં અશેષ ઉત્સાહ દર્શાવવા લાગ્યા. તેઓની સલાહથી અનેક સિપાહીઓ ભયંકર કાર્યો કરવા લાગ્યા. આવા વૃદ્ધોની સલાહથી તથા વીરોનાં પરાક્રમથી આખું અહાલાબાદ ભયંકર બનાવોની રંગભૂમી બની ગયું. રાજકીય શાસન બંધ પડતાં અરાજકતાએ પોતાનું સામ્રાજ્ય ફેલાવ્યું; અર્ધચંદ્રાંકિત લીલી ધજા થોડા વખત માટે કોટવાળી પર મોગલોનું પ્રાધાન્ય જણાવવા લાગ્યું.

ઉશ્કેરાએલા લોકોએ કેવળ યુરોપિઅનો તથા ફિરંગીઓ પર જુલમ ન ગુજારતાં અલાહાબાદમાં આવી વસેલા બંગાળીઓ પર પણ જુલમ ગુજારવામાં બાકી રાખ્યું નહોતું. ઘણાખરા બંગાળીઓ ત્રિવેણીમાં નાહી પોતાની આખર અવસ્થા ગુજારવા અલાહાબાદમાં રહેતા હતા. બંડખોર લોકો તરફ તેઓની સહાનુભુતિ બિલકુલ નહોતી. કંપનિના રાજ્યમાં પોતાના જાનમાલની સલામતી જોઇ તેઓ એ રાજ્યને અંતઃકરણપૂર્વક ચાહતા હતા. તેઓ નિર્દોષપણે પોતાનું કાર્ય કરતા હતા. શહેરના બદમાસોએ હવે એ લોકો પર

૧ Kaye, Sepoy war. Vol II. P. 257, note.

હુમલો કર્યો. બંગાળીઓ ચોતરફથી ઘેરાઈ ગયા, તેઓનાં ઘર લૂટી લેવામાં આવ્યાં, તેઓની જીંદગી ભયમાં આવી પડી, તેઓનાં ઘરમાં રડારોળ મચી રહી. છેવટે તેઓએ લોકોની સત્તા સ્વીકારી શપથપૂર્વક વૃદ્ધ મોગલ પાદશાહની સત્તા કબૂલ કરી એટલે લોકોએ તેમને જતા કર્યા. આ વિપત્તિમાંથી મુક્ત થઇ તેઓએ આત્મરક્ષણ કરવાનો પ્રયત્ન શરૂ કર્યો. તેઓ કિલ્લામાંના અંગ્રેજો સાથે આ બાબત મસલત કરવા લાગ્યા. તે વખતે યુરોપિઅનો તો પોતાનું સંભાળી બેસી રહેવા ઇચ્છતા હતા માટે તેઓએ તેમને કંઇ મદદ આપી નહિ. છેવટે તે-ઓએ એક સમૃદ્ધિસંપન્ન હિંદુસ્તાનીની મદદથી પોતાના બચાવ માટે એક સશસ્ત્ર સૈનિકદલ ઉભું કર્યું.

ખજાનો લૂટવો એ બંડખોર સિપાહીઓ અને જનસાધારણનો મુખ્ય ઉદ્દેશ હતો. પરંતુ ૬ઠી જુને તેઓએ ખજાનાને હાથ લગાડયો નહિ. કોઇએ એવી ઇચ્છા દર્શાવી કે એ પૈસા દિલ્હી લઇ જઈ વૃદ્ધ મોગલ પાદશાહને આપવા. સ્વાધીનતામૂલક જાતીયભાવને અનુસરી કોઇએ એ વખતે તો ખજાનાનો એક પૈસો પણ લીધો નહિ. બધું દ્રવ્ય મોગલ સામ્રાટ્‌ને નામે જમા રાખવામાં આવ્યું. પરંતુ ૭ મી જુને સવારમાં ૬ઠ્ઠી પલ્ટણના સિપાહીઓ કવાયતના મેદાનપર એકત્ર થયા. તેઓએ આ ઠરાવ વિરૂદ્ધ મત દર્શાવ્યો. ત્યાર બાદ એ જ દિવસે બપોરે તેઓ તેજુરી આગળ આવી પહોંચ્યા. તેજુરી ઉઘાડવામાં આવી, દરેક સિપાહીએ પોતાનાથી ઉપડી શકે તેટલી કોથળીઓ ઉપાડી લીધી. બાકી વધ્યું તેટલું પ્રજાએ લૂટી લીધું. એમ કહેવાય છે કે તે વખતે ધના-ગારમાં ૩૦ લાખ રૂપીઆ હતા. દરેક સિપાહી ૩૦થી ૪ કોથળી લઇ

ગયો હતો. દરેક કોથળીમાં એક એક હજાર રૂપીઆ હતા. સિપાહીઓ આ પ્રમાણે પૈસા મેળવી પોતપોતાને ઘેર જઇ રહ્યા. પરંતુ શહેર અને તેની આજુબાજુનાં સ્થળોમાં શાંતિ ફેલાઇ નહિ. કંપનિનું રાજ્ય ગયું માની બદમાસ લોકો ભારે જુલમો ગુજારવા લાગ્યા. યુરોપિઅનોને નાસી છુટેલા જોઇ તેઓનું સાહસ અતિ પ્રબળ બની ગયું. તેઓ અદમ્ય ઉત્સાહ દર્શાવી અરાજકતાની ગતિ વિસ્તારવા લાગ્યા.

શહેરની અશાન્તિ જોતજોતામાં ગામડાંઓમાં ફેલાઇ ગઇ. જે તાલુકદારોએ અંગ્રેજી રાજ્યમાં પોતાની સંપત્તિ ગુમાવી હતી, તેઓ ગરીબ ખેડુતોને ઉશ્કેરવા લાગ્યા. ગંગાજમનાના દોઆબમાં મુસલમાન જમીનદારોનું ભારે જોર હતું. તેઓ બ્રિટિશોને બદલે મોગલો સત્તાધારી થાય એવું ઇચ્છતા હતા. ગંગાજમનાની આજુબાજુ આવેલાં સ્થાનોમાં બ્રાહ્મણધર્મ જોરમાં હતો. એ ધર્મના લોકોએ આ બંડમાં કોઇનો પક્ષ ન લેતાં તટસ્થવૃત્તિ જાળવી રાખી હતી. કંપનિની સત્તા તોડી પાડવા માટે તત્પર થયેલા સિપાહીઓને મદદ આપવી એ તેઓને યોગ્ય લાગ્યું નહોતું. તેઓ પોતાનો બચાવ કરવાની તૈયારી કરવા લાગ્યા હતા. આ પ્રમાણે ગંગાયમુનાના પ્રદેશમાં કંપનિનો રાજ્ય અમલવિધિવ્યવસ્થા અને સત્તા થોડા સમય માટે તદ્દન વિલુપ્ત થઇ ગઇ. થોડા દિવસો બાદ લૂટફાટનું કાર્ય પૂરું થયું. બદમાસ લોકો કંઇ કામધંધા વગર આમ તેમ રઝળવા લાગ્યા, પણ તેથી અરાજકતા શાંત થઇ નહિ. ભયાનક વિપ્લવની ઉચ્છૃંખલ કાર્યાવલી હવે પદ્ધતિસર અમલમાં મૂકાઇ. જ્યારે પ્રજાનાં હૃદય અતિશય ઉશ્કેરાઇ જાય, આત્મપ્રાધાન્યની ઇચ્છા અતિ પ્રબળ થઇ જાય, વિપ્લવ પ્રતિક્ષણે ભયંકર બની ચોતરફ ફેલાઇ જાય, ત્યારે સાધારણ પ્રજાને વધારે ઉશ્કેરનારા

લોકોનો તોટો પડતો નથી. આ વખતે પણ એવા માણસોનો આવિર્ભાવ થવામાં વિલંબ થયો નહિ. ગંગાયુમનાના પ્રદેશમાંના એક મુસલમાન ગામડાંમાં એક મૌલવી રહેતો હતો. તે થોડા સમય પહેલાં અલાહાબાદના ખુશરૂબાગમાં આવી રહ્યો હતો. આ બગીચાને ફરતી દિવાલ હતી તથા તેમાં કેટલીક કબરો આવેલી હતી. એટલે મુસલમાનો આ સ્થાનને પવિત્ર માનતા હતા. મૌલવીજી આ પવિત્ર બગીચામાં રહી પોતાને અપાર સત્તાધારી ધર્મનિષ્ઠ સાધુ તરીકે ઓળખાવવા લાગ્યા. ઘણા મુસલમાનો તેની શિષ્યમંડળીમાં જોડાવા લાગ્યા. બળવો શરૂ થયો, દિલ્હીમાં મોગલાઇ સત્તા સ્થપાઇ ત્યારે બધા મુસલમાનો આગ્રહપૂર્વક આ મૌલવીની વાતો સાંભળવા લાગ્યા. મૌલવીની ઉદ્દીપનામય છટાદાર વકતૃત્વ શક્તિથી મુસલમાનો મુગ્ધ બની ગયા. તેઓ અંગ્રેજોનું લોહી રેડી પોતાની વૈરવૃત્તિ શાંત પાડવા એકત્ર થવા લાગ્યા. મૌલવીની વાતો સાંભળી તેઓને ખાત્રી થઇ હતી કે અંગ્રેજી સત્તા પરિસમાપ્ત થવા આવી છે. મોગલાઇની સત્તા ફરી એક વાર આખા હિંદમાં સ્થપાશે. દિલ્હીમાં તો એ પ્રમાણે થઇ ચુક્યું છે. અલાહાબાદમાં પણ એ સત્તાનો વાવટો ઉડવા લાગ્યો છે. દિલ્હીમાં અંગ્રેજો માર્યા ગયા છે. અલાહાબાદમાં પણ તેમજ બન્યું છે. કેટલાક અંગ્રેજો કોઇ અગોચર સ્થળે છુપાઇ રહ્યા છે. આ પરથી સ્પષ્ટ જણાય છે કે મોગલોનું આધિપત્ય પૂરેપૂરી રીતે સ્થપાયું છે. મુસલમાનો આવી કલ્પનાથી મુગ્ધ બની ગયા. તેઓએ મૌલવીને અલાહાબાદનો સુબો બનાવ્યો. તેના હુકમ મુજબ અલાહાબાદમાં શાસન ચાલવા લાગ્યું. મૌલવીનું નામ અને ગુણો મુસલમાનોમાં ચર્ચાનો ખાસ વિષય થઇ પડયાં. તેની વાતોથી મુસલમાનોના હૃદયમાં અંગ્રેજો તરફ અધિક

વૈરવૃત્તિ જામવા લાગી, તેના હુકમ મુજબ મુસલમાનોની કાર્યપ્રણાલી નક્કી થવા લાગી. તે કહેવા લાગ્યો કે હિંદમાં ગોરા લોકોનું નામનિશાન રહેવાનું નથી. સર્વત્ર મુસલમાની સત્તા સ્થપાશે. એમ કહી તે બધાને કિલ્લાપર હલ્લો કરવા માટે ઉશ્કેરવા લાગ્યો. તેના હુકમ મુજબ લોકોએ કિલ્લાપર હલ્લો કરી તે કબજે કરવાનો પ્રયત્ન કર્યો ખરો, પણ તેમાં તેમને સફળતા ન મળી. અંગ્રેજોની તોપોએ હુમલો કરનારને હરાવ્યા. કિલ્લામાં અંગ્રેજોની સત્તા કાયમ હતી. અલાહાબાદના આ મૌલવીનું નામ લિયાકતઅલી હતું. તે જાતનો સાલવી હતો તથા શિક્ષકનો ધંધો કરતો હતો. આત્મશુદ્ધિ અને ધર્મનિષ્ઠા માટે તે પોતાના ગામમાં પ્રસિદ્ધ થયો હતો. બળવાની શરૂઆતમાં ચેલ નામના પરગણાના મુસલમાન જમીનદારો તેને પોતાના અધિનેતા તરીકે અલાહાબાદમાં લાવ્યા હતા. ત્યારબાદ તેને અલાહાબાદ વિભાગના સુબા તરીકે જાહેર કરવામાં આવ્યો હતો. તે દિલ્હીના વૃદ્ધ પાદશાહને નામે સત્તા ચલાવતો હતો.

અલાહાબાદમાં મૌલવી સાહેબની સત્તા વધારે વખત ચાલી નહિ. ટુંક સમયમાં અંગ્રેજોએ પોતાની સત્તા જમાવી. જ્યારે સિપાહીઓએ બળવો ઉઠાવ્યો ત્યારે અલાહાબાદ તરફ દરેકની નજર હતી. વીર આઉટ્રામે આ સ્થળને કબજે રાખવા ખાસ પ્રાર્થના કરી હતી. રાજનીતિજ્ઞ કુશળ હેન્રિ લોરેન્સે આ સ્થળ કબજે રાખવાની જરૂર સાબીત કરી બતાવી હતી. તેઓની રૂડી સલાહથી અલાહાબાદનો કિલ્લો બળવાખોરોના હાથમાં ન ગયો. જો કિલ્લો બંડખોરોના હાથમાં ગયો હોત તો કાનપુર અને લખનોર કબજે કરવાનું કાર્ય બહુ મુશ્કેલ બની જાત. હિંદમાંનું વિશાળ બ્રિટિશ સામ્રાજ્ય બળવાના ભયંકર મારાથી છિન્ન-

ભિન્ન થઇ જાત.[૧] સરકારની કાર્યપટુતા ને મનુષ્યની સત્તા આ સ્થળે કામ આવી હો કે ન આવી હો પણ એટલું તો ખરૂં કે પરમેશ્વરની અખંડનીય ઇચ્છાને લીધે અલાહાબાદના કિલ્લાપર બ્રિટિશ ધ્વજ કાયમ રહ્યો. બનારસના શિખોની પેઠે અલાહાબાદના શિખોએ પણ અંગ્રેજોને મદદ ન કરતાં બંડ ઉઠાવ્યું હોત તો જરૂર ઘટનાક્રમ બદલાઇ જાત. અલાહાબાદમાંના અંગ્રેજો તરફ ઇશ્વરની કૃપાદૃષ્ટિ હતી એટલે બધું સારૂં થયું. થોડા સમયમાં તેઓનું ભાગ્ય ઉઘડ્યું. જે સાહસિક સુદક્ષ, સ્વજાતિ હિતેચ્છુ છતાં કઠોર વીરપુરુષે બનારસનું રક્ષણ કર્યું હતું, તે પુરુષે પોતાના સૈન્ય સાથે અલાહાબાદના કિલ્લામાં પ્રવેશ કરી યુરોપિઅનોનાં હૃદયને પ્રફુલ્લ કર્યાં.

સેનાપતિ નીલ ૧૧ મી જુને અલાહાબાદ આવી પહોંચ્યો. તે જ્યારે બનારસથી નીકળ્યો ત્યારથી અલાહાબાદના સમાચારથી અજાણ્યો હતો. તારનાં દોરડાં તૂટી ગયાં હતાં માટે તેને અત્યારસુધી કંઇ સમાચાર મળ્યા નહોતા. એ સાહસિક સેનાપતિ દડમજલ કરતો જપાટાબંધ અલાહાબાદ તરફ આવવા લાગ્યો. પ્રચંડ તાપના અકળાટથી તેની ગતિ અટકી નહિ. બધી અડચણો દૂર કરી તે ગંગાનદીને સામે કિનારે આવી પહોંચ્યો. કિલ્લામાંના અંગ્રેજોને તેના આગમનના સમાચાર મળ્યા ન હોવાથી નદી ઓળંગવા માટે નૌકાની સગવડ થઇ નહોતી. પરંતુ એ અંતરાય તરત દૂર કરવામાં આવ્યો. કાર્યકુશળ નીલે કેટલાક દેશી ખલાસીઓને લાંચ આપી વશ કર્યા, તેઓએ એક મોટી હોડી આણી આપી. તે હોડીમાં બેસી નીલ તથા કેટલાક યુરોપિઅનો સામે કિનારે પહોંચ્યા. કિલ્લામાંના અંગ્રેજોને આ ખબર

---

૧. Russell. Diary in India. Vol. I. P. 155.

મળતાં તેઓએ હોડીઓની સગવડ કરી આપી. આ પ્રમાણે નીલનું બધું લશ્કર સામે કિનારે પહોંચ્યું. સેનાપતિ આ સૈન્ય સાથે પરસેવાથી નીતરતો નીતરતો કિલ્લાના દરવાજા પાસે આવી ઉભો. રસ્તામાં તેણે અરાજકતાનાં ચિહ્નો નજરેનજર નિહાળ્યાં. કોઇ પણ સ્થળે યુરોપિઅનોના જાનમાલની સલામતી નહોતી. અશાન્તિ અને ઉછ્રૃંખલતા ચોતરફ પોતાનું જોર દર્શાવી રહ્યાં હતાં. આ બધું સેનાપતિએ નિહાળી નિહાળીને જોયું હતું. અહીં અલાહાબાદ આવ્યા પછી પણ એ જ ચિતાર તેની દૃષ્ટિ આગળ ખડો થયો. જનસાધારણની પ્રબળ વૈરવૃત્તિનાં ચિહ્નો ઠેકઠેકાણે દેખાવા લાગ્યાં. યુરોપિઅનોના બંગલા, દુકાનો અને ઓફિસો પ્રકોપની ભયંકરતા દર્શાવી રહ્યાં હતાં. સાર્વજનિક ઉશ્કેરણી વખતે વ્યવસ્થા રહી શકતી નથી. યુરોપની બાલકલાવાની[1] લડાઇમાં ત્યાંના સુસંસ્કૃત સૈનિકોએ આ કરતાં પણ વધારે ઉછ્રૃંખલતા દર્શાવી હતી.[2] તો પછી અલાહાબાદના નિરક્ષર લોકો ઉશ્કેરણીથી અધીરા બની, ખોટી સલાહથી દોરવાઇ આવા જુલમ કરે તેમાં નવાઇ નથી. સેનાપતિ નીલ આવી સ્થિતિમાં પણ કિલ્લો કબજામાં રહ્યો જોઇ બહુ નવાઇ પામ્યો. કિલ્લામાંનાં શિખ સૈન્યે આવી દશામાં પણ કિલ્લો કબજે કરવાનો લોભ જતો કર્યો એ તેને અતિશય નવાઇ જેવું લાગ્યું. કિલ્લાની ચોતરફ ઉશ્કેરાએલા માણસોના ટોળેટોળાં વસતાં હતાં. બંડખોર સિપા-

---

૧. બાલકલાવ ક્રીમિઆની પશ્ચિમે આવેલું છે. તે સેબાસ્ટોપોલથી ત્રણમાઇલ દૂર છે. ક્રીમિઆની લડાઇમાં (એક બાજુએ રૂશિઆ અને બીજીબાજુએ અંગ્રેજ, ફ્રેંચ, તુર્ક અને સાર્ડિનીઆ હતાં) આ સ્થળે આખરનો ફાંસલો પડ્યો હતો.

૨. Russell, Diary in India. Vol. I. P. 156.

હીઓ પણ પ્રતિક્ષણે ચિંતાતુર થતા હતા. આ બધું જોઇ સેનાપતિએ વિચાર્યું કે ઇશ્વિરની અપાર કરુણાથી કિલ્લો કબજે રહ્યો છે. વીલનાં આગમન પૂર્વે કિલ્લાની બહાર માણસોમાં જેવી અંધાધુંધી મચી હતી તેથી વધારે અંધાધુંધી કિલ્લામાંના યુરોપિઅનોમાં ફેલાઇ હતી. તેઓ ન કરવાનાં કાર્યો કરતા હતા. કોઇ કોઇનો હુકમ માનતું નહિ; કોઇનામાં ઉછૃંખલ લોકોને કાબુમાં રાખવાની તાકાત નહોતી. જે યુરોપિઅનો વોલન્ટીઅર સૈન્યમાં જોડાયા હતા તેઓ આગળ નીતિ કે વ્યવસ્થાની કોડી જેટલી પણ કિંમત ન હોતી. અનિયમિત મદ્યપાન અને યથેચ્છાચારથી તેઓ બધી બાબતને અવ્યવસ્થિત કરી મૂકતા હતા. લૂટફાટ, નાશ કે વિરૂદ્ધાચરણને તેઓ દોષ માનતા ન હતા. તેઓ લડાઇમાં અનભિજ્ઞ છતાં પોતાને બહાદુર સિપાહી માની નિર્દોષ લોકોનું લોહી રેડી પોતાનું ગૌરવ દર્શાવી આપતા હતા. તેઓમાંના એક માણસે તો ઉશ્કેરાઇ જઇ શિખસૈન્યના અધ્યક્ષ પર ગોળી ચલાવવા જેટલી હિંમત ચલાવી હતી. તેઓ શિખોની સાથે કિલ્લામાંનો માલ લૂટવા તત્પર રહેતા. કિલ્લામાંનો મૂલ્યવાન લશ્કરી સામાન ભાંગી તોડી ફેંકી દેવામાં આવ્યો હતો. ગુદામમાંનો સરસમાન બીનવારસી દ્રવ્યની માફક બધાના હાથમાં જતો હતો. શિખ સિપાહી મદ્યની બાટલીઓ લૂટી થોડી કિંમતે યુરોપિઅનોને વેચતા હતા. આ રીતે મદ્યપાન બીનહરકતે પોતાનું કાર્ય કર્યે જતું હતું. યુરોપિઅનોએ નદી કિનારે આવેલી એક ગુદામ લૂટી હતી. તેઓનું અનુકરણ કરી શિખો પણ લૂટફાટને ધંધે વળગ્યા હતા. કિલ્લામાં એવી જાતનો બંદોબસ્ત હતો કે એક માણસે આખો દિવસ કિલ્લાના બચાવ માટે પરિશ્રમ કર્યો છતાં તેને ખાવાનું ન મળ્યું. તેનું કુટુંબ પણ આખો

દિવસ ભૂખ્યું રહ્યું. છેવટે એક દયાળુ પાદરીએ તેમની દુઃખી સ્થિતિથી વાકેફ થઇ સેનાપતિ સિમ્સનને આ બાબત જણાવી. સેનાપતિ મહા-મુશીબતે તેને કિલ્લામાં લઇ આવ્યો અને ખાવાને માટે એક રોટલી પૂરી પાડી શકયો. પરંતુ સરસામાનની ગુદામના નોકરે પેલા માણસની સ્ત્રી તર્થી છોકરાને ખોરાક આપવાની સાફ ના પાડી. બચાવમાં જ-ણાવ્યું કે તેઓ કિલ્લાનો બચાવ કરવાને અશક્ત છે. આવાં અપૂર્વ કારણો દર્શાવી દરેક પોતપોતાનો સ્વાર્થ સાધવા લાગ્યા. સેનાપતિ પણ આ યથેચ્છાચાર અટકાવી શકયો નહિ. કિલ્લામાંના યુરોપિઅન તથા શિખ સૈનિકો બહારના બંડખોર સિપાહીઓની માફક અતિ ઉગ્રભાવ બતાવતા હતા. હિતાહિતજ્ઞાનશૂન્ય પ્રજા જ્યારે માથું ઉચકે ત્યારે ન કરવાનાં કૃત્ય કરી બેસે તેમાં કંઈ નવાઇ નથી. પરંતુ સૂક્ષ્મદૃષ્ટિવાળા સુધરેલા સેનાપતિના તાબાના સિપાહીઓ જ્યારે આ પ્રમાણે વરતે ત્યારે હરકોઇને ગંભીર ક્ષોભ પેદા થાય એમાં કંઇ નવાઇ નથી. વીર સેનાપતિના તાબાના સૈન્યનું આવું આચરણ ઇતિહાસમાં હંમેશાં નિં-દાય છે. આ વખતે આલાહાબાદના યુરોપિઅનોનાં કાર્યો આવાં નિંદ-નીય થઇ પડયાં હતાં. સેનાપતિ નીલ આવાં અવ્યવસ્થિત કાર્યક્ષેત્રને વિષે આવી પોતાનું પ્રાધાન્ય જાળવવા માટે દૃઢતા દાખવવા લાગ્યો. તેણે પ્રથમ યથેચ્છાચારી યુરોપિઅનોને વશ કર્યા.

હવે સેનાપતિ નીલે અલાહાબાદનો કિલ્લો સુરક્ષિત કરવાની તૈયારી કરી. દારાગંજ નામનું સ્થળ શહેરના બદમાસોથી ભરપુર હતું. તે બદ-માસોને દૂર કરવા માટે ૧૨મી જુને તેણે પોતાના કેટલાક સૈનિકો તથા કેટલાક શિખ સિપાહીઓને મોકલી આપ્યા. એ સૈન્યે દારાગંજ-માંથી બદમાસ લોકોને હાંકી કાઢ્યા. એક ગામડું સળગાવી મૂકયું

તથા નદીપરનો પુલ કબજે કર્યો. નીલે એ પુલ સમરાવી તેના રક્ષણ માટે કેટલાક શિખ સિપાહીઓ રાખ્યા. શિખો અત્યાર સુધી કિલ્લામાં રહ્યા હતા. તેઓએ હિંદુસ્થાની સિપાહીઓનાં હથિયારો ઉતારી લેવામાં ખાસ કાર્યતત્પરતા બતાવી હતી. તેઓને ખાત્રી હતી કે અમે વોલન્ટીઅર સૈન્યમાં જોડાએલા યુરોપિઅનોની માફક કિલ્લામાં રહી સ્વેચ્છાચાર પૂર્વક મદ્યપાન કરીશું અને સરકારી ગુદામમાંથી જોઇતો સરસામાન લઇ માલમલિદા ઉડાવીશું. પરંતુ સેનાપતિ નીલને તેઓના પર અવિશ્વાસ આવ્યો. જેઓ બંડખોર સિપાહીઓને હઠાવી કિલ્લાનો બચાવ કરતા હતા, તેઓને કિલ્લાના બહારના ભાગમાં કામ સોંપવામાં આવ્યું. શિખોએ આ હુકમ ન પાળવાની હઠ કરી. પરંતુ સેનાપતિ નીલ કલાઇવના જેવો દૃઢ હતો, તેણે પોતાનો હુકમ પાછો ફેરવ્યો નહિ. અગાઉ જણાવ્યા પ્રમાણે આ વખતે કિલ્લામાં વ્યવસ્થાનું નામ નહોતું. સૈનિકોમાં મદ્યપાન હદબહાર ફેલાયું હતું. શિખો ગુદામમાંની ઉત્તમોત્તમ દારૂની બાટલીઓ લાવી મદ્યપાન કરતા હતા. સેનાપતિ નીલે તેઓ માગે તેટલા પૈસા આપી એ બાટલીઓ પાછી ગુદામમાં લઇ જવાનો હુકમ આપ્યો. આ હુકમથી શિખોને સંતોષ થયો. તે ઉપરાંત તેમનો અધિનાયક પણ તેઓને કિલ્લાની બહાર રહેવાનું સમજાવવા લાગ્યો. એટલે તેઓએ કંઇ પણ આનાકાની ન કરતાં નીલે આપેલો હુકમ માથે ચઢાવ્યો. તેઓ કિલ્લાની બહાર આવેલા મકાનોમાં રહેવા લાગ્યા. પરંતુ તેઓની લૂટફાટ કરવાની કુટેવ દૂર થઇ નહિ. તેઓ યુરોપિઅનોનો સરસામાન લૂટતા બંધ પડયા ખરા, પણ કિલ્લાની બહાર આવેલા ગામડાંઓમાં તેઓનો કાયદો ફરી વળ્યો. તેઓ ઉંદરનાં ટોળાં માફક છૂટા છવાયા ચોતરફ દોડતા અને ગરીબ ગામડીઆઓનો સર-

સામાન લૂટી આવતા. તેઓની આ કુટેવ છોડાવવા પુષ્કળ પ્રયત્નો કરવામાં આવ્યા, છતાં તેઓએ આ ટેવ ન છોડી. તેઓનો અધિનાયક તેઓને વ્યવસ્થિત રાખી શક્યો નહિ. શિખોની માફક યુરોપિઅનો પણ પોતાના સેનાપતિનો હુકમ ન માનવાનો આગ્રહ દર્શાવતા. એ વખતે સરસામાન લઇ જવા માટે બળદગાડીઓની બહુ જરૂર પડી. ઘણે સ્થળે ગાડી કે બળદમાંનું કંઇ મળતુ નહિ. તેથી યુરોપિઅન લડવૈયાઓની માફક બળદગાડીઓ પણ અતિ જરૂરની થઇ પડી હતી. વોલન્ટીઅર યુરોપિઅન લડવૈયાઓ એટલા બધા ઉન્મત્ત થઇ ગયા હતા કે તેઓ આવા અતિ જરૂરી જીવોને પણ ઠાર કરતા હતા. તેઓની આવી ઉછૃંખલતા જોઇ સેનાપતિ નીલે તેઓને એવી બીક બતાવી હતી કે જો તમે વ્યવસ્થા નહિ જાળવો તો તમારામાંના કેટલાકને બંદુકની ગોળીએ ઠાર કરવા પડશે.

શિખોને કિલ્લામાંથી બહાર કાઢી સેનાપતિ નીલે બંડખોરોને હાંકી કાઢવાની તૈયાર કરી. તેણે ૧૫ મી તથા ૧૭ મી જુને પોતાનાં બૈરાં છોકરાંને બે વહાણોમા કલકત્તા મોકલી દીધાં. વહાણના નાવિકો મુસલમાનો હતા. તેઓ પર વિશ્વાસ રાખી શકાય એવું ન હોવાથી ૧૭ વિશ્વાસુ રક્ષકો તેમની સાથે કલકત્તા રવાના થયા. તેઓમાં એક શ્યામચરણ મુખોપાધ્યાય નામનો દેશી ખ્રિસ્તી હતો. તેણે આ બૈરાં છોકરાં તરફ સૌજન્ય બતાવવામા મણા રાખી નહોતી. હવે કર્નલ નીલે જમનાનાં ડાબા કિનારા પર આવેલાં કિદગંજ અને મૂલગંજ નામના ગામડાં પર હલ્લો કર્યો. બંડખોરો એ બને ગામડાં તજી ચાલ્યા ગયા. ત્યારપછી જળમાર્ગ સહીસલામત રાખવા માટે એક વહાણમાં એક તોપ તથા કેટલાક સૈનિકો મોકલવામાં આવ્યા. તેઓએ નદીમાં થોડે દૂર

જઇ નદીના ડાબા ને જમણા કિનારા પર ગોળીબાર કરી બંડખોરોને ખૂબ અકળાવ્યા. સ્થળમાર્ગે કેટલાક પાયદળ અને ઘોડેસ્વાર સૈનિકો મોકલવામાં આવ્યા. પાયદળોમાં એક શિખ ટુકડી હતી; શિખો આગળ વધ્યા કે તરત બંડખોરો તેના પર તૂટી પડયા. પરંતુ છેવટે તેઓને શિખ સિપાહીઓનો માર ખાઇ નાસી જવું પડયું. તેઓ અંતને વખતે તોપ તથા કેદીઓ છોડી બીજે સ્થળે નાઠા. એ બંદીવાનોમાં અગાઉ જણાવેલો સોળ વર્ષનો છોકરો હતો.

સેનાપતિ નીલે અલાહાબાદમાં આવી આ પ્રમાણે એક પછી એક સ્થળે પોતાની સત્તા પાછી જમાવી. ૧૭ મી જુને મેજિસ્ટ્રેટ સાહેબ કોટવાળીમાં પધાર્યા. બંડખોરો આ જગા અગાઉથી છોડી નાસી ગયા હતા. મેજિસ્ટ્રેટે બીનહરકતે પોતાનાં માણસોને અમુક કાર્ય સોંપી દીધું. એ દરમ્યાન શહેરમાં બૂમ ઉઠી કે અંગ્રેજો આખું શહેર તોપના મારાથી ઉડાવી દેવાના છે. આ બૂમની ઉત્પત્તિ શી રીતે થઈ તે જણાયું નથી. બીકણ માણસોની કલ્પનાએ અગર જેઓ અંગ્રેજોના સામા પક્ષવાળાને હાંકી કાઢવા તત્પર થયા હતા, તેઓની સલાહથી આ જનશ્રુતિ ફેલાઇ હોય એ સંભવિત છે. આ જનશ્રુતિ ગમે તેણે ફેલાવી હોય પણ એટલું તો ખરૂં કે તેણે માણસોના હૃદયમાં એવી ભીતિ ફેલાવી દીધી કે મૌલવી અને તેના શિષ્યોએ આ બીક ખોટી છે એવું બતાવવાના પુષ્કળ પ્રયત્નો કર્યા છતાં તેઓને સફળતા મળી નહિ. નગરવાસીઓ ભયથી ગાંડા બની ચોતરફ નાસવા લાગ્યા. તે દિવસે શહેરમાં માણસનું નામ રહ્યું નહિ. સંધ્યાકાળ વખતે શહેરમાં કોઇ પણ સ્થળે દીવા સળગ્યા નહિ. લિયાકતઅલી અધીર હૃદયે કાનપુર તરફ નાઠો.[1] તેના બે મદદગારો અત્યાર સુધીમાં લડતાં માર્યા

ગયા હતા. એક સુંદર પોશાકવાળા રૂપાળા પુરુષને શિખોના અધિનાયક સમક્ષ ઉભો કરવામાં આવ્યો. તેના બંને હાથો પાછળ બાંધેલા હતા. તેણે સેનાપતિ સમક્ષ પોતાને મૌલવીના ભત્રીજા તરીકે ઓળખાવ્યો હતો. સેનાધ્યક્ષે તેને કેટલાક પ્રશ્નો પૂછ્યા બાદ કેદખાનામાં પૂરવાનો હુકમ આપ્યો. જ્યારે શિખ સૈનિકો પોતાના અધિનાયકના હુકમથી તેને કેદખાનામાં લઇ જતા હતા ત્યારે તેણે અકસ્માત રીતે પોતાના હાથનાં બંધન તોડી નાખ્યાં. બંધન બાંધનારને લાત મારી. આ જોઈ સેનાનાયક વીજળીના વેગે તેની પાસે આવી પહોંચ્યો, તેણે તેના હાથમાંથી તરવાર કાઢી લીધી અને ધક્કો મારી જમીન પર પાડ્યો. શિખોએ આ વખતે પોતાનાં પગરખાં દ્વારા તેના માથાને એવી તો લાતો મારી કે એક ક્ષણમાં તેનું માથું કપાઇ દેહથી છૂટું થઇ ગયું. ત્યારબાદ તેનાં શબને ફેંકી દેવામાં આવ્યું[૨]

૧૮ મી જુને સેનાપતિ નીલ બધું સૈન્ય લઇ કિલ્લા બહાર નીકળ્યો. તેણે એક ટુકડી દરિયાબાદ, સૈદરબાદ અને રસુલપુર નામનાં

---

પૃષ્ઠ ૧૨૩–૧. મૌલવીએ આ સંબંધમાં લખ્યું છે કેઃ–કેટલાક દુષ્ટ લોકોએ "અભિશાપગ્રસ્ત લોકોનો" પક્ષ લઇ જાહેર કર્યું કે અંગ્રેજો શહેરનો નાશ કરવા માટે તોપો તૈયાર કરે છે. રાત પુરી થતાં તેઓ શહેર પર ગોળા ફેંકશે. આ વાત જાહેર કરનારા પોતાના વચનોમાં વિશ્વાસ રખાવવા ખાતર ઘરબાર તથા સરસામાન સાચવવાની જવાબદારી ઇશ્વરપર નાખી નોકર ચાકરો સહિત નાસી ગયા. આ વિપત્તિજનક સમાચાર ફેલાતાં મેં વારંવાર મના કરી છતાં શહેરના લોકો પોતપોતાના કુટુંબકબીલા સાથે પૈસોટકો લઇ નાસી જવા લાગ્યા.

૨. Martin, Indian, Empire, Vol. II. P. 299.

ગામડાં પર મોકલી અને બાકીનું લશ્કર લઇ પોતે શહેર તરફ ગયો. શહેર સૂમસૂમાકાર હતું. લોકો નાસી ગયા હતા. વાવાઝોડાં પછી પ્રકૃતિ જેવો દેખાવ ધારણ કરે તેવો દેખાવ ચોતરફ થઇ રહ્યો હતો. છાવણી, કવાયતનું મેદાન વગેરે સ્થળોમાં કેવળ શાંતિ પ્રસરી રહી હતી. સેનાપતિએ તજી દેવાએલી લશ્કરી છાવણીમાં પડાવ નાખ્યો. શાસનવિભાગના અમલદારો પોતપોતાનું કાર્ય બજાવવા લાગ્યા. કવાયતના મેદાન પર વળી કંપનિના વફાદાર સૈનિકો કવાયત કરવા લાગ્યા. ગંગાજમનાના સંગમ સ્થળે ફરીથી કંપનિની સત્તા સ્થપાઇ. અલાહાબાદની લડાઇ પૂરી થઇ: પરંતુ અંગ્રેજ રાજપુરુષોની વૈરવૃતિ તૃપ્ત થઈ નહોતી, બંડખોર પ્રજાના હાથે જે નિષ્ઠુરતાપૂર્વક અંગ્રેજો માર્યા ગયા હતા, તે નિષ્ઠુરતાને વીસરાવે તેવી નિષ્ઠુરતા દર્શાવવા હવે અમલદારો તૈયાર થયા. બે અઠવાડિઆં પહેલાં તેઓને શહેરમાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા, તેઓનો કિલ્લો ચોતરફથી ઘેરાયો હતો. ઘરબાર ભસ્મીભુત થયાં હતાં. સ્નેહીઓ માર્યા ગયા હતા. એ બધું સંભારી તેઓ વેર વસુલ કરવા તૈયાર થયા. જ્યારે તેઓની સત્તા પુનઃ સ્થપાઇ ત્યારે તેઓ બેધડક નિરક્ષર તથા નિરપરાધી લોકોનું લોહી રેડવા લાગ્યા. પ્રકોપના પ્રતિઘાતે ભયંકર કાર્યો કર્યાં. ઉદારતા અને ન્યાયશીલતાને યોગ્ય દયા જે સ્થળે શાંતિનુ રાજ્ય કાયમ રાખી પવિત્રતા ફેલાવી શકત, તે સ્થળે ભયંકર વૈરવૃત્તિને લીધે પાપમય કાર્યો થવા લાગ્યાં.

જ્યારે અંગ્રેજો વાયવ્યપ્રાંતોમાં પોતાની જિંદગી બચાવવા માટે તરફડિઆં મારતા હતા, ત્યારે કલકત્તાની કાઉન્સિલે બંડખોરોને શિક્ષા કરવા માટે કઠોર કાયદો જાહેર કર્યો. આ કાયદાને લીધે પ્રજાની અમૂલ્ય જિંદગી કેવળ ન્યાયાધીશના હાથનું રમકડું બની ગઇ. અલાહા-

અમલ કરવાની સત્તા હતી તેઓમાંના એકે ૬૦ જણને, બીજાએ ૬૪ જણને અને સિવિલ સર્જને ૫૪ જણને ફાંસીની સજા કરી હતી. આ બધા લોકોના ગુનાની હકીકત કે સાક્ષીઓની જુબાનીનો કોઇ પણ કાગળ રાખવામાં આવ્યો નહોતો. એક માણસ પાસે એક થેલી ભરીને નવા પૈસા હતા, તે ખાતર તેને ફાંસીની સજા કરવામાં આવી હતી. ન્યાયાધીશે ધાર્યું હતું કે આ માણસે તેજુરી લૂટવામાં ભાગ લીધો છે અથવા સિપાહીઓ પૈસા છોડી રૂપીઆ લેવા માટે તૈયારી કરી રહ્યા હતા તે વખતે આ માણસે આ પૈસાની થેલી લઈ લીધી હશે. સરકારની સત્તા સ્થપાયા પછી એક માસ કરતાં વધારે મુદતે એક દિવસ પંદર જણને અને તેને બીજે દિવસે ૨૮ જણને બંડ ઉઠાવવાના તથા તેજૂરી લૂટવાના અપરાધ સબબ ફાંસીએ ચડાવવામાં આવ્યા હતા. પરંતુ તેઓ બંડખોર સિપાહીઓ હતા તેની કશી સાબીતિ મળી નહોતી.

---

લટકાવવાનો હુકમ આપ્યો. આ માણસને લીધે મારે છ જણને ફાંસી આપવી પડી હતી. મારે આવું કામ કરવું પડશે તે હું અગાઉ જાણતો નહોતો. ઇશ્વર જુએ છે કે મેં ન્યાયનું ખૂન કર્યું નથી. જો કે મારે બહુ કઠોરતા દર્શાવવી પડે છે એ વાત ખરી; પરંતુ પરિસ્થિતિ જોતાં મારા બધા અપરાધ ક્ષમ્ય ગણાવા જોઇએ સ્વદેશના ભલા માટે મારે આ પ્રમાણે કરવું પડે છે. ઇત્યાદિ." કે સાહેબ આ કાગળ પરથી સિદ્ધાંત કાઢે છે કે નીલને ધર્મભય હતો, તે પોતાની જવાબદારી બરાબર સમજતો હતો. સેનાપતિએ કંઇ અસંખ્ય લોકોને દેહાંતદંડની શિક્ષા કરી નહોતી. પરંતુ આ સંબંધમાં સાધારણ લોકોનું માનવું જુદું જ છે. Kaye. Sepoy War Vol. II. P. 269, Note.

એવાજ અપરાધ સબબ એક દિવસ ૧૩ જણને ફાંસીએ ચઢાવવામાં આવ્યા હતા.

અંહણોર સિપાહીઓને નદી ઉતરવાની સગવડ કરી આપવાના ગુના સબબ ૭ જણને ફાંસી આપવામાં આવી. આ વખતે ફાંસી જ દરેક અપરાધની શિક્ષા હતી. દરેક ગુનેગારના અપરાધ બાબત યથોચિત વિચાર કરવામાં આવ્યો હોત, સાક્ષીપુરાવા ગ્રહણ કરવામાં આવ્યા હોત, તો આપણે ફરિયાદ કરવાનું કંઈ કારણ નહોતું. પરંતુ એ સમયે તે તરફ બિલકુલ લક્ષ આપવામાં આવ્યું નહોતું. ન્યાયાધીશ ગુનેગાર માણસના ગુના તરફ લક્ષ ન આપતાં પોતાના હૃદયમાં ધગધગતી વૈરવૃત્તિ તરફ લક્ષ આપતો હતો. પ્રકોપ સળગી ઉઠયા બાદ ૭ માસ પછી જજના હુકમથી ૧૦૦ જણને અને મેજિસ્ટ્રેટના હુકમથી ૫૦ જણને ફાંસીની સજા કરવામાં આવી હતી. અલાહાબાદ અને વાયવ્ય પ્રાંતનાં કેટલાંક ગામડાંઓમાં ફાંસીનાં લાકડાં ઉભાં કરવામાં આવ્યાં હતાં. એ લાકડાં એવાં જબરાં હતાં કે તે પર એકી સાથે અનેક જણને લટકાવી શકાતા હતા. એ વધસ્થાનમાં ગુનેગારોનાં ટોળેટોળાં હાજર કરવામાં આવતાં હતાં અને તેઓને હારબંધ લટકાવી દેવામાં આવતા હતા. પૂર્વોક્ત વિચારકોમાંના એકે આ વખતે લખ્યું હતું કે, “ જે ગામના લોકોએ અમારા વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું હતું તે ગામના લોકોને અમે બાળી નાખ્યા છે કે ફાંસીએ ચઢાવ્યા છે આ રીતે અમે અમારૂં વેર વસુલ કર્યું છે. જેઓએ સરકાર સામે બંડ ઉઠાવ્યું છે અગર સરકારના વફાદાર નોકરો તરફ નિષ્ઠુરતા બતાવી છે, તેઓને શિક્ષા કરવા માટે મારી નિમણુક થઇ હતી. મેં દરરોજ ૮ થી ૧૦ જણને ફાંસીએ લટકાવ્યા છે. પ્રાણરક્ષણ અને પ્રાણહરણની જવાબ-

દારી મારા હાથમાં હતી. મેં નિશ્ચય કર્યો હતો કે અપરાધીઓમાંના કોઈને જીવતા રાખવા નહિ. સાધારણ તપાસ ચલાવી દરેક અપરાધીને ફાંસીની સજા કરવામાં આવી છે. સજા પામેલા માણસના ગળામાં ફાંસી નાંખી તેને ઝાડની નીચે ગાડી પર ઉભો રાખવામાં આવતો; પછી ગાડી ખેંચી લેવામાં આવતી એટલે પેલો માણસ ઝાડની ડાળીએ લટકી રહેતો.[૧] " પવિત્રતા પરાયણ ન્યાયાધીશ સાહેબે પોતાની પવિત્રતાનો આવો ગર્વ કર્યો હતો. સૈનિક અમલદારો કરતાં દિવાની અમલદારોએ સત્યાનાશની પરાકાષ્ઠા દર્શાવી હતી. જલ્લાદ અને મુડદાં ઘસડનારાઓનો પગાર ઘટાડી નાંખવામાં આવ્યો હતો. આ બાબત સરકારને જાહેર કરતી વેળા મેજીસ્ટ્રેટે એવી દલીલ કરી હતી કે દરેક માણસને ફાંસી આપતાં દર ફાંસીએ દશ રૂપીઆ બચશે. ખર્ચ ઘટાડવા સાથે આ પ્રમાણે લોકોને ઘટાડવાની પેરવી થતી હતી.

આ વખતે એક બંગાળી મુનસફે બહુ બહાદુરી દર્શાવી હતી. તેણે પોતાના હાથ નીચે એક લશ્કરી ટુકડી ઉભી કરી હતી. તેણે એ ટુકડી વડે બંડખોરોને હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો હતો. એનું નામ પ્યારીમોહન. તે હુગલી જિલ્લામાંના ઉત્તરપાડા નામના ગામમાં કુલીન વંશમાં જન્મ્યો હતો. તેણે પોતાની બહાદુરી દર્શાવી " લડાઇ કરનાર મુન્સફ " એવી પદવી મેળવી હતી. બાબુ પ્યારીમોહને ઉત્તરપાડાની અંગ્રેજી નિશાળમાં કેળવણી લીધા બાદ કલકત્તાની હિંદુ કોલેજમાં કેળવણી લીધી હતી. બળવા વખતે તે અલ્લાહાબાદનો મુનસફ હતો. સરકારે તેને જાગીર આપી, ડેપ્યુટિ મેજિસ્ટ્રેટ બનાવી સન્માન કર્યું હતું.[૨]

---

૧ Martin, Indian Empire. Vol. II. P. 361.

૨ A Hindu. Mutinies and the People, P. 141.

કલકત્તા રિવ્યુ નામનાં સામયિક પત્રના એક લેખકે આ 'યુદ્ધ કરનારા મુન્સફ" વિષે લખ્યું હતું કે "દિવાની અદાલતનો એક દેશી ન્યાયાધીશ બંગાળી બાબુ હતો. તેણે આ વખતે એવું સાહસ દર્શાવ્યું કે તે "યુદ્ધ કરનાર મુનસફ" તરીકે પ્રસિદ્ધિ પામ્યો. તેણે કેવળ પોતાના સ્થળનું જ રક્ષણ ન કરતાં બંડખોરોને હઠાવવાનો પ્રબળ પ્રયત્ન કર્યો હતો. કેટલાંક ગામડાં ભસ્મીભૂત કર્યાં હતાં, અંગ્રેજીમાં બધી બાબતની હકીકત નોંધી પોતાનો અભિપ્રાય દર્શાવી તાબાનાં માણસોને શાબાશી આપી હતી તથા સત્તા ચલાવવામાં પોતાની જાતિનું પ્રખર બુદ્ધિપ્રાબલ્ય દાખવી આપ્યું હતું."[1] આ વખતે વાયવ્ય પ્રાંતોમાં સરકારી અમલદારો તરીકે બંગાળીઓની સંખ્યા બહુ હતી. તેઓએ આ બંડમાં જરા પણ ભાગ લીધો ન હોતો, તેઓ અંતઃકરણપૂર્વક વફાદારી જાળવી રહ્યા હતા.[2]

સુધરેલી જાતિના મહાનુભાવો આ પ્રમાણે નાશકારક નીતિ ચલાવી પોતાની સંસ્કૃતિથી જાહેર પ્રજાને દિગ્મૂઢ કરી રહ્યા હતા. તેઓની સામે લડનારા તેમની માફક સુધારાનું અભિમાન રાખતા ન હોતા. હિતાહિત કાર્ય નક્કી કરવાને અશક્ત હતા, અસ્ત્રશસ્ત્ર તથા લડાયક અનુભવમાં તદ્દન ઉતરતા હતા. તેઓ કદાચ સ્વાધીનતા મેળવવા માટે લડતા હોય એ સંભવિત છે, પણ તેઓએ ગંભીર ઉશ્કેરણીને લીધે પોતાની સુજનતાને તિલાંજલિ આપી હતી, તેમાં કંઇ શક નથી. તેઓએ પ્રબળ વૈરવૃત્તિથી ઉશ્કેરાઇ યુરોપિઅનોની દુર્દશા કરી હતી. દવાખાના, નિશાળો વગેરે સળગાવી મૂક્યાં હતાં; તથા

૧ Calcutta Review. Nol XXXI. P. 59.

૨ Calcutta Review. Vol. XXXI. P.

વિદેશી છોકરાં પર તરવાર ચલાવી હતી. વેપારથી જે જે સ્થળો ઉન્નત દશામાં આવ્યાં હતાં તે સ્થળોને તે લોકોએ જમીનદોસ્ત કરી નાખ્યાં હતાં. પરંતુ કેવળ હિંદના ઇતિહાસમાં જ ભયંકર વિપ્લવનાં આવાં રૂંવાડાં ઉભાં કરે તેવાં ચિત્રો દૃષ્ટિગોચર થાય છે એમ માનવાની જરૂર નથી. એ બધાં વિપ્લવનાં અવશ્યભાવી ફળો છે. બીજા દેશોના ઇતિહાસમાં આ કરતાં પણ વધારે ભયાનક બનાવો બનેલા નોંધાએલા છે બાઇબલના જુના કરારમાં સ્ત્રીપુરુષો અને બાળકોની હત્યાનું વર્ણન મળી આવે છે. સભ્યતાભિમાની રોમ સામ્રાજ્યમાં પણ આવાં નિષ્ઠુર કાર્યો થતાં હતાં, તે ઇતિહાસ વાંચકોથી અજાણ્યું નથી. સત્તરમી સદીમાં ઇંગ્લાંડના રાજા પહેલા ચાર્લ્સના રાજ્ય અમલમાં આયર્લાંડના પ્રોટેસ્ટંટ પંથ તરફ ત્યાંના કેથોલિકોએ જે ભયંકર જુલમ કર્યો હતો, તેનું વર્ણન વાંચી અત્યારે પણ માણસો સ્તંભિત બની જાય છે.[૧] જ્યારે સુધરેલા દેશોમાં સુધરેલા લોકોને હાથે આવાં કલંકિત કાર્યો થાય, નિરપરાધી સ્ત્રીઓ તથા બાળકો પણ ઉશ્કેરાએલા લોકોને હાથે મરણશરણ થાય, તો પછી હિંદના બંડખોર સિપાહીઓ તથા ઉશ્કેરાએલા લોકો પોતાના ધર્મનું, આચારનું અને સંપત્તિનું રક્ષણ કરવા માટે ફિરંગીઓ સામે બંડ ઉઠાવી તેઓની હત્યા કરે એ કંઇ વિચિત્ર નથી. તેઓનામાં સમજશક્તિ ન હોતી, જ્ઞાન નહોતું. લાંબો વિચાર કરવાની શક્તિ નહોતી. તેઓ અંગ્રેજોની ભેદી નીતિ સમજી શકયા નહોતા, તેઓમાંના કોઇ કોઇ અંગ્રેજોની કાર્યપ્રણાલિના દોષથી પોતાનું સત્યાનાશ વળશે એવા વિચારથી બંડ ઉઠાવવા તૈયાર થયા હતા, કોઇ કોઇએ સત્તા તથા સંપત્તિથી ભ્રષ્ટ થએલા લોકોના ભમા-

૧. Calcutta Review. XXXI. P. 80

વાથી તરવાર પકડી હતી, કોઇ કોઇ ઇચ્છા વિના કેવળ પોતાની સંપત્તિ જાળવવા ખાતર બંડખોરો સાથે ભળ્યા હતા, કોઇ સંપત્તિ લૂટી એકાએક ધનવાન બની જવાની આશાથી, અને કોઇ પોતાના સંબંધીના ઉશ્કેરવાથી બંડ વિસ્તારવા તૈયાર થયા હતા. જ્યારે મુખ્ય મુખ્ય શહેરોના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું, યુરોપિઅન સિપાહીઓ એ બંડ દબાવી દેવાને અશક્ત નીવડ્યા, ત્યારે આ લોકો બીજો કંઇ ઉપાય ન જોતાં બંડખોરોનાં ટોળાંમાં જઇ ભળ્યા. રોમનોએ બ્રિટન છોડ્યું ત્યારે બ્રિટન લોકોની જેવી સ્થિતિ થઇ હતી, તેવી સ્થિતિ અત્યારે એ લોકોની થઇ પડી હતી.[૧] તેઓને સાચી સલાહ આપનારૂં કોઇ નહોતું; તેઓની સંપત્તિનું રક્ષણ કરનાર કોઇ નહોતું. તેઓ બંડખોર સાથે ન ભળે તો તેઓ તેમની બધી સંપત્તિ લૂટી લે તેમ હતું. આવી સ્થિતિમાં તેઓએ બંડખોરોનો આશ્રય લીધો. છેવટે તેઓનો અંગ્રેજોના હાથે નાશ થયો. તેઓએ જે સંપત્તિના બચાવ માટે બંડખોરોનો આશ્રય લીધો હતો, તે સંપત્તિ અંગ્રેજોને હાથે લૂટાઇ. જે સંબંધીઓને બચાવવા માટે બંડખોરોને આશ્રય આપ્યો હતો તે સંબંધીઓ અંગ્રેજોને હાથે માર્યા ગયા. તેઓ પોતે પણ ફાંસીને લાકડે લટક્યા. અંગ્રેજોએ તેમના તરફ કંઇ દયા બતાવી નહિ. તેઓનાં બૈરાં છોકરાં પણ સળગતાં ગામોમાં ભસ્મ થઇ ગયાં. અંગ્રેજો ગર્વથી બોલવા લાગ્યા કે ‘ કાળા નેટિવોનો ’ નાશ કરવો એ અમારે માટે રમત થઇ પડી છે. તેઓએ અંતઃકરણ પૂર્વક આ આનંદ લૂટ્યો હતો.[૨] આપણા દેશના એક ગ્રંથકારે પો-

---

૧. Calcutta Review, XXXI. P. 84

૨. Kaye, Sepoy War, Vol. II. P. 210.

તાની મુસાફરીની નોંધમાં જણાવ્યું છે કે રસ્તામાં અને બજારમાં જે જે માણસોને ફાંસીએ લટકાવવામાં આવ્યા હતા, તેઓનાં શબોને ગંગામાં ફેંકી દેવા માટે ૮ ગાડીઓ રોકવામાં આવી હતી. ત્રણ માસ સુધી આ ગાડીઓ દરરોજ સવારથી સાંજ સુધી એ શબો લઇ જતી હતી. એકંદર ૭ હજાર માણસોની જિંદગી આ રીતે નષ્ટ થઇ હતી[1] બંડ શાંત થયા બાદ અંગ્રેજોએ આવી રીતે પોતાની વૈરવૃત્તિ શાંત કરી હતી. લોકોને લૂટફાટ અને પ્રકોપના બદલામાં આ પ્રમાણે ધ્વંસમય સજા વેઠવી પડી હતી. સરકાર પ્રજાનું રક્ષણ કરવાને બદલે દયાવૃત્તિ છાંડી પ્રજાનું ભક્ષણ કરવા તત્પર થઇ હતી.

અલાહાબાદ વિભાગના બંડ વિષે કલકત્તા રિવ્યુમાં એ બંડ પૂર્ણ થયા બાદ એક લેખ પ્રગટ થયો હતો. એ લેખ પરથી કેટલાક વિચારો ઉપર જણાવવામાં આવ્યા છે. એ લેખનો ઉપસંહાર કરવા એ લેખના વિદ્વાન લેખકે જણાવ્યું છે કે, “પ્રત્યેક અંગ્રેજ સ્વતંત્ર અને સ્વાધીનતાનો પ્રચારક છે. તેઓ યથેચ્છાચારી સરકારના અમલદાર છતાં સરકાર પ્રજાનું પિતૃભાવે પાલન કરે છે એવા વિચારથી સાન્ત્વન પામે છે. ‘રાજનૈતિક ગુના આ સ્થળે દૃષ્ટિગોચર થતા નથી, અને પ્રજા પોતપોતાની અવસ્થામાં સંતુષ્ટ છે’ એવી એવી વાતો હવે જાહેર કરવાની જરૂર રહી નથી. અહીં જે લોહી રેડાયું છે તે ભાગીરથીના પ્રચંડ પ્રવાહથી પણ ધોવાવાનું નથી, અનંત કાળસ્રોતમાં ૧૮૫૭ ની સાલ સ્મૃતિપટ પરથી કદી ભૂસાઇ જવાની નથી. એ સાલમાં સેંકડો માણસોને બળજોરીથી મારી નાખવામાં આવ્યા છે,

---

૧. Bholanath Chunder, Travels of a Hindu. Vol. II. P. 324–25.

આપણાપર ચોતરફથી હુમલો થયો હતો, પણ આપણે એ હુમલાનું વેર લેવામાં જે રાક્ષસી ઉપાયો કામે લગાડયા હતા તે કદી વીસરાય તેમ નથી. હવે આપણે તેઓની સાથે બંધુભાવે ભેટવાનો અગર મિત્ર તરીકે અભિનંદન ગ્રહણ કરવાનો અધિકાર ગુમાવ્યો છે. તેઓનાં સંતાનોના રક્ષક તરીકેની ફરજ બજાવવાનો અધિકાર ગુમાવ્યો છે. તેઓએ જેમ આપણું લોહી રેડયું હતું તેમ આપણે પણ તેઓનું લોહી રેડયુ છે. આપણે તેમના તરફ એટલો બધો તિરસ્કાર બતાવ્યો છે કે તેઓ આપણું મરણ થાય તોજ અંતઃકરણપૂર્વક સંતુષ્ટ થાય તેમ છે.

"આવા બળવામાં ખ્રિસ્તી ધર્મ પાળનારાઓએ ધર્મનાં મૂળભૂત તત્ત્વો વિસરી જવાની કલ્પના કરવી એ બહુ ભયંકર છે. જેઓ હમણાં ઇંગ્લાંડથી આવ્યા છે, તેઓએ જ્યારે દેવાંગનાસમી કોમલાંગિનીઓને સુખે આપણે અહીંના દેશીઓ તરફ જે વર્ત્તણુક ચલાવી છે, તેની વાતો સાંભળી છે, ત્યારે તેઓ અતિશય નવાઇ પામ્યા છે. મનુષ્યત્વનો છાંટો પણ આપણામાં રહ્યો નથી. આપણે આ બધાં માણસોને પશુ માન્યાં હતાં, પણ એ પશુઓ વચ્ચે જ આપણે આપણી જિંદગીનો ઉત્તમોત્તમ સમય ગુજાર્યો છે. આપણે તેઓનો ખોરાક ખાધો છે. આપણું કર્તવ્ય એ હતું કે તેઓ હવેથી આપણા પર હાથ ન ઉગામે તેવો બંદોબસ્ત કરવો.

× × × ×

"જેઓ આપણી સામે ઉભા થયા હતા, આપણી સત્તા આગળ હાર્યા હતા, અથવા આપણી તરવાર, તોપ કે ફાંસીવડે ત્રાસ પામ્યા હતા, તેઓ સંબંધમાં આપણે કશી તપાસ કરી નથી. તેઓમાંના

ઘણાખરા સ્પાર્ટાવાસીઓની માફક ગર્વપૂર્વક મરણ પામ્યા છે, તેઓ પોતાનાં અંતિમ સમયની રાહ જયજયકાર વચ્ચે જોતા હતા. તેઓ કેવા શક્તિસંપન્ન હતા, તે કેવળ અંતર્યામી પ્રભુ જ જાણતો હતો. તેઓમાંના કોઇએ જીવનભિક્ષા માગી નથી, અથવા કોઇ પણ ચીજ આપી પોતાની જિંદગી બચાવવાનો પ્રયત્ન કર્યો નથી. તેઓએ બીજાના જીવનની પેઠે પોતાનાં જીવનને પણ તૃણ સમાન માન્યું હતું. હજારો માણસો આપણી સામે ઉઠયાં હતાં, કારણ કે તેઓને માટે એ સિવાય બીજો કોઇ રસ્તો નહોતો, આત્મરક્ષણનો કોઇ ઉપાય નહોતો અને કોઇ સ્થળે દયાથી કોમળતાનો વિકાસ નહોતો.

"આપણા અમલદારોએ વિચારવું જોઇએ કે તેઓએ કંઇ જંગલી લોકોનો કબજો લીધો નથી. સંખ્યાબંધ સમૃદ્ધ શહેરો અને અસંખ્ય ગામડાંઓમાં એ લોકો રહેતા હતા. તેઓ કાર્ય કરવામાં ચતુર, આચારવ્યવહારમાં વિવેકી, યુદ્ધ કરવામાં સાહસિક, મૃત્યુથી ન ડરનારા અને ધર્માનુગત વિશ્વાસમાં શ્રદ્ધા રાખનારા હતા. તેઓએ ન્યાયાનુગત વિરાગને વશ થઇ આપણી વિરુદ્ધ હથિયાર પકડયાં હોય એ સંભવિત છે. કારણ કે તેઓની અને આપણી માન્યતાઓ જુદી જુદી છે. તેઓનો ને આપણો ધર્મ એક નથી, તેઓ જે રીતે ન્યાય અન્યાયનો વિચાર કરે છે, તે રીતે આપણે કરતા નથી આપણે એ બધા લોકોનો તદ્દન નાશ કરી તેઓની જગાએ અંગ્રેજોને વસાવી શકીએ તેમ નથી. આપણે સમગ્ર હિંદને જનશૂન્ય કરી તેને શાંતિમય દેશ બનાવી શકીએ તેમ નથી. માટે આપણે અતિશય ખોટું કાર્ય કર્યું છે એમાં કંઇ શક નથી. વિશ્વનિયંતાએ આપણું રક્ષણ કર્યું છે અને હજુ કરે છે. એ સર્વનિયંતા ભગવાન અપરાધની

શિક્ષા આપે છે અને આપણો બચાવ કરે છે. આપણી પાસે સત્તા, બુદ્ધિ, અનુભવ, સૈન્ય, હથિયારો વગેરે બધું છતાં એ દુર્બળ, નિરક્ષર, વિદ્રોહી તરીકે ઓળખાતા લોકો તરફ દયા બતાવવી એને હું ઉચિત ગણું છું."[1]

એ ઉદાર લેખકે અલાહાબાદ વિભાગમાં મચી રહેલી અવ્યવસ્થા માટે ઉપર પ્રમાણે વિચારો દર્શાવ્યા છે. દુનિયામાં જ્યાં સુધી ન્યાય, દયા અને ઉદારતાનું નામનિશાન રહેશે ત્યાં સુધી એ વિચારોની ઉપેક્ષા થઇ શકશે નહિ.

સેનાપતિ નીલ અલાહાબાદમાં કંપનિની સત્તા પાછી જમાવતો હતો, ત્યારે તેને કાનપુર તથા લખનોરમાંના પોતાના સ્વદેશ બંધુઓની ચિંતા થતી હતી. તે એ બંને સ્થળે મદદગાર લશ્કર મોકલવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ આ સમયમાં ત્વરિત ગતિથી કાર્ય કરવાની સગવડ નહોતી. માણસોનો તોટો ન હોતો પણ સરસામાનની ઘણી હાડમારી હતી. સૈનિકો માટે ખોરાકી નહોતી. તે સિવાય કુચ કરવા માટે જે ચીજો જોઇએ તે ચીજોનો તદ્દન અભાવ હતો. સરસામાન એકઠો કરનાર વિભાગે બળવા પહેલા ખોરાક માટે ઘણા બળદો એકઠા કર્યા હતા. પણ એ બધા બંડખોરોએ કબજે કરી લીધા હતા. ગાડીઓ મેળવતાં બહુ વાર લાગી. લડાઇની ગડબડમાં સૈન્યને વાપરવાના તંબુઓ આડાઅવળા થઇ ગયા હતા. ઋતુ એવી હતી કે તાપ તથા વરસાદના પ્રચંડ મારા વચ્ચે સિપાહીઓને કુચ કરવી પડતી. આવી સ્થિતિમાં તેઓ દ્રવ્યાદિ વગર અમુક સ્થાને જલદી જઈ શકતા નહિ. પરંતુ

---

૧ Calcutta Review, Vol. XXXI; A district during a Rebellion PP 82, 83, 84.

અલાહાબાદની લડાઇમાં સંપત્તિ નષ્ટ થઇ હતી, મજુરો નાસી ગયા હતા, વેપારીઓ ભારે ખોટમાં આવી પડ્યા હતા. તે ઉપરાંત લડાઇ પૂરી થયા બાદ સત્તાવાળાઓએ જે ત્રાસ મચાવ્યો હતો તેમાંથી બચવા ઘણાખરા માણસો કોઇ નિર્જન સ્થાનોનાં જઇ છુપાઇ રહ્યા હતા. આથી સરસામાન એકત્ર કરનાર વિભાગના અમલદારોને મજુરો ન મળ્યા, સરસામાન પણ ન મળ્યો. તેઓએ સરસામાન મેળવવા માટે કેટલાક માણસો પાસે કરાર કરાવી લીધા હતા, પણ અંગ્રેજોએ મચાવેલો જુલમ તે લોકોથી સહન ન થઇ શક્યો. તેઓ કરાર તોડી નાસી ગયા. આ બધાં કારણોને લીધે મદદગાર લશ્કરની કુચને વિલંબ થયો.

એ દરમ્યાન એક દૈવી આફત આવી પડી. સેનાપતિ નીલ આવશ્યક સરસામાન મેળવવાનો ઉદ્યોગ કરતો હતો ત્યારે સૈન્યમાં કોલેરાનો રોગ ફેલાયો. સખત તાપ, પુષ્ટિકર ખાદ્યની ખામી અને ઉત્તેજિત મદ્યપાન, આ ત્રણ કારણોને લીધે આ ચેપી રોગ દહાડે દહાડે વૃદ્ધિ પામવા લાગ્યો. એક રાત્રે એક સામટા ૨૦ જણને આ રોગ લાગુ પડ્યો. દવાખાનું રોગીઓથી ભરપૂર બની ગયું. સેનાપતિ આ અણધારી વિપત્તિથી બહુ મુંઝાવા લાગ્યો. આ સમયે દેશી લોકોની મદદ લેવાની બહુ જરૂર પડી. રોગીઓની ડોળી ઉપાડવા માટે મજુરો મળતા ન હોતા. ડોળી મળે પણ માણસો ન મળે. જરૂરી કાર્યો બજાવવા માટે સૈનિક અમલદારોને નોકર ચાકર મળવા મુશ્કેલ થઇ પડ્યા. અંગ્રેજોની પ્રબળ વૈરવૃત્તિ નિરખી કોઇ પણ માણસ તેમની પાસે રહેવા ઇચ્છતું નહોતું. ભયનું સામ્રાજ્ય ચોતરફ ફેલાઇ રહ્યું હતું. દરેક પોતાની જીંદગી અંગ્રેજોની ઇચ્છાપર આધાર રાખે છે એમ માનતા હતા. એ વખતની

દશા બાબત રેલ્વેના એક અમલદારે આ પ્રમાણે લખ્યું છે, "સેનાપતિ નીલે અમને બધાને કિલ્લાની બહાર રહેવાનો હુકમ આપ્યો હતો. આ હુકમ બહુ કઠોર છતાં એથી અમારી બધી પીડા દૂર થઇ હતી. રાત્રે અમે કિલ્લાના ઢળતા ભાગમાં તોપો આગળ સુતા હતા. પુરૂષો વારા ફરતી સંત્રીનું કામ કરતા. દેશી લોકોમાંનું કોઇ અમારી નજરે પડતું કે તરત અમે કંઈ પણ પૂછ્યા વગર ગોળીબાર કરતા. સૈનિકો અતિશય થાકેલા હોવાથી ચાલી શકે તેમ નહોતું, છતાં સેનાપતિના હુકમથી તેઓએ અમારા બળી ગએલા બંગલા પાસેનું ગામ બાળી નાખ્યું હતું. એ ગામ બાળતાં જે કોઇ પકડાયા તેને રસ્તાની બાજુએ આવેલાં ઝાડોની ડાળીએ ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા. એક બીજી ટુકડીએ શહેરના જે ભાગમાં દેશી લોકો વસતા હતા, તે ભાગમાંનાં દરેક મકાનને આગ લગાડી દીધી. જેઓ ઘર બહાર નીકળી નાઠા તેઓને ગોળીથી વીંધી નાખવામાં આવ્યા. એક વખતે અમે એટલા બધા બીહના હતા કે જીવતા રહેવા ખાતર સ્ટેશને જવું ઉચિત સમજી તે તરફ ચાલ્યા. અમે હથિયાર વિના ત્યાં જઇ પહોંચ્યા. જે દેશી લોકો અમારા નોકર તરીકે રહ્યા હતા, તેઓને એક એક પાસ આપવામાં આવ્યો હતો. જેઓ પાસ બતાવી ન શકે તેને ફાંસીએ લટકાવી દેવામાં આવતા[1]"

આવી ખૂનરેજીથી દેશી લોકો બહુ ત્રાસ પામી ગયા. તેઓ યુરોપિઅનો પાસે આવી તેમનું કાર્ય કરવાની આનાકાની કરવા લાગ્યા. આથી જરૂરી ચીજો માટે બહુ મુશ્કેલી વેઠવી પડી. સિપાહીઓના બળવાનો ઇતિહાસ લખનાર કે સાહેબ લખે છે કે દેશીઓની મદદ વગર આપણાથી કંઇ બને તેમ નહોતું. એમ છતાં આપણે તેઓને

---

૧ Martin, Indian Empire Vol. II. P. 200.

આપણા તંબુથી બહુ દૂર હાંકી કાઢવાની ચેષ્ટા કરતા હતા.[૧] અંગ્રેજોએ આ વખતે કેવી અનિષ્ટ નીતિ શરૂ કરી હતી, તે આ ઇતિહાસ લેખકનાં વાક્યો પરથી સાબીત થાય છે.

આવી ગડબડને લીધે સેનાપતિ નીલને જુન માસની આખર સુધી અલ્લાહાબાદમાં રહેવું પડયું. કોઇ પણ યુરેપિઅન સૈન્ય અત્યાર સુધી કાનપુરનો બચાવ કરવા ગયું નહોતું. તે દિવસે સાંજે મેજર રેનડેની સરદારી નીચે ૪૦૦ ગોરા, ૩૦૦ શિખ ૧૦૦ ઘોડેસ્વારો તથા ૨ તોપો કાનપુર જવા તૈયાર થઇ. સેનાનાયક રેનડેએ શું કરવું તે બાબત કર્નલ નીલે લેખીત હુકમો આપ્યા. નીલે આ હુકમોમાં દર્શાવ્યું હતું કે રસ્તાની આજુબાજુ આવતાં બંડખોરોનાં સ્થાનોનો નાશ કરવો, પરંતુ બીજા કોઈ લોકોના દેહનો સ્પર્શ કરવો નહિ. રહેવાશીઓને પોતપોતાનાં ઘરમાં જઇ વસવાનો ઉપદેશ આપવો. બ્રિટિશોની સત્તા ફરી જામી છે એવો તેઓનામાં વિશ્વાસ પેદા કરવો, આમ કરવા માટે ગુનેગાર ભરાયા હોય એવાં કેટલાંક ગામોનો નાશ કરવો અને એ ગામડાંના બધા લોકોને મારી નાંખવાં. એ સિવાય આદેશપત્રમાં જણાવવામાં આવ્યું હતું કે જે સિપાહીઓ પોતાના સંબંધમાં સંતોષજનક હકીકત ન દર્શાવી શકે તે દરેકને ફાંસી આપવી. ફતેપુરના લોકો સરકાર વિરૂદ્ધ ઉઠયા છે માટે એ ગામ પર હલ્લો કરવો તથા તેની પઠાણ શેરીના બધા રહેવાશીઓને મારી નાખવા. ફતેહપુરના બધા બંડખોરોને ફાંસી આપવી, તેનું માથું ધડથી જુદું કરવું અને તે માથું શાહેરના કોઇ મોટા મુસલમાનના મકાન આગળ ટાંગવું. આવા ભયંકર હુકમો લઇ સેનાપતિ રેનડે કાનપુર તરફ ચાલ્યો. હવે રેનડેને મદદ

૧ Kaye, Sepoy war. Vol. P. 27, 41 note.

કરવા તથા કાનપુરના યુરોપિઅનોને બચાવવા કપ્તાન સ્પાર્જન નામના એક સેનાનાયકની સરદારી નીચે એ ટુકડી જળમાર્ગે કાનપુર ૯૨૫ મોકલવાની તૈયારી થવા લાગી.

જે દિવસે કાનપુરના બચાવ માટે સૈન્ય મોકલવામાં આવ્યું તેજ દિવસે એક ઉંચી પદવીનો સૈનિક અમલદાર કલકત્તાથી આવી પહોંચ્યો. તેનાં આગમનથી અલાહાબાદના યુરોપિઅનોને બહુ સંતોષ થયો. એ મહારાણી વિકટોરિઆનાં લશ્કરનો એક સાહસિક સેનાપતિ હતો. ઘણી લડાઇઓમા તેનું સાહસ વખણાઇ ગયું હતું. બ્રહ્મદેશ, અફ્ગાનિસ્તાન, મધ્યહિંદ, મહારાષ્ટ્ર અને પંજાબની લડાઇઓમાં તેણે ભાગ લીધો હતો. લડાઇમાં જય મેળવવો એ જ તેના જીવનનો ઉદ્દેશ પાર પાડવા માટે તે કોઇ પણ કાર્ય કરતા અટકતો નહિ. તેની દૃઢતા કાર્યતત્પરતા અને અસાધારણ અનુભવ દર વખતે અચળ રહેતો.

કર્નલ હેવલોક બળવાની શરૂઆત થઇ ત્યારે મુંબાઇ હતો. મુંબાઇથી તે મદ્રાસ આવ્યો. એ વખતે ગવર્નર જનરલ લોર્ડ કેનિંગે મદ્રાસના મુખ્ય સેનાપતિ સર પેટ્રિક ગ્રાન્ટને સેનાપતિ એન્સનની જગા લેવાનો આગ્રહ દર્શાવ્યો હતો. સર પેટ્રિક ગ્રાન્ટ એ માટે કલકત્તા જવા તૈયાર થયો. આ પ્રમાણે આ બંને સાહસિક યોદ્ધાઓ એકી સાથે ૧ જુને કલકત્તા પહોંચ્યા. ગવર્નર જનરલ તેઓના આગમનથી બહુ ખુશી થયો. હવે વિલંબ કરવાથી કામ વધારે બગડે તેમ હતું. સર પેટ્રિક ગ્રાંટને વડો સેનાપતિ બતાવવામા આવ્યો. કર્નલ હેવલોકને સૈન્ય લઇ અલાહાબાદ જવાનો હુકમ મળ્યો. એ વખતે ખબર આવ્યા કે બનારસની ગડબડ શાંત પડી છે. હજુ અલ્લાહબાદમાં શાંતિ ફેલાઇ નથી. કાનપુર અને લખનૌરમાં બહુ તોફાન જામ્યું છે. આ ખાતર

હેવલોકને એવો હુકમ આપવામાં આવ્યો કે તમારે જેમ બને તેમ જલદી અલાહાબાદ જવું, અને ત્યાં શાંતિ સ્થાપી કાનપુર તથા લખનોર તરફ જવું. તે સ્થળોના બંડખોરોને દબાવી દેવા યોગ્ય ઉપાયો લેવા. આવો હુકમ લઇ હેવલોક ૪ ટુકડી પાયદળ, એક ટુકડી ઘોડેસ્વાર અને ગોલંદાજ સૈન્ય સાથે મુસાફરી કરવાની તૈયારી કરવા લાગ્યો. ઘોડા અને તોપો જોઇતા પ્રમાણમાં ન હોવાથી તેને દિલગીરી થઈ. પણ પુરતા ટોટા ન હોવાથી તેને ભારે નિરાશા ઉત્પન્ન થઇ. પરંતુ તેણે એ માટે રાહ ન જોતાં ગવર્નર જનરલ અને વડા સેનાપતિની રજા લઇ ૨૫ મી જુનને રોજ મુસાફરી શરૂ કરી.

૩૦ મી જુને હેવલોક અને નીલ અલાહાબાદમાં એકત્ર થયા. નીલે પોતાના કાર્યનો હેવાલ હેવલોકને જણાવ્યો. તેણે કાનપુર અને લખનોરના બચાવ માટે જે રીતે સૈન્ય મોકલ્યું હતું તે રીત હેવલોકને ગમી. આ વિચક્ષણ અને કાર્યતત્પર સૈનિકો વચ્ચે મસલત થઇ કે સેનાનાયક રેનડેને આજે જ કાનપુર મોકલવો. જળમાર્ગનાં સૈન્યને તેની સાથે મોકલવાની જરૂર નથી. કારણ કે સ્થળમાર્ગે જતાં સૈન્ય કરતાં જળમાર્ગે જતું સૈન્ય ઉતાવળે રસ્તો કાપે છે. માટે રેનડેના ગયા પછી અમુક દિવસે કપ્તાન સ્પાર્જનનું સૈન્ય રવાના કરવાનું કર્યું.

આ પ્રમાણે ૩૦ મી જુને સંધ્યાકાળ વખતે કાનપુરના યુરોપિઅનોના બચાવ માટે યુરોપિઅન લશ્કર રવાના થયું. પરંતુ આ વખતે દરેક બાબતમાં નકામો વિલંબ થવા લાગ્યો. અંગ્રેજ સેનાપતિને જરૂરી ચીજો માટે થોભવું પડ્યું હતું. પોતાની વૈરવૃત્તિ શાંત પાડવા માટે વિલંબ કરવો પડ્યો હતો, પરંતુ કાનપુરના અંગ્રેજોની વિપત્તિ દૃષ્ટિગોચર થતાં જેમ બને તેમ જલદી સૈન્ય મોકલવાની ફરજ

પડી હતી. અલાહાબાદમાંના અંગ્રેજોની વૈરવૃત્તિથી ફેલાએલા ત્રાસને લીધે માણસો તેમજ ખોરાકીની તંગી પડી હતી. હવે અલાહાબાદથી નીકળેલાં લશ્કરના અધિનાયકના દોષથી ડગલે ડગલે વિલંબ થવા લાગ્યો. તેણે પોતાની હિંસકવૃત્તિની લગામ છૂટી મૂકી દીધી. તેની ત્રણ દિવસની મજલનો રસ્તો સર્વત્ર ભસ્મના ઢગલા અને ઝાડની ડાળીઓપર લટકતાં શબોથી ભરપૂર બની ગયો હતો. સેનાનાયક જરા પણ વિચાર ન કરતાં રસ્તાની આજુબાજુ આવેલાં ગામડાંઓમાં રહેતા શીખોને ઝાડની ડાળીએ લટકાવી દેવા લાગ્યો. આ શબોથી કાનપુર જવાનો રસ્તો બહુ ભયંકર બની ગયો. બે દિવસમાં બેંતાળીશ માણસોને ફાંસી આપવામાં આવી, તેઓનાં શબ્દો ડાળીઓ પર લટકવા લાગ્યાં. તે સિવાય બાર જણાને ગોળીથી વીંધી નાખવામાં આવ્યા. કારણ કે તેઓ જ્યારે અંગ્રેજી સૈન્ય કાનપુર તરફ જતું હતું ત્યારે વિપક્ષીઓ તરફ જતા હતા. સૈન્ય જે સ્થળે આરામ કરતું ત્યાંની આજુબાજુનાં ગામડાં ભસ્મના ઢગલા બની જતાં. ઓફીસરોએ આ બનાવ જોઇ સેનાનાયકને જણાવી દીધું કે જો આ રીતે ગામડાંનો નાશ કરવામાં આવશે તો સૈન્યને ખોરાકી મેળવવી મુશ્કેલ થઇ પડશે. કાનપુરની ખૂનરેજી પહેલાં અંગ્રેજ સેનાપતિના હુકમથી આ પ્રમાણે ગામો સળગાવવામાં આવ્યાં અને લોકોને રેંસી નાખવામાં આવ્યા હતા[1] આ સ્થળે સેનાપતિએ કેવળ દ્વેષને તૃપ્ત કરવા ખાતર લોહી રેડ્યું હતું. પણ એથી જે અનિષ્ટ થયું હતું તે તરફ તેની નજર નહોતી. સર્વસંહારણી પ્રવૃત્તિ તેને ભવિષ્ય તરફ નજર કરવાનો અવસર આપતી નહિ. તે મોજથી ત્રાસ ફેલાવતો ફેલાવતો કાનપુર

---

૧ Russell, Diary in India. Comp. Kaye Sepoy war. Vol. II. P. 244 note.

## અધ્યાય ૪ થો.

૧ વિષય નિર્દેશઃ—કાનપુર—સરહ્યુ વ્હીલર—યુરોપિઅનોનો સંદેહ—સિપાહીઓની ઉશ્કેરણી માટીની દીવાલથી વિંટળાએલું સ્થાન—નાનાસાહેબ—સિપાહીઓનું બંડ—તેઓનો હલ્લો અંગ્રેજોનો આત્મરક્ષણ માટે પ્રયત્ન—તેઓનું શરણ થવું—ગંગાના ઘાટો પર ખૂનરેજી—ખૂનરેજીમાંથી બાકી રહેલાની નાસભાગ—બીબીઘર.

કાનપુર ગંગા નદીના જમણા કિનારા પર આવેલું છે. બનારસ અને અલાહાબાદની માફક એ હિંદના પ્રાચીન ઇતિહાસમાં પ્રસિદ્ધ નથી. તે શહેરમાં કોઇ પણ ઇતિહાસપ્રસિદ્ધ ખંડિએરો નથી. તે શહેરની સાથે કોઇ પણ ઐતિહાસિક ઘટનાવલિ જોડાયલી નથી. અથવા તે શહેર કોઇ પુરાતન મહાપુરુષનાં પુનિત પગલાંથી પાવન થયું નથી. હિંદુઓની ભૂગોળમાં આ શહેરનો ઉલ્લેખ જણાતો નથી. મોગલ બાદશાહ બાબરે આ સ્થાનનો નિર્દેશ કર્યો નથી. આઇનઅકબરીમાં પણ આ શહેર વિષે કંઇ લખેલું નથી. બ્રિટિશ સત્તા સાથે કાનપુર શહેરની મહત્તા જામતી જણાય છે. ઇ. સ. ૧૭૭૫ માં અયોધ્યાના નવાબને માટે કંપનિએ આ સ્થળે લશ્કર રાખ્યું હતું. ૧૮૦૧ માં નવાબે બીજાં સ્થળો સાથે આ સ્થળ પણ કંપનિબહાદુરને સોંપ્યું. ત્યારથી કાનપુર બ્રિટિશ સત્તા નીચે આવ્યું. અગાઉ અહીં ઠગ, ફાંસિઆ વગેરે લૂટારાઓની વસ્તી હતી.[૧] ધીમે ધીમે આ શહેર સુંદર મકાનોથી શોભવા લાગ્યું, લશ્કરી છાવણીથી સુરક્ષિત બન્યું અને વેપારથી સમૃદ્ધિમાં આવ્યું.

૧ Asiatic Researches. Vol. XII. P. 290.

હિંદના જુના ઇતિહાસમાં કાનપુરનું નામ જણાતું નથી છતાં ચાલુ સમયે તે બહુ પ્રસિદ્ધિમાં આવ્યું હતું. એ વાયવ્ય પ્રાંતોનું કેન્દ્ર હતું. તેની ઉત્તરે થોડા સમય પહેલાં તાબામાં આવેલ અયોધ્યાનો મુલક હતો, અગ્નિખુણામાં અલાહાબાદ આવેલું હતું. કલકત્તાથી અહીં સુધી વિશાળ રાજમાર્ગ હતો. નૈર્ઋત્યમાં દિલ્હી અને આગ્રા આવેલાં હતાં. એ બાજુએ પંજાબથી કાનપુર સુધી લશ્કરને આવવા માટે વિશાળ રાજમાર્ગ બાંધેલો હતો. એ સિવાય કાનપુરની દક્ષિણ તરફ પણ કેટલાક રાજમાર્ગો ઠેઠ મદ્રાસ ને મુંબાઇ સુધી પ્રસરેલા હતા, એટલે એ સ્થળોનાં સૈન્ય પણ કાનપુર સહેલાઇથી આવી શકે તેમ હતું. આવાં કારણોને લીધે કાનપુર કંપનિના સમયમાં સૈનિકોનું મુખ્ય મથક બની ગયું હતું.

વાયવ્યપ્રાંતોમાં કાનપુર ચામડાંની ચીજોના વેપાર માટે વખણાય છે. આ સ્થળે ચંપલો અને ઘોડાનાં જીન વગેરે સ્વારીને ઉપયોગી સામાન જથાબંધ થાય છે. બીજાં સ્થળો કરતાં કાનપુરમાં એ ચીજો બહુ સોંઘી મળે છે. શહેર ગંગા નદીના કિનારા પર વસ્યું હોવાથી લોકોમાં વેપાર કરવાનો ઉત્સાહ પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવે છે હરરોજ નાના પ્રકારની નાની મોટી અસંખ્ય હોડીઓ વિવિધ દ્રવ્યથી ભરપુર થઇ ગંગાના પ્રવાહ પર મંદ ગતિથી વહેતી જણાય છે. કોઇ નૌકા માલ ભરી દૂર પ્રદેશમાં લઇ જાય છે, તો કોઈ દૂર પ્રદેશમાંથી કાચો માલ લાવી કાનપુર ઉતારે છે. કાનપુરના લોકો પોતપોતાના કાર્યમાં મશગુલ રહે છે. આ પ્રમાણે જુદા જુદા પ્રદેશના વેપારીઓના ચિત્રવિચિત્ર પોશાકથી કાનપુરનો ગંગા કિનારો વિચિત્ર જણાય છે. પરંતુ એવી વિચિત્રતા શહેરમાં જણાતી નથી. એકી સાથે સેંકડો માણસોની

ધુમાધમ પણ શહેરમાં ક્વચિતજ જણાય છે. આ વખતે કાનપુરની વસ્તી ૬૦ હજાર માણસની હતી. તેની લશ્કરી છાવણીમાં ૧,૫૪ અને ૫૬ મી પાયદળ પલ્ટણ તથા ૨ જી ઘોડેસ્વાર પલ્ટણ મળી કુલ ૩૦૦૦ દેશી સિપાહીઓ હતા. ગોરા સૈનિકોમાં ૬૦ ગોલંદાજો તથા બનારસથી મોકલેલા કેટલાક સૈનિકો હતા. તે ઉપરાંત પાયદળ અને ઘોડેસ્વાર પલ્ટણના ૬૭ અંગ્રેજ ઓફિસરો હતા.[1]

સેનાપતિ સરહ્યુ વ્હિલર કાનપુરનાં લશ્કરનો અધ્યક્ષ હતો. લશ્કરી કાર્યમાં એ માણસ બહુ હોશિયાર ગણાતો. તેણે સિપાહીઓના સહવાસમાં ૫૪ વર્ષ ગાળ્યાં હતાં, તેથી તે તેઓના રીત-રિવાજોથી સંપૂર્ણ વાકેફ હતો. તેણે લૉર્ડ લેકની સરદારી નીચે સિપાહીઓને તેમના સ્વદેશબાંધવો સામે લડાવ્યા હતા, અફઘાનિસ્તાનમાં અને પંજાબમાં તેણે અપાર પરાક્રમ દર્શાવી સિપાહીઓ પર પોતાનો કાબુ દર્શાવી આપ્યો હતો. આ પ્રમાણે અરધી સદી કરતાં વધારે સમય સુધી એ સેનાપતિએ સિપાહીઓના ઉપરિ તરીકે અપાર સાહસ અને પરાક્રમ બતાવ્યું હતું. તાબાના સિપાહીઓ પર તેને બહુ વિશ્વાસ હતો. તે અહીંની કોઇ યુરેઝિઅન બાઇ સાથે પરણી આ દેશમાં જ જીવનનો ઘણો ખરો ભાગ ગાળતો હતો. તેણે ૭૦ વર્ષ પૂરાં કર્યાં હતાં છતાં તેની ચપળતા ઘટી નહોતી. મિરત અને

---

૧ મોબ્રે ટોમ્સન સાહેબે જણાવ્યું છે કે બધા મળીને ૩૦૦ યુરોપિઅન સૈનિકો કાનપુરમાં રહેતા હતા. તેઓમાં ૩૨ મી પલટણના દુર્બળ અને રોગીઓ ૭૪ ( કોઇના કહેવા પ્રમાણે ૩૦ ) હતા.—Mowbray Thomson, Story of Cownpur, P. 23. Comp. Kaye, Sepoy war. Vol. II. P. 289 note.

દિલ્હીના સમાચાર મળતાં તેણે ધારી લીધું કે એ શહેરોની પેઠે કાનપુરમાં પણ બંડ ઉઠે એ સંભવિત છે. એ વખતે ત્યાં યુરોપિઅન સૈન્ય બહુ ઓછું હતું. બ્રિટિશ કંપનીએ જે અપાર સત્તા વધારી મૂકી હતી તેનાં કુફળ હવે તેને બરાબર સમજાવવા લાગ્યાં. કંપનિએ હંમેશાં પોતાની સત્તા વધારવા તરફ ધ્યાન આપ્યું હતું, પણ એ સત્તા સુરક્ષિત રાખવા માટે જોઈતું સૈનિક બળ વધારવા તરફ ધ્યાન આપ્યું નહોતું. જે યુરોપિઅન લશ્કર કાનપુરના બચાવ માટે રાખવામાં આવતું તે અયોધ્યા તાબામાં લીધા બાદ ત્યાં ખેંચી લીધું હતું. મે માસમાં સિપાહીઓમાં ઉશ્કેરણીનાં ચિન્હો જણાવા લાગ્યાં, મિરત અને દિલ્હીથી ભયંકર સમાચારો આવવા લાગ્યા, યુરોપિઅનો ત્રાસના માર્યા આમતેમ છુપાવા લાગ્યા, દરરોજ તારનાં દોરડાં નવા નવા ભયંકર સમાચારો લાવવા લાગ્યાં, ત્યારે વ્હીલર કાનપુરમાં ગોરા સૈનિકોની અલ્પતા જોઇ બહુ વિમાસણમાં પડ્યો. કાનપુરની ઉત્તમોત્તમ ઇમારતો યુરોપિઅન લોકોથી ભરપૂર હતી. તેઓમાંના કેટલાક સરકારી અમલદારો હતા, અને બાકીના વેપારી હતા. એ સિવાય ઇસ્પિતાલમાં ૩૨ મી પલટણના કેટલાક ગોરા સૈનિકો હતા. એ બધા અસહાય જીવોનાં રક્ષણનો ભાર વ્હીલર પર આવી પડ્યો. વૃદ્ધ સેનાપતિ એવી સ્થિતિમાં આવી પડ્યો કે એવી સ્થિતિનો અનુભવ તેણે ૫૪ વર્ષની કારકીર્દિમાં મેળવ્યો નહોતો.

એ વખતે સિપાહીઓમાં વટલાવાની બીક બહુ ફેલાઇ મે માસની અધવચમાં કાનપુરમાં કેટલીક હોડીદ્વારા ઘઉંના ચેલા આવી પહોંચ્યા. બજારમાં એ લોટ બહુ સસ્તો વેચાવા એ લોટ જુનો તથા મેલા રંગનો હતો. રોટલી બનાવત

એક તરેહની દુર્ગંધ આવતી. આ લોટ માટે એવી વાત ફેલાઇ કે ફિરંગીઓએ હિંદુ તથા મુસલમાન બંને જાતિને વટલાવવાં ખાતર આ લોટમાં ગાય અને ડુક્કરનાં હાડકાંનું ચૂર્ણ ભેળવેલું છે. આ વાત સિપાહીઓની છાવણીમાં જઇ પહોંચી. સિપાહીઓ પોતપોતાના ધર્મ માટે શંકાશીલ બની ગયા. તે ઉપરાંત ચરબીવાળા ટોટાની વાત ચાલવા લાગી. કેટલાક સિપાહીઓ નવા ટોટા વાપરવાનો હુન્નર શીખવા માટે અંબાલા ગયા હતા; તેઓ કાનપુર પાછા ફર્યા, છતાં તેઓના તેના સજાતિબંધુઓ જાતિચ્યુત કરવા તૈયાર થયા નહિ અથવા તેઓની સાથે એક પંક્તિએ ભોજન કરવા આનાકાની કરવા લાગ્યા નહિ.[1] ૫૩ મી પલટણનો માનખાં નામનો મુસલમાન સિપાહી કેટલાક નવા ટોટા સાથે લાવ્યો હતો; તે એ ટોટા પોતાના ભાઇબંધોને બતાવવા લાગ્યો, તથા કહેવા લાગ્યો કે આમાં ચરબીનો ભેગ બીલકુલ નથી.[2] માનખાંએ પોતાના મિત્રોમાં ટોટા વિષે જે સંદેહ હતો તે દૂર કરવા ખાતર આ કાર્ય કર્યું હતું; પણ તેના સોબતીઓને એ વાતની ખાત્રી ન થઇ. નવા ટોટામાંથી એવી ગંધ ફેલાતી હતી કે તે ફિરંગી, હિંદુ અને મુસલમાન દરેકને એક સરખા અપ્રિય થઇ પડયા.[3] સિપાહીઓ બહુ શંકાશીલ બની ગયા. નવા ટોટા વિષે બજારે બજારે, છાવણીએ છાવણીએ ચર્ચા ચાલવા લાગી. નાના પ્રકારની વાતો ફેલાવા લાગી; સિપાહીઓ આ બધી વાતો સાંભળી

---

૧. J. W. Shepherd, Personal Narrative of the outbreak and Massacre of Cawnpur; P. 25.

૨. Mawbray Thomson Story of Cownpur, P. 25.

૩. Ibid, P. 25.

નાના પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યા. ત્યાર બાદ જ્યારે તેઓએ નવા ટોટા નજરોનજર નિહાળ્યા, તેમાંથી ફેલાતી દુર્ગંધી પ્રત્યક્ષ રીતે અનુભવી ત્યારે તેઓની શંકા દૃઢ થઇ. તેઓ વટલાવાની બીકે ફિરંગીઓને પોતાના પરમ શત્રુ માનવા લાગ્યા. આ વખતે કલ્પનાશીલ ભેજાંવાળાઓએ પોતાનાં ફળદ્રુપ ભેજાંમાંથી નાના પ્રકારનાં ગપ્પાં ઉડાડવા માંડયાં. જ્યારે ઉશ્કેરણી ફેલાય ત્યારે એ ઉશ્કેરણીને ગતિશીલ બનાવનારાનો તોટો પડતો નથી. જ્યારે સિપાહીઓ આ શંકાથી અધીરા બની ગયા હતા, ત્યારે તેઓમાં એવી વાત ફેલાવવામાં આવી કે કવાયતના મેદાન નીચે દારૂગોળો ગોઠવવામાં આવ્યો છે, હિંદુ અને મુસલમાન સિપાહીઓને એક દિવસે એ ઠેકાણે એકત્ર કરી ભૂગર્ભસ્થિત દારૂગોળો સળગાવી ઉડાડી દેવામાં આવશે.[1] સિપાહીઓ આવી ભયંકર વાતોથી બહુ ડરવા લાગ્યા. જેઓએ અત્યાર સુધી કંપનિ બહાદુરની વિશ્વાસપૂર્વક સેવા બજાવી હતી, સેનાપતિનો હુકમ થતાં કંપનિ માટે માથાં કપાવવા તૈયાર થયા હતા, તેઓ હવે શંકાશીલ બની પોતાના વૃદ્ધ સેનાપતિને શત્રુ માનવા લાગ્યા. કંપનિ સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવવાની તક ખોળવા લાગ્યા.

---

૧. ૫૬ મી પલ્ટણના ખાં મહમુદ નામના એક સિપાહીએ જાહેર કર્યું કે, સિપાહીઓને નિરસ્ત્ર કરવામાં આવશે, અને તેઓને પગાર આપવાને બહાને એકત્ર કરી સુરંગમાં ભરી રાખેલા દારૂગોળાવડે ઉડાડી મૂકવામાં આવશે. ઘોડેસ્વાર પલ્ટણ ખાં મહમુદની આ વાતથી બહુ ઉશ્કેરાઇ ગયા. સત્તાવાળાઓએ આ વાત જાણી એ સિપાહીને કેદ કર્યો.–Trivilyan, Cawnpur; P. 79.

સેનાપતિ વ્હીલર ઓફિસરો મારફત સિપાહીઓનું ઉછાંછલાપણું જાણી બહુ દિલગીર થયો. તેણે ધાર્યું હતું કે થોડા દિવસમાં એ ઉશ્કેરણી બંધ પડી જશે. પરંતુ કાનપુરમાં મિરત અને દિલ્હીના ખબર આવી પહોંચતાં સિપાહીઓ બહુ ઉશ્કેરાઇ ગયા. યુરોપિઅનો પણ આ સમાચાર સાંભળી બહુ ગભરાયા. દિલ્હીની જેલ તોડવામાં આવી હતી. ત્યાંના કેદીઓ લૂટફાટ કરવા માટે આમતેમ રઝળતા હતા. કાનપુરથી દિલ્હી તથા આગ્રા જવાનો રસ્તો ગુજર નામના લૂટારાઓથી સહીસલામત રહ્યો નહોતો. આ તરફ કાનપુરના સિપાહીઓ પણ દહાડે દહાડે વધારે ઉશ્કેરાતા જતા હતા. આવી સ્થિતિ હોવાથી કાનપુરના યુરોપિઅનો પ્રતિપળે મૃત્યુના સ્વપ્નો જોવા લાગ્યા. તેઓએ એક દિવસ સાંભળતા કે ગુજર લોકો ટોળાબદ્ધ થઇ શહેર લૂટવા આવે છે, બીજે દિવસ અમલદારોને આમતેમ દોડતા જોઈ માની લેતા કે સિપાહીઓએ બંડ ઉઠાવ્યું છે. ત્રીજે દિવસે વળી પોતાના દેશી નોકરો પાસેથી એકાદ નજીવી વાત સાંભળી ધારી લેતા કે બંડખોર સિપાહીઓ આપણાં ખૂન કરવા દોડયા આવે છે. આ પ્રમાણે દરરોજ તેઓ ભયથી ગાંડા બની જવા લાગ્યા. રાત્રે પણ તેઓને શાંતિ વળતી નહિ. એક દિવસ મધરાતે કેટલાક ગોલંદાજો પોતાની તોપો સહિત કાનપુર આવતા હતા. તેઓના ઘોડાના દાબડાનો અવાજ સાંભળી યુરોપિઅનો એબાકળા ઉઠયા અને પોતપોતાનાં રક્ષણની પેરવી કરવા લાગ્યા. તેઓએ ધાર્યું કે ઘોડેસ્વાર પલટણ અમારો નાશ કરવા માટે આવે છે. છેવટે જ્યારે ખરી વસ્તુસ્થિતિ સમજાઇ ત્યારે તેઓ પ્રભુપ્રાર્થના કરતા કરતા ઘરમાં જઇ સુતા. આ પ્રમાણે તેઓને દિનરાત ચેન પડતું નહોતું. રસ્તામાં કોઇને દોડતું

જતું દેખતા તો તેઓ પોતાનું સત્યાનાશ થવાનું છે એમ માની બેબાકળા બની જતા. હજુ સુધી સિપાહીઓએ તેઓની સામે બંડ ઉઠાવ્યું નહોતું છતાં તેઓ અરધા મરી ગયા હોય તેવા જણાતા હતા. તેઓએ પોતાના વિશ્વાસુ નોકરદ્વારા હિંદુસ્તાની પોશાકો તૈયાર કરી રખાવ્યા હતા. વિપત્તિમાં આવી પડતાં એ પોશાકો પહેરી કોઇ સુરક્ષિત સ્થાને જઇ પહોંચવું એવો તેમનો વિચાર હતો.[1] તેઓ એટલા બધા ભીતિગ્રસ્ત થઇ ગયા હતા કે તેમના જાતિબંધુઓમાંનો કોઇ ગભરાઇ ઉઠતો અગર તેઓના નોકરોમાંના કોઇ પણ બે નોકરો છાની વાતો કરતા તો પણ એકદમ કુટુંબ સાથે ઘર બહાર દોડી જતા. કારણ તપાસવાની જરૂર જોતા નહિ. કોઇ કોઇની કોઇપણ વાતનો ખરો જવાબ આપી શકતા નહિ. કોઇ કોઇપણ બનાવનું ખરૂં કારણ તપાસવા ઉભો રહેતો નહિ. તરતજ તેઓ જે કંઇ હાથમાં આવતું તે લઇ, કુટુંબ સાથે ગાડીપર ચઢી કમ્પિત હૃદયે યુરોપિઅન છાવણીમાં જઇ પહોંચતા. જેઓને ગાડી તરત ન મળતી તેઓ પરસેવાથી રેબઝેબ થતા, તરસથી અકળાતા છાવણી તરફ દોડતા. રસ્તામાં તેઓ પોતાને કાળના મુખમાં સપડાએલા માનતા.[2]

---

૧. શેફર્ડ નામનો એક અંગ્રેજ એ વખતે કાનપુરમાં રસદ વિભાગમાં કામ કરતો હતો. તેને ત્યાં ઠાકુરાણી નામની એક હિંદુ દાસી કામ કરવા આવતી. શેફર્ડ સાહેબે આ વિશ્વાસુ દાસી મારફત પોતાના કુટુંબની સ્ત્રીઓ માટે હલકી શ્રેણીની સ્ત્રીઓ પહેરે તેવાં જાડાં કપડાં ખરીદાં હતાં. વિપત્તિ વખતે પોતાનું કુટુંબ આવાં કપડાં પહેરી કોઇ સહીસલામત જગાએ જઇ પહોંચે એવી તેની ઇચ્છા હતી.

૨. શેફર્ડ સાહેબે ૨૯ મી મેએ ૧૦ વાગતાં પોતાની ઓફિ-

કાનપુરનો વૃદ્ધ સેનાપતિ યુરોપિઅનોને ત્રાસ પામેલા જોઈ તેઓનો બચાવ કરવાની યુક્તિ ખોળવા લાગ્યો. જ્યાં સુધી પોતાની મદદે બીજું સૈન્ય ન આવી પહોંચે ત્યાં સુધી આ બધા યુરોપિઅનોને કોઇ સુરક્ષિત્ સ્થળે એકત્ર કરવાનો તેણે વિચાર કર્યો. આ કાર્ય અનાયાસે પાર પડે તેમ નહોતું. વળી સમય પણ બહુ થોડો હતો, તેથી સેનાપતિ સ્થળ નક્કી કરી બધી વ્યવસ્થા કરવાની તત્પરતા દર્શાવવા લાગ્યો. આત્મરક્ષા માટે અસ્ત્રાગાર સૌથી ઉત્તમ અને મજબુત ગણાતું હતું. તે ગંગાને કિનારે આવેલું હતું, અને તેની ચોતરફ ઉંચી

---

સમાં જઇ જોયું કે બંગાળી કારકુનો ડરતા ડરતા પોતાનાં ઘર તરફ દોડે છે. તેણે સાંભળ્યું કે એ કારકુનોના ઉપરિની સ્ત્રી, છોકરાં તથા આયા પગે ચાલતાં યુરોપિઅન છાવણી તરફ ગયાં છે. એ સાહેબ પોતે પણ પોતાના નોકરોને જેમ બને તેમ જલદી ગાડી મોકલવાનું જણાવી તેઓની પાછળ દોડયો છે. શેફર્ડ સાહેબે નોકરને આનું કારણ પૂછ્યું. નોકરે કહ્યું કે હું કંઇ જાણતો નથી. મેમસાહેબની પાસે એક પત્ર આવ્યો હતો. મેમસાહેબ એ વાંચી ધાંટા પાડી ઉઠયો અને ક્ષણનો વિલંબ ન કરતાં બાળક તથા આયા સાથે ઘર છોડી નીકળ્યાં, શેફર્ડ સાહેબે કંઇ વિપત્તિ આવી પડયાનો શક દર્શાવી હે નામના એક બીજા સાહેબ પાસે વસ્તુસ્થિતિ જાણવા નોકર મોકલ્યો. નોકરે આવી કહ્યું કે "સાહેબ છાવણી તરફ ગયા છે, આપને પણ જલદી આવવાનું જણાવ્યું છે. ઘણી મેમસાહેબો, છૈયાં છોકરાં સાથે બરાક તરફ દોડયાં જાય છે." શેફર્ડ સાહેબ આ વાત સાંભળી પોતાના ઉપરિ અંમલદારને નામે એક પત્ર લખી ઘર તરફ ચાલ્યો. ઘેર પહોંચતાં જણાયું કે ઘરમાં પણ ભારે ધામધુમ

દિવાલો આવી રહી હતી. તેમાં દારૂગોળો પણ પુરતા પ્રમાણમાં હતો, ચોકમાં વસવા લાયક મકાનોનો પણ તોટો નહોતો. એટલું જ નહિ પણ તેજુરી તથા જેલ પણ તેની પાસે આવેલ હતાં. આ અસ્ત્રાગાર છાવણીથી છ માઇલ દુર હતું. પરંતુ સેનાપતિએ આ સ્થળ પસંદ કર્યું નહિ. આ અસ્ત્રાલયની નૈઋર્ત્યમાં, છાવણીથી થોડે દૂર, વિશાળ મેદાનમાં યુરોપિઅન સૈનિકોની બે વિશાળ હસ્પિતાલો હતી. તેમાંની એક પાકી બાંધેલી હતી, અને બીજી પાકી દિવાલો પર ઘાસનાં ઢાંકણુંવાળી હતી. એ સિવાય તેની પાસે જરૂરી કાર્ય સાધે એવાં

---

મચી રહી છે. મેમ સાહેબ નાસી જવાની બધી તૈયારી કરી બેઠાં છે. શેફર્ડ સાહેબે તરત આવશ્યક ચીજો ગાડીપર મૂકી કુટુંબ સાથે છાવણી તરફ પ્રસ્થાન કર્યું. છાવણી સાહેબો, મડમો અને છોકરાંથી ઉભરાતી હતી. તેઓ બધાં ઘરબાર છોડી શામાટે અહીં આવ્યાં છે, તે વિષે કોઈ કશું જાણતાં નહોતાં; છતાં બધાં બેબાકળા બની પોતાનો બચાવ કરવાની તૈયારી કરી રહ્યાં હતાં. છાવણી તરફ આવતાં શેફર્ડને કેટલાક ગોરા લોકો મળ્યા હતા, તેઓ પણ છાવણી તરફ જતા હતા. તેઓએ શેફર્ડને આમ એકાએક નાસભાગ કરવાનું કારણ પૂછ્યું. શેફર્ડ પોતે આ વિશે કંઇ જાણતો નહોતો એટલે આ પ્રશ્નનો બરાબર જવાબ આપી શક્યો નહિ. છેવટે કારણ તપાસતાં કોઇ કહેવા લાગ્યા કે તેજુરીના રક્ષક સિપાહીઓ ખજાનાના પૈસા લૂટે છે, કોઇએ કહ્યું કે સિપાહીઓ હુમલો કરવાની તૈયારી કરે છે, કોઇએ કહ્યું કે ગુજરો દિલ્હીથી આવી પહોંચ્યા છે. આ પ્રમાણે દરેક માણસ જુદું જુદું કારણ દર્શાવવા લાગ્યો. Shepherd Cawnpur, p.-46.

નાનાં નાનાં કેટલાંક મકાનો આવી રહ્યાં હતાં. થોડે દૂર ગંગા નદી વહેતી હતી. સેનાપતિ વ્હીલરે આત્મરક્ષા માટે આ સ્થળ પસંદ કર્યું. એ હૉસ્પિતાલની ચોતરફ દિવાલો ચણાવા લાગી. બહુ મુશ્કેલી વેઠયા બાદ ચારેક ફુટ ઉંચી માટીની દિવાલ એ હૉસ્પિતાલની આજુ-બાજુ ચણાઈ રહી. સૂર્યના તાપથી માટી એટલી બધી સુકાઈ કઠણ થઇ ગઇ હતી કે તે ખોદી લાવવાનું કાર્ય બહુ ઝડપથી થતું નહિ, વળી વખત એવો બારીક હતો કે સહેજ વિલંબ પરવડે તેમ નહોતું. આ દિવાલો બહુ ઉતાવળે બાંધતા છતાં વિલંબ થયો, તથા તે જોઇએ તેવી મજબુત થઇ શકી નહિ, ગોળીનો મારો સહન કરવાની શક્તિ આ દિવાલમાં નહોતી. આ દિવાલ ચણાઇ રહ્યા બાદ સેના-પતિએ ત્યાં પુરતા પ્રમાણમાં ખાદ્યસામગ્રી એકત્ર કરી. પરંતુ આ વ્યવસ્થા પણ બહુ સફળ નીવડી નહિ. જેઓએ સામગ્રી પૂરી પાડવાનું માથે લીધું હતું, તે પૂરતી ચીજો લાવી શકયા નહિ. સેનાપતિએ પચીસ દિવસનો ખોરાક એકઠો કરવાનો હુકમ આપ્યો હતો, પણ જેઓએ ખોરાકીની ચીજો એકઠી કરવાની જવાબદારી ગ્રહણ કરી હતી તેના દોષથી હો કે પછી સેનાપતિએ કેવળ લશ્કર માટે જ ખોરાકી એકઠી કરવાનો હુકમ આપ્યો હોય તેથી હો પણ એટલું તો નક્કી કે માણસોની સંખ્યા મુજબ ખાદ્યદ્રવ્ય બહુ થોડા પ્રમાણમાં એકત્ર કરી શકાયું હતું.[૧]

સેનાપતિએ આત્મરક્ષણ માટે જે સ્થાન નક્કી કર્યું હતું, તે સ્થાન ઘણા થોડા ઇતિહાસકારોને પસંદ પડયું લાગે છે. તેઓએ કહ્યું છે કે સેનાપતિએ અસ્ત્રાગારને આત્મરક્ષણનાં સ્થળ તરીકે પસંદ

૧. Thomson, Story of Cawnpur, P. 31

કર્યું હોત તો જરૂર ફતેહ મળત. કારણ કે અસ્ત્રાગાર નાના પ્રકારનાં હથિયારોથી પરિપૂર્ણ હતું, તેની આજુબાજુ મજબુત દિવાલ હતી. ગંગા નદી પાસે થઇને વહી જતી હતી, તેના વિશાળ આંગણાંમાં એટલાં બધાં મકાનો હતાં કે બધા યુરોપિઅનો મઝેથી રહી શકત. આ સ્થાન પસંદ કરવામાં આવ્યું હોત તો બૈરાં છોકરાંને આટલું બધું વેઠવું ન પડત, યુરોપિઅનો પણ બંડખોરોના હાથમાંથી પોતાનો બચાવ કરી શકત. એ ઉપરાંત તેજુરી, જેલ વગેરે પાસે આવેલું હોવાથી એ બધાંનું રક્ષણ કરી શકાત. જેઓએ કાનપુરના બનાવ વિષે લખ્યું છે તેઓ બધા અસ્ત્રાગારને આત્મરક્ષણ માટે સર્વોત્તમ માને છે.[૧] રણનિપુણ અનુભવી સૈનિક અમલદારો પણ આ બાબતમાં અસ્ત્રાગારની ઉપયોગિતા સ્વીકારે છે. સેનાપતિ વ્હીલરે આ સ્થાન છોડી ગંગા નદીથી બહુ દૂર આવેલાં સ્થાનને આ માટે પસંદ કર્યું, એ ખાતર તેના પર ભારે દોષારોપ કરવામાં આવે છે.[૨]

---

૧. Trevilyan, Cawnpur P. 82. Comp. Kaye, Sepoy War. Vol. II. P. 294.

૨. સેનાપતિ નીલે અસ્ત્રાગાર સંબંધમાં આ પ્રમાણે લખ્યું છે કે એ ચોતરફ બંદુકની ગોળીઓથી ન ભેદાય એવી દિવાલોથી અભેદ્ય બન્યું છે. તેણે નવ વીઘાથી પણ વધારે જમીન રોકેલી છે, તેમાં વસવા લાયક ઘણાં મકાનો આવેલાં છે; એ ગંગાનદીની પાસે છે. અહીં સિપાહીઓના હલ્લાથી બિલકુલ નુકસાન થાત નહિ. નાના સાહેબ કે સિપાહીઓમાંનું કોઈ અહીં આવી શકત નહિ. અંગ્રેજો અહીંથી તોપો વડે સિપાહીઓ પર હુમલો કરી શકત, તેથી પોતાના બચાવ સાથે શહેરનો પણ બચાવ થઇ શકત. ×××

પરંતુ સમરવિદ્યા વિશારદ પુરુષોએ જે સ્થાન દર્શાવ્યું છે તે સ્થાનને સ્વીકારવાનાં વ્હીલર જેવા અનુભવી અને વિચક્ષણ સેનાપતિ પાસે કારણો હોવાં જ જોઇએ. અસ્ત્રાગાર છાવણીથી લગભગ છ માઇલ દૂર હતું. સેનાપતિ એટલે બધે દૂર રહેત તો સિપાહીઓ પર નજર રાખી શકત નહિ, તેમ છાવણીમાં શું બને છે તે પણ જાણી શકત નહિ. સિપાહીઓ ઉશ્કેરાએલા છતાં હજુ સુધી શાંત હતા. તેઓ હજુ ખુલ્લી રીતે યુરોપિઅનો સામે ઉઠયા નહોતા. તેથી સેનાપતિ આ વખતે સિપાહીઓથી તદ્દન જુદો પડી શકે તેમ નહોતું. તેને અસ્ત્રાગારમાં જવું પડત તો ગોરા સિપાહીઓને સાથે લઇ જવા પડત, પરંતુ એવા પ્રયત્નની ભયંકર વિપત્તિ આવી પડવાનો સંભવ હતો. સેનાપતિ યુરોપિઅન સૈન્ય અને તોપો સાથે અસ્ત્રાગાર તરફ ગયો હોત, તેઓનાં બૈરાંછોકરાનાં ટોળાં અસ્ત્રાગારમાં જઇ રહ્યાં હોત, સિપાહીઓને છાવણી છોડી જવાનો હુકમ આપવામાં આવ્યો હોત તો તેઓ બહુ જલદીથી ઉશ્કેરાઈ જાત. તેઓ એમ ધારત કે ફિરંગીઓ અમારી વિરૂદ્ધ થયા છે. અમને અસ્ત્રાગારમાંનાં અસ્ત્રોથી હમણાં મારી નાખશે, આવા વિચારથી તેઓ યુરોપિઅનો પર તૂટી પડત. પરંતુ એ વખતે એવો હલ્લો અટકાવવાની સગવડ નહોતી. યુરોપિયન સૈન્ય એટલું બધું થોડું હતું કે તે સિપાહીઓના હુમલા આગળ ટકી શકત નહિ. વૃદ્ધ સેનાપતિએ આવા વિચારથી કદાચ

---

સેનાપતિ વ્હીલરે અહીં આશ્રય લેવો જોઇતો હતો. અહીં તેમને કોઇ અટકાવી શકત નહિ. તેઓ અહીં રહી બધું બચાવી શકત.xx Kaye, Sepoy War. Vol. II. p. 295, note.

અસ્ત્રાગારને મુખ્ય મથક નાહ બનાવ્યું હોય.[1] તેણે જે સ્થાન નક્કી કર્યું હતું તે અયોગ્ય હતું એમ તે જાણતો હતો. પરંતુ તેને સંજોગવશ થઇ એજ સ્થાનનો આશ્રય લેવો પડયો હતો. સિપાહીઓના પ્રબળ હુમલાથી નાશ પામવા કરતાં સહાયક સૈન્ય આવી ચડે ત્યાં સુધી આવાં સ્થાનમાં બચાવ કરવો એ એને શ્રેયસ્કર જણાયું હતું. તેને જે બાતમી મળી હતી તે પરથી તેને જણાયું હતું કે સિપાહીઓ બંડ ઉઠાવશે તો પણ અમારા પર હલ્લો ન કરતાં સીધા દિલ્હી ચાલ્યા જશે. એ દરમ્યાન કલકત્તાથી સૈન્ય આવી શકશે. એ સૈન્યની મદદથી અહીંના યુરોપિઅનો અલાહાબાદ પહોંચી શકશે. વૃદ્ધ સેનાપતિએ જે ધાર્યું હતું તે સંજોગો ઉલટા થઇ જવાથી ન બન્યું એમાં કંઇ વાંક નથી. સેનાપતિએ ઇરાદાપૂર્વક પોતાનાં બાલબચ્ચાંને મૃત્યુના મુખમાં ધકેલ્યાં નથી અથવા પોતાના અમૂલ્ય જીવનને વિનાશના માર્ગે ચડાવ્યું નથી. તેણે જે ધાર્યું હતું તે ન બન્યું તો પણ તેની આગાહી ખોટી નહોતી એ આગળ ઉપર જતાં જણાશે.

સેનાપતિએ આત્મરક્ષાનું સ્થળ નક્કી કર્યા બાદ સર હેન્રિ લોરેન્સ પાસે સૈન્યની મદદ માગી. એ વખતે અયોધ્યાના પ્રકોપનાં ચિન્હો જણાતાં હતાં. સર હેન્રિ લોરેન્સની પાસે જે કંઇ સૈન્ય હતું તે ખુદ અયોધ્યાને માટે પણ પુરતું નહોતું. તો પણ સર હેન્રિ લોરેન્સે કાનપુરના વૃદ્ધ સેનાપતિને મદદ આપવામાં ઉદાસીનતા દર્શાવી નહિ. તેણે તરત ૩૨ મી યુરોપિઅન પલ્ટણના ૮૪ પાયદળ સૈનિકોને

---

૧ The Meeting of the Bengal Army. By one who has served under Sir Charles Napier, P. 125. Comp. Kaye Sepoy war Vol. II. P. 294.

ઘોડાગાડીમાં કાનપુર મોકલી દીધા. એ સિવાય અયોધ્યાના ગોલંદાજ સૈન્ય સાથે લેફ્ટેનેન્ટ આસે નામના સૈનિકની સરદારી નીચે બે તોપો મોકલી. કાનપુરની ખરી અવસ્થા જાણવા માટે સર હેન્રિ લોરેન્સે પોતાના સેક્રેટરીને મોકલ્યો. આ સૈન્ય સેનાપતિ વ્હીલરનાં આત્મરક્ષણનાં મથકમાં આવી પહોંચ્યું. હેન્રિ લોરેન્સનો હોંશિયાર સેક્રેટરી પણ યોગ્ય વખતે આવી પહોંચી આવી પડનારી વિપત્તિમાંથી બચાવના ઉપાયોનું ચિન્તવન કરવા લાગ્યો.

કાનપુરના અંગ્રેજ સત્તાવાળાઓએ જ્યારે સર હેન્રિ લોરેન્સ પાસે મદદ માગી ત્યારે તેઓએ પોતાને વધારે સુરક્ષિત કરવા ખાતર કાનપુરની પાસે આવેલા બિથુરના એક સત્તાવાન માણસની પણ મદદ માગી. એ સત્તાધારી માણસ કાનપુરવાસી યુરોપિઅનોનો મિત્ર હતો. તે તેઓને હરવખત મદદ આપ્યા કરતો હતો. એ મદદ યાદ લાવી કાનપુરના અંગ્રેજ અમલદારોએ આ ભયંકર વિપત્તિમાંથી બચવા માટે તેનું શરણ સ્વીકાર્યું.

મહારાષ્ટ્રના છેલ્લા પેશ્વા બાજીરાવના વારસ ધુન્ધુપંથ નાનાસાહેબ વિષે પ્રથમ ભાગમાં સવિસ્તર વિગત આવી ગઇ છે. બાજીરાવ પેશ્વાને કેવી રીતે પુનાની રાજગાદી પરથી દૂર કરવામાં આવ્યો, તેના વારસને સાલિઆણા માટે કેટલી બધી મુશ્કેલી વેઠવી પડી, છતાં સાલિઆણું તો નજ મળ્યું. તેણે પોતાના એક મુસલમાન વકીલને વિલાયત મોકલ્યા છતાં કંપનિએ તેનો દાવો નકાર્યો એથી તે કેટલો બધો હતાશ થઇ ગયો હતો એ બધું આ ઇતિહાસ વાંચનારથી અજાણ્યું નથી. નાનાસાહેબ પોતાનાં કાર્યમાં નાસીપાસ થયો હતો છતાં તેણે અંગ્રેજો સાથેની મિત્રાચારી તોડી નહોતી. બાજીરાવ પાસે

૮૦૦૦ હથિયારબંધ નોકરો હતા. તેઓ તેનાં જીવતાં કદી ઉચ્છૃંખલ જણાયા નહોતા. નાનાસાહેબના વખતમાં પણ તેઓ તરફથી કશી રંજાડ થઇ નહોતી. નાનાસાહેબ પણ અતૂલ સંપત્તિનો સ્વામી થયા છતાં ઉછાંછળો થયો નહોતો. દર વખતે અંગ્રેજો તેના વિશાળ મહેલમાં આવી વસતા હતા. નાનાસાહેબ તેનું આતિથ્ય બહુ સારી રીતે કરતો હતો. અંગ્રેજો તેના આતિથ્યથી સંતોષ પામી તેના ગુણાનુવાદ ગાતા હતા. તેઓ બિથુર આવી નાનાસાહેબનાં વડિલોપાર્જિત સાલિઆણાની વાત ધ્યાનપૂર્વક સાંભળતા, નાનાસાહેબ ધારતો હતો કે તેઓ સ્વદેશમાં ગયા બાદ મારી આ ફરિયાદ બાબત કંઇ પ્રયત્ન કરશે.[૧] ઉચ્ચ દરજ્જાના અંગ્રેજ અતિથિઓ સ્વદેશમાં ગયા બાદ નાના સાહેબની સિફારસ કરતા હો કે ન કરતા હો પણ એટલું તો ખરૂં છે કે નાનાસાહેબનો વિશાળ મહેલ અતિથિશૂન્ય રહેતો નહોતો. તેના મહેલની મુલાકાત લેનારાઓની ચોપડી જોતાં તેમાં સેંકડો અંગ્રેજોનાં નામ મળી આવતાં. તેઓ ઘણા દિવસો સુધી નાનાસાહેબના રાજમહેલમાં અમનચમન ઉડાવતા. એક વખતે એક અંગ્રેજ અમલદાર નાનાસાહેબની ગાડીમાં બિથુર આવ્યો. તેણે એ ગાડીનાં નાનાસાહેબ પાસે પુષ્કળ વખાણ કર્યાં. નાનાસાહેબે તેને કહ્યું કે, “થોડા દિવસ પહેલાં મારી પાસે આ ઘોડાગાડી કરતાં પણ સરસ ગાડી હતી. પણ મેં એ ગાડી બાળી નાખી છે, ઘોડાને મારી નાખ્યો છે.” પેલા અમલદારે એનું કારણ પૂછ્યું એટલે નાનાસાહેબે જણાવ્યું કે “કાનપુરના એક

૧ Martin, Indian, Empire Vol. II. P. 249.

સાહેબનું બાળક બહુ માંદું પડ્યું. તે હવાફેર કરવા મેમ સાહેબ સાથે બિથુર આવતા હતા. મેં તેઓને લાવવા માટે એ ગાડી મોકલી હતી. રસ્તામાં ગાડીમાં જ પેલું બાળક મરણ પામ્યું. ગાડીમાં પેલાં બાળકનું શબ હોવાથી મેં એ ગાડીનો કે ઘોડાનો કદી પણ સ્પર્શ કર્યો નહિ." અમલદારે પૂછ્યું કે "એ ઘોડાગાડી આપના કોઇ મુસલમાન કે ખ્રિસ્તી મિત્રને કેમ ન આપી ?" નાનાસાહેબે કહ્યું, "એમ કર્યું હોત તો પેલા સાહેબ એમ માનત કે મારે ખાતે નાનાસાહેબને નુકસાન વેઠવું પડ્યું છે, તેથી તે બહુ દુખી થાત" એ અંગ્રેજ અમલદારે આ ઘટનાનો ઉલ્લેખ કરી છેવટે જણાવ્યું છે કે" બિથુરનો આવો મહારાજા સાધારણ પ્રજામાં નાનાસાહેબના નામથી પ્રસિદ્ધ છે. તે આપણી પાસે સત્તાવાન ગણાતો નહિ તેમ મૂર્ખ પણ ગણાતો નહિ.[૧]

આ વખતે નાનાસાહેબની ઉંમર ૩૬ વરસની હતી. યૌવનની કાર્યપટુતા તેનામાં પુરેપુરી વિદ્યમાન હતી. તે કાર્યપટુ છતાં દીર્ઘ દૃષ્ટિવાળો નહોતો તેનામાં વિવેકશક્તિ પુરતા પ્રમાણમાં ખીલેલી નહોતી. તે બીજાના કહ્યા પ્રમાણે ચાલતો, બીજાએ નક્કિ કરી આપેલ માર્ગે જતો અને તેનું પરિણામ શું આવશે તે પણ બીજાના મુખે સાંભળી શ્રદ્ધા રાખતો. એક રૂપાળો મુસલમાન તેનો મુખ્ય મંત્રી હતો. તે તેની સલાહ મુજબ વર્તતો.

આજિમઉલ્લાખાં વિષે અગાઉ લખવામાં આવ્યું છે. તે તરૂણાવસ્થામાં અંગ્રેજ અમલદારોને ખાણું પકું પાડવાનો ધંધો કરતો હતો, તેણે કાનપુરની નિશાળમાં દશ વર્ષ કેળવણી લીધી હતી. તથા આગળ જતાં તે નિશાળનો શિક્ષક બન્યો હતો. ત્યારબાદ તે એક

૧. Martin, Indian Empire, Vol. II. p. 249, 250.

અંગ્રેજ લશ્કરી અમલદારનો મુન્સી બન્યો હતો.[1] તેણે રૂપાળા દેખાવ વડે તથા આંજી નાખે એવી વાતચીત કરવાની કળા વડે ઈંગ્લાંડના વિલાસી સમાજને આંજી નાખ્યો હતો. તો પણ તેનો અનુભવ વિશાળ નહોતો. તે અંગ્રેજી ભાષા બહુ સારી રીતે જાણતો. જર્મન તથા ફ્રેંચ ભાષાઓમાં પણ વાતચીત કરી શકતો. આ પરથી નાનાસાહેબે તેને પોતાનો વકીલ બનાવી વિલાયત મોકલ્યો હતો. ત્યાં તે પોતાના માલીકનું કામ બનાવી શકયો નહિ. વિલાયતના સત્તાવાળાઓએ તેને કંઇ દાદ આપી નહિ એટલે તે પોતાને ગમતા મોજશોખમાં પડયો. તેની પાસે નાનાસાહેબે આપેલો પુષ્કળ પૈસો હતો. વાકપટુતા અને સૌંદર્ય તેના કુદરતી ગુણો હતા; તેનો અવાજ બહુ મીઠો હતો. આ બધાં સાધનોથી તેને વિલાસસાગરમાં ડુબવાની સગવડ મળી. વિલાસિનીઓની કૃપાથી તેની યૌવનકાન્તિ અધિક વિકસવા લાગી. તે ઈંગ્લાંડથી કોન્સ્ટાન્ટિનોપલ ગયો, એ વખતે ક્રીમિયાની લડાઇએ આખા યુરોપને ખળભળાવી મૂકયું હતું. કુતૂહલી આજિમઉલ્લા યુરોપના વીરપુરૂષોનું વીરત્વ નિહાળવા રણક્ષેત્ર ભણી ગયો. તેણે અંગ્રેજોની પડખે ઉભા રહી રશિઆ સામે ફ્રેંચોને લડતા જોયા. રશિઆની તોપો અંગ્રેજોને છિન્નભિન્ન કરી નાખતી જોઇ તેને બહુ સંતોષ થયો. આજિમઉલ્લા જે અંગ્રેજો આગળથી હતાશ થઇ આવ્યો હતો, પોતાના માલીકનું કામ બરાબર બજાવી શકયો નહોતો. એ અંગ્રેજોને યુરોપની રણભૂમિ પર તેમના બરોબરિઆ સમક્ષ વીરત્વમાં ઉતરતા જોઇ આનંદ પામવા લાગ્યો.[2] તેને ખાત્રી થઇ ગઇ

---

૧. Kaye Sepoy War, p. 312. Shepherd, Cawnpur, p. 9.

૨. ક્રીમિયામાં ઇ. સ. ૧૮૫૪–૫૫ માં રશિઆ સાથે ફ્રાંસ,

કે હું સ્વદેશમાં ગયા બાદ જરૂર તેઓની સત્તાનો નાશ કરી શકીશ. ત્યાંથી તે સ્વદેશ આવ્યો. ત્યાં પણ તેનો આ વિશ્વાસ પ્રબળ થયો. તેણે બિઠુર આવી નાનાસાહેબને પોતાના અનુભવની વાતો કહી સંભળાવી. સાલિઆણું ન મળવાથી નાનાસાહેબને બહુ દિલગીરી થઇ હતી. પણ જ્યારે તેનો વકીલ કામ પાર પાડયા સિવાય પાછો આવ્યો ત્યારે તેની અધિરાઇ બહુ વધી ગઇ. તેને અંગ્રેજ અમલદારો પર બહુ ગુસ્સો ઉપજ્યો. લૉર્ડ ડેલ્હાઉઝીના ગેરવાજબી કામનું ફળ તેને પ્રત્યક્ષ જણાયું. બીજી બાજુએથી આજિમઉલ્લાએ પોતાના યુરોપના પ્રવાસનો અનુભવ નાનાસાહેબ પાસે રજૂ કરી તેને વધારે અધીરો બનાવી મૂક્યો. નાનાસાહેબ કોઇ પણ બાબતમાં પારદર્શી નહોતો, તેથી તે પોતાના દૂતના અનુભવની યથાર્થતા સમજી શક્યો નહિ. ઊંડી વેદનાથી તથા આજિમઉલ્લાની વાકપટુતાથી તેનું માનસિક

---

ઇગ્લાંડ, ટર્કી અને સાર્ડિનિઆને લડાઈ થઈ હતી. ૧૮ મી જુને સેબાસ્ટપોલની લડાઇમાં આ સંયુક્ત લશ્કરને હઠાવવામાં આવ્યું હતું. એ વખતે આજિમઉલ્લા કોન્સ્ટાન્ટિનોપલમાં હતો. વર્ત્તમાનપત્રોના પ્રખ્યાત લેખક રસલસાહેબ પણ એ વખતે ત્યાં હતા. તેને ત્યાં આજિમઉલ્લા સાથે મેળાપ થયો. આજિમઉલ્લાએ તેમને કહ્યું કે "ક્રીમિઆનાં પ્રખ્યાત શહેરો તથા જે પરાક્રમી (રૂસ્તમ) રશિઅનોએ ફ્રેંચો તથા અંગ્રેજોને હરાવ્યા છે તે જોવાની મને બહુ ઇચ્છા છે;" આજિમઉલ્લા કલકત્તા આવતો હતો ત્યારે માલ્ટા પહોંચતાં તેને અંગ્રેજોની હારના સમાચાર મળ્યા હતા, એટલે તે તરત લડાઇનું સ્થળ જોવા કોન્સ્ટાન્ટિનોપલ ગયો હતો. Russel Diary in India Vol. I. P. 165–166.

પરિવર્ત્તન થયું. કાનપુરનો ઇતિહાસ શોણિતાક્ષરે લખવાની તૈયારી થઇ ચૂકી.

બિથુરના રાજમહેલમાં આજિમઉલ્લા ઉપરાંત નાનાસાહેબના બીજા પણ કેટલાક સલાહકારો વસતા હતા. તેના ભાઇઓ બાલરાવ અને બાબાભટ્ટ એ જ સ્થાને રહેતા હતા. તેનો ભત્રીજો રાવસાહેબ પણ તેમના આશ્રયમાં દિવસો ગુજારતો હતો અને તેનો બાળમિત્ર તાંતિયા તોપી પણ અહીં જ પોતાના પ્રિયમિત્રની સમૃદ્ધિ ભોગવી આનંદ કરતો હતો. આજિમઉલ્લાની માફક તાંતિઆ તોપી પણ નાનાસાહેબનો સલાહકાર ગણાતો હતો. આ પ્રમાણે એક તરફથી મુસલમાનોની અને બીજી તરફથી મરાઠાઓની કાર્યપ્રણાલી બિથુરના મહારાજના આગળ રજૂ થવા લાગી. કાનપુરના ભયંકર વિપ્લવ વખતે મુખ્યત્વે કરીને આ બે જણા નાનાસાહેબના ખાસ સલાહકાર બન્યા હતા.

કાનપુરના સત્તાવાળાઓ જ્યારે આત્મરક્ષાનું સ્થાન સુરક્ષિત કરવાનો પ્રયત્ન કરતા હતા ત્યારે તેઓની દૃષ્ટિ ખજાનાના પૈસા પર પડી. એ વખતે કાનપુરના ખજાનામાં દશ બાર લાખ રૂપીઆ હતા. મેજિસ્ટ્રેટ અને કલેકટર હિલસર્ડન સાહેબે નાનાસાહેબની મદદથી ખજાનો સાચવવાની તૈયારી કરી. નાનાસાહેબની વર્તણુકથી કલેકટર સાહેબ બહુ મુગ્ધ બની ગયા હતા. તેને ખાત્રી હતી કે આવી વિપત્તિમાં કેવળ નાનાસાહેબ અમારી દોલત અને જિંદગીનું રક્ષણ કરી શકે તેમ છે. આ સંબંધમાં મિસિસ હિલસર્ડને એક પત્રમાં લખ્યું છે, કે " આ ઠેકાણે બળવો ફાટી નીકળવાનો સંભવ છે. જો બળવો ફાટી નીકળશે તો અમે યુરોપિઅન છાવણીમાં અગર કાનપુરથી છ માઇલ

દૂર આવેલ બિથુરમાં જઇ રહેશું. એ ઠેકાણે પેશ્વાનો સરસ નાનાસાહેબ રહે છે. તે સાહેબનો પરમપ્રિય મિત્ર છે અને અતુલ સંપત્તિ તથા સત્તાનો અધીશ્વર છે. તેણે સાહેબને દૃઢતાપૂર્વક કહ્યું છે કે તમે બિથુરમાં તદ્દન સહીસલામત રહેશો. મને તો બીજી યુરોપિઅન બાઇઓ સાથે છાવણીમાં રહેવું ઠીક લાગે છે પણ સાહેબ મારા સંતાનસહિત અને બિથુર રાખવાનું વધારે શ્રેયસ્કર ગણે છે."[1]

કાનપુરના કલેકટરને નાનાસાહેબ પર આટલો બધો વિશ્વાસ હતો. આ વિશ્વાસ પર આધાર રાખી તે ખજાનાના રક્ષણની જવાબદારી નાનાસાહેબને સોંપવા તત્પર થયો હતો. એવું કહેવાય છે કે નાનાસાહેબે જ્યારે લખનૌરની મુલાકાત લીધી ત્યારે ત્યાંના અમલદારોએ તેને બહુ માન આપ્યું હતું. તેઓએ તેના પર પૂરેપૂરો વિશ્વાસ રાખ્યો હતો. પરંતુ જ્યારે તે ત્યાંથી એકાએક બિથુર ગયો ત્યારે અયોધ્યાના ખજાનચીને શક પેદા થયો. તેણે આ બાબત કાનપુરના અંગ્રેજ સેનાપતિને લખી જણાવી. આ બાબતમાં અયોધ્યાના મુખ્ય કમિશનર સરહેન્રિ લોરેન્સની પણ સંમતિ હતી.[1] ગમે તેમ હોય પણ એટલું તો ખરૂં કે હિલરર્ડનસાહેબ નાનાસાહેબના આભાર તળે એટલા તો દબાઇ ગયા હતા કે તેને તેનો એક પણ અવગુણ નજર આગળ આવતો નહિ. બાજીરાવના મરણ બાદ નાનાસાહેબે કાનપુરના ગૌરાંગ દેવોને સંતોષવામાં બાકી રાખ્યું નહોતું. લૉર્ડ ડેલ્હાઉઝીની સાંકડી રાજનીતિથી તે નિરાશ થયો હતો ખરો પણ તેને ખાત્રી હતી કે "એક સમય જરૂર મને ન્યાય મળશે જ. અત્યારે હું જેના પ્રત્યે અતિશય આદરમાન દર્શાવું છું, તેઓ મને ન્યાય અપાવવામાં મદદ

૧. Martin, Empire in India, Vol. II. p. 251.

કર્યા સિવાય રહેશે નહિ." આવા વિચારથી તેણે પોતાનો હાથ ગોરા લોકોને માટે સદા પહોળો રાખ્યો હતો. તેના બીજા અનુભવી અને કુતૂહલી મુસલમાન મંત્રીએ ક્રીમિઆની લડાઇના મેદાન પરથી જે જ્ઞાન મેળવ્યું હતું, તે જ્ઞાનની મોહિની શક્તિથી જો નાનાસાહેબ આકર્ષાયો ન હોત અથવા તેના બાલમિત્ર તાંતિઆ તોપીની સલાહથી અવળે માર્ગે ન ચડયો હોત તો કદી પણ અંગ્રેજો પ્રત્યેની સુજનતામાં તે ખામી આવવા દેત નહિ, કદાચ કાનપુરનું વિશાળ મેદાન અંગ્રેજોનાં લોહીથી ખરડાત નહિ, કાનપુરની પાસેથી પસાર થતી પવિત્ર જાન્હવી અસહાય બાલબચ્ચાં તથા સ્ત્રીઓનાં લોહીથી રક્તવર્ણી થઇ જાત નહિ.

નાનાસાહેબ યથોચિત શિષ્ટતા દર્શાવી કાનપુરના અંગ્રેજોને મદદ આપવા તૈયાર થયો. અમલદારોએ એકાએક તેની મદદ કેમ માગી અને તેને આ સંકટને વખતે પોતાનો પરમ હિતેચ્છુ કેમ માન્યો તે વિચારવાની જરૂર છે. દિવાની અને સૈનિક અમલદારો આ વખતે ખજાનાનો પૈસો સાચવવા માટે બહુ ચિંતામાં પડયા હતા. તેઓએ જે સ્થળે આત્મરક્ષા કરવા ધાર્યું હતું, ત્યાં ખજાનાનો પૈસો આણવામાં આવ્યો હોત તો પૈસાનું રક્ષણ થઇ શકત પણ જે સિપાહીઓ ખજાના પર પેરો ભરતા હતા. તેઓએ પોતાની વફાદારી દર્શાવતાં જણાવ્યું કે, "અમે ખજાનાનું રક્ષણ કરવા અમારાથી બનતી કોશિશ કરીશું. તેજુરી અહીંથી ખસેડવામાં આવશે તો અમારી રાજભક્તિને કલંક લાગે, અમારી વફાદારીનું અપમાન થાય. અમે જીવતા છીએ ત્યાં સુધી બંડખોરોમાંનો કોઇ ખજાનામાંની એક

---

1. Gubbins, Mutinies in Oudh, p. 32.

પાછાં પણ લઇ શકશે નહિ. અમારા હાથમાં એ તદ્દન સલામત છે.” અમલદારો તેજુરી પર પેરો ભરતા સિપાહીઓની આ વાતો પર દલીલ કરી શક્યા નહિ. જો તેઓ સિપાહીઓ પર અવિશ્વાસ દર્શાવી ખજાનો ખસેડે તો બંડ ઉઠતાં વાર લાગે નહિ. અગર રક્ષકો પોતે સત્તાવાળાઓ અમારા પર અવિશ્વાસ રાખે છે એવો વિચાર કરી તેજુરી હસ્તગત કરે. આવા વિચારથી સેનાપતિ સિપાહીઓના મત વિરૂદ્ધ કામ કરવા તત્પર થયો નહિ. પુષ્કળ પૈસા ખજાનામાં જ રહ્યા પરંતુ વિપત્તિ વેળા ધનાગાર રક્ષક સિપાહીઓ તરફ સંપૂર્ણ વિશ્વાસ રાખવો અયોગ્ય માની કેટલાક સશસ્ત્ર સૈનિકો તેજુરી પાસે રાખવાનો વિચાર કર્યો. કલેકટર હિલસર્ડન સાહેબને નાનાસાહેબ સાથે દિલોજાન દોસ્તી હતી. તે ખાતર તેણે તેની મદદ માગી. નાનાસાહેબે પણ મદદ આપવાની આનાકાની કરી નહિ. ધનાગર બિથુર જવાના રસ્તાથી થોડે દૂર આવેલું હતું. તરત જ નાનાસાહેબના ૨૦૦ સિપાહીઓ બે તોપો સાથે ધનાગાર અને અસ્ત્રાગારની વચ્ચે આવેલાં નવાબગંજ નામનાં સ્થળે આવી પહોંચ્યા. આ પ્રમાણે કાનપુરના અમલદારોએ કંપનિના પૈસા બચાવવાનો ઉપાય કર્યો. આ ઉપાય છેવટે સિપાહીઓને માટે બહુ સફળ નીવડયો. નાનાસાહેબની પાસે કલેકટરે મદદ માગી હતી તે સંબંધમાં તેના સહચર તાંતિયાતોપીએ આ પ્રમાણે જણાવ્યું છે કે “ઈ. સ. ૧૮૫૭ ના મે માસમાં કાનપુરના કલેકટરે બિથુરમાં નાના સાહેબ પર એક પત્ર મોકલ્યો. પત્રમાં લખ્યું હતું કે “આપ કૃપા કરી મારાં બૈરીછોકરાંને ઇંગ્લાંડ મોકલી દો તો સારૂં.” નાનાસાહેબે આ વાત સ્વીકારી. ચાર દિવસ પછી કલેકટર સાહેબે નાનાસાહેબને લશ્કર તથા તોપો સહિત કાનપુર આવવાનું લખ્યું.

નાનાસાહેબ ત્રણસો સૈનિકો અને બે તોપો લઇ કાનપુર ગયા. હું પણ તેમની સાથે કાનપુર ગયો. એ વખતે કલેક્ટર સાહેબ પોતાના બંગલામાં નહોતા, પણ રક્ષણસ્થાનમાં હતા. તેણે અમને પોતાના બંગલામાં રહેવાનું કહેવરાવ્યું. અમે તે મુજબ તેમના બંગલામાં તે રાત ગાળી. સવારે કલેક્ટર સાહેબે આવી નાનાસાહેબને પોતાનો ખાસ બંગલો વાપરવા આપ્યો. એ બંગલો કાનપુરમાં હતો. એ એ બંગલામાં રહેવા લાગ્યા. આ પ્રમાણે ચાર દિવસ વીત્યા. કલેકટરસાહેબે કહ્યું કે સિપાહીઓએ અમને જે સ્થિતિમાં મૂક્યા છે તે સ્થિતિમાં સંતોષની વાત એ છે કે નાનાસાહેબ અમારા પક્ષમાં છે. કલેકટરે અમારા ખરચને માટે સેનાપતિને કહ્યું. સેનાપતિએ એ બાબત આગ્રા લખી મોકલ્યું. ત્યાંથી જવાબ આવ્યો કે નાનાસાહેબના સૈનિકોનાં ખર્ચ માટે બંદોબસ્ત કરવામાં આવશે."[1] આ પ્રમાણે ૨૨ મી મેએ નાનાસાહેબે બ્રિટિશ સરકારનો ખજાનો સાચવવાની જવાબદારી ગ્રહણ કરી.

૨૧ મી મેએ લખનોરથી મદદગાર લશ્કર આવી પહોંચ્યું. સેનાપતિએ યુરોપિઅન સ્ત્રીઓ તથા પુરુષોને હસ્પિતાલમાં ભેગાં થવાનો હુકમ કર્યો. આ વખતે ભારે ગડબડ મચી રહી. બગી, પાલખી, ગાડી વગેરે વિવિધવાહન ક્રમે ક્રમે આશ્રયસ્થાનના વિશાળ આંગણામાં આવી પહોંચવા લાગ્યાં. બાળકોનાં રૂદનથી, સ્ત્રીઓના આર્ત્તનાદથી, આમ-તેમ દોડતા લોકોના બરાડાથી તથા ગાડીઘોડાના ગણકાર હણહણાટથી આખી છાવણી ગાજી ઉઠી. આ વખતે બધાં પોતપોતાના જાનને બચાવવા ઉંચનીચ પદવીનો ગર્વ છોડી એક જ સપાટી પર ઉભા

૧. Kaye Sepoy War, Vol. II. p. 300,

સામાન્ય શત્રુને મારી હઠાવવા તત્પર થયાં હતાં, બધાંનાં મુખ મલિન બની ગયાં હતાં. ૨૨ મી તારીખે બજારની બધી દુકાનો ૪-૫ વખત બંધ થઇ ને ઉઘડી. એ દિવસે સેનાપતિ આગળ નાના પ્રકારની વાતો આવવા લાગી. એક માણસ જે ખબર લાવતો ત્યારબાદ દશેક મિનિટે બીજો એ વાત ખોટી પાડી તે જુની વાતથી પણ વધારે ભયંકર વાત સેનાપતિને કહી સંભળાવતો. આ પ્રમાણે આખો દિવસ બન્યું. બીજે દિવસે પણ એવી નાના પ્રકારની ભયંકર વાતો સંભળાવા લાગી. એ વખતે વૃદ્ધ સેનાપતિની શાન્તિ ડગમગી નહોતી. સેનાપતિના મકાનનાં બારણાં તથા જાળીઆં આખો દિવસ તથા આખી રાત ખુલ્લાં જ રહેતાં. સેનાપતિ પોતાનું મકાન બદલવાનો ઇરાદો રાખતો નહોતો, તેણે પોતાના કુટુંબને પણ સુરક્ષિત સ્થળે મોકલ્યું નહોતું. સેનાપતિ સિવાય કાનપુરના કેટલાક અમલદારો પણ આ વખતે પોતપોતાના બંગલામાં રહેતા હતા.

અંગ્રેજો આત્મરક્ષાની તૈયારી કરતા હતા, સૈનિક હોસ્પિતાલના વિશાળ મેદાનની ચોતરફ દિવાલ રચી તોપો ગોઠવતા હતા; ત્યારે સિપાહીઓ નાના પ્રકારના લોકોની વાતો સાંભળી ઉદ્‌ભ્રાંત બનતા જતા હતા. તેઓમાં બીજી ઘોડેસ્વાર પલ્ટણે સૌ પહેલાં ચંચળતા દર્શાવી. તેણે ધીમે ધીમે પોતાનાં કુટુંબ તથા સંપત્તિ દૂર મોકલી દીધી. લોટા સિવાય તેઓએ પોતાના ઘરમાં બીજું કંઇ રાખ્યું નહિ. એ પલ્ટણમાં કેટલાક મુસલમાનો પણ હતા. તેઓ પણ હિંદુઓ જેટલાજ ઉશ્કેરાઇ ગયા હતા. તેઓ મસ્જિદમાં એકત્ર થઇ આ બાબતમાં શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. ૨૪ મી મે તેમનો ઇદનો દિવસ હતો. એ ખાતર યુરોપિઅનોએ ધાર્યું હતું કે એ દિવસ તેઓ આપણી

વિરૂદ્ધ બંડ ઉઠાવશે. પરંતુ તે દિવસ બીન ગડબડે વીત્યો. મુસલમાન સૈનિકો ઉશ્કેરાયા છતાં તે દિવસે શાન્તિ અટૂટ રહી. તેઓએ શાંતિપૂર્વક પોતાનું ધાર્મિક કાર્ય પૂરૂં કર્યું અને શાંતિપૂર્વક પોતપોતાનાં અધ્યક્ષોને નમન કરી યથાયોગ્ય વિનય દર્શાવ્યો. તેઓના અધ્યક્ષોએ પણ તેઓને સામું અભિનંદન આપ્યું.

પરંતુ એથી કંઇ સેનાનાયક તથા સિપાહીઓ વચ્ચે સદ્દભાવ સ્થપાયો નહિ, સિપાહીઓની ઉશ્કેરણી મંદ પડી નહિ. અધિકારીઓનાં દરેક કાર્ય તેઓને અશાંત બનાવવા લાગ્યાં. તેઓએ જોયું કે અંગ્રેજો અમને હંમેશાં સંદિગ્ધ દૃષ્ટિથી નિહાળે છે. તેઓએ પોતાના બચાવ માટે પુરતી તૈયારીઓ કરી રાખી છે. લખનોરથી સૈન્ય બોલાવ્યું છે. યુરોપિઅનો હથિયારબદ્ધ થઈ આત્મરક્ષા માટે તત્પર થઇ રહ્યા છે. સૈનિકો અમારાપર હથિયારો વાપરવા તલપાપડ થઇ રહ્યા છે. આ બધું જોઇ તેઓ શાંત રહી શકયા નહિ. તેઓએ ધાર્યું કે આ બધી તોપો અમારો નાશ કરશે, તે ઉપરાંત ચરબીવાળા ટોટા અને હાડકાંવાળા લોટની વાતોએ તેમના અંતઃકરણમાં આગ પ્રગટાવી. તેઓ વિચારવા લાગ્યા તે ફિરંગીઓના રાજ્યમાં અમારૂં સત્યાનાશ વળવા બેઠું છે. જે દિવસે ગોલંદાજ સૈન્ય તોપો લઇ લખનોરથી કાનપુર આવી પહોંચ્યું, તે દિવસે ઘોડેસ્વાર પલ્ટણ એટલી બધી ઉશ્કેરાઇ ગઇ કે પિસ્તોલો સજ્જ કરી લડાઇ કરવા તત્પર થઇ ઉભી. એ તોપો શા માટે આવની હતી તે તેઓ જાણતા નહોતા. તેઓને શક પડયો હતો કે એ તોપો હમણાં અમારી જિંદગી પૂરી કરશે, તેઓએ પોતપોતાનાં ઘર બહાર નીકળી ઘોડા તૈયાર કરી રાખ્યા. જોતજોતામાં ગોલંદાજ સૈન્ય તોપો લઇ છાવણી આગળથી પસાર થઈ ગયું. પરંતુ

તેથી તેઓનાં હૃદયને શાંતિ વળી નહિ. તોપો દૂર ગઇ એટલે સાધારણ પ્રજા આ તોપો આવવાનું કારણ જાણવા માટે કવાયતના મેદાન પર એકત્ર થઇ. કેટલાક સિપાહીઓ પણ એ ટોળામાં જઇ ભરાયા. ગડબડ થતી જોઇ રસદ વિભાગનો એક અંગ્રેજ અમલદાર તે સ્થળે આવી પહોંચ્યો, એ સમયે સિપાહીઓની વાતચીત પરથી તેણે જાણ્યું કે તોપો દૂર જતાં તેઓનો શક દૂર થયો છે. અત્યાર સુધી તેઓ પોતાના પર હલ્લો થવાનો છે એવો શક રાખતા હતા. તેઓનો એ શક હવે નાશ પામ્યો છે. અત્યારે તેઓ પરસ્પર વાતચીત કરતાં હતા. એ વખતે પેલો અંગ્રેજી અમલદાર તેમની પાસે આવી પહોંચ્યો. તેણે કહ્યું, "અયોધ્યાથી જે ઘોડેસ્વારો આ તોપો સાથે આવતા હતા, તેઓએ અગાઉ કદી બેવફાપણું દર્શાવ્યું નહોતું. રાજભક્તિનું અપમાન કરવા જેટલી હિંમત તેઓએ કદી દર્શાવેલી ન હોવાથી અધિકારીઓએ તેઓને વફાદાર માની ફતેહગઢ મોકલ્યા હતા.[૧] પરંતુ તેઓએ વફાદારી તોડી પોતાના ઉપરિઓને મારી નાખ્યા, આનું કારણ શું?" તેના આ વાક્યથી સિપાહીઓ ઉશ્કેરાએલા અવાજે વાતચીત કરવા લાગ્યા. એક જણે કહ્યું, "ઓફિસરો જાતે વિશ્વાસઘાતી બન્યા હતા, એમાં કંઇ શક નથી. એ લોકોએ સિપાહીઓનાં હથિયારો અને ઘોડા છિનવી લેવાનો પ્રયત્ન કર્યો હતો. પણ આ કાર્યમાં સફળતા ન મળવાથી તેઓએ તેમને પગાર લેવા માટે સામાન્ય પોશાકમાં એ સ્થળે આવવાનો હુકમ આપ્યો." આટલું કહી બોલનાર માણસે માથું ધુણાવ્યું ત્યારબાદ જણાવ્યું કે "પરંતુ સિપાહીઓ કંઈ મૂર્ખ નથી; તેઓ તે સ્થળે સહેલાઇથી ગયા નહિ." એક બીજા માણસે કહ્યું,

---

૧. ફતેહગઢની હકીકત આગળ લખવામાં આવશે.

"ઓફિસરો જો વિશ્વાસઘાતી ન નીવડયા હોત તો તેઓ પોતાનું રહે-ઠાણ શા માટે સુરક્ષિત કરે છે? તેઓનો અગાઉની માફક અમારી સાથે વર્ત્તવા લાગે તો અમે તેમનું કદી અનિષ્ટ કરીશું નહિ. પરંતુ અત્યારે તેઓ અમારી સાથે સારી વર્ત્તણુક ચલાવવાને બદલે નાના પ્રકારનાં છળકપટનો આશ્રય લઇ અમને વટલાવવા માગે છે." ત્યાર બાદ વક્તાએ પોતાના સોબતીઓ તરફ મોં ફેરવી કહ્યું, "જુઓ, આપણી વિરૂદ્ધ કેવાં છુપાં કાવતરાં થાય છે. તેઓ જાણે છે કે આપણે કદી પણ નવા ટોટા સ્વીકારવાના નથી, એ ખાતર તેઓ આપણને વટલાવવાના અભિપ્રાયથી ગાય અને ડુક્કરનાં હાડકાંવાળો લોટ રૂડકિથી અહીં મોકલે છે." ત્રીજા માણસે કહ્યું, "મને સ્પષ્ટ જણાય છે કે આપણા પર ઓફિસરોને રજમાત્ર વિશ્વાસ નથી, તેઓએ અસ્ત્રાગાર અને ધનાગાર રક્ષક સિપાહીઓને હાંકી કહાડી તે સ્થળે યુરોપિઅનો ગોઠવવાનો વિચાર કર્યો છે. સિપાહીઓ અત્યાર સુધી વિશ્વાસુ હતા, તેઓ અત્યારે એકાએક અવિશ્વાસુ ઠર્યા છે," સિપાહીઓમાં જ્યારે આ પ્રમાણે વાતચીત થતી હતી ત્યારે પેલો યુરોપિઅન અમલદાર તેઓનાં ટોળાંમાં હતો. એ અલદારે તેઓને શાંત કરવાના ઘણા ઉપાય કર્યા પરંતુ તેઓ શાંત થયા નહિ. તે તેઓને સરકારનો ઉદ્દેશ સમજાવવાનો જેમ જેમ પ્રયત્ન કરતો ગયો તેમ તેમ સિપાહીઓ વધારે અધીરતા દર્શાવવા લાગ્યા. તેઓએ મિરતના બનાવનો ઉલ્લેખ કરી ચોકખી રીતે કહ્યું કે," ત્યાંના સિપાહીઓને દશ વર્ષની સખત સજા થઇ હતી એ શા માટે? કેવળ નવા ટોટા દાંત વડે ન કરડવા ખાતર કે નહિ? અહીં પણ યુરોપિઅન સૈનિકોનો પુરતો જથો આવી પહોંચશે એટલે અમારી એવીજ દશા થશે. અમે ત્યાં સુધી રાહ જોઈશુ નહિ, અમારી

અધોગતિનો છેડો આવ્યો છે. જુઓને, તે દિવસે રાત્રે એક ઓફિસરે અમારી ટોળીના કેટલાક સંત્રીઓ પર ગોળી છોડી. ન્યાયાધીશે તેને ગાંડો ગણી છોડી મૂકયો.[1] અમે જો કોઇ યુરોપિઅન પર ગોળી છોડી હોત તો અમને ફાંસીની સજા થઇ હોત." સિપાહીઓને આ રીતે ઉશ્કેરાતા જોઇ પેલા અમલદારે કહ્યું, " તમે તમારૂં સત્યાનાશ વાળવા તૈયાર થયા છો. બ્રિટિશ કંપનિ સિવાય તમે આવું ઉચ્ચ તથા માનનીય કામ કયાંથી મેળવી શકશો"? એક સિપાહીએ જરાપણ વિલંબ ન કરતાં આ પ્રશ્નનો જવાબ આપ્યો કે " અમે મુસલમાન છીએ. અમે અમારી જાતના રાજાનું કામ કરીશું. અમારી જાતના રાજા સાથે અમારે શી રીતે વર્ત્તવું તે અમો બરાબર યાદ છે." એક બીજો સિપાહી પોતાનું દાઢી મૂછવાળું મુખ સંડળ વિકૃત કરી અતિશક ઉશ્કેરાઇ ગયો હોય તેવાં ચિહ્નો દર્શાવવા લાગ્યો. પેલા અમલદારે તેને અતિશય ઉશ્કેરાઇ ગએલો જોઇ કહ્યું, " જો તમે આવાં કાર્યો કરવાની પ્રતિજ્ઞા લઇ બેઠા હો, તો પણ વેપારી, નોકરો વગેરે

---

૧. સિપાહીની આ વાત ખોટી નથી એક દિવસ રાત્રે ઘોડેસ્વાર ટુકડીનો એક સિપાહી પહેરાપર હતો. એ વખત એક યુરોપિઅન સૈનિકે પોતાના બંગલા બહાર નીકળી અતિશય મદ્યપાનને લીધે હો કે ભયને લીધે પણ એટલું તો ખરૂં કે તેણે તે સંત્રીપર ગોળી બાર કર્યો. ગોળી લક્ષ્યભ્રષ્ટ નીવડી. બીજે દિવસે સવારમાં સિપાહીએ પેલા સૈનિક વિરૂદ્ધ ફરિયાદ નોંધાવી. આ બાબતનો ન્યાય ચુકવવા લશ્કરી અદાલત શરૂ થઇ. મદ્યપાનને લીધે બુદ્ધિભ્રંશ થયો હતો એમ જણાવી ન્યાયાધીશે આ માણસને છોડી મૂકયો. Trevlyan, Cawnpur, p. 223.

વર્ગના માણસો સાથે તો તમારે કંઇ સંબંધ નથી. તેઓનું અનિષ્ટ કરવા કેમ તૈયાર થયા છો?" તેનાં આવાં વચનો સાંભળી પેલો સિપાહી દૃઢતાપૂર્વક બોલ્યો, "અરે! તમે બધા તો એકના એક છો. તમે બધા એકજ જાતના છો. તમે બધા સર્પ જેવા છો. તમારામાંનું કોઇ બચવાનું નથી." એ વખતે એક હવાલદાર અથવા નાયકે પેલા અમલદાર પાસે આવી કહ્યું "આપ આ બેવકુફોની વાતો પર લક્ષ આપતા નહિ, આપ આપને કામે વળગો; મહેરબાની કરીને હવેથી અમારા જથ્થામાં આવતા નહિ." હવાલદાર આવાં વચનો બોલતો હતો એ દરમિઆન બીજા કોઇ માણસોએ આવી પેલા અમલદારને જેમ બને તેમ જલદી અહીંથી રવાના થઇ જવાની સૂચના આપી. પેલો અમલદાર સિપાહીઓને બહુ ઉશ્કેરાએલા જોઇ શંકાશીલ બની ગયો હતો. ચોતરફ ઉશ્કેરાએલા સિપાહીઓથી વીંટળાઇ ગએલો હોવાથી તેની શંકા પ્રબળ બની ગઇ; તે ઝપાટાબંધ તે ટોળું છોડી દૂર જવા લાગ્યો. તે જવા લાગ્યો એટલે એક માણસે મશ્કરી ભર્યા અવાજે ઉચ્ચ સ્વરે કહ્યું," તમે બ્હીતા નહિ સાહેબ! જેમ બને તેમ જલદી ઘેર જઇ મુસલમાની પોશાક ધારણ કરો, હાથમાં જાડી લાકડી લો, અને દાઢી પર હાથ મૂકતા મૂકતા "અલહામ્દ લિલ્લા રબિરલ અલિમિન" (મુસલમાનોની પ્રાર્થનાનો એક અંશ) એમ કહેતા કહેતા ખુશીથી રખડો. તમારો કોઇ વાળ વાંકો કરશે નહિ." આ વચનો સાંભળી હાજર રહેલાં માણસો હસવા લાગ્યાં. પેલા અમલદારે એ તરફ લક્ષ આપ્યું નહિ, તે તો પોતાનો જીવ લઇ ઘર તરફ નાઠો.[1]

આ પ્રમાણે સિપાહીઓ હદ ઉપરાંત ઉશ્કેરાઇ ગયા, યુરોપિઅનો

1. Shepherd, Cawnpur Massacre, p. 17-19.

અવશ્યંભાવી વિપત્તિમાંથી બચવા માટે જેમ જેમ વધારે પ્રયત્નો કરવા લાગ્યા તેમ તેમ સિપાહીઓ શંકાશીલ બનવા લાગ્યા. અગાઉ કહ્યું છે તેમ તેઓએ વૃદ્ધ સેનાપતિને આત્મરક્ષાનું સ્થાન સુરક્ષિત કરતો જોઇ, અધીરાઇ દર્શાવી હતી. ત્યાર બાદ જ્યારે તેઓના જાણવામાં આવ્યું કે યુરોપિઅનોનાં ટોળેટોળાં એ કિલ્લેબંધીમાં જઇ રહ્યાં છે, બધી તોપો એ સ્થાને એકત્ર કરવામાં આવી છે, વૃદ્ધ સેનાપતિ રાત દહાડો એ સ્થળે લશ્કરી કાર્ય સુવ્યવસ્થિત કરી રહ્યો છે, ખ્રીસ્તી ધર્મ પાળનારાઓ ત્રાસ પામી એ સ્થળે આવતા જાય છે, ત્યારે તેઓના મનમાં યુરોપિઅનોપર જે કંઇ સ્નેહ હતો તે નષ્ટ થઈ ગયો. વૃદ્ધ સેનાપતિએ પોતાના આશ્રયસ્થાન આસપાસ જે દિવાલ ચણાવી તે દિવાલથી છેવટે તેનું રક્ષણ તો ન થયું, છતાં તેજ દિવાલે સિપાહીઓને તેની સામે ઉશ્કેરી મૂક્યા. સિપાહીઓએ યુરોપિઅનોને ભયગ્રસ્ત જોયા એટલે તેઓએ જાણી લીધું કે આવી સાહસિક, દૃઢ અને કાર્યકુશળ જાતિ પણ છેવટે આપણાથી ચઢિઆતી નથી, તેઓ પણ આપણી પેઠે સંદેહ વશ થઇ ડર ખાય છે. આવી ડરપોક જાતિનો પરાજય કરવો એ કંઇ અશક્ય નથી. આવો વિચાર કરી તેઓ યુરોપિઅનોને અવજ્ઞાની નજરે નિહાળવા લાગ્યા. છેવટે જ્યારે તોપરક્ષક યુરોપિઅનોએ પોતાની તોપો યોગ્ય સ્થળે ગોઠવી દીધી, શક્તિમાન યુરોપિઅનો હથિયાર સજવા લાગ્યા, ત્યારે સિપાહીઓને પોતાના ઓફિસરો પર જે કંઇ થોડી ગણી શ્રદ્ધા હતી તે પણ લુપ્ત થઇ ગઇ. ઓફિસરો અને સિપાહીઓ વચ્ચે હવે કોઇ જાતનું બંધન રહ્યું નહિ. મિત્રતા અને વિશ્વાસને બદલે ભયંકર શત્રુતા અને ઘોર અવિશ્વાસનો આવિર્ભાવ થયો. અંગ્રેજો સિપાહીઓને આતતાયી માનવા

લાગ્યા, સિપાહીઓ પણ અંગ્રેજોનાં દરેક કાર્યને શંકાની દૃષ્ટિથી નિહાળવા લાગ્યા.

મે માસના છેલ્લા અઠવાડિઆમાં ચોતરફ આશંકા અને ઉદ્વેગનાં ચિહ્નો પ્રત્યક્ષ જણાતાં છતાં શાંતિભંગ થયો નહિ. મહારાણીના જન્મદિવસે અંગ્રેજ સેનાપતિએ તોપોના બાર કરવાનું બંધ રાખ્યું. તે દિવસે કાનપુરના કવાયતના મેદાન પર કવાયત ન થઈ, કોઇ પણ સૈનિકે પદ્ધતિસર એ ઉત્સવ ન ઉજવ્યો. આખી છાવણી તે દિવસે સૂમસુમાકાર જણાઇ. દરેક સૈનિકે એ ઉત્સવ કંઇ પણ ક્રિયા કર્યા વગર પસાર કર્યો. ૫૩ મી પલ્ટણના એક યુરોપિઅન સૈનિકની સ્ત્રી કંઈ જરૂરી ચીજો લેવા માટે બજારમાં ગઈ હતી. એ વખતે એક લશ્કરી પોશાક વગરના સિપાહીએ તેને કહ્યું કે "તમે લોકો હવે અહીં વારંવાર આવતા નહિ, તમારી જિંદગી કેવળ એક અઠવાડિઆ જેટલી ટુંકી છે." પેલી સ્ત્રીએ આ વાત છાવણીમાં બધાંને જણાવી. પરંતુ તે વખતે એ વાત પર કોઇએ પૂરેપૂરો વિશ્વાસ રાખ્યો નહિ. એ સમય પહેલાં એક દિવસ રાત્રે દેશી પાયદળ સૈનિકના ઘરમાં આગ લાગી હતી; યુરોપિઅનોમાંના ઘણાખરાએ આ આગને બંડખોરો તરફથી થએલો સંકેત માન્યો હતો. તેથી તે સ્થળે ૭ તોપો ગોઠવવામાં આવી હતી. ત્યારબાદ સિપાહીઓને આગ હોલવવા બોલાવવામાં આવ્યા. તેઓએ એ હુકમ પાળ્યો, આગ હોલવાઇ ગઈ. છેવટે આ બનાવ અકસ્માત બન્યો હતો એમ સાબીત થયું. આ પ્રમાણે અંગ્રેજો દરેક બાબતમાં પોતાને ભયગ્રસ્ત માનવા લાગ્યા. આ તરફ અંગ્રેજદ્વેષી મિષ્ટભાષા આજિમલ્લા પણ અંગ્રેજોનાં કાર્યો નિરખી

મશ્કરી કરતો કરતો પોતાનો દ્વેષ બતાવવા લાગ્યો. અંગ્રેજોના બચાવ માટે હૉસ્પિતાલની આજુબાજુ દિવાલ બંધાતી હતી ત્યારે આજિમઉલ્લાની સાથે તેના એક પરિચિત જુવાન અંગ્રેજ સેનાધ્યક્ષની (લેફ્ટેનેન્ટ દાનિઅલ) મુલાકાત થઈ. સિરતના બંડના સમાચાર કાનપુર આવ્યે હજુ બહુ દિવસ થયા નહોતા. આજિમઉલ્લાએ પેલી દિવાલ બતાવી લેફ્ટેનેન્ટ દાનિઅલને પૂછ્યું, આપ લોકો સપાટ મેદાન પર જે સ્થળ તૈયાર કરો છો, તેને શું નામ આપવાના છો?" દાનિઅલે કહ્યું, "હું કંઇ જાણતો નથી." એ વાત સાભળી આજિમઉલ્લાએ કહ્યું, "એ સ્થાનને નિરાશાદુર્ગ તરીકે ઓળખાવવું જોઇએ." તરત જ પેલા અંગ્રેજ સેનાનાયકે જવાબ આપ્યો, "ના, ના! અમે એને વિજયદુર્ગ નામ આપીશું." આજિમઉલ્લાએ આનો કંઈ જવાબ આપ્યો નહિ. કેવળ "અહા! અહા!" એવા શબ્દો બોલી અંગ્રેજ સેનાનાયક તરફ તીવ્ર વિદ્રુપ દર્શાવવા લાગ્યો.[૧] લેફ્ટેનેન્ટ દાનિઅલ નાનાસાહેબનું પ્રિયપાત્ર હતો. એક દિવસ નાનાસાહેબે પોતાની આંગળી માંથી મૂલ્યવાન નંગવાળી વીંટી કાઢી લેફ્ટેનેન્ટ દાનિઅલને ભેટ આપી હતી.

એ વખતે કાનપુરમાં નાનકચંદ નામનો એક વકીલ રહેતો હતો. પેશ્વા બાજીરાવના એક ભત્રીજાએ પોતાના કાકાની મિલ્કતમાંથી ભાગ મેળવવા માટે નાનાસાહેબ પર મુકદ્દમો માંડયો હતો. પેશ્વાના ભત્રીજાએ પોતાનો મુકદ્દમો ચલાવવાનો ભાર નાનકચંદ પર મૂક્યો હતો. નાનકચંદ નાનાસાહેબનો વિરોધી અને અંગ્રેજ સરકારનો મિત્ર

---

૧. Mowbray Thomson, Story of Cawnpur, p. 57. Comp. Trevelyan Cawnpur, p. 83.

હતો. તેણે પોતાની રોજનિશીમાં ૧૫ મી મેથી કાનપુરની મોટી મોટી ઘટનાઓની વિગત નોંધી છે. જે સિપાહીઓએ ધનાગારરક્ષાનો ભાર ગ્રહણ કર્યો હતો, તેઓ પણ કંપનિની રાજનીતિ ઉપર દોષારોપ કરતા હતા, એ વાત નાનકચંદે સ્વીકારી છે.[1] મે માસમાં નાના પ્રકારના બનાવો બન્યા હતા અને નાના પ્રકારના સમાચાર ફેલાયા હતા છતાં એ માસની આખર તારીખ સુધી સિપાહીઓએ ખુલ્લી રીતે સરકાર સામે બંડ ઉઠાવ્યું નહોતું. સેનાપતિ વ્હીલરે એ પરથી ધાર્યું કે હવે શાંત પ્રસરી જશે. ખાત્રી થયા બાદ સર હેન્રિલોરેન્સને મદદ આપવા સૈન્ય મોકલી શકાશે એવા વિચારથી કાનપુરના વૃદ્ધ સેનાપતિએ ૧ લી જુને ગવર્નર જનરલને લખ્યું કે " અલાહાબાદથી યુરોપિઅન સૈન્ય આણવા માટે આજે મેં ૮૦ બળદગાડીઓ મોકલી છે. મને ખાત્રી છે કે થોડા રોજમાં કાનપુરમાં શાન્તિ ફેલાઇ જશે. એટલુંજ નહિ જરૂર પડતાં હું લખનોર સૈન્ય મોકલી શકીશ. અમે અત્યારે ઘરબાર છોડી દિવાલથી ઘેરાએલા સહીસલામત સ્થાનમાં નાંખેલા તંબુમાં વસીએ છીએ. જ્યાં સુધી પૂરેપૂરી શાન્તિ ન ફેલાય ત્યાં સુધી અહીં મથક રાખવાનો ઇરાદો છે. ગ્રીષ્મઋતુ સખ્ત રૂપ ધારણ કરી રહી છે, તાવનો પ્રકોપ શાંત પડતો જાય છે. પરંતુ ઉશ્કેરણી અને અવિશ્વાસ એટલા બધા પ્રમાણમાં ફેલાઈ રહ્યા છે કે કોઇ પણ બાબતમાં ધ્યાન પરોવાતું નથી. આ સમય એવો છે કે વગર વિચાર્યે કરેલું નજીવું કાર્ય પણ ભયંકર આગ સળગાવવાને શક્તિમાન બને છે. દૈવયોગે આવા સંકટને વખતે મારો સિપાહીઓ સાથેનો લાંબો

---

૧. Trevelyan, Cawnpur, p. 78–79. ધનાગારરક્ષક પાંત્રીસ સિપાહીઓ રાજભક્ત અને વફાદાર હતા.

અનુભવ બહુ કામ આવ્યો છે, × × હું પર વર્ષથી એ લોકોમાં કામ કરતો આવ્યો છું. મારી આત્મ પ્રશંસાના આ શબ્દો માટે આપ માફી આપશો. કાનપુર જેવાં સ્થળની શાન્તિ જાળવવામાં કંઇક આશા ઉત્પન્ન થએલ હોવાથીજ હું આ બાબત જણાવવાની ધૃષ્ટતા કરૂં છું. લોકો કહે છે કે હું સિપાહીઓની વચ્ચે કામ કરી રહ્યો છું માટે તેઓ બીજાના દૃષ્ટાંતનું અનુકરણ કરતાં અટક્યા છે."[1]

આવા વિશ્વાસથી વૃદ્ધ સેનાપતિ મદદગાર લશ્કર લખનોર મોકલવા તૈયાર થયો. ૮૪ મી પલ્ટણના યુરોપિઅન સિપાહીઓમાંના કેટલાક સૈનિકો બનારસથી મે માસની આખરે કાનપુર આવી પહોંચ્યા. તેઓને ૩ જી જુને લખનોર મોકલવામાં આવ્યા. આ સંબંધમાં સેનાપતિએ ગવર્નર જનરલને તારદ્વારા આ પ્રમાણે જણાવ્યું કે, "સર હેન્રિલોરેન્સે ઉદ્વેગ દર્શાવ્યાથી મેં હમણાંજ મારાં નાનાં સૈન્યમાંથી મહારાણીની ૮૪ મી પલ્ટણના ૫૦ પાયદળ સૈનિકો અને ૨ ઓફિસરોને ટપાલની ગાડીમાં લખનોર મોકલ્યા છે. વધારે વાહન મળ્યાં નથી. આ સૈન્ય મોકલવાથી મારૂં બળ ઓછું થયું છે ખરૂં, પણ મને ખાત્રી છે કે બીજું યુરોપિઅન સૈન્ય આવી પહોંચે ત્યાં સુધી હું મારો બચાવ કરી શકીશ." એ સૈનિકો કાનપુરની છાવણીમાંથી લખનોર તરફ ગયા. તેમણે જ્યારે પુલ પસાર કર્યો એટલે સિપાહીઓ કાનપુરમાં યુરોપિઅનોનું બળ ઘટેલું જોઇ બહુ આનંદ પામ્યા. તેઓ હવે સાહસ દર્શાવવાની પેરવી કરવા લાગ્યા. તેઓ તક ખોળવા લાગ્યા. પ્રતિક્ષણે પોતાને અંગ્રેજોના તાબામાંથી મુક્ત થઇ મોગલ બાદશાહના તાબેદાર બનવાનાં સ્વપ્નો જોવા લાગ્યા.

---

૧. Kaye, Sepoy War, Vol. II., p. 304.

જુન માસની શરૂઆતમાં સિપાહીઓ પોતાનું કાર્ય પાર પાડવાની તૈયારી કરવા લાગ્યા. એ વખતે ઘોડેસ્વાર સૈન્ય બહુજ ઉશ્કેરાઇ ગયું હતું. એ સૈન્યના ઘોડેસ્વારો પાયદળ સૈન્યના સિપાહીઓને ઉશ્કેરવાનો પ્રયત્ન કરતા હતા. બજારમાં, છાવણીમાં વગેરે સર્વત્ર સ્થળે નાના પ્રકારનાં કાવતરાં રચાવા લાગ્યાં. બિઠુરના મહારાજનું સૈન્ય નવાબગંજમાં પડાવ નાખી પડયું હતું. મહારાજ પોતે એ સ્થળે નિવાસ કરી રહ્યા હતા. એવું કહેવાય છે કે કાવતરાખોરો એમની સાથે મેળાપ કરવાનું વિસર્યા નહોતા. એ સ્થળે અસ્ત્રાગાર, ધનાગાર અને કારાવાસ હતાં. કાવતરાખોરો આ બધું પોતાની નજર આગળ અરક્ષિત સ્થિતિમાં જોઇ બહુ આશાખોર બન્યા હતા. તેઓ ધનાગારની પાસે અસ્ત્રાગાર અને કારાગાર જોઈ, એ અધિકારમાં લેતાં બહુ શ્રમ નહિ પડે એમ માનવા લાગ્યા. એ વખતે તેમને ઉત્સાહ આપનારા ઘણા હતા, તેઓનું બળ વધારનારાં સાધનો પણ દૂર નહોતાં. જવાલાપ્રસાદ નામે એક માણસ નાના સાહેબના રક્ષણમાં હતો. મહુદઅલી નામનો એક મુસલમાન નાના સાહેબની નોકરી છોડી ઘોડાનો વેપાર કરતો હતો. આ બંને જણા અત્યારે સિપાહીઓના મદદગાર થઈ પડ્યા. બીજી ઘોડેસ્વાર પલટણનો સુબેદાર ટીકાસિંહ પોતાની સત્તા, કાર્યનિપુણતા અને અંગ્રેજો તરફના ઘોર દ્વેષને લીધે પોતાના સહયોગીઓમાં મુખ્ય થઇ પડ્યો હતો. હવે સુબેદાર ટીકાસિંહ સાથે જવાલાપ્રસાદના સંદેશા ચાલવા લાગ્યા. એ વખતે આજિમ પણ મુંગો બેઠો નહોતો. તે નાનાસાહેબને પોતાની બુદ્ધિદ્વારા દોરતો હતો. કાવતરા ખોરોમાંના કોણ કઇ રીતે મસલત કરતા હતા, કોણે કઇ રીતે સંકલ્પ પાર પાડ્યો ઇત્યા—

હિનું વિવેચન કરવું અશક્ય છે. આ સંબંધમાં દરેક જુદું જુદું વૃત્તાંત્ત આપે છે, એ બધા મતમાંથી સત્ય તારવી કાઢવાનું કામ બહુ મુશ્કેલ છે. [1] શિવચરણદાસ નામના એક માણસે કહ્યું છે કે "ઘોડેસ્વાર સૈન્યનાં બંડ પછી ત્રણ કે ચાર દિવસે સુબેદાર ટીકાસિંહે નાના સાહેબની મુલાકાત લઈ કહ્યું કે" આપ અંગ્રેજોનું અસ્ત્રાગાર અને ધનાગારનું રક્ષણ કરવા અહીં આવ્યા છો. અમે હિંદુ અને મુસલમાનો અમારા ધર્મનું રક્ષણ કરવા એકત્ર થયા છીએ. બંગાળાનું બધું સૈન્ય એક ઉદ્દેશ પાર પાડવા માટે એક ક્ષેત્ર પર તૈયાર થઇ ઉભું છે, આપ આ સંબંધમાં શો મત આપો છો?" નાનાસાહેબે જવાબ આપ્યો કે "હું પણ સૈનિકોના હાથમાં છું."[2] એક બીજા માણસે કહ્યું છે કે "જુન માસના એક દિવસે સાયંકાળ વખતે મહારાજ નાનાસાહેબ પોતાના ભાઇ બાલરાવ અને મંત્રી આજિમઉલ્લા સાથે ગંગાનદીના ઘાટ તરફ ગયા. તે સ્થળે તેમના જાસુસોએ ટીકાસિંહ અને તેના મદદગારોને આણ્યા. બધા નૌકામાં બેઠા. હોડીમાં બેઠાં બેઠાં બે કલાક સુધી વાતચીત થઇ.[3] આવી જુદી જુદી વાતોમાંથી સત્ય ખોળી કાઢવાનું કામ બહુ મુશ્કેલ છે. કાવતરાખોરોએ

૧. વાયવ્ય પ્રાંતના પોલિસ કમિશનર કર્નલ વિલિઅમ્સે આ બાબતની ઘણી સાક્ષી તપાસી હતી. તે પણ ઘણા ખરા લોકોની સાંભળી વાતો પર વિશ્વાસ રાખી શક્યો નથી. Kaye, Sepoy War. Vol. II. p. 106, note.

૨. Kaye, Sepoy War. Vol. II. p. 306. note, Comp. Trevelyan, Cawnpur, p. 89.

૩. Trevelyan, Cawnpur, p. 89.

પોતાની વક્તૃતાની મોહકશક્તિથી નાનાને મુગ્ધ કર્યો હો કે ન કર્યો હો, હોડી પર છુપાઇ મસલત કરી હો કે ન કરી હો, તેઓમાંના કોઇએ કલ્પનાના મોહથી અગર આશાના તૃપ્તિદાયક મંત્રથી પ્રફુલ્લ બની પોતાની પ્રિયા પાસે ગર્વ કરતાં કરતાં એ વાત કહી સુંભળાવી હો કે ન હો, તો પણ એટલું તો ખરૂં કે જુન માસની પહેલી ૪ તારીખે ઘોડેસ્વારોએ પોતપોતાનામાં વાતચીત કરવામાં ગાળી હતી.[૧] નાનાસાહેબના નોકરો તેમની સાથે ભળ્યા હતા. કદાચ તેઓએ આ નોકરો મારફત સાંભળ્યું હોય કે બિથુરનો મહારાજ તમારા પક્ષમાં છે, તેમણે પોતાનો પૈસો, સૈન્ય વગેરે બધું તમારે માટે તૈયાર રાખ્યું છે. નોકરોની આવી વાતો સાંભળી ઘોડેસ્વારો બહુ રાજી થયા હશે અને વિલંબ ન કરતાં પોતપોતાના ઓફિસરો સમક્ષ પોતાની સ્વાધીનતા જાહેર કરી હશે.

સેનાપતિ વ્હીલરે લાંબા સમય સુધી બંગાળાના સિપાહીઓમાં નોકરી કરી હોવાથી તેણે તેઓની ભાષા પર સારો કાબુ મેળવ્યો હતો. તે જ્યારે હિંદુસ્થાની ભાષામાં ભાષણ કરતો ત્યારે તેનો સ્વર, ઉચ્ચારણપ્રણાલી, અને વાકયરચના સાંભળી એમ જણાતું કે કોઈ હિંદુસ્થાની માણસના મુખમાંથી શુદ્ધ હિંદી ભાષા બહાર પડે છે. વૃદ્ધ સેનાપતિ સિપાહીઓની છાવણીમાં જઇ, સ્નેહપૂર્વક શાંતિ જાળ-

---

૧. એવું કહેવાય છે કે આજિજન નામની એક વેશ્યા બીજી ઘોડેસ્વાર પલ્ટણની પ્રિયપાત્રી હતી. શમ્સઉદ્દીન નામના એક સ્વારે તેને ઘેર આવી જણાવ્યું કે એકાદ બે દિવસમાં નાનાસાહેબ કર્તાહર્તા થશે. અમે પણ તારૂં ઘર સોનામહોરોથી ભરી દઇશું. Trevelyan, Cawnpur, p. 89.

વવાનો ઉપદેશ આપતો, સિપાહીઓ ઉદાસ ચહેરે એ ઉપદેશ સાંભળતા પણ છેવટે એ ઉપદેશ કંઇ કામ આવ્યો નહિ. ખટપટિઆ લોકોની ઉશ્કેરણીથી ઉશ્કેરાઇ તેઓએ પોતાનું ખરૂં સ્વરૂપ પ્રગટાવ્યું. પ્રથમ તો તેઓમાં પુષ્કળ મતમતાંતર જણાતા હતા. કોઇ જેમ બને તેમ જલ્દી કામ શરૂ કરવા ઇચ્છતા હતા, કોઇ વિલંબ કર્યાથી કાર્ય સિદ્ધ થશે એમ માની પોતપોતાના મળતીઆઓને થોડો વખત રાહ જોવાનું કહેતા હતા. આ પ્રમાણે પ્રથમ સરકાર વિરુદ્ધ કોણ પડે છે એ નિહાળવામાં જ તેમના થોડા દિવસો પસાર થઇ ગયા. એક વખતે ઘોડેસ્વાર સૈન્યના એક દેશી ઓફિસરે સૈનિકોને હથિયારબંધ થઇ બળવો ઉઠાવવાની ચેતવણી આપવા બ્યુગલ વગાડવાની તૈયારી કરી પણ બીજા એક માણસે તેના હાથમાંથી બ્યુગલ ઝુંટવી લીધું.[૧] આ પ્રમાણે સિપાહીઓ નક્કી કરેલું કાર્ય શરૂ કરવા માટે ચ્છુપચુપણું દર્શાવવા લાગ્યા. ઘોડેસ્વારપલ્ટણે ૩ જી જુનની રાત્રે કંપનિ વિરુદ્ધ બંડ ઉઠાવવાની ઇચ્છા દર્શાવી, પણ તેમના સુબેદાર ભવાનીસિંહના પ્રયત્નથી એ ઇચ્છા પાર પડી નહિ. સુબેદાર ભવાનીસિંહ અંગ્રેજોનો હિતેચ્છુ હતો. ઉંમરની સાથે તેનામાં અનુભવ પણ જબરો હતો. તેણે ૩ જી જુને પોતાની ટુકડીના સૈનિકોને શાંત રાખ્યા. સિપાહીઓએ તે રાત્રે કંઇ ચિહ્નો દર્શાવ્યાં નહિ. ૪ થી જુને પણ પ્રકોપનાં ચિહ્નો સ્પષ્ટ રીતે જણાયાં નહિ. તેઓ અગાઉની માફક ચ્છુપચુ અંતઃકરણે દિવસ ગાળવા લાગ્યા.[૨] છેવટે તે દિવસની રાત્રે તેઓનો સંકલ્પ દૃઢ થયો. તેઓએ મદ્ય પી યુરોપિઅન ઓફિસરને લશ્કરી

---

૧. Kaye, Sepoy War, Vol. II. p. 305. note.
૨. Shepherd, Cawnpur Massacre, p. 22.

અદાલતમાં નિર્દોષ ઠરી છૂટેલો જોતાં કહ્યું હતું કે "એક દિવસ અમારી પિસ્તોલમાંથી પણ અકસ્માત ગોળીબાર થઇ જાય ખરો !"[1] હવે તેઓની એ વાત કાર્યમાં પરિણામ પામી. તેઓએ પોતાના વૃદ્ધ સુબેદારને આજ્ઞા પાળવાની ના પાડી; અંગ્રેજ ઓફિસરો અથવા વૃદ્ધ સેનાપતિ તરફ દષ્ટિપાત કરવાની જરૂર જોઇ નહિ. ૪ થી જુને રાત્રે બીજી ઘોડેસ્વાર પલ્ટણે કંપનિ વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું.[2] વૃદ્ધ સુબેદારે તેઓને ઘણું સમજાવ્યું, ઘણી બીક બતાવી પણ તેઓની ચિત્તવૃત્તિ ફેરવાઇ નહિ. તેઓએ સુબેદારને પોતાની સાથે આવવાની અગર મરણ માટે તૈયાર થઇ રહેવાની ચેતવણી આપી. વૃદ્ધ વીરપુરૂષે શાંતિપૂર્વક તેઓની માગણી તરછોટી નાખી અને તે નિર્ભય ચિત્તે પોતાની ટુકડીના વાવટાનું તથા છાવણીમાંના સરકારી પૈસાનું રક્ષણ કરવા ઉભો રહ્યો. પરંતુ તેનો પ્રયાસ સફળ થયો નહિ. બંડખોર ઘોડેસ્વારોમાંના કેટલાકે તેને ઘાયલ કર્યો. તે ભયંકર ઘાને લીધે બેભાન થઇ જમીન પર પડયો. સિપાહીઓ તેને એજ અવસ્થામાં પડયો રહેવા દઇ પૈસા તથા અસ્ત્રશસ્ત્રો લઈ ઘોડાપર બેસી રવાના થયા. આ તરફ તેઓમાંના બે ઘોડેસ્વારોએ

---

૧. આ બાબત અગાઉ દર્શાવાઇ છે. જે ઓફિસરે મદ્યપાનથી ઉન્મત્ત બની સિપાહી પર ગોળી ચલાવી હતી તે નિર્દોષ ઠર્યા બાદ સિપાહીઓએ ઉશ્કેરાઇ જઇ આવાં વચનો ઉચ્ચાર્યાં હતાં.

૨ ટોમ્સન સાહેબે લખ્યું છે કે ઘોડેસ્વાર પલ્ટણે ૬ઠી જુને રાત્રે સરકાર વિરુદ્ધ બંડ ઉઠાવ્યું હતું—Story of Cawnpur. P. 38. પરંતુ કે સાહેબના મત મુજબ એ બંડ ૪થી જુનની રાત્રે થયું હતું. Kaye Sepoy War, II. P. 306.

પાયદળ પલ્ટણ પાસે આવી ઉંચા અવાજે કહ્યું, "અમારો સુબેદાર આ પલ્ટણના સુબેદારને માનપૂર્વક પૂછાવે છે કે તમારી પલ્ટણ હવે વિલંબ કેમ કરે છે. ઘોડેસ્વાર પલ્ટણ ઘરબાર છોડી ઇચ્છિત કાર્ય સાધવા રસ્તે પડી છે." પરંતુ તેઓએ પોતાના જે સુબેદારને નામે પાયદળ પલ્ટણના સુબેદારને પૂછ્યું તે સુબેદાર તો બેભાન થઇ ધરણી પર રગદોળાતો હતો, એ વાત પાયદળ પલ્ટણ જાણી શકી નહિ. ઘોડેસ્વાર સૈનિકોના કહેવાથી પાયદળ પલ્ટણ પોતપોતાનાં અસ્ત્રશસ્ત્રો તથા દ્રવ્યાદિ લઇ તૈયાર થઈ ઘોડેસ્વારોના પ્રસ્થાન પછી બે કલાકે પાયદળ પલ્ટણે પણ તેઓનું અનુગમન કર્યું. તેઓના અધિનાયકને આ વાતની ખબર પડી. તે ઘટનાસ્થળે આવી હિંદી ભાષામાં કહેવા લાગ્યો, "બાબા લોક! બાબા લોક! તમારી આવી વર્ત્તણુક બરાબર નથી, તમે કદી આવું અપકર્મ કરતા નહિ." પરંતુ તેનાં આ વચનો સાંભળે કોણ? પાયદળ પલ્ટણનામાંના બધા સિપાહીઓ ઘોડેસ્વાર પલ્ટણની પાછળ નવાબગંજ તરફ રવાના થયા. એ સ્થળે ધનાગાર, અસ્ત્રાગાર અને જેલ હતી. વળી દિલ્હી જવાનો રસ્તો પણ એ સ્થળે થઇને જતો હતો. માટે બંડખોરો કંઇ વિચાર ન કરતાં તે તરફ જવા લાગ્યા. તેઓએ રસ્તામાં આવતાં ઘરો સળગાવી મૂક્યાં. દ્રવ્યાદિ લૂટી લીધું. તેઓના માર્ગમાં આવતાં બધાં સ્થળો ખંડિયર જેવાં બની ગયાં. પરંતુ તેઓએ ઓફિસરોને કંઇ ઇજા કરી નહિ. બીજા ખ્રિસ્તીઓ પણ હજુ સુધી સલામત રહ્યા. અંગ્રેજો પ્રત્યે બળી રહેલા સિપાહીઓ અંગ્રેજોનું લોહી રેડયા સિવાય ઉતાવળી ગતિએ ઇચ્છિત સ્થળ તરફ જવા લાગ્યા.

સિપાહીઓ નવાબગંજ આગળ આવ્યા એટલે નાનાસાહેબના

અનુચરોએ અંતઃકરણપૂર્વક તેઓને આવકાર આપ્યો અને જોઇતી મદદ આપવાની તૈયારી કરી. ૫૩ મી પલ્ટણના કેટલાક સિપાહીઓ આ વખતે ખજાનાનું રક્ષણ કરતા હતા. એ સૈનિકો હજુ વફાદાર હતા. તેઓ ઉશ્કેરાએલા સિપાહીઓ વિરૂદ્ધ ઉભા રહ્યા. યુરોપિઅનોએ દૂરથી તેઓના બંદુકના બાર સાંભળ્યા. પણ સેનાપતિએ તેઓને કંઇ મદદ મોકલી નહિ[૧] એ સિપાહીઓની સંખ્યા બહુ થોડી હતી. તેથી બંડખોરોને હઠાવી શકયા નહિ. ખજાનો લૂટાયો; જેલ તૂટી; રાજકીય કાગળપત્રો ભસ્મીભૂત થયા. અસ્ત્રાગારનાં હથિયારો બંડખોરોના હાથમાં આવ્યાં. સિપાહીઓએ બધા પૈસા હાથી પર તથા બળદગાડીઓપર લાદયા અને જેમ બને તેમ જલદી દિલ્હી તરફ રવાના થવાની તૈયારી કરી.

સેનાપતિ નીલે જણાવ્યું છે કે કાનપુરના અસ્ત્રાગારમાં કયાં કયાં હથિયારો હતાં તે સેનાપતિ વ્હીલર જાણતો નહોતો. આવાં અજ્ઞાન-માંથી છેવટે ભયંકર અનર્થ પેદા થાય છે. નીલે આ સંબંધમાં જે લખ્યું છે, તેનો ભાવાર્થ એ છે કે સેનાપતિ વ્હીલરને એવો વિશ્વાસ હતો કે નાનાસાહેબ અમને મદદ કરશે. બંડખોર સિપાહીઓ દિલ્હી તરફ જતા હતા, તેને નાના સાહેબે પાછા વાળ્યા. સેનાપતિ વ્હીલરે પોતાની ચારે દિશા શત્રુઓથી ભરપૂર જોઇ. બંડખોરોની તોપોમાંથી ગોળા ફેંકાવા લાગ્યા. સેનાપતિને આ તોપો પોતાના અસ્ત્રાગારમાં હતી તેની ખબર નહોતી. એટલું જ નહિ પણ તેના મદદગારોએ પણ આ તોપોનું અસ્તિત્વ અત્યારે જ જાણ્યું. થોડા દિવસો પહેલાં અસ્ત્રા-ગારની તપાસ કરવા માટે કેટલાક ઓફિસરોને મોકલવામાં આવ્યા

---

૧ Thomson, Story of Cownpur, P. 40.

હતા, પણ તેઓ તો તંબુ વગેરે સાધારણ સરસામાનની નોંધણી કરવામાંજ મશગુલ થઇ ગયા હતા. તેમને તોપો કે બંદુકોની નોંધનો તપાસ કરવાનો અવસર જ મળ્યો નહિ. મુદ્દાની વાત એ કે એ ચીજો તરફ તેમનું ધ્યાન નહોતું. તેમણે સેનાપતિને જણાવ્યું કે અસ્ત્રાગારમાં કંઇ નથી. પરંતુ કે સાહેબે પોતાના ઇતિહાસમાં લખ્યું છે કે અસ્ત્રાગારનો સરસામાન કાનપુરના ગોલિંદાજ સૈનિકોથી અજાણ્યો હોય એ સંભવિત નથી. બંડની શરૂઆતમાં સેનાપતિ અને તેના મદદગારોએ અસ્ત્રાગારનો નાશ કરવાનો સંકલ્પ કર્યો હતો. આ બાબતનો બંદોબસ્ત થઇ ચૂક્યો હતો, પણ એ બંદોબસ્ત અમલમાં આવી શક્યો નહિ. વાયવ્ય પ્રાંતના પોલિસ કમિશનર કર્નલ વિલિમ્યસે જણાવ્યું છે કે રેલે નામના એક માણસને અસ્ત્રાગારનો નાશ કરવા મોકલવામાં આવ્યો હતો, પરંતુ રક્ષક સિપાહીઓએ તેને એ કાર્ય કરવા દીધું નહોતું.[૧]

અત્યાર સુધીમાં ઘોડેસ્વાર પલ્ટણ અને પહેલી પાયદળ પલ્ટણે બંડ ઉઠાવ્યું હતું. બીજી બે પાયદળ પલ્ટણો હજુ તટસ્થ હતી. ઘોડેસ્વાર અને પહેલી પાયદળ પલ્ટણ નવાબગંજ આવી પહોંચી છતાં બાકીની બે પલ્ટણો તેમને આવી મળી નહિ. તેથી તેઓને સંદેહ ઉત્પન્ન થયો. સવાર સુધી ૫૩ મી તથા ૫૬ મી પલ્ટણે બંડ ઉઠાવવાનાં કંઇ ચિન્હો બતાવ્યાં નહિ. તેઓના ઓફિસરોએ આખી રાત તેઓની સાથે ગાળી. રાતના ૨ વાગ્યાથી તે બીજા દિવસ સુધી તે પલ્ટણો કવાયતના મેદાનપર સજ્જ થઇ ઉભી. દરેક ઓફિસર પોતપોતાની ટુકડીના આગલા ભાગમાં ઉભો. ૫૬ મી પલ્ટણના અધિનાયકે પોતાની

૧ Kaye, Sepoy War, Vol. II. P 308 note

પલ્ટણ બીજી ઘોડેસ્વાર પલ્ટણની છાવણી ભણી દોરી. ઘોડેસ્વારોએ એ સ્થળે જે કંઇ હથિયારો છોડી ગયા હતા તે એકત્ર કરવામાં આવ્યાં. ત્યારબાદ અધિનાયકોએ બંને પલ્ટણને છાવણીમાં જવાનું કહી પોતે પોતાનાં મથકે આવ્યા. સિપાહીઓ લશ્કરી પોશાક ઉતારી ખાવા પીવાની રસોઇ કરવા લાગ્યા. એ વખતે બીજી ઘોડેસ્વાર પલ્ટણના જાસુસોએ આવી તેઓને નવાબગંજ આવવાની વિનંતિ કરી. એ લોકોએ આવી ૫૩ મી પલ્ટણના સિપાહીઓને કહ્યું કે તમારામાંના જે સિપાહીઓ તેજુરીનું રક્ષણ કરતા હતા તેઓ તમારા આવ્યા સિવાય પૈસાનો ભાગ પાડવા દેતા નથી.[1] આ પલ્ટણના સુબેદાર તથા જમાદારો કંપનિ પર આફરીન હતા. બંડ ઉઠાવવાની અગર અંગ્રેજોનું લોહી રેડવાની ઇચ્છા તેઓને બિલકુલ નહોતી. તેઓ લૂટફાટ કરી પૈસા મેળવવા ઇચ્છિતા નહોતા. આ વખતે તો અંગ્રેજ ઓફિસરો છાવણીમાં હોત તો જરૂર આ પલ્ટણને વ્યવસ્થિત રાખી શકત. પરંતુ તેઓ ભવિષ્ય તરફ દૃષ્ટિપાત ન કરતાં પોતાની પલ્ટણ છોડી બચાવના મથકમાં જઇ બેઠા હતા. તેઓની ગેરહાજરીને લીધે ૫૬ મી પલ્ટણના સિપાહીઓ આ ઘોડેસ્વાર પલ્ટણના જાસુસોની વાત સાંભળી બહુ ઉશ્કેરાઇ ગયા. તેમાંના ઘણા ખરા સરકારી ખજાના પર તરાપ મારવા જે સ્થળે પૈસા રાખવામાં આવતા હતા તે સ્થળે જઇ પહોંચ્યા. ઘણાખરા વાવટા અને હથિયારો કબજે કરવા તૈયાર થયા. એ પલ્ટણનો સુબેદાર સરકારી પૈસા બચાવવા માટે પોતાની ટુકડી સાથે તેઓને

---

૧. કપ્તાન ટોમ્સને લખ્યું છે કે તેઓએ ખજાનો બચાવવાનો પ્રયત્ન કર્યો હતો પણ કંઇ મદદ ન મળવાથી છેવટે તેઓને બંડખોરોની ઇચ્છાને માન આપવું પડ્યું હતું.

અટકાવવા ઉભો રહ્યો, પરંતુ સામાપક્ષની સંખ્યા ઘણી હોવાથી એ રાજભક્ત સુબેદારનું કંઇ ચાલ્યું નહિ સિપાહીઓ પૈસાને હથિયારો લઈ નવાબગંજ તરફ દોડયા. પરંતુ એ પલ્ટણના કેટલાક સિપાહીઓ પોતાની રાજભક્તિ અચળ રાખી ફિરંગીઓ પ્રત્યેના દ્વેષથી ખળભળ્યા નહિ. પોતાની ઇચ્છાથી પોતાના અધિનાયકની આજ્ઞા મુજબ કામ કરવા માટે કવાયતનાં મેદાન પર એકત્ર થયા. ૫૩ મી પલ્ટણ પણ કંપનિ પર વિશ્વાસ રાખી ધનાગારના પૈસાના લોભથી નવાબગંજ તરફ ગઇ નહિ. પરંતુ સેનાપતિના બુદ્ધિના દોષથી તેઓને પણ છેવટે અણદૃષ્ટકે નવાબગંજ જઇ બંડખોરો સાથે મળી જવું પડયું. તેઓ જ્યારે નિઃશંકચિતે પોતાનો ખોરાક પકવતા હતા. કોઇ પણ જાતની ઉશ્કેરણી દર્શાવતા નહોતા ત્યારે સેનાપતિ વ્હીલરે શંકાશીલ બની તેઓ પર તોપોના ગોળા ફેંકવાનો હુકમ આપ્યો તેણે બધા સિપાહીઓને બંડખોર માની લીધા હતા. ૫૬ મી પાયદળ પલ્ટણના ઘણાખરા સિપાહીઓ વફાદાર રહેવા ઇચ્છે છે તે તેના ધ્યાનમાં ઉતર્યું નહિ. ૫૩ મી પલ્ટણ પણ હજુ વફાદાર રહેવા માગે છે તે વાત તેનાથી સમજી શકાઇ નહિ. સાવચેતીપૂર્વક કામ કરતાં જ્યાં પોતાનુ બળ વધી શકત ત્યાં ઉતાવળે હઠ દર્શાવવામાં આવ્યાથી વફાદાર માણસોને પણ વિરૂદ્ધ પક્ષમાં જઈ ભળવું પડયું. એ વખતે મોટાં મોટાં શહેરોમાં યુરોપિઅન સૈન્યની સંખ્યા બહુ થોડી હતી. સંખ્યા થોડી હોવાથી યુરોપિઅન સૈનિકો સિપાહીઓ કરતાં બળમાં ઉતરતા હતા. જો કાનપુરના સેનાપતિએ નકામી શંકાથી પ્રેરાઇ ૫૩ મી તથા ૫૬ મી પલ્ટણના વિશ્વાસુ સિપાહીઓને છાવણીમાંથી હાંકી કાઢ્યા ન હોત તો તેઓ અણીને વખતે કામ આવત. પરંતુ સેના-

તિએ વગર વિચાર્યે પોતાનું બળ ઘટાડયું. તેના હુકમથી વફાદાર સિપાહીઓ તરફ ગોળા ફેંકવામાં આવ્યા. સિપાહીઓ લશ્કરી પોશાક તથા હથિયારો તજી રાંધવા ખાવામાં પડયા હતા, એવામાં તોપોના ગોળા આવી પડવા લાગ્યા. તેઓ બહુ મુંઝાવા લાગ્યા. અમારો સેનાપતિ એકાએક આવી કઠોરતા દર્શાવશે, દયા તથા સદ્દાચારને જલાંજલિ આપી અમને આમ જંગલી પશુની માફક ફેંસી નાખશે એવી તેઓને કલ્પના પણ ન્હોતી. તેઓ પોતાને નિર્દોષ ગણતા હતા, અત્યારે સેનાપતિ અમને કંપનિની સેવામાંથી હાંકી કાઢવા કેમ તૈયાર થયો છે તે વાત તેઓ સમજી શકયા નહિ. આ બાજુએ ગોળાનો મારો તો ચાલવા લાગ્યો. એક, બે, ત્રણ એમ સળગતી આગ જેવા ગોળા તેઓની આગળ પડવા લાગ્યા, એટલે તેઓની ચમક ભાગી. તેઓ ભોજનપદાર્થો તજી જેમ ફાવ્યું તેમ નાઠા. કોઇ કોઇ નવાબગંજ જઇ ત્યાંના સિપાહીઓ સાથે ભેળાયા. પરંતુ બધાએ એ રસ્તો ગ્રહણ કર્યો નહિ. તેઓની ટોળી વિખરાઇ ગઇ ખરી, પણ એવી સ્થિતિમાં પણ ઘણાખરાએ પોતાની રાજભક્તિ જાળવી રાખી. તેઓ ગોળાનો મારો બંધ પડયો ત્યાં સુધી આજુબાજુ ભરાઈ રહ્યા. પછી પોતાના માલીકનું કામ બજાવવા યુરોપિઅન મથક પર ગયા. ત્યાં તેઓએ અપૂર્વ વફાદારી બતાવી સેનાપતિને આશ્ચર્યચકિત બનાવી દીધો. તેઓએ જીવ જતાં સુધી આવી વફાદારી જાળવી રાખી. કાનપુરના સેનાપતિએ જો આ વખતે લાંબી નજર પહોંચાડી હોત તો આ પલટણના બધા સિપાહીઓ તેની મદદમાં ઉભા રહેત.

કાનપુરના સિપાહીઓએ નવાબગંજ એકત્ર થઇ દિલ્હીના સિપાહીઓ સાથે જોડાઇ જવાની ઇચ્છા દર્શાવી, તેઓએ સાંભળ્યું

હતું કે દિલ્હીના સિપાહીઓએ ત્યાંથી અંગ્રેજોને નસાડી મૂક્યા છે. મોગલ સલ્તનતની સ્થાપના થઇ ચૂકી છે. એક વખતે આપણા બાપદાદાઓ લશ્કરમાં જે દરજ્જો ભોગવતા હતા, તે દરજ્જો અત્યારે દિલ્હીના સિપાહીઓ ભોગવી રહ્યા છે. આવા વિચારથી તેઓ દિલ્હી જઇ ભારત સમ્રાટના વફાદાર સિપાહીઓ બનવા તત્પર થવા લાગ્યા તેઓએ ધનાગાર લૂટી ઘણો પૈસો મેળવ્યો હતો. અસ્ત્રાગાર કબજે કરી પુષ્કળ હથિયારો પ્રાપ્ત કર્યાં હતાં. હવે તેઓ વિલંબ ન કરતાં મોગલ પાદશાહની સત્તા સુરક્ષિત કરવાના પ્રયત્નો કરવા લાગ્યા. એવું કહેવાય છે કે નાનાસાહેબને નવાબગંજ પાસેના સ્થળે આવી રહેલા જોઇ બંડખોરોમાંના કોઇએ તેમની પાસે આવી કહ્યું, " મહારાજ ! જો આપ અમારી સાથે ભળો તો આ રાજ્ય આપનું થશે. જો આપ અમારા શત્રુના પક્ષમાં રહેશો તો મરણની તૈયારી કરવી પડશે." એ સાંભળી નાના સાહેબે કહ્યું કે " અંગ્રેજોના પક્ષમાં રહી શું કરૂં હું તો આપના પક્ષનો જ છું." ત્યાર બાદ સિપાહીઓએ તેમને પોતાની સાથે દિલ્હી આવવાની પ્રાર્થના કરી. નાનાસાહેબે એ પ્રાર્થના માન્ય કરી અને સિપાહીઓના પ્રતિનિધિઓના માથાપર હાથ મૂકી જાતીય ગૌરવનું રક્ષણ કરવાનું વચન આપ્યું. ત્યાર બાદ સિપાહીઓએ ધનાગારમાંના દશ લાખ રૂપીઆ હસ્તગત કર્યા, કેદખાનાના દરવાજા તોડી નાખ્યા કોઇએ એક હાથી પર વિજયપતાકા રાખી આખા શહેરની પ્રદક્ષિણા કરી અને ગંગા નદીપરનો પૂલ તોડી નાખ્યો. આજુ બાજુ આવેલાં યુરોપિઅનોનાં મકાનો ભસ્મીભૂત કરવામાં આવ્યાં. આ પ્રમાણે તેઓ રૂપીઆથી ભરપૂર ગાડીઓ સાથે લઇ, પોતપોતાની સ્ત્રીઓને બીજી બળદ ગાડીઓ પર બેસાડી હર્ષનાદ

કરવાથી યોગ્ય શિક્ષા મળશે. મુસલમાન સલાહકારની આવી અપૂર્વ યુક્તિપુર:સર ઉદ્દીપનામયી વક્તૃતા સાંભળી નાનાસાહેબનું હૃદય આકર્ષાયું. તે કાનપુરના અંગ્રેજોની સ્થિતિ વિષે બરાબર જાણતો હતો. લખનોઉમાં તેઓ કેવી સ્થિતિમાં આવી પડયા છે, તે વાત પણ તેનાથી અજાણી નહોતી. તેથી લખનોરથી કંઇ મદદ મળે તેમાં તેને બીક રહી નહોતી. ગંગા અને યમુનાના કિનારે આવેલાં બનારસ, અલાહાબાદ તથા આગ્રાથી સહાયકારી લશ્કર આવી શકશે નહિ. તેથી સરહ્યુ વ્હિલર પોતાનું બળ વધારી શકશે નહિ, વળી અંગ્રેજોની સાથે મુકાબલો કરતાં પોતાની પાસે તો અસંખ્ય લશ્કર, તોપો, દારૂગોળો તથા પુષ્કળ પૈસા વગેરે હતું. આવી સ્થિતિમાં પોતે બધી બાબતમાં સફળ થઇ શકશે, ગૌરવાન્વિત પેશ્વાની પદવી મેળવી શકશે. એવી તેને ખાત્રી થઇ. આજિમઉલ્લાએ કહ્યું હતું કે યુરોપમાં અંગ્રેજોની સત્તા ઓછી થઇ છે, અત્યારે તેને જણાયું કે હિંદમાં પણ અંગ્રેજોનું બળ ઘટી ગયું છે. જે જે સ્થળે બંડ ઉઠયું હતું તે તે સ્થળે યુરોપિઅનોનું બળ પુરતા પ્રમાણમાં નહોતું; તેઓ સિપાહીઓના ભયથી ચોતરફ નાસભાગ કરતા હતા. આ સ્થિતિ જોઇ નાના સાહેબની આશા બળવાન બની. તે આજિમઉલ્લાનાં વચનોથી મુગ્ધ બની પોતાને ભરતખંડનો સમ્રાટ ધારવા લાગ્યો. લોર્ડ ડેલ્હાઉઝીની રાજનીતિને લીધે પોતાને સાલિઆણું ગુમાવવું પડયું હતું એ અન્યાય તેના હૃદયમાં વીંછી પેઠે ડંખ મારી રહ્યો હતો. તેણે અંગ્રેજો સાથે દિલોજાન દોસ્તદારી રાખી હતી છતાં તેને તેઓની રાજનીતિ પર આસ્થા નહોતી. જેઓએ તેનું સાલિઆણું બંધ કર્યું તેઓને તે ન્યાયી માની શકતો નહિ. આથી આજિમઉલ્લાના ઉશ્કેરવાથી તેનું હૃદય ઉશ્કેરાઇ

જાય એ કંઇ વિચિત્ર નહોતું. બિથુરના લોકોએ અને બંડખોર સિપાહીઓએ જે કાર્યપદ્ધતિ નક્કી કરી હતી, તે સંબંધમાં ઉપર પ્રમાણે હકીકત મળી આવે છે. અંગ્રેજોના ઇતિહાસમાં પણ એજ હકીકત આપેલી છે. પરંતુ નાનાસાહેબના બાલમિત્ર તાંતિયા તોપીએ આ સંબંધમાં જુદી હકીકત જાહેર કરી છે. તેના અભિપ્રાય મુજબ સિપાહીઓએ નાનાસાહેબને કેદ કરી આ બધું કાર્ય પોતાની મરજી પ્રમાણે કર્યું હતું. તેણે જણાવ્યું છે કે "બે દિવસ પછી ત્રણ પાયદળ પલ્ટણ અને એક ઘોડેસ્વાર પલ્ટણે ખજાના આગળ આવી નાના સાહેબ અને અમને ચોતરફથી ઘેરી લીધા. પછી તેઓએ તેજુરી, અસ્ત્રાગાર ને જેલ તોડી, તેઓએ બે લાખ અગિઆર હજાર રૂપીઆ નાના સાહેબના હાથમાં મૂકી પોતાના લોકોને તેજુરી પર પહેરો ભરવા રાખ્યા. નાનાસાહેબને એ રક્ષક સિપાહીઓના ઉપરિ બનાવવામાં આવ્યા, અમારી સાથે જે સિપાહીઓ હતા તે બંડખોરો સાથે ભળી ગયા ત્યાર બાદ સિપાહીઓ અમને નાનાસાહેબને, તથા અમારા બધા નોકરોને લઇ દિલ્હી તરફ ચાલ્યા. કાનપુરથી ત્રણ ગાઉ દૂર ગયા બાદ નાનાસાહેબે સિપાહીઓને કહ્યું કે " આજ તો સાંજ પડી છે માટે અહીં પડાવ નાખીએ તો ઠીક, કાલે સવારમા મુસાફરી શરૂ કરીશું. સિપાહીઓએ તેમની વાત માની ત્યાંજ થાણું નાખ્યું. બીજે દિવસે સવારમાં તેઓ મુસાફરી કરવા તૈયાર થયા. નાનાસાહેબને તૈયાર થવા જણાવ્યું, પણ નાનાસાહેબે તેમ કરવાની ના પાડી. તેથી સિપાહીઓએ કહ્યું કે, "ત્યારે અમારી સાથે કાનપુર આવી લડાઇ કરો." નાનાસાહેબે આ માગણી પણ તરછોડી એટલે તેઓએ તેમને બંદીવાન બનાવ્યા, તેઓ કાનપુર

પાછા આવી લડાઇની તૈયારી કરવા લાગ્યા.[૧] "તાતિયા તોપીની આ હકીકત પરથી સ્પષ્ટ થાય છે કે નાના સાહેબે સિપાહીઓ સાથે ભળી જઇ લડાઇ કરવાની ચોકખી ના પાડી હતી. તેથી તેઓએ તેમને બંદી બનાવ્યા હતા. હવે બીજો કશો ઉપાય ન મળતાં તેમણે બંડખોરોનો પક્ષ લીધો તે અનિવાર્ય ઘટનાને વશ થઇ અંગ્રેજો સામે લડયા હતા. આ વાત ઉપલી બંને હકીકતો પરથી સાબીત થાય છે. આજિમઉલ્લાએ સલાહ આપી નહોત તો સિપાહીઓ કદાચ દિલ્હી ગયા હોત. તેમ બન્યું હોત તો કાનપુરના યુરોપિઅનો બીન હરકતે અલાહાબાદ જઇ શકત. વળી તાંતિઆ તોપીની હકીકત મુજબ જોઇએ તો જણાય છે કે સિપાહીઓએ નાનાસાહેબને બંદીવાન ન બનાવ્યા હોત તો તે કદી પણ બંડખોરોના પક્ષમાં જાત નહિ. આ પરથી જણાય છે કે નાનાસાહેબને બળજોરીથી બંડમાં સામેલ કરવામાં આવ્યા હતા. નસીબના ચક્રમાં ફસી પડી નાનાસાહેબ પોતાની મરજી વિરૂદ્ધ બંડખોરોના પક્ષમાં ગયા હતા.

આજિમઉલ્લાની સલાહથી તથા સિપાહીઓની ઉશ્કેરણીને લીધે નાનાસાહેબે પોતાના ભાઇ બાલરાવ અને બાબાભટ્ટ સાથે સિપાહીઓના પક્ષમાં જવાનો નિશ્ચય કર્યો. સિપાહીઓએ તેને પોતાના રાજા તરીકે કબૂલ કર્યો. એવું કહેવાય છે કે, રાજાએ સિપાહીઓને એકેક સોનાનું કડું આપવાનું વચન આપ્યું હતું. હવે એ રાજાને નામે બધું કામ ચાલવા લાગ્યું. બંડખોરો આ રાજાને નામે ભયંકર કાર્ય સાધવા તૈયાર થયા. રાજાને નામે અધિનાયકોની પસંદગી થઇ અને તેઓ આ રાજાના નામે પોતપોતાના હાથ નીચેનાં લશ્કરને

---

૧ Kaye, Sepoy War, Vol. II. P. *310*, Note.

દોરવા લાગ્યા. સુબેદાર ટીકાસિંહ સૌ પહેલો સિપાહીઓના પક્ષમાં આવ્યો હતો માટે તે સેનાપતિ થઇ ઘોડેસ્વાર પલ્ટણનો મુખી બન્યો. જમાદાર દોલરંજનસિંહ અને સુબેદાર ગંગાદીન અનુક્રમે ૫૩ મી અને ૫૬ મી પલ્ટણના અધિનાયક બન્યા. જે ત્રણ સેનાધ્યક્ષો નીમાયા હતા, તેઓ હિંદુ હોવાથી કેટલાક ઇતિહાસકારો એવું જણાવે છે કે બંડખોર સિપાહીઓમાંના હિંદુઓ જ વધારે દુષ્ટ હતા; મુસલમાનોએ હિંદુઓ જેટલી શત્રુતા દર્શાવી નહોતી.[૧] પરંતુ એ સમયે હિંદુ અને મુસલમાન બંને પક્ષના લોકોની ધીરજ ખૂટી ગઇ હતી. દુષ્ટ લોકોએ હિંદુઓની ભગવતી ગાય અને મુલસલાનોને અસ્પૃશ્ય ડુક્કરનો ઉલ્લેખ કરી બંને ધર્મ પાળનારા લોકોને એક સરખા ઉશ્કેરી મૂક્યા હતા. કાનપુરની ઘોડેસ્વાર પલ્ટણે સૌ પહેલાં બંડ ઉઠાવ્યું હતું તેમાંના ઘણા ખરા મુસલમાન હતા. ગમે તેમ હો. કદાચ એમ પણ હોય કે પોતાનો રાજા મરાઠા બ્રાહ્મણ હોવાથી તેને પ્રસન્ન કરવા ખાતર ત્રણે સેનાપતિના ઓદ્ધા હિંદુઓથી પૂરવામાં આવ્યા હોય.

૬ ઠી જુનને શનીવારે સવારમાં નાનાસાહેબના નામથી સેનાપતિ વ્હીલર પર એક પત્ર આવ્યો.[૨] તેમાં લખ્યું હતું કે અમે જેમ

---

૧. Trevelyan, Cawnpur, p. 107. Comp. Kaye, Sepoy War, Vol. II, p. 315 note.

૨. મોબ્રે ટોમ્સન સાહેબે લખ્યું છે કે ૭ મી જુન ને રવિવારે સિપાહીઓએ અંગ્રેજો પર હલ્લો કર્યો હતો. Story of Cawnpur, p. 61. પરંતુ કર્નલ વિલિયમ્સે એકત્ર કરેલી હકીકત પરથી જણાય છે કે સિપાહીઓ ૬ ઠી જુને કાનપુર પાછા ફર્યા. અને એ જ દિવસે તેઓએ અંગ્રેજો પર હલ્લો કર્યો.– Kaye, p. 313 note. Comp. Trevelyan, Cawnpur, p. 114.

અને તેમ જલદી તમારા પર હલ્લો કરવાના છીએ. બંડખોરો દિલ્હી તરફ ગયા એટલે સેનાપતિએ ધાર્યું હતું કે હવે આપણે અલાહાબાદ જઈ શકીશું. પણ આ પત્ર મળતાં જ એ આશા અંતર્હિત થઇ ગઇ. બંડખોરો કાનપુર પાછા ફર્યા. તેમના નવા અધિનાયકો તેઓને વધારે ઉશ્કેરવા લાગ્યા. આ પ્રમાણે હિંદુ અને મુસલમાન સિપાહીઓ એક નિશ્ચય કરી અંગ્રેજોના મથક પર હલ્લો કરવા ધસી જવા લાગ્યા. એકાએક આ વિપત્તિ આવી પડવાથી સેનાપતિ દિગ્મૂઢ બની ગયો. સિવિલ અમલદારો અને સૈનિકોના ઓફિસરો પણ આ આકસ્મિક ઘટનાથી મુંઝાઇ ગયા. પણ હવે વિલંબ કરવાનો સમય નહોતો. ઓફિસરોમાંના ઘણા ખરા સિપાહીઓનાં મકાનો તપાસતા, રાત્રે ત્યાં જ સૂઈ રહેતા. છેવટે તેઓ પોતપોતાના બંગલામાં જઈ રહ્યા હતા. સેનાપતિના હુકમથી તે બધા મુખ્ય મથકે આવી હાજર થયા. તેઓનાં મથકની આજુબાજુ સાધારણ દિવાલ હતી. અસ્ત્રાગાર પાસે નહોતું. જેલ તથા ધનાગાર ત્યાંથી દૂર હતાં. ગંગા પણ ત્યાંથી થોડે દૂર વહેતી હતી. સપાટ જમીન પર જે દિવાલ બાંધવામાં આવી હતી તે અભેદ્ય નહોતી. આ સંબંધમાં નાનકચંદે કહ્યું કે સાહેબોએ બીના અનુભવની માફક આ કાર્ય કર્યું હતું. તેઓએ શહેરની બહાર મેદાન પર દિવાલ ચણી હતી. જો સિપાહીઓ તેમના પર હુમલો કરે તો તે દિવાલ સહેલાઇથી જમીનદોસ્ત કરી શકે તેમ હતું. અસ્ત્રાગાર અને ધનાગાર અરક્ષિત સ્થિતિમાં હોવાથી સિપાહીઓ તોપો તથા પૈસા મેળવી બળવાન બની ગયા હતા, એક કહેવત છે તેમ સાહેબોએ પોતાના શત્રુના હાથમાં તરવાર આપી માથું નીચું ધર્યું હતું.[૧]

---

૧ Trevelyan, Cawnpur, P. 106–107.

અંગ્રેજો હવે આવાં અયોગ્ય સ્થાનનો બચાવ કરવા તનતોડ મ્હેનત કરવા લાગ્યા. દરેક માણસને કંઇ કંઇ કામ સોંપવામાં આવ્યું. દરેક માણસ પોતાનું કામ બજાવવાની પ્રતિજ્ઞા લઇ મંડી પડયો.

યુરોપિઅનો પોતાનું મથક જાળવવા કામની વહેંચણી કરી લેતા હતા ત્યારે સિપાહીઓનાં ટોળેટોળાં તેમની સમક્ષ આવવા લાગ્યાં. તેઓ ધનાગારના પૈસાથી સમૃદ્ધ બન્યા હતા. અસ્ત્રાગારનાં અસ્ત્રોએ તેઓને બળવાન બનાવ્યા હતા. તેઓ રસ્તામાંના બધા ખ્રિસ્તીઓને મારી અંગ્રેજોનું મથક કબજે કરવા દોડયા હતા. નાનાસાહેબનો પત્ર સેનાપતિને મળ્યો એટલે યુરોપિઅનો પ્રતિક્ષણે હલ્લો થવાની રાહ જોવા લાગ્યા. ઉદ્વેગમાં ને ઉદ્વેગમાં પ્રાતઃકાળ પૂર્ણ થયો. સૂર્ય ધીમે ધીમે પશ્ચિમ તરફ ઢાળવા લાગ્યો, છતાં હલ્લો થવાનાં ચિન્હો દૃષ્ટિગોચર થતાં નહોતો. છેવટે બપોર વખતે તોપનો શબ્દ સંભળાયો. યુરોપિઅનો સમજી ગયા કે સામો પક્ષ તૈયારી કરી ચૂકયો છે. બ્યુગલ ફુંકાયું. તરત જ બધા યુરોપિઅનો પોતપોતાના કામ પર ગોઠવાઈ ગયા. આ તરફ બંડખોરોની તોપોએ મ્હોં ખુલ્લાં કરી દીધાં. તોપોના ગોળા અંગ્રેજોના મથક પર પડવા લાગ્યા. વિપત્તિમાં આવી પડેલી મડમો તથા છોકરાં ભયંકર શબ્દ સાંભળી હાહાકાર કરવા લાગ્યાં. અંગ્રેજો આ અસહાય જીવોનાં રક્ષણ માટે બલિદાન આપવા લાગ્યા. તેઓ સંખ્યામાં થોડા હતા છતાં પોતપોતાને સ્થળેથી ન ખસ્યા. તેઓ સાહસ અને એકાગ્રતાપૂર્વક પોતપોતાને સ્થળે ઉભા રહી બચાવ કરવા લાગ્યા. તેઓ આ વખતે કેટલા બધા મુંઝાયા હતા, પોતપોતાનાં બૈરાંછોકરાંને હાહાકાર કરતાં જોઈ કેટલા બધા દિલગીર થયા હતા, અને પોતાની અલ્પ સંખ્યામાંથી ઘણાખરાને મરણશરણ થએલા જોઇ

ભયંકર અંતર્દાહથી કેટલા પીડતા હતા, તે હવે પછીના વૃત્તાંત પરથી સમજાશે. એ વૃત્તાંતના દરેક બનાવમાં દિલગીરી, વિષાદ અને વીરત્વની એકાગ્રતા છવાઇ રહી છે.

બંડખોર સિપાહીઓએ મહારાજ નાનાસાહેબને નામે ૬ ઠ્ઠી જુનથી ૨૬ મી જુન સુધી અંગ્રેજો પર ગોળાનો વરસાદ વરસાવ્યો. તેઓના હલ્લાથી અંગ્રેજો ભારે દુર્દશામાં આવી પડયા. અંગ્રેજોએ આ વખતે જે કષ્ટ ભોગવ્યું છે તેવું કષ્ટ ઇતિહાસ પ્રસિદ્ધ રણભૂમિ પર લડતાં કોઇ પણ સૈન્યને ભોગવવું પડયું નથી. જેઠ માસનો પ્રચંડ સૂર્ય તેઓના પર ચંદરવો વિસ્તારી રહ્યો હતો. ભયંકર લૂ ફુંકાવાથી તેઓને પ્રચંડ ભઠ્ઠી પાસે ઉભા હોય એવી લાગણી થતી હતી. બંદુક અને તોપો સળગતાં લોખંડ જેવાં જણાતાં હતાં. આ દેશમાં એ લોકોએ એટલો બધો મોજશોખ ભોગવ્યો હતો કે તેઓનો ઉત્સાહ શિથિલ થઇ ગયો હતો, લડાઇનું કાર્ય કરવામાં તેઓ ઉદાસીનતા બતાવતા હતા. આવી સ્થિતિ વખતે તેઓને આ બંડખોરો સાથે ઝૂઝી જીવન અર્પણ કરવું પડયું. તેઓનાં બૈરાંછોકરાંના દુઃખનો પાર નહોતો. મડમોને રોજ સવારમાં નહાવાની, દરરોજ લુગડાં બદલવાની અને નોકરોના હાથનો પવન ખાવાની ટેવ હતી. અત્યારે એ ટેવને પોષણ મળતું બંધ થયું. તેઓ નહાયા વગર એક જ લુગડે આખો દિવસ વિતાડવા લાગી. તેઓનાં છોકરાં પાણી અને ખોરાકને અભાવે દરરોજ સુકાઇ જવા લાગ્યાં. આ તરફ શત્રુઓ તરફથી ગોળાઓનો વરસાદ વરસવા લાગ્યો. ઘાયલોના આર્ત્તનાદથી, શબ્દોના ભયંકર દેખાવથી તેઓ હતાશ થઇ જવા લાગી. તેઓનો બચાવ કોઇ રીતે થાય તેમ નહોતું. જીવ જવાની બીકથી તથા પ્રાણાધિક સંતાનોની

શોચનીય અવસ્થા જોઇ તેઓના નારીસુલભ ગુણો ધીમે ધીમે નષ્ટ થવા લાગ્યા. તેઓનો વેશવિન્યાસ દહાડે દહાડે મલીન થવા લાગ્યો. તેઓ બીકની મારી ઘણી વેળા ઉઘાડા શરીરે એ ભયંકર સ્થળે કાળ ગુજારવા લાગી.

અંગ્રેજો પોતાની સ્ત્રીઓ તથા છોકરાંની આવી શોચનીય દશા નિહાળતા નિહાળતા બચાવ કરવા લાગ્યા. માટીની દિવાલમાં જુદાં જુદાં સ્થળોએ તોપો મૂકવામાં આવી હતી. દરેક તોપથી પંદર કદમને અંતરે પાયદળો ઉભા હતા. જેઓ સૈનિકો નહોતા તેઓ પણ પાયદળનું કામ કરતા હતા. સેનાપતિ વ્હીલરના હુકમથી દરેક સશક્ત માણસને હથિયાર ઉપાડવાં પડયાં હતાં. દરેક પાયદળની પાસે ગોળીથી ભરપૂર તથા સંગીનવાળી ત્રણ ત્રણ બંદુકો હતી. કેળવાએલા સૈનિક પુરુષોએ સાત આઠ બંદુકો લીધી હતી. તોપો ઉઘાડા સ્થળે હોવાથી દરેક ગોલંદાજને બંદુકોના મારા સમક્ષ ટક્કર ઝીલવી પડતી, ઇસ્પિતાલમાં ઘાયલો પડયા હતા, તેઓની સારવાર બરાબર થતી નહિ. કાનપુરનો વૃદ્ધ સેનાપતિ આ પ્રમાણે નાના પ્રકારની અગવડો વેઠી સિપાહીઓનો હલ્લો અટકાવતો હતો. તેણે જે સ્થળે માણસો ગોઠવ્યાં હતાં તે માણસો તેની રજા સિવાય તે સ્થાન છોડી શકતાં નહોતાં કાનપુરના આ બનાવનો ઇતિહાસ લખનાર મોબ્રે ટોમ્સન સાહેબે ભયંકર તાપથી પીડાઇ બ્રિગેડિયર જાકની પાસે કૉફી પીવા માટે થોડીવાર દૂર જવાની રજા માગી હતી. પરંતુ સેનાપતિના હુકમ મુજબ બ્રિગેડિયરે તેની માગણી સ્વીકારી નહોતી. આ પ્રમાણે હંમેશાં નિશ્ચિત સ્થાન પર ઉભા રહી. યુરોપિઅનો પોતાની ફરજ બજાવવા લાગ્યા. તોપોના ભયંકર અવાજથી તથા ભાંગપીવાથી મસ્ત બનેલા સિપા-

હીઓના કલરવથી પહેલે દિવસે તો દિવાલની અંદર રહેલા મડમો તથા છોકરાં રડકકળ કરવા લાગ્યાં. દિવસે દિવસે એ રડકકળ ઓછી થવા લાગી, પણ તેઓની યાતના ઓછી થઇ નહિ. દિવસો પર દિવસો વીતવા લાગ્યા. દરરોજ નવી નવી વિપત્તિઓ આવી તેમને ઉન્મત્ત બનાવવા લાગી.

સિપાહીઓના અધિનાયકો પણ પોતાનાં કાર્યમાં ઉદાસીન નહોતા. ટીકાસિંહે શનિવારે આખો દિવસ કામ કરી અસ્ત્રાગારમાંથી બધી તોપો અંગ્રેજોના મથક આગળ મોકલી દીધી. એ તોપો અંગ્રેજોના મથકની આજુબાજુ ગોઠવાઇ ગઇ. રવિવારે સવારે હિંદી અને ઉર્દુ ભાષામાં જાહેરનામાં પ્રગટ થયાં. તે હિંદુ મુસલમાનોમાં વહેંચવામાં આવ્યાં. એ જાહેરનામામાં હિંદુ અને મુસલમાનને પોતાના પવિત્ર ધર્મનું રક્ષણ કરવાની વિનંતિ કરવામાં આવી હતી. શહેરના દીર્ઘદૃષ્ટિવાળા લોકો આ બંડમાં ભળ્યા નહોતા પણ બીન અનુભવી લોકો અંગ્રેજોના પૈસાની લાલચે સિપાહીઓને જઇ મળ્યા હતા. આ પ્રકોપમાં સાધારણ રીતે પ્રજાએજ સિપાહીઓના પક્ષને પુષ્ટ કર્યો હતો. જે જમીનદારોના હાથમાંથી જમીનદારી ખુંચવી લીધી હતી એ જમીનદારોએ આ બળવાની ગતિ ખૂબ વિસ્તારી મૂકી હતી. જો કેવળ સિપાહીઓએ જ બળવો ઉઠાવ્યો હોત તો અંગ્રેજો તેઓને સહેલાઇથી દબાવી શકત. કારણ કે ઘણાખરા સિપાહીઓ હજુ વફાદાર હતા. અંગ્રેજ સેનાપતિએ ઘણી વેળા તેઓ પર વિશ્વાસ રાખ્યો નહોતો છતાં તેઓ તનતોડ મહેનત કરી પોતાની વફાદારીની ખાત્રી આપતા હતા, પરંતુ હિંદના અધિકારભ્રષ્ટ જમીનદારો અને પ્રજાપર સત્તા બેસાડવી એ કઠણ કામ હતું. તેઓ જ્યારે ટોળાબંધ થઇ સિપાહી-

ઓને આવી મળવા લાગ્યા, શહેરે શહેર ગામોગામ તેઓની ઉચ્છૃંખલતાનો પૂર્ણ વિકાસ જણાવા લાગ્યો, ખ્રિસ્તીઓ તેઓના હલ્લાર્થે દેહ ત્યાગ કરવા લાગ્યા ત્યારે બધે સ્થળે એકી વખતે શાંતિ ફેલાવવાનું કામ દુઃસાધ્ય થઇ પડયું. પદભ્રષ્ટ જમીનદારો અને પ્રજા ઉશ્કેરાઇ ગઇ નહોત તો આ બળવો એકાએક આટલા બધા પ્રદેશમાં વિસ્તાર પામત નહિ. મુદ્દાની વાત એટલી જ કે આવી ગંભીર ઉશ્કેરણીને લીધે જ આ બળવામાં અંગ્રેજોને બહુજ ખમવું પડયું હતું.[૧]

જાહેરનામાં પ્રગટ થયા બાદ મુસલમાનો ફિરંગીઓનું લોહી રેડવાનો દૃઢ નિશ્ચય કરી બેઠા. બીજે દિવસે અર્થાત્ ૮ મી જુનને સોમવારને દિવસે ગંગાની નહેરની દક્ષિણ બાજુએ મુસલમાનોની અર્ધચંદ્રશોભિત લીલી ધજા ઉડવા લાગી. મુસલમાનોનો માનનીય ધર્મોપદેશક એ ધજા નીચે ઉભો રહી વિધર્મીઓનું પરાક્રમ નાશ પામે એવી પ્રાર્થના કરવા લાગ્યો. એવું કહેવાય છે કે બીજી ઘોડેસ્વાર પલ્ટણની પ્રણયીની આજિજન યુદ્ધવેશથી વિભૂષિત બની ઘોડેસ્વાર થઈ ઉઘાડી તરવારે એ સ્થળે ગઇ હતી.[૨]

---

૧. કોઇ કોઇ ઈતિહાસકારો એમ માને છે કે આ બળવો જો એકલા સિપાહીવર્ગમાંજ ફેલાયો હોત, પદભ્રષ્ટ રાજાઓ અને જમીનદારો તથા સાધારણ પ્રજાનાં માણસો સિપાહીઓને મદદ કરતાં ન હોત તો સિપાહીઓની બહુ થોડી સંખ્યા બળવો ઉઠાવત.—Red Pamphlet Comp. Kaye. Vol. II. P. 290, Note Indian Empire, II. P. 240

૨. Trevelyan, Cawnpur, P. 137. આજિજન્ મુસલમાન વેશ્યા, બીજી ઘોડેસ્વાર પલ્ટણની જીવજાન પ્રિયા હતી. અગાઉ આ વિષે કહેવાઇ ગયું છે.

અગાઉ કહ્યું છે કે અંગ્રેજોના મથકપર બહુ થોડા સૈનિકો હતો. વોલન્ટીઅર સૈન્ય પણ બહુ થોડું હતું. એ સિવાય ઘણાં બૈરાંછોકરાં એ સ્થાનમાં પીડાતાં હતાં. એથી ઉલટું સામો પક્ષ સંખ્યામાં પ્રબળ હતો.[૩] ઉશ્કેરાએલી પ્રજા પણ એ લોકોનાં દળને પુષ્ટ કરી યુરોપિઅનોને

---

૩. યુરોપિઅનોનાં મથક પર ૨૧૦ યુરોપિઅન સૈનિકો હતા. એ સિવાય લભગભ ૧૦૦ ઓફિસરો હતા. વેપારી અને બીજા મળી કુલ ૪૫૦ યુરોપિઅનો એ સ્થળે રહેતા હતા. બાળકો અને મડમોની સંખ્યા ૩૩૨ ની હતી.–Mutiny of the Bengal Army, By one who has served under Sir Charls Napier. P. 130. રસદ વિભાગનો અમલદાર શેફર્ડ સાહેબ આ સ્થળે હાજર હતો તેણે એ સંખ્યા નીચે પ્રમાણે દર્શાવી છે:—

| | |
|---|---|
| યુરોપિઅન સૈનિક પુરુષ........................ | ૨૧૦ |
| દેશી પલ્ટણના દેશી વાદ્ય વગાડનારા............ | ૪૪ |
| અધિનાયક લગભગ........................... | ૧૦૦ |
| સૈનિકો સિવાયના માણસો લગભગ............ | ૧૦૦ |
| સ્ત્રીઓ તથા છોકરાં લગભગ.................. | ૫૪૬ |
| | ૧૦૦૦ |

એ સિવાય ૨૫–૩૦ દેશી નોકરો અને કેટલાક વિશ્વાસુ સિપાહીઓ તથા ઓફિસરો હતા. Shepherd, Cawnpur. Massacre, P. 26=27 હોમ્સ સાહેબ નોકરોની સંખ્યા ૫૦ની અને વિશ્વાસુ સિપાહીઓ તથા ઓફિસરોની સંખ્યા ૨૦ની બતાવે છે.—Holmes, Indian Mutiny, P. 236 Note., ટ્રિવિલિયન સાહેબે જણાવ્યું

મારી નાખવા ઇચ્છતી હતી. સિપાહીઓ અનુક્રમે વિસામો અને ગોળીબાર કરવા લાગ્યા, પરંતુ બચાવ કરનારાઓને વિસામો લેવાનો સમય મળતો જ નહિ. યુરોપિઅન સૈન્યના સૈનિકો તોપોની પાસે ઉભા ઉભા હાથમાં બંદુક લઇ ગોળીબાર કરતા હતા, તેઓ જ્યારે બંડખોરોની ગોળીઓથી મરણ શરણ થતા ત્યારે તેની જગા વોલન્ટીઅર સૈન્યનો કોઇએક સિપાહી લેતો હતો. તેઓ પોતાના માન માટે, પોતાના જીવન માટે અને પોતાના પ્રાણાધિક કુટુંબ કબીલા માટે છાતીના આખા થઇ લડતા હતા. આ વખતે અંગ્રેજ વીરપુરુષોએ પોતાના જીવનની ઉપેક્ષા કરી, અસાધ્ય કાર્યને સાધ્ય બનાવવા માટે, ગોળીબારના વરસાદ વચ્ચે રહ્યા છતાં બાળકોની તથા ઘાયલોની સારવાર કર-

---

છે કે બધાં મળીને ૧૦૦૦ માણસો એ મથક પર હતાં.-Trevelyan, Cawnpur, P. 118.

સામા પક્ષના સિપાહીઓની સંખ્યા સૂક્ષ્મ રીતે નક્કી થઇ નથી. એક પલ્ટણ ઘોડેસ્વાર અને બે પલ્ટણ પાયદળો બંડખોર નીવડ્યા હતા. પાછળથી ૫૩ મી પલ્ટણના કેટલાક તેઓને જઇ મળ્યા હતા. તે પલ્ટણના ઘણાખરા ઓફિસર ( જમાદાર અથવા સુબેદાર ) અંગ્રેજોના પક્ષમાં હતા, ઘોડેસ્વાર પલ્ટણ ૬ ભાગમાં ( ટ્રુપમાં ) ( અત્યારે ૮ ભાગમાં ) વહેંચાયેલી હતી તેમાં નીચે પ્રમાણે દેશી સિપાહીઓ હતા.

| | |
|---|---|
| ઓફિસર | ૧૩ |
| ઉતરતા દરજ્જાના ઓફિસર | ૫૪ |
| ભિસ્તી | ૬ |
| બ્યુગલ વગાડનારા | ૬ |
| સૈનિકો | ૫૦૪ |

વામાં જે તત્પરતા દર્શાવી છે તેનું ઇતિહાસકારોએ વર્ણન અપાર વિસ્મય અને પ્રીતિપૂર્વક કર્યું છે. બંડખોર દરરોજ અપાર ઉત્સાહપૂર્વક ગોળીબાર કરવા લાગ્યા. દરરોજ યુરોપિઅનો વધારે વધારે મુશ્કેલીમાં મુકાતા ગયા. સિપાહીઓ આખો દિવસ તોપોનો મારો ચલાવતા. સવારથી સાંજ સુધી ઉના ધગધગતા ગોળા અંગ્રેજોના મથકની દિવાલ પર આવી પડતા. તેના પ્રચંડ મારાથી કોઇ ધવાતું ને કોઇ માર્યું જતું. એની જ્વાલામય જ્યોતથી એ મથકમાંનું કોઇ કંઇ કંઇ બળી ભસ્મ થઇ જતું. રાત્રે અંધકારમાં બંડખોરો છુપી રીતે દિવાલ પાસે આવતા અને પ્રતિક્ષણે બંદુકના ગોળીબાર કરી યુરોપિઅનોને હેરાન કરતા. આથી યુરોપિઅનોને રાતદિવસ બચાવવામાં ઉભા રહેવું પડતું. એક વખત તોપના ગોળાથી દારૂગોળો રાખવાની એક ગાડી પરનું છાપરૂં ઉડી ગયું અને દારૂ વગેરે રાખવાનાં સ્થળ પાસેનું ગાડીનું

---

પાયદળ પલ્ટણ (રેજિમેન્ટ) ૮ ભાગમાં (કંપનિમાં) વહેંચાએલી હતી. આખી પલ્ટણમાં નીચે પ્રમાણે સિપાહીઓ હતાં.

| | |
|---|---|
| સુબેદાર | ૧×૮==૮ |
| જમાદાર | ૧×૮==૮ |
| હવાલદાર | ૬×૮=૪૮ |
| નાયક | ૬×૮=૪૮ |
| બ્યુગલ વગાડનારા | ૧×૮==૮ |
| સૈનિકો | ૮૦×૮=૬૪૦ |

આ હિસાબ પરથી સામા પક્ષના સિપાહીઓની સંખ્યાનું અનુમાન કરી શકાશે. એ સિવાય નાનાસાહેબના અનુચરોથી તથા કાનપુર અને અયોધ્યાના ઘણા લોકો સિપાહીઓને આવી મળ્યા હતા.

લાકડું સળગવા લાગ્યું. ડિલાફોસી નામનો એક જુવાન સૈનિક આ જોઈ શાંત રહી શક્યો નહિ. અગ્નિ તરત હોલવી નાખવામાં ન આવે તો ભયંકર બનાવ બને તેવું હતું. પેલો વીર પુરૂષ એક ક્ષણનો વિલંબ ન કરતાં સળગતી ગાડી પાસે ગયો, જે લાકડું સળગતું હતું તે હાથ વડે ખેંચી કાઢયું અને પાણીને અભાવે કડણ માટી બળતાં પર નાખવા લાગ્યો. થોડી વાર આ પ્રમાણે પ્રયત્ન કરવાથી આગ હોલાઇ ગઇ.

આવું વીરત્વ કેવળ કેળવાએલા સૈનિકોમાં જ દૃષ્ટિગોચર થતું ન હોતું. જેઓ અગાઉ લશ્કરમાં જોડાયા નહોતા તેઓ પણ અત્યારે અપૂર્વ વીરત્વ બતાવવા લાગ્યા. સૈનિકો સિવાયના બીજા યુરોપિઅનોએ પણ આ આશ્રયસ્થાનમાં આશ્રય ગ્રહણ કર્યો હતો. તેમાંના કેટલાક રેલ્વેના ઈજનેરો હતા. તેઓ હાથમાં બંદુક લઇ વિપક્ષીઓને મારી હઠાવવા ઉભા હતા. તેઓમાંના એક જણને બંડખોરોની ગોળી બરાબર મોં પર લાગી. આ મારથી તે મોં ઉચું કરી શકતો નહિ. તેને અપાર યાતના ભોગવી નીચું મોં કરી પડયું રહેવું પડતું. છેવટે એ આઘાતથી તેનું મરણ નીપજ્યું. ખ્રિસ્તી પાદરીઓ પણ આ વખતે ઉદાસીન રહ્યા નહોતા. તેઓએ હથીઆર ઉપાડયાં નહતાં. તેઓ ઘાયલોની સારવારમાં આખો દિવસ વીતાડતા હતા, પીડિતોને ધર્મો-પદેશ આપી દૃઢ કરતા હતા, અને થાકી ગયેલા સિપાહીઓને તથા ભયાકુલ બૈરાં છોકરાંને ધર્મોપદેશ આપી, ઇશ્વરના અશેષ મહિમાનું કિર્તન કરી તેઓનાં હૃદય શાંત કરતા હતા.

જ્યારે ભયંકર મુસ્કેલી આવી પડે ત્યારે વીર જાતિમાં એકાગ્રતા, દૃઢતા, કર્તવ્યનિષ્ટા અને ત્યાગવૃત્તિ બળવાન થઇ ઉઠે છે. કાર્યેજની

વીર માતાઓએ એક વખતે સ્વદેશને માટે પોતાના સૌંદર્યનું પ્રધાન અંગ કેશપાશનું છેદન કર્યું હતું. વીરેન્દ્ર સમાજમાં વખણાતી હિંદી સ્ત્રીઓએ પણ પરાક્રમી શત્રુને મારી હઠાવવા પોતપોતનાં આભૂષણો ઉતારી આપ્યાં હતાં.[1] કાનપુરમાં ઘેરાએલી યુરોપિઅન સ્ત્રીઓએ પણ આ વખતે પરાક્રમી શત્રુ સન્મુખ ઝૂંઝવામાં મદદ કરવાનો ઉપાય ખોળી કાઢવામાં ઉદાસીનતા બતાવી નહોતી. દરરોજ ભયંકર બનાવો જોઇ તેનામાં સાહસ વૃદ્ધિ પામ્યું હતું. પોતાના માણસોને દરરોજ વીરત્વ દર્શાવતા જોઇ તેઓનામાં પણ વીરત્વનો સંચાર થયો હતો. હવે તેઓ અગાઉની માફક રડારોળકરી પડી રહેતી નહિ. હવે તેઓ પોતાનાં વહાલાં સંતાનોના બચાવ માટે યુક્તિઓ ખોળવા લાગી. સિપાહીઓની તોપોના ગોળાથી તોપોમાં છિદ્રો પડયાં હતાં. વીરાંગનાઓ તે માટે પોતાના પગનાં મોજાં ઉતારી આપવા લાગી. એ વખત તેઓનાં શરીર ઢાંકવાને બહુ કપડાં નહોતાં. તો પણ તેઓ પોતાને દરરોજની ઉપયોગી ચીજો આપી દેવા લાગી. તેઓનાં મોજાં વડે છિદ્રો પૂરી દેવામાં આવ્યાં. ફરીથી તોપોના ગોળા ફેંકાવા લાગ્યા. કેટલાક સિપાહીઓ એ મથકમાં કેદ હતા. એક સૈનિક પુરૂષની સ્ત્રી સાહસપૂર્વક હાથમાં ઉઘાડી તરવાર લઈ તેઓ પર પહેરો ભરવા

---

૧. રોમનોએ કાર્થેજ પર હુમલો કર્યો ત્યારે ધનુષની દોરી બનાવવા માટે કાર્થેજની વીર સ્ત્રીઓએ પોતાના ચોટલા કાપી આપ્યા હતા. જ્યારે સુલતાન મહમુદ હિંદ પર ચોથી વાર ચઢી આવ્યો ત્યારે લાહોરનો રાજા અનંગપાળ તેની વિરૂદ્ધ લડયો હતો. એ વખતે હિંદુ સ્ત્રીઓએ લડાઇના ખર્ચ માટે પોતાના દાગીના ઉતારી આપ્યા હતા.

લાગી. જ્યાં સુધી આ સ્ત્રી ઉઘાડી તરવારે પહેરો ભરતી ત્યાં સુધી કેદીઓ નાસી જઇ શક્યા નહિ. છેવટે એક પુરુષે આવી એ પહેરો ભરવાનું કામ ગ્રહણ કર્યું. એટલે તે કેદીઓ નાસી ગયા.[1] આવી વીરતા દર્શાવ્યા છતાં સ્ત્રીઓનું દુઃખ ઘટ્યું નહિ. તેઓમાંની કોઇ કોઇ ગર્ભ-વતી હતી. તેઓને ઘેરા વખતે સંતાન પ્રસવ્યાં હતાં. આ વખતે તેમની સારવાર કરનાર કોઇ નહોતું. તેઓ પ્રસવવેદના ભૂલી પોતાનાં નવજાત શિશુની જિંદગી બચાવવા માટે વલખાં મારવા લાગી. વિશ્વ-પાલક ભગવાન સિવાય તેઓનો રક્ષક બીજું કોઈ થઇ શકે એમ નહોતું તેઓ ગુપચુપપણે એ સર્વ શક્તિમાન પ્રભુની ઇચ્છા પર આધાર રાખી ધીરજ ધરી બેઠી. ઘણી સ્ત્રીઓ પોતાના બાળકોની દુર્દશા જોઇ દહાડે દહાડે દુર્બળ બનવા લાગી. તેઓનાં વહાલાં બચ્ચાંઓ દહાડે દહાડે ગુમ થવા લાગ્યાં. એક સૈનિક પુરુષની સ્ત્રી પોતાનાં બે બાળકોને બે હાથ વડે બે બાજુએ ઉપાડી પોતાના સ્વામી સાથે ફરતી હતી, એકાએક ગોળી આવી તેના સ્વામીનું શરીર વીંધી એ સ્ત્રીના બંને હાથોને ઘાયલ કરી ગઇ. તેનો સ્વામી તરત જ ધરણી પર ઢળી પડી પંચત્વ પામ્યો. તેની પ્રિયતમા પણ મૃતસ્વામીની પાસે ઢળી પડી. બે બચ્ચાંઓમાંનું એક સખત ઘવાયું. અભાગણી વિધવાને અંદરના ભાગમાં લાવવામાં આવી. તેના બંને હાથ ભાગી ગયા હતા, તેથી છોકરાંને ખોળે લેવા જેટલી શક્તિ તેનામાં રહી નહોતી. તે યાતનાથી કાયર થઈ પથારીવશ થઇ બે બાળકો તેની છાતીની બંને બાજુએ રહી સ્તનપાન કરવા લાગ્યાં; પરંતુ તેઓની મા હાથ

---

૧. ખાં મહમ્મદ નામનો જે સિપાહી ઘોડેસ્વારોને ઉશ્કેરવાના ગુના સબબ કેદ થયો હતો તે તેઓમાંનો એક હતો.

ઉંચા કરી શક્તી નહોતી. આથી અધિક શોચનિય દશ્ય કલ્પના-દ્વારા કદી અંકિત થઇ શકે તેમ નથી, ઉદ્ભવનાશક્તિ આ કરતાં વધારે કરૂણ રસવાળું ચિત્ર ઉત્પન્ન કરી શકે તેમ નથી. આવાં શોચનીય દશ્યો ઠામ ઠામ જણાવા લાગ્યાં. એક દિવસ એક બીજા સૈનિકની સ્ત્રીના હાથની કોણીમાં બંદુકની ગોળી પેસી ગઇ. એ સૈનિક પુરુષ તો અગાઉથી મરણ પામ્યો હતો. તેની સ્ત્રી પણ પ્રચંડ આઘાતજનિત જ્વરથી લોકાન્તિરિત થઇ. આ પ્રમાણે દરરોજ સ્ત્રીઓના પ્રાણ જવા લાગ્યા. જે છોકરાં ચાલી શક્તાં તેઓ બાલસુલભ-ચાપલ્યને લીધે એક સ્થાને બેસી શકતાં નહિ. તેઓ પોતે કેવી સ્થિતિમાં આવી પડયાં છે તે સમજતાં નહોતાં. ઘર બહાર નીકળતાંજ અમારા પ્રાણ ચાલ્યા જશે એટલું સમજવા જેટલી શક્તિ તેનામાં નહોતી. આ અજ્ઞાન બાળકો આવી સ્થિતિમાં પણ રમત ગમત માટે ખુલ્લી જગામાં ભટકવાનો આગ્રહ દર્શાવતાં હતાં. તેઓ રમત ગમત કરવા આંગણામાં આવતાંજ સિપાહીઓની ગોળીઓ તેમના કોમળ શરીરમાં પેસી જતી. આ પ્રમાણે નિર્દોષ બાળકો અનંત નિદ્રામાં પોઢવા લાગ્યાં.

સેનાપતિ વ્હીલર હરપળે મદદની આશા રાખી બેઠો હતો. તેને ખાત્રી હતી કે પંજાબથી સર જોન લોરેન્સ સહાયકારી લશ્કર મોકલશે. અલાહાબાદથી નીલ મારી મદદે આવી પહોંચશે. લખનોરથી સર હેન્રિ લોરેન્સ પણ આવી સ્થિતિમાં મદદ મોકલ્યા સિવાય રહેશે નહિ. પરંતુ દુર્ભાગ્યે આ વખતે કોઇ પણ સ્થળેથી મદદગાર સૈનિકો આવી પહોંચ્યા નહિ. પંજાબથી સર જોન લોરેન્સનો પત્ર આવ્યો. તેમાં તેણે લખ્યું હતું કે “પંજાબના રક્ષણ માટે પુરતું લશ્કર નથી, માટે

હું કોઈને મદદ મોકલવાની સ્થિતિમાં નથી." સેનાપતિને નીલ ૧૪ મી જુનને રોજ જરૂર કાનપુર આવી પહોંચશે એવી આશા હતી. પરંતુ ૧૪ મી જુન તો પસાર થઇ ગઇ. સેનાપતિએ હતાશ થઇ એ તારીખે સંધ્યાકાળ વખતે લખનોરના ન્યાયાધિશ ગબિન્સ સાહેબને એક પત્ર લખ્યો પત્રની મતલબ આ પ્રમાણે હતી કે "શહેરના બધા ખ્રિસ્તીઓ અમારાં મથક પર આવી રહ્યા છે. અમે અમારો બચાવ કરીએ છીએ. અમે સહાય, સહાયના પોકારો કરી ભીખ માગીએ છીએ. અત્યારે જો મદદગાર બસો સૈનિકો મળેતો અમે વિપક્ષીઓને હરાવી આપની મદદે આવી શકીએ." પરંતુ બસો સૈનિકો લખનોરથી આવ્યા નહિ. વૃદ્ધ સેનાપતિ ધીરજથી આ અદશ્ય આગળ માથું નમાવી રહ્યો. તેના સહાયકારીઓ પણ ધૈર્યપૂર્વક પોતાની ફરતી દશાને આલિંગન કરવા લાગ્યા. એક પછી એક તેમની બધી આશાઓ નિર્મૂળ થવા લાગી. છેવટે તેઓએ પોતાના પગ પર આધાર રાખી બચાવ કરવાનો ઠરાવ કર્યો. તેઓનો ઉત્સાહ સેંકડો ગણો વધી ગયો. તેઓ મરણિઆ થઇ લડવા લાગ્યા.

એક અઠવાડીઉં વીત્યું. યુરોપિઅનોએ હજુ પોતાનું સ્થાન બચાવી રાખ્યું હતું. એ દરમ્યાન યુરોપિઅનો એક ભયંકર વિપત્તિ આવી પડવાથી બેબાકળા બની ગયા. અગાઉ કહ્યું છે તેમ દિવાલની અંદર આવેલાં બે મોટાં મકાનોમાં એકનું છાપરૂં ઘાસનું હતું. બંને મકાનોમાં રોગી, ઘાયલ, વૃદ્ધ, સ્ત્રીઓ અને બાલ બચ્ચાં રહેતાં હતાં. ઘાસનું છાપરૂં નળિઆં અગર ઈંટો વડે ઢાંકી દેવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એ પ્રયત્ન સર્વાંશે સફળ થયો નહોતો. કોઈ કોઇ ભાગ ખુલ્લો રહી ગયો હતો. એક દિવસ સાંજરે એકાએક છાપરૂં સળગી ઉઠ્યું.

કેટલાક સિપાહીઓ પણ હતા. અગાઉ કહ્યું છે તેમ બીજી ઘોડેસ્વાર પલ્ટણનો સુબેદાર ભવાનીસિંહ પોતાના હાથ નીચેના સિપાહીઓ વિરૂદ્ધ ઉભો રહ્યો હતો તેથી તેને ઘાયલ કરી સિપાહીઓએ બંડ ઉઠાવ્યું હતું. તે ઘાયલ થઇ જમીન પર પડયો હતો તે વખતે તેને અંગ્રેજોનાં મથકે લાવવામાં આવ્યો. ભવાનીસિંહ ઘાયલ થયો હતો છતાં તેણે પોતાના માલીકનો પક્ષ તજ્યો નહિ. તે આવા ભયંકર વખતે અંગ્રેજોની બાજુએ ઉભો રહ્યો. ઘેરાની શરૂઆતમાંજ એ વીરપુરુષના પ્રાણ સિપાહીઓની તોપના ગોળાથી ચાલ્યો ગયો. આ વખતે વળી ૫૩ મી પલ્ટણના સિપાહીઓ આશ્રય વિનાના થઇ પડયા. તેઓ અત્યાર સુધી પોતાના સ્વદેશબાંધવો સામે ઝૂઝતા હતા. જ્યારે મકાન સળગી ગયું ત્યારે સેનાપતિએ તેમને બીજે કોઇ સ્થળે જઇ રહેવાનું કહ્યું. કારણ કે અત્યારે યુરોપિઅનોને ખોરાકના સાંસા પડ્યા હતા, આશ્રયસ્થાનનો પણ તોટો પડયો હતો. એ સિપાહીઓમાંના બોલાખાં નામના સિપાહીએ આ સંબંધમાં જણાવ્યું છે કે “ અમે ૫ મીથી ૯ મી કે ૧૦ મી જુન સુધી અમારાં મકાનનું રક્ષણ કર્યું. બંડખોરોના ગોળાથી એ મકાન સળગી ગયું એટલે અમારે એ સ્થાન છોડી જવું પડયું. મને લાગે છે કે ગોળા પર કોઇ સળગી ઉઠે તેવો પદાર્થ ચોપડેલો હતો; એ પદાર્થ સાથે ઘાસનાં છાપરાંને સંસર્ગ થવાથી આગ લાગી હતી.” રામબક્ષ નામના એ જ ટોળીના એક-બીજા માણસે પણ આ સંબંધમાં એવી જ મતલબનું બ્યાન કર્યું છે. તેના મત મુજબ ૯ મી કે ૧૦ મી જુનના ૪ વાગે મકાન સળગી ઉઠયું હતું.[1] ગમે તેમ હો પણ એટલું તો ખરૂં કે લગભગ ૮૦ થી

---

૧. Kaye, Sepoy War, Vol. II. P. 325. note.

ઘાયલ અને રોગી માણસો એ મકાનમાં રહેતા હોવાથી તેઓ ભારે વિપત્તિમાં આવી પડયા. આ તરફ બંડખોરોએ યુરોપિઅનોનું મકાન સળગતું જોઇ પ્રબળ વેગે ગોળીઓનો વરસાદ વરસાવ્યો. આ ભયંકર રાત્રે આગની જ્વાળા બમણી ઉજ્વલ બની યુરોપિઅનોને બહુ ગભરાવા લાગી. ઘાયલ અને રોગી લોકો પોતાનો બચાવ કરવા સમર્થ નહોતાં એ લોકોનો બચાવ કરવા યુરોપિઅનોએ કમર ભીડી. તેઓ વિપત્તિથી ભાન ભૂલ્યા વગર વ્યવસ્થા પૂર્વક તેઓને બીજે સ્થળે લઇ ગયા. પેલું છાપરૂં જોતજોતામાં બળી ભસ્મ થઇ ગયું. બે ગોલંદાજ સૈનિકો સળગતી આગમાં ભસ્મીભૂત થઇ ગયા. પરંતુ જીવતા રહેલા યુરોપિઅનોને તો એથી પણ વધારે નુકશાન થયું. સ્ત્રીઓ અને બાળકોને માટે આશ્રય લેવાનું સ્થળ બીજું એકેય નહોતું તેઓ હવે ખુલ્લી જગામાં જઇ રહ્યાં. દારૂની બાટલીઓ ભરવાનાં ખોખાં અને શણના તાપડાં હવે તેઓનું દિવસના પ્રચંડ તાપથી અને રાતના સખત હીમથી રક્ષણ કરવા લાગ્યાં. પરંતુ બંડખોરોના ગોળીબારથી એ આચ્છાદાન થોડા વખતમાં નાશ પામ્યું. મકાન બળી જવાથી સારવાર કરવામાં જોઇતી દવા પણ નાશ પામી હતી, વાઢ-કાપનાં સાધનો પણ નષ્ટ થયાં હતાં તેથી જેઓ ઘવાવા લાગ્યા. તેઓના શરીરમાંથી ગોળીઓ કાઢવાનો ઉપાય રહ્યો નહિં. જેઓ રોગથી ભૂતલશાયી થવા લાગ્યાં તેને દવા વિના શાંતિ આપી શકાઇ નહિ. અસહ્યયાતના, અકાલમૃત્યુ વગેરે દરેક બિપત્તિઓ આ અસહાય જીવો પર જુલમ ગુજારવા લાગી. તેઓ આ દુઃખમાંથી છૂટવા માટે મૃત્યુને નિકટ આવવાની પ્રાર્થના કરવા લાગ્યાં.

મકાન બળી જવાથી આશ્રયશૂન્ય થનારાઓમાં ૫૩ મી પલટણના

કેટલાક સિપાહીઓ પણ હતા. અગાઉ કહ્યું છે તેમ બીજી ઘોડેસ્વાર પલ્ટણનો સુબેદાર ભવાનીસિંહ પોતાના હાથ નીચેના સિપાહીઓ વિરૂદ્ધ ઉભો રહ્યો હતો તેથી તેને ઘાયલ કરી સિપાહીઓએ બંડ ઉઠાવ્યું હતું. તે ઘાયલ થઇ જમીન પર પડયો હતો તે વખતે તેને અંગ્રેજોનાં મથકે લાવવામાં આવ્યો. ભવાનીસિંહ ઘાયલ થયો હતો છતાં તેણે પોતાના માલીકનો પક્ષ તજ્યો નહિ. તે આવા ભયંકર વખતે અંગ્રેજોની બાજુએ ઉભો રહ્યો. ઘેરાની શરૂઆતમાંજ એ વીરપુરુષના પ્રાણ સિપાહીઓની તોપના ગોળાથી ચાલ્યો ગયો. આ વખતે વળી ૫૩ મી પલ્ટણના સિપાહીઓ આશ્રય વિનાના થઇ પડયા. તેઓ અત્યાર સુધી પોતાના સ્વદેશબાંધવો સામે ઝૂઝતા હતા. જ્યારે મકાન સળગી ગયું ત્યારે સેનાપતિએ તેમને બીજે કોઇ સ્થળે જઇ રહેવાનું કહ્યું. કારણ કે અત્યારે યુરોપિઅનોને ખોરાકના સાંસા પડ્યા હતા, આશ્રયસ્થાનનો પણ તોટો પડયો હતો. એ સિપાહીઓમાંના બોલાખાં નામના સિપાહીએ આ સંબંધમાં જણાવ્યું છે કે "અમે ૫ મીથી ૯ મી કે ૧૦ મી જુન સુધી અમારાં મકાનનું રક્ષણ કર્યું. બંડખોરોના ગોળાથી એ મકાન સળગી ગયું એટલે અમારે એ સ્થાન છોડી જવું પડયું. મને લાગે છે કે ગોળા પર કોઇ સળગી ઉઠે તેવો પદાર્થ ચોપડેલો હતો; એ પદાર્થ સાથે ઘાસનાં છાપરાંને સંસર્ગ થવાથી આગ લાગી હતી." રામબક્ષ નામના એ જ ટોળીના એક બીજા માણસે પણ આ સંબંધમાં એવી જ મતલબનું બ્યાન કર્યું છે તેના મત મુજબ ૯ મી કે ૧૦ મી જુનના ૪ વાગે મકાન સળગી ઉઠયું હતું.[1] ગમે તેમ હો પણ એટલું તો ખરૂં કે લગભગ

1. Kaye, Sepoy War, Vol. II. P. 325.

૧૦૦ સુધીની સંખ્યામાં સિપાહીઓ અંગ્રેજોના પક્ષનું અવલંબન કરી રહ્યા હતા. એ સિવાય તેઓની સાથે ૧૦ દેશી ઓફિસરો પણ હતા.[૧] તેઓ બધાને મથક છોડી ચાલ્યા જવાનો હુકમ મળ્યો. ઓફિસરોએ દિલગીર ચહેરે વિદાયગીરી લીધી. સિપાહીઓ ગમગીન ચહેરે મથક છોડી જવા તૈયાર થયા. મેજર હિલર્સડનસાહેબે (કલેકટર હિર્સડનસાહેબનો ભાઇ) બધાને થોડા રૂપીઆ અને વફાદારી જાળવી રાખ્યા બદલનાં સર્ટિફિકેટો આપ્યાં. સિપાહીઓ એ લઇ પોતપોતાને ઘેર ચાલ્યા. કોઇ રસ્તામાં જ માર્યા ગયા. કોઇ અક્ષત શરીરે ઘેર પહોંચ્યા, તેઓમાંના કોઇ બીનવફાદાર નીવડયા નહોતા. કોઇ બંડખોરો સાથે ભળ્યો નહોતો. તેઓએ વિદેશી માલીકને બચાવવા પોતાના સ્વદેશીઓ સામે ગોળીઓ ચલાવી હતી. આત્મીયસ્વજન શૂન્ય થઇ રસ્તામાં આત્મબલિદાન આપ્યું હતું, છતાં પોતાને 'નિમકહરામ' તરીકે ઓળખાવ્યા નહોતા. કાનપુરના વૃદ્ધ સેનાપતિએ જો એ લોકોને પોતાની પાસે રાખ્યા હોત તો તેના વડે બહુ સગવડ મેળવી શકત. તેઓ માલીકની સગવડ માટે જાન આપવા તૈયાર હતા, તેઓ આ વખતે અંગ્રેજોની સાથે હોત તો જરૂર તેઓનું બળ વૃદ્ધિ પામત.

દિવસે દિવસે યુરોપિઅનોનું બળ ઘટતું ગયું અને બંડખોરોની તોપોનો મારો વધારે કાતિલ થતો ગયો. આ વખતે યુરોપિઅનોને કેવી હાડમારી વેઠવી પડતી હતી તે સંબંધમાં એક એ ઘેરામાંથી બચેલા યુરોપિઅને બહુ આબેહુબ વર્ણન કરેલું છે.[૨] થોડાં અઠવાડિઆં

---

૧. Kaye, Sepoy War, Vol. II. P. 325. note.

૨. Capt-Mawbray Thomaoл. Story of Cawnpur.

પહેલાં જિલ્લાના જે રાજપુરૂષોના હુકમથી બધાનાં મસ્તક નીચાં નમતાં, જે સેનાપતિના ઇસારાથી હજારો સિપાહીઓ ઘેરાતા, જે અંગ્રેજ અમલદારોના દોરથી નોકરો સદા કાંપતા અત્યારે તે લોકોમાંના કોઇના હાથ પગ સિપાહીઓના ગોળાથી ભાગી ગયા, કોઇનાં મોં વિકૃત થઇ ગયાં. એક પછી એક અનેક માણસો ધીમે ધીમે અશક્ત બનવા લાગ્યાં. સાહેબ લોકોના પ્રાણ એક પછી એક વિસર્જન થવા લાગ્યા. તેમના વિશ્વાસુ નોકરો મોટાસાહેબને આ પ્રમાણે પીડાતા જોઇ નવાઇપૂર્વક પોતપોતામાં વાતો કરતા હતા, એ દરમ્યાન પોતાના માનનીયસાહેબને ઘાયલ થઇ આવતા જોઇ વાતચીત બંધ કરી તેમની સેવા કરવા દોડતા; થોડીવારમાં તેઓ એકબીજા સાહેબને ઘાયલ થઇ જમીનદોસ્ત થતા જોતા. આ પ્રમાણે દરરોજ બનવા લાગ્યું. મૃત્યુ જાણે ઓળખીતા મિત્રની માફક દરપળે બધાં દુઃખોની શાંતિ માટે તેઓને ભેટવા લાગ્યું. કલેકટર હિલર્સડનસાહેબ ઘરના આગણામાં ઉભા ઉભા નાનાસાહેબની સાથે સંધિ કરવાની ચેષ્ટા કરતા હતા. તેની યુવાન સ્ત્રી પાસે ઉભી હતી. તરત જ કલેકટરસાહેબ ગોળાના મારથી પોતાની પ્રિયતમાના પગમાં પડયા અને પંચત્વ પામ્યા. થોડા દિવસ બાદ ગોળાના મારથી દિવાલનો કેટલોક ભાગ તૂટી પડયો. તે વખતે હિલ્લર્સડન સાહેબનાં પત્ની ત્યાં ઉભાં હતાં. તેના પર એ તૂટી પડેલો ભાગ પડયો. તરત જ એ અભાગણી વિધવાનાં બધાં દુઃખોનું અવસાન થયું. સેનાપતિ હ્યુ વ્હિલરનો પુત્ર લેફટેનેન્ટ વ્હીલર ઘાયલ થઇ એક મકાનમાં સુતો હતો. તેનાં માબાપ તથા બહેનો બાજુએ બેસી સારવાર કરતાં હતાં. એક બહેન પગ પાસે બેસી પંખો નાખતી હતી. એકાએક તોપનો ગોળો એ સ્થળે આવી પડયો. વૃદ્ધ સેનાપતિના

પુત્રનું માથું એ ગોળાને લીધે ઉડી ગયું. પુત્રવત્સલ પિતા, માતા અને બ્હેનો આ બનાવ રડતી આંખે જોઇ રહ્યાં. લિંડસે નામના એક સૈનિકનું મુખ ગોળાના આઘાતથી વિકૃત થઇ ગયું. આંખો નષ્ટ થઇ ગઇ. અભાગીઓ સૈનિક આંધળો બની થોડી મુદ્દત જીવ્યો. છેવટે મૃત્યુએ આવી તેને પોતાની ગોદમાં લીધો. એક બીજા સૈનિકનો આઘાત એટલો બધો કારી નીવડયો કે તે એ યંત્રણાને લીધે મરણ પામ્યો. તેની સ્ત્રી તથા કન્યા પણ અસહાય સ્થિતિમાં એ ભયંકર સ્થળે પડયાં રહ્યાં. થોડા દિવસો દરમ્યાન તેની અભાગણી વિધવા એક ગોળી વાગવાથી મરણ પામી. તેની પુત્રી પણ ઘાયલ થઇ. કપ્તાન હાલિડે નામનો એક સૈનિક પુરૂષ પોતાની મરવા પડેલી ભૂખી સ્ત્રી માટે ઘોડાના માંસની કઢી લઇ જતો હતો. અકસ્માત્ તેના પર ગોળીઓ આવી પડી. તે રસ્તામાં જ મરણ પામ્યો, એક કલાકમાં યુરોપિઅનો બંડખોરોના મારાથી કેટલા બધા પીડાતા હતા તે સંબંધમાં કપ્તાન ટોમ્સન સાહેબે આ પ્રમાણે લખ્યું છે કે, "એક સૈનિક એક બીજા ઘાયલ સૈનિકને જોવા ગયો હતો, તે જ્યારે પેલા માણસ સાથે વાત કરતો હતો તે દરમ્યાન તેના સાથળમાં ગોળી પેસી ગઇ. તે જમીનદોસ્ત થઇ પડયો. મેં તેની ખાંધે હાથ નાખી કમર પકડી ઉપાડયો. આવી સ્થિતિમાં હું ઉઘાડા સ્થાનમાંથી તેને મકાનમાં લઇ જતો હતો એ દરમ્યાન મારા જમણા ખભા પર ગોળી લાગી એટલે હું તથા તે બંને જમીન પર પડયા. બીજા બે માણસોએ આવી અમને મકાનમાં પહોંચાડયા. હું જ્યારે ગોળીના આઘાતથી પીડાતો હતો ત્યારે એક સૈનિક મારી સારવાર માટે આવ્યો. અકસ્માત એક ગોળી તેના ખભામાં પેસી ગઇ.

એ આઘાતથી એ બિચારો મરણ પામ્યો."[૧] એક ટુકડીના ત્રણ ઓફિસરો એક સ્થળે ઉભા હતા. ઉપરાઉપરી ગોળા પાડવાથી એ ત્રણેનાં માથાં ઉડી ગયાં. એક માણસ ગોળીઓના વરસાદમાં ખુલ્લી જગામાંથી પસાર થતો હતો અચાનક તે ઘાયલ થઈ મરણ પામ્યો. વૃદ્ધ સેનાપતિના મદદગારો આ પ્રમાણે દરરોજ મૃત્યુ વશ થવા લાગ્યા. સેનાપતિ પોતાનું બળ ઓછું થવાથી બહુ જ દિલગીર થવા લાગ્યો. કોઇ વસવાટનાં મકાનોનું રક્ષણ કરતા મરણ પામ્યા. કોઇ ઘાયલોની સારવાર કરતા મરણ પામ્યા, કોઇ તરસ્યાને પાણી આપતાં અને ભુખ્યાને ભોજન આપતાં મૃત્યુ વશ થયા. દિવાલની બહાર એક કુવો હતો. એ કુવામાં શબો નાખી દેવામાં આવતાં. દરરોજ રાત્રે શત્રુઓના હુમલાની બીકે આ પ્રમાણે જેમ બને તેમ જલદી સમાધીનું કાર્ય આટોપાવા લાગ્યું. ઘેરાએલા લોકોનાં દુઃખોનો પાર નહોતો દિવસે તેઓનાં મસ્તક પર સૂર્ય પોતાનાં પ્રચંડ કિરણો વરસાવતો. રાત્રે પણ શત્રુઓની અગ્નિમય ગોળીઓ આવી તેમને દગ્ધ કરતી. તેઓનાં જીવનસમાં વહાલાં સંતાનો, પ્રિયતમા પત્નીઓ અને વહાલાં સ્વજનોના મૃતદેહ દરરોજ પેલા સુકા કુવામાં પડતાં, તેઓ આવા શોચનીય દેખાવો જોઇ દિવસે દિવસે વિષાદમય બનવા લાગ્યા.

સામા પક્ષના લોકોને પણ નુકસાન પહોંચતું હતું. યુરોપિઅનોની તોપોના ગોળાથી તેઓમાંના ઘણા માર્યા ગયા હતા. છતાં તેઓનું બળ ખુટયું નહોતું. કારણ કે તેઓનામાં દરરોજ ભરતી થયે જતી હતી. આજિમગઢની ૧૭ મી પલટણના સિપાહીઓ તેમને

---

૧. Thomson, Story of Cownpur, 106—107.

આવી મળ્યા હતા. કાનપુરથી થોડે દૂર આવેલ ચૌબેપુર નામના ગામડામાં લખનોરની પલ્ટણોમાંના કેટલાક ઘોડેસ્વારો અને પાયદળ સૈનિકો રહેતા હતા. તેઓ પણ આ સિપાહીઓને આવી મળ્યા હતા એમ કહેવાય છે. એ સિવાય બનારસ અને અલાહાબાદના સિપાહીઓનો ઘણો ભાગ અહીં આવી પહોંચ્યો હતો. મીરનવાબ નામનો એક આબરૂદાર જમીનદાર લશ્કરની બે ટુકડીઓ લઇ નાના સાહેબની મદદે આવ્યો હતો. લોર્ડ ડેલ્હાઉઝીના અમલમાં તેણે એ લશ્કર એકત્ર કરી રાખ્યું હતું પણ એ વખતે તેને પોતાનો દ્વેષ શાંત પાડવાની તક મળી નહોતી. હવે તે લોર્ડ ડેલ્હાઉઝીનાં કાર્યનું વેર વાળવા તૈયાર થયો હતો. આ પ્રમાણે ચોતરફથી સિપાહીઓનું બળ વૃદ્ધિ પામતું હતું.

હલ્લો કરનારાઓએ સંભાળપૂર્વક પોતાનો વ્યૂહ રચ્યો હતો. માટીની દિવાલની ઉત્તર બાજુએ અંગ્રેજોનાં રમતગમતનાં મકાન પાસે તોપ ગોઠવવામાં આવી હતી. નની નવાબ નામનો એક ધનવાન મુસલમાન એ સ્થળ સાચવતો હતો. અગાઉ હિંદુ સિપાહીઓએ તેનું તથા બાકરઅલી નામના એક બીજા મુસલમાનનું ઘર લૂટયું હતું. નની નવાબ અને બાકરઅલીને કેદ કરવામાં આવ્યા હતા. પણ તેથી મુસલમાન સિપાહીઓ ગુસ્સે થયા, તેથી નાનાસાહેબે એ બંનેને મુકત કરી પોતાના જેટલું જ માન આપ્યું હતું. ત્યારથી તેઓ બંડખોરોના પક્ષમાં ભળ્યા હતા. એવું કહેવાય છે કે આજિજન હથિયારબંધ થઇ આ સ્થળે તોપની પાસે ઉભી રહી ઘોડેસ્વાર સિપાહીઓને ઉત્સાહ પ્રેરતી હતી. દિવાલના અગ્નિ ખુણામાં મીરનવાબ પોતાની તોપ ગોઠવી નિરંતર ગોળા ફેંકતો હતો. પૂર્વ દિશામાં બાકરઅલી

ગોઠવેલી તોપનું રક્ષણ કરતો હતો. નૈઋત્ય ખુણા તરફ એક મોટું મકાન હતું. અંગ્રેજો તેને "સાખેડા હાઉસ" ના નામથી ઓળખતા હતા. એ મકાન ધીમે ધીમે "સખેદા કોઠી" ના નામથી પ્રસિદ્ધ થયું હતું. સખેદા કોઠીની બાજુએ હિંદુઓનું જોર હતું. એ કોઠીમાં નાના સાહેબ પોતાના મિત્રો સાહિત્ય રહેતો હતો સેનાપતિ ટીકાસિંહનો તંબુ અહીં હતો. સેનાપતિ અહીંની તોપોને સંભાળતો હતો. તાંતિયા તોપી વગેરે આ સ્થળે ફિરંગીઓનો નાશ કરવાની યુક્તિઓ ગોઠવતા હતા. આ પ્રમાણે હિંદુ અને મુસલમાન એકત્ર થઇ અંગ્રેજોને વેરી વળ્યા હતા, નાનાસાહેબ તેઓના ભયથી નામનો રાજા બની હાજીહા કર્યા કરતો હતો.

શાંતિ જાળવવા માટે તથા ન્યાય ચુકવવા માટે નાના સાહેબને નામે જુદા જુદા માણસોની નીમણુક થઇ હતી, હુલાસસિંહ નામનો એક માણસ શાંતિરક્ષક ખાતાનો વડો હતો. બાબાભટ્ટ મુખ્ય ન્યાયાધીશ બન્યો હતો. આજિમઉલ્લા અને જવાલાપ્રસાદ વ્યવસ્થા જાળવવાનું કામ કરતા હતા. પરંતુ તેઓ ઉશ્કેરાએલી પ્રજા અને સિપાહીઓની ઉચ્છૃંખલતા દબાવી શકતા નહોતા, તેઓના મત વિરૂદ્ધ નાનો કંઇ કરી શકતો નહિ. તેઓ નાનાસાહેબને નામે યથેચ્છાચાર ફેલાવી રહ્યા હતા.

૨૧ મી જુને અયોધ્યાના બંડખોર લોકો સિપાહીઓ પાસે આવી પહોંચ્યા. ૨૩ મી જુને સિપાહીઓએ પૂર્વાપેક્ષા અધિક ઉત્સાહપૂર્વક લડાઇની તૈયારી કરી. એક સૈકા પહેલાં બરાબર આ વખતે લોર્ડ કલાઇવે પ્લાસીના આંબાવાડિઆમાં પોતાનું અધિપત્ય સ્થાપ્યું હતું. સો વર્ષ બાદ સિપાહીઓ આ આધિપત્યના પાયાને

આવી મળ્યા હતા. કાનપુરથી થોડે દૂર આવેલ ચૌબેપુર નામના ગામડામાં લખનોરની પલ્ટણોમાંના કેટલાક ઘોડેસ્વારો અને પાયદળ સૈનિકો રહેતા હતા. તેઓ પણ આ સિપાહીઓને આવી મળ્યા હતા એમ કહેવાય છે. એ સિવાય બનારસ અને અલાહાબાદના સિપાહીઓનો ઘણો ભાગ અહીં આવી પહોંચ્યો હતો. મીરનવાબ નામનો એક આબરૂદાર જમીનદાર લશ્કરની બે ટુકડીઓ લઇ નાના સાહેબની મદદે આવ્યો હતો. લોર્ડ ડેલ્હાઉઝીના અમલમાં તેણે એ લશ્કર એકત્ર કરી રાખ્યું હતું પણ એ વખતે તેને પોતાનો દ્વેષ શાંત પાડવાની તક મળી નહોતી. હવે તે લોર્ડ ડેલ્હાઉઝીનાં કાર્યનું વેર વાળવા તૈયાર થયો હતો. આ પ્રમાણે ચોતરફથી સિપાહીઓનું બળ વૃદ્ધિ પામતું હતું.

હલ્લો કરનારાઓએ સંભાળપૂર્વક પોતાનો વ્યૂહ રચ્યો હતો. માટીની દિવાલની ઉત્તર બાજુએ અંગ્રેજોનાં રમતગમતનાં મકાન પાસે તોપ ગોઠવવામાં આવી હતી. નની નવાબ નામનો એક ધનવાન મુસલમાન એ સ્થળ સાચવતો હતો. અગાઉ હિંદુ સિપાહીઓએ તેનું તથા બાકરઅલી નામના એક બીજા મુસલમાનનું ઘર લૂટયું હતું. નની નવાબ અને બાકરઅલીને કેદ કરવામાં આવ્યા હતા. પણ તેથી મુસલમાન સિપાહીઓ ગુસ્સે થયા, તેથી નાનાસાહેબે એ બંનેને મુક્ત કરી પોતાના જેટલું જ માન આપ્યું હતું. ત્યારથી તેઓ બંડખોરોના પક્ષમાં ભળ્યા હતા. એવું કહેવાય છે કે આજિજન હથિયારબંધ થઇ આ સ્થળે તોપની પાસે ઉભી રહી ઘોડેસ્વાર સિપાહીઓને ઉત્સાહ પ્રેરતી હતી. દિવાલના અગ્નિ ખુણામાં મીરનવાબ પોતાની તોપ ગોઠવી નિરંતર ગોળા ફેંકતો હતો. પૂર્વ દિશામાં બાકરઅલી

નીવડવા લાગ્યા. વિપત્તિના વખતમાં વારંવાર હતાશ થયા છતાં મનુષ્યોની અમર આશા મરણ પામતી નથી. મરૂભુમિવિહારી તૃષ્ણાતુર પથિક પ્રતિક્ષણે મૃગજળથી છેતરાતા છતાં વારંવાર જળ મેળવવા માટે એ મૃગજળ ભણી દોડાદોડ કરે છે. તે જેમ જેમ દોડે છે તેમ તેમ પાણી દૂર જતું જાય છે છતાં તેની આશા મરણ પામતી નથી. તે રીતે અંગ્રેજો પણ વારંવાર અલાહાબાદ તરફ નજર કરી મદદની રાહ જોવા લાગ્યા; પરંતુ અલાહાબાદથી કોઈ આવ્યું નહિ; એ બિચારા હતાશ થયા છતાં વળી આશાતુર હૃદયે એ તરપ જોવા લાગ્યા. તેઓનો ખોરાક પૂરો થઇ રહેવા આવ્યો હતો. દેશી લોકોએ તેઓને ખોરાકી પૂરી પાડવાનો પ્રયત્ન કર્યો હતો. પણ બંડખોર સિપાહીઓના ઘેરાને લીધે એ પ્રયત્ન સફળ નીવડયો નહોતો. એક રોટલી વાળો રોટલીની ટોપલી ભરી અંગ્રેજોના મથક તરફ જતો હતો. રસ્તામાં સિપાહીઓએ તેને ઓળખી કાઢી કેદ કર્યો હતો. જવાહિર નામનો એક આબકારી વિભાગનો અમલદાર છુપી રીતે રોટી, ઇંડાં, દૂધ અને ઘી મોકલતો હતો. ૧૪મી જુને રાત્રે એ દ્રવ્ય લઇ જનારા પંદર જણાને કેદ કરવામાં આવ્યા, તેઓમાંની બે તો સ્ત્રીઓ હતી, એ બિચારાઓને તોપોના મોંએ બંધાઇ મરી જવું પડયું. મરી ગયા છતાં તેઓએ જવાહિરનું નામ જાહેર કર્યું નહિ.[૧] વિશ્વાસુ દેશી લોકોએ

---

શેપર્ડ સાહેબ મુક્ત થયા. ૫૬મી પાયદળ પલટણનો ખુદાબક્ષ નામનો જમાદાર અંગ્રેજોના પક્ષમાં હતો, તે પણ કેદમાં હતો. હેવલોકના આગમનથી તેને પણ મુક્તિ મળી. ખુદાબક્ષને છેવટે બ્રિટિશ સરકારે ઇનામથી નવાજ્યો હતો.

૧. Trevilyon Cawnpur, P. 173.

હગમગાવવા તૈયાર થયા. લોર્ડ કલાઇવે જે રીતે બંગાળાના નવાબને નમાવ્યો હતો, તેજ પ્રમાણે સિપાહીઓ ફિરંગીઓને નમાવવા તત્પર થયા. અશ્વારોહી અને પાયદળે ટોળાબદ્ધ થઈ અંગ્રેજો પર હુમલો કર્યો. તેઓ પોતાના અગ્રભાગમાં કપાસનાં મોટાં મોટાં ધોકડાં રાખી તે ગબડાવતા ગબડાવતા આગળ વધવા લાગ્યા. અંગ્રેજોનું દેવળ તેઓની એક બાજુએ હતું. બીજી બાજુ એક અધુરી રહેલી લશ્કરી છાવણી હતી. આમ બંને બાજુએ મકાનો હોવાથી તેમને હુમલો કરવાની સગવડ મળી હતી. તો પણ તેઓ કાર્ય સિદ્ધ કરી શકયા નહિ. તેઓએ બહુ પરાક્રમ દર્શાવ્યું પણ તેમના મદદગારો કંઇ લડવૈયા નહોતા. તેઓ લશ્કરી પોષાકથી સજ્જ થયા નહોતા, અસ્ત્રશસ્ત્રથી બળવાન બન્યા નહોતા, તેઓનામાં રણકૌશલનો અનુભવ નહોતો. આથી તેઓ ચોતરફ વિખરાઇ ગયા. હરોળ તૂટવાથી સિપાહીઓ હઠી ગયા. અંગ્રેજોએ પોતાનું સ્થાન બચાવ્યું, પરંતુ એક બીજી મુશ્કેલીથી તેઓ અગાઉ કરતાં વધારે પીડાવા લાગ્યા,

એ વખતે અંગ્રેજોએ બે ત્રણ વાર મદદ મેળવવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ તેઓનો પ્રયત્ન સફળ નીવડયો નહતો. ૨૪ મી જુને એક ફિરંગી સૈનિક છુપેવેશે અલાહાબાદથી મદદગાર સૈન્ય મેળવવાની આશાથી મથક છોડી નીકળ્યો. પણ તે નિષ્ફળ થઇ પાછો આવ્યો. એજ દિવસે રસદ વિભાગના શેફર્ડ સાહેબે બદલુનું નામ ધારણ કરી બાબર્ચિનો વેશ ધારણ કરી મુસાફરી શરૂ કરી. સિપાહીઓએ તેને કેદ કર્યો. ગરીબ બિચારા બદલુને ત્રણ વર્ષની સખ્ત કેદની સજા થઇ.[૧] આ પ્રમાણે ઘેરાએલા અંગ્રેજો પોતાના દર પ્રયત્નમાં નિષ્ફળ

---

૧ જુલાઈ માસમાં સેનાપતિ હેવલોક કાનપુર આવ્યો એટલે

સુંદર ખાદ્ય તેઓએ મહામહેનતે દિવાલમાં આણ્યું. આ રીતે ઘેરાએલા લોકો જે કંઇ વસ્તુ મળે તે ઉદરમાં નાખવા લાગ્યા. છેવટે આવાં પશુ પણ તેમનાથી બચ્યાં નહિ. તેઓને મળતા ખોરાકનું પ્રમાણ જુન માસના છેલ્લા આઠવાડિઆમાં અરધું થઇ ગયું.[૧] ખોરાકના અભાવ કરતાં પાણીનો અભાવ તેઓને બહુ પીડવા લાગ્યો. એ મથકમાં ફક્ત એકજ કુવો હતો. કુવામાં ૬૦–૭૦ ફૂટ ઉંડું પાણી હતું. આ કુવો પણ બંડખોર સિપાહીઓએ દાઢમાં લીધો હતો. ગોળીઓના વરસાદથી કુવાની દિવાલ તૂટી ગઇ હતી. જેઓ પાણી ભરવા જતા તેઓ પર ગોળીઓનો કાતિલ મારો ચાલતો તેથી ભિસ્તીઓ એક પછી એક મરણ શરણ થવા લાગ્યા. ગ્રીષ્મ ઋતુના ભયાનક તાપમાં પાણીની અડચણ અસહ્ય થઇ પડી, સશક્ત આદમીઓ તો આ દુઃખ મુંગા મુંગા વેઠી શકતા પણ સ્ત્રીઓ, છોકરાં અને ઘાયલોને પાણી વગર ચાલતું નહિ. તેઓના હૃદયવિદારક કોલાહલથી આખું મથક ગાજી રહેતું. ઘણા લોકો અસહ્ય વેદનાને લીધે ગાંડા બની ગયા હતા. એક સ્ત્રી ભૂખ તથા તરસથી હેરાન હેરાન થઇ ગઇ. તે પોતાનાં બે બાળકોને બે બાજુએ તેડી જે સ્થળે સતત ગોળીબાર થયા કરતો હતો ત્યાં જઇ ઉભી. એ બિચારી અસહ્ય વેદનામાંથી છુટવા માટે બાળકો સાથે આત્મવિસર્જન કરવા ઇચ્છતી હતી, પણ એક સૈનિકે એ અભાગણીને આપઘાત કરવા દીધો નહિ. એ બિચારીને તીવ્ર યાતનારૂપી અગ્નિમાં

---

૧. જ્યારે આત્મસમર્પણની વાતચીત થતી હતી ત્યારે દરરોજ અરધો ખોરાક લેતા છતાં ખોરાકનો જથો ચાર દિવસેથી વધારે ચાલે તેમ નહોતું. Story of Cawnpur P. 134.

આ પ્રમાણે પારકાને માટે આત્મત્યાગ કર્યો હતો. દેશી લોકોએ આવે વખતે પોતાના જીવનની માયા તજી યુરોપિઅનોનો પક્ષ તજ્યો નહોતો, દિવાલબંદ મથકમાં તેઓમાંના અકેકેની જીવન લીલા પૂરી થઇ હતી. એક વેળા તોપના એકજ ગોળાથી ત્રણ દેશી સિપાહીઓ માર્યા ગયા હતા. એક વિશ્વાસુ નોકર પોતાના માલીકને માટે ખાવાનું લઈ ઘર બ્હાર આવ્યો. એકાએક તે ગોળીના મારાથી મરણ પામ્યો.[૧] એક આયા બાળકને ખોળામાં લઇ બેઠી હતી, એકાએક ગોળીએ આવી તેના બંને પગ ભાગી નાખ્યા. આવા સમયમાં પણ એ વિશ્વાસુ નોકરોએ પોતાના માલીકનું પડખું તજ્યું નહોતું. ઘેરાએલા લોકોને દેશી લોકોના પ્રબળ પ્રયત્ન છતાં ખોરાક ન મળ્યો એટલે તેઓની દુર્દશાનો પાર રહ્યો નહિ. એ વખતે તેઓમાં એટલી બધી હાડમારી ફેલાઇ હતી કે કોઇપણ જાનવર નજરે પડતાંજ તે દ્વારા જઠરને શાંત પાડવાની પ્રવૃત્તિ શરૂ થઈ. એક વખતે કોઇ રખડતું કુતરૂં આવી ચડ્યું. તરત જ યુરોપિઅનોએ તેનો વધ કરી તેના માંસની કઢી બનાવી ખાધી. આ અપૂર્વ કઢી તેમને બહુજ સ્વાદીષ્ટ લાગી, એક વખતે ઘોડેસ્વાર સેનાનો એક ઘરડો ઘોડો ભોજનમાં કામ આવ્યો એક વખતે એક સાંઢ ફુંફાડા મારતો મારતો તે સ્થળે આવી પહોંચ્યો. તેઓએ દારૂણ ક્ષુધાથી અકળાઇ એ પવિત્ર ગણાતા સાંઢને પણ મારી નાખ્યો. તેઓ એ સાંઢના શબને દિવાલની અંદર લાવવા મથવા લાગ્યા. આઠ દસ જણા દોરી લઇ દિવાલ બહાર આવ્યા, પગ ને શીંગડાં દોરી વડે બાંધવામાં આવ્યો. સાંઢ ઘસડાવા લાગ્યો. યુરોપિઅનોમાંના કેટલાક સિપાહીઓની ગોળીથી ઘવાયા છતાં આવું

૧. Thomson Story of Cawnpur, P. III.

સુંદર ખાદ્ય તેઓએ મહામહેનતે દિવાલમાં આણ્યું. આ રીતે ઘેરાએલા લોકો જે કંઇ વસ્તુ મળે તે ઉદરમાં નાખવા લાગ્યા. છેવટે આવાં પશુ પણ તેમનાથી બચ્યાં નહિ. તેઓને મળતા ખોરાકનું પ્રમાણ જુન માસના છેલ્લા આઠવાડિઆમાં અરધું થઇ ગયું.[૧] ખોરાકના અભાવ કરતાં પાણીનો અભાવ તેઓને બહુ પીડવા લાગ્યો. એ મથકમાં ફક્ત એકજ કુવો હતો. કુવામાં ૬૦-૭૦ ફૂટ ઉંડું પાણી હતું. આ કુવો પણ બંડખોર સિપાહીઓએ દાઢમાં લીધો હતો. ગોળીઓના વરસાદથી કુવાની દિવાલ તૂટી ગઇ હતી. જેઓ પાણી ભરવા જતા તેઓ પર ગોળીઓનો કાતિલ મારો ચાલતો તેથી ભિસ્તીઓ એક પછી એક મરણ શરણ થવા લાગ્યા. ગ્રીષ્મ ઋતુના ભયાનક તાપમાં પાણીની અડચણ અસહ્ય થઇ પડી, સશક્ત આદમીઓ તો આ દુઃખ મુંગા મુંગા વેઠી શકતા પણ સ્ત્રીઓ, છોકરાં અને ઘાયલોને પાણી વગર ચાલતું નહિ. તેઓના હૃદયવિદારક કોલાહલથી આખું મથક ગાજી રહેતું. ઘણા લોકો અસહ્ય વેદનાને લીધે ગાંડા બની ગયા હતા. એક સ્ત્રી ભૂખ તથા તરસથી હેરાન હેરાન થઇ ગઇ. તે પોતાનાં બે બાળકોને બે બાજુએ તેડી જે સ્થળે સતત ગોળીબાર થયા કરતો હતો ત્યાં જઇ ઉભી. એ બિચારી અસહ્ય વેદનામાંથી છુટવા માટે બાળકો સાથે આત્મવિસર્જન કરવા ઇચ્છતી હતી, પણ એક સૈનિકે એ અભાગણીને આપઘાત કરવા દીધો નહિ. એ બિચારીને તીવ્ર યાતનારૂપી અગ્નિમાં

---

૧. જ્યારે આત્મસમર્પણની વાતચીત થતી હતી ત્યારે દરરોજ અરધો ખોરાક લેતા છતાં ખોરાકનો જથ્થો ચાર દિવસથી વધારે ચાલે તેમ નહોતું. Story of Cawnpur P. 134.

શેકાઇ જીવન ત્યાગવા માટે ત્યાંથી ખસેડી મૂકવામાં આવી.[૧] રાત્રે પણ કુવામાંથી પાણી ખેંચી કાઢવા જેટલી સગવડ મળતી નહોતી. પાણી કાઢવાનો શબ્દ થતાં જ સિપાહીઓ ગોળીઓનો વરસાદ વરસાવી મૂકતા. આ રીતે બધા ભિસ્તીઓ મરાયા બાદ જોન મેકફિલિપ નામના સિવિલ અમલદારે પાણી ભરવાની જગાની જવાબદારી સ્વીકારી. પણ એક અઠવાડિઆમાં એ બિચારો ગોળીબારનો ભોગ થઇ પડયો. તેણે અત્યારે દુર્લભ ગણાતું પાણી એક સ્ત્રીને આણી આપવાનું વચન આપ્યું હતું, એ વચન પાળવા માટે મરતી વખતે પણ તેનું દુર્લક્ષ નહોતું. તે મંદ સ્વરે એ તૃષાતુર સ્ત્રીને બચાવવા માટે આ દુર્લભ પાણી આપવાનું જણાવી મરણ પામ્યો હતો. આ પ્રમાણે ખોરાક અને પાણી વગર ઘેરાએલાં માણસોની જીવનશક્તિ દહાડે દહાડે ઘટવા લાગી. બાળકો સુકાં મુખને ભીનું કરવા ખાતર પાણીની ભીની પખાલો, ભીનાં તાપડાં અને ચામડાં સૂચવા લાગ્યાં. પાણીનો એક છાંટો પ્રાપ્ત કરવા માટે તેઓએ આ ચીજોને પણ છોડી નહિ. યુરોપિઅનો આવી શોચનીય દશા જોઇ બહુ નિરાશ થઈ ગયા. ભૂખ, તરસ, અનિદ્રા અને શત્રુઓના ગોળીબારથી તેઓ ગભરાતા નહોતા, પણ પોતાની પ્રિયતમા પત્ની અને પ્રાણાધિક પુત્રપુત્રીઓની દુર્દશા જોઇ તેઓની ગભરામણનો પાર રહેતો નહિ. પોતાના જામા અને મોજાં ઘાયલોના ઘા પર પાટા બાંધવા માટે આપ્યાં હોવાથી સ્ત્રીઓનો પોશાક સદા મેલો રહેતો હતો. ખોરાક અને પાણી વિના બધાં સુકલકડી બની ગયાં હતાં. તેઓનું સૌંદર્ય, માધુર્ય કોણ જાણે કયાં ચાલ્યું ગયું હતું. શત્રુઓના જાણવામાં જ્યારે આ વાત આવી ત્યારે

---

૧. Martin Indian Empire Vol, II. P. 257

તેઓ અધિક ઉત્સાહમાં આવ્યા. તેઓ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે તકની રાહ જોઇ બેઠા.

આ પ્રમાણે ત્રણ અઠવાડિયાં વીત્યાં. એ ત્રણ અઠવાડિયાં દરમ્યાન યુરોપિઅનોએ ૨૫૦ સાથીઓને પેલા નિર્જળ કુવામાં દફનાવ્યા[1]. અપાર યંત્રણા ભોગવ્યા છતાં એ દરમ્યાન મદદ આવી પહોંચી નહિ. આ તરફથી તેઓની સંખ્યા દિવસો દિવસ ઓછી થવા લાગી, તોપો નકામી બની જવા લાગી. દારૂગોળો પૂરો થવા આવ્યો ખાદ્યસામગ્રીનું તો પૂછવું જ શું? ભૂખમરાને લીધે બચાવ કરવાનું તદ્દન આશકય બની ગયું. સ્ત્રીઓ, છોકરાં અને ઘાયલોને સાથે લઇ શત્રુઓનો વ્યૂહ ભેદી નાસી છૂટવા જેવી સ્થિતિ નહોતી. આથી તેઓ બધી રીતે હતાશ બની ગયા. જ્યારે તેઓ પોતાની દુર્દશાથી શેકાતા હતા ત્યારે એકાએક એક ખ્રિસ્તી સ્ત્રી પેલી દિવાલ પાસે આવવા લાગી. એક યુરોપિઅન સંત્રીએ તેને જાસુસ ધારી મારવા માટે બંદુક ઉપાડી. તરતજ કપ્તાન ટોમ્સને તે સંત્રીને તેમ કરતો અટકાવ્યો. પેલી સ્ત્રી નાના સાહેબનો એક પત્ર લઇ તેઓની સમક્ષ આવી

---

૧ સિપાહીઓનાં કેટલાં માણસો મરણ પામ્યાં હતાં તે સૂક્ષ્મરૂપે નક્કી થઇ શકયું નથી. કપ્તાન ટોમ્સને લખ્યું છે કે જ્યારે હું ગંગા નદીના ઘાટ પર ગયો ત્યારે એક સિપાહીને આ બાબત પૂછી જોયું હતું. એ સિપાહી અગાઉ મારી ટુકડીમાં હતો. કપ્તાનના પ્રશ્નના જવાબમાં એક સિપાહીએ કહ્યું હતું કે અમારાં ૮૦૦ થી ૧૦૦૦ માણસ માર્યા ગયાં છે. Thomson Story of Cawnpur, P. 104.

પહોંચી[1]. પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું કે "મહારાણી વિક્ટોરીઆની પ્રજા સમીપ લખવાનું કે લોર્ડ ડેલ્હાઉઝીનાં કાર્ય સાથે જેના જરા પણ સંબંધ નથી તથા જેઓ હથિયારો છોડવા ખુશી છે તેઓને બીન અડચણે અલાહાબાદ જવા દેવામાં આવશે." પત્ર આજિમઉલ્લાના હાથનો લખેલો હતો. તેમાં કોઇની સહી નહોતી. વૃદ્ધ સેનાપતિ આત્મ-સમર્પણ કરવાની વિરૂદ્ધ હતો. તેને નાના સાહેબ કે આજિમઉલ્લાના વચનો પર જરાપણ વિશ્વાસ નહોતો. માટે તે બૈરાં છોકરાં સાથે હથિયારો તજી નાનાસાહેબ સમક્ષ હાજર થવાની સલાહ આપી શક્યો નહિ. જુવાનિઆઓ મરતાં સુધી જંગ મચાવવાની તરફેણમાં હતા. સેનાપતિ, કપ્તાન મૂર અને વ્હીટિંગ નામના બે મદદગારો સાથે આ બાબત મસલત કરવા લાગ્યો. તેઓ બંનેએ જણાવ્યું કે જો બૈરાં છોકરાં અને ઘાયલો ન હોત તો છેવટ સુધી લડાઇ કરવી એજ શ્રેય-સ્કર હતું. પરંતુ એ બધા અનાથ જીવોનું રક્ષણ કરવાનો કશો ઉપાય રહ્યો નથી માટે આત્મસમર્પણ કરવું એજ વધારે સારૂં છે. આ પરથી નાનાસાહેબના નામથી આજિમઉલ્લાએ જે પત્ર લખ્યો હતો તે પત્રનો અસ્વીકાર થયો નહિ. પેલી સ્ત્રીએ નાનાસાહેબ પાસે જઇ જાહેર કર્યું કે સેનાપતિ વ્હીલર અને તેના અમલદારો આ બાબત

---

૧. કોઇ કોઇ ઇતિહાસકારોએ આ સ્ત્રીને ગ્રીનવે નામના કાનપુરના એક ધનવાન સાહેબની પત્ની તરીકે ઓળખાવી છે. કોઇએ તેને ઘડીઆળવાળા જેકોબી સાહેબની સ્ત્રી તરીકે ઓળખાવી છે. તેઓ બંને નાનાસાહેબના હાથમાં બંદી હતાં. બિબિ જેકોબી પાલખી પર બેસી અંગ્રેજોના મથક પર આવી હતી. Trevelyan, Cawnpur, P. 217.

મસલત કરી જવાબ આપશે. આ પરથી સિપાહીઓએ લડવાનું મોકુફ રાખ્યું. બીજે દિવસે (૨૬ મી) સવારમાં આજિમઉલ્લા અને નાના-સાહેબના ઘોડેસ્વાર સૈન્યનો અધ્યક્ષ જ્વાલાપ્રસાદ યુરોપિઅનોની દિવાલ તરફ ગયા. કપ્તાન મૂર, વ્હીટિંગ, અને ટપાલનો અમલદાર રોચે સાહેબ એ બંનેની સાથે વાતચીત કરવા બહાર આવ્યા. બંને પક્ષની સંમતિથી એવું નક્કી થયું કે અંગ્રેજોએ પોતાનું મથક, તોપો અને પૈસો ટકો છોડી દેવાં. તેઓમાંનો દરેક સૈનિક પોતાની બંદુક અસ્ત્ર અને સાઠ સાઠ વખત ગોળીબહાર કરી શકે તેટલો દારૂગોળો તથા ટોટા લઇ જઇ શકશે. નાનાસાહેબ તેમને બીન અડચણે નદી કિનારા સુધી લઇ જશે, ઘાટ પર તેઓને માટે હોડીઓ તૈયાર રહેશે અને જોઇતો લોટ પૂરો પાડવામાં આવશે. આ વખત આજિમઉલ્લા અને જ્વાલાપ્રસાદના સાથીઓમાંના કોઇ કોઈ બોલી ઉઠયા કે અમે "બકરાં ને ઘેટાં પણ આપીશું.' આ બધા ઠરાવો કાગળમાં લખી સોંપવામાં આવ્યા. આજિમઉલ્લા એ કાગળ નાનાસાહેબ પાસે લઇ ગયો. સાંજરે એક સ્વારે આવી જણાવ્યું કે "મહારાજ નાનાસાહેબે બધી શરતો કબુલ રાખી છે, તેમના હુકમથી આજ રાત્રેજ તમારે બધાએ આ સ્થાન છોડવું પડશે."

વૃદ્ધ સેનાપતિએ વાંધો ઉઠાવ્યો. તેજ રાત્રે મુસાફરી કરવાનું કામ અશકય જણાવી તેને સંધિપત્ર પાછું મોકલી દીધું અને કહ્યું કે અમે કાલ સવાર સિવાય અહીંથી રવાના થઈ શકીએ તેમ નથી. સ્વાર ચાલ્યો ગયો. થોડી વાર પછી તેણે આવી જણાવ્યું કે "અંગ્રેજોની વર્તમાન સ્થિતિ મહારાજ ધોન્ડુપંત નાનાસાહેબથી અજાણી નથી. જો મહારાજ પાછા ગોળા ફેંકવાનો હુકમ

કરશે તો તમે બધા માર્યા જશો.” પરંતુ અંગ્રેજો આ ધમકીથી ડર્યા નહિ. તેમણે દૃઢતાપૂર્વક કહેવરાવ્યું કે, “અમે મરણ પામીશું તો પણ આ સ્થાન આજની રાતે તજવાના નથી.” ઘોડેસ્વાર ચાલ્યો ગયો. તે પાછો થોડી વાર પછી આવ્યો. તેણે જણાવ્યું કે “નાનાસાહેબે તમારી માગણી સ્વીકારી છે. આવતી કાલે સવારમાં અલાહાબાદ તરફ રવાના થવા તૈયાર થઇ રહેવું જોઇએ.” સામા પક્ષની છાવણીમાંથી ત્રણ જણા જામીન તરીકે અંગ્રેજો પાસે આવી રહ્યા. તેઓમાંનો એક જ્વાલાપ્રસાદ પોતે હતો. તે મોઢેથી સેનાપતિ આગળ ખૂબ સૌજન્ય પ્રદર્શિત કરવા લાગ્યો. આખી જિંદગી સિપાહીઓમાં ગાળ્યા છતાં સેનાપતિને છેવટે પોતાના તાબાના સિપાહીઓને હાથે આટલું ખમવું પડયું તે માટે તે બહુ જ દિલગીરી દર્શાવવા લાગ્યો. સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં હતો તે વખતે અંગ્રેજોએ પોતાની તોપો શત્રુઓને સોંપી દીધી. બંડખોરોના કેટલાક ગોલંદાજ સૈનિકોએ આખી રાત એ તોપો પર પહેરો ભર્યો. હોડીઓ તૈયાર છે કે નહિ જે જાણવા માટે અંગ્રેજો તરફના ત્રણ સૈનિકો હાથી પર ચઢી ગંગાના ઘાટ પર આવ્યા. કેટલાક સ્વારો તેમને ઘાટ પર લઇ ગયા. તેઓ ત્યાં ગયા એટલે જણાયું કે લગભગ ૪૦ હોડીઓ તૈયાર રાખવામાં આવી છે. કોઇ કોઇ હોડી પર છાપરૂં તૈયાર થઇ ગયું છે. બાકીની પર છાપરૂં તૈયાર કરવાની તૈયારી ચાલી રહી છે. ખોરાક એકઠો કરવાની તૈયારી પણ તડામાર ચાલી રહી છે. આ બધું જોઇ એ સૈનિકોને જરા પણ સંદેહ પેદા થયો નહિ.[૧] સાથે આવતા

૧. તેઓ જ્યારે ઘાટ પર આવ્યા ત્યારે તેઓના દેશી નોકરોએ ખૂબ આદરમાન આપ્યું. ૫૬ મી પાયદળ પલ્ટણના અધિનાયક કર્નલ

ઘોડેસ્વારોએ તેઓને કંઇ ઇજા કરી નહિ. તેઓ અક્ષત શરીરે પાછા પોતાના મુકામ પર આવ્યા. ટૉડ નામનો એક અંગ્રેજ નાનાસાહેબને અંગ્રેજી શિખવતો હતો. તે સંધિપત્ર લઇ નાનાસાહેબની સહી લેવા સેએદા કોઠીમાં ગયો, નાનાએ પોતાના ગુરૂને બહુ માન આપ્યું. તેણે સહી કરી એ સંધિપત્ર પોતાના ગુરૂના હાથમાં મૂક્યું. ટોડસાહેબ તેના સત્કારથી સંતુષ્ટ થઈ પાછો પોતાના મુકામ પર આવ્યો.

૨૭ મી જુને મળસ્કામાં અંગ્રેજો અલાહાબાદ જવાની તૈયારી કરવા લાગ્યા. મુક્ત થવાના આનંદમાં તેઓ પોતપોતાની ચીજો સંભારવા લાગ્યા. કોઇ મૂલ્યવાન અલંકારોની પેટી ગુપ્ત સ્થળમાંથી બહાર કાઢવા લાગ્યા, કોઇ શાંતિદાયક ધર્મપુસ્તક સંભાળપૂર્વક સાથે લેવા લાગ્યા, કોઇ પોતાની પ્રિયસહચરી બંદુક લઇ બહાર આવવા

---

વિલિયમ્સનો નોકર કેટલીક દ્રાક્ષ લઇ તેઓની આગળ આવ્યો અને બહુજ આગ્રહપૂર્વક પોતાના માલીકના કુશળ સમાચાર પૂછવા લાગ્યો. એ સાહેબ મરણ પામ્યા હતા. પણ તેની સ્ત્રી જીવતી હતી. ૨૭ મી જુને યુરોપિઅનો અલાહાબાદ જવા માટે ઘાટ પર આવ્યા ત્યારે આ નોકરે પોતાના માલીકની સ્ત્રીને મળવા જવા દેવા માટે ૫૬ મી પલ્ટણના હવાલદાર આનંદદીનને વિનંતિ કરી હતી. આનંદદીન બંડખોર બન્યો હતો; માટે તેણે તે નોકરને કહ્યું કે "હવે હું આ મોં મારી માલીકની પત્નીને શી રીતે બતાવી શકું;" એમ કહી તેણે બીજા ચાર સિપાહીઓ સાથે પેલા નોકરને તેના માલીકની પત્ની આગળ મોકલી દીધો. નોકરોએ અનિવાર્ય ઘટનાને વશ થઇ માલીકોનો ત્યાગ કર્યો હતો છતાં તેઓ કેટલા વફાદાર હતા તે આ પરથી જણાય છે.
Trevelyan, Cawnpur, P. 237-238.

લાગ્યા. તેઓનાં ફિક્કાં વદન પર આશાનું મધુર હાસ્ય તરવરી રહ્યું હતું. તેઓ ધીમે ધીમે પોતાનું મથક છોડી બહાર આવવા લાગ્યા. તેઓનાં શરીર ફિક્કાં પડી ગયાં છે, સ્ત્રીઓનું સૌંદર્ય ઉડી ગયું છે, બાળકો હાડપિંજર જેવાં બની ગયાં છે, મુખમંડલ અંતર્દાહને લીધે સુકાઈ ગયાં છે, ચીંથરેહાલ પોશાક તેઓની શોચનીય દશાનો પૂરેપૂરો ખ્યાલ આપી રહ્યો છે. તેઓને ઘાટ પર લઇ જવાને હાથી, ગાડી તથા પાલખીઓ તૈયાર રાખવામાં આવી હતી. સ્ત્રીઓ તથા બાળકોમાંનાં ઘણાંખરાં બળદગાડી અથવા હાથી પર બેઠાં. રોગી માણસોને પાલખી પર ચઢાવવામાં આવ્યાં. સશક્ત યુરોપિઅનો કેડે પિસ્તોલ અને ખભે બંદુક લઇ ધીરે ધીરે આગળ વધવા લાગ્યા. આ પ્રમાણે લગભગ ૪૫૦ યુરોપિઅનો ગંગાના કિનારા તરફ જવા લાગ્યા.[૧] શહેરનાં માણસોનાં ટોળેટોળાં તેઓને જોવા માટે આવવા લાગ્યાં. અંગ્રેજોનાં ફિક્કાં શરીર, મેલો પોશાક અને દિલગીર ચહેરા જોઇ લોકોને બહુ દુઃખ થયું. ઘણા લોકો નવાઇ દર્શાવવા લાગ્યા તો કોઇ અગાઉ કરતાં પણ અધિક ભયંકર બદલો લેવાની તક ખોળવા લાગ્યા. વૃદ્ધ સેનાપતિ સ્ત્રી અને કન્યાઓ સાથે પગે હીંડતો ગંગા કિનારે આવી પહોંચ્યો.[૨]

---

૧. Trotter, British Empire in India, Vol. II. P. 145.

૨. કપ્તાન ટોમ્સને લખ્યું છે કે સેનાપતિ પોતાનાં કુટુંબ સાથે પગપાળો ગયો હતો. ( Thomson, Story of Cawpur, P. 104. ) કેટલાક ઇતિહાસકારોના મત મુજબ સેનાપતિની સ્ત્રી તથા દીકરી નાનાસાહેબના હાથી પર ( નાનાએ સેનાપતિ માટે આ હાથી

ગંગાના સતીચોર ઘાટપર હોડીઓ તૈયાર હતી. આ ઘાટ અંગ્રેજોનાં મુકામથી એક માઇલ દૂર વાયવ્યમાં આવેલો હતો. ઘાટ પાસે હરદેવનું મંદિર હતું. પાસેના સતીચોર ગામના નામ પરથી આ ઘાટ પણ તેજ નામથી ઓળખાતો હતો. ઘાટ પર જવાના રસ્તાપર લાકડાંનો બનાવેલો સફેદ પુલ આવતો હતો. અંગ્રેજો એ પુલ પર થઇને ઘાટ તરફ જવા લાગ્યા. સિપાહીઓ પાસે આવી તેઓને ઘણા પ્રશ્નો પૂછવા લાગ્યા. તેઓ પોતપોતાના ઓફિસરોના મરણ સમાચાર સાંભળી બહુજ દુઃખ દર્શાવવા લાગ્યા. એવું કહેવાય છે કે એક ઘાયલ ઓફિસર સૌની પાછળ પાલખી પર બેસી જતો હતો. તેની સ્ત્રી એ પાલખીની બાજુએ ચાલતી હતી. કેટલાક બંડખોર સિપાહીઓએ તેઓને આ રીતે અસહાય અવસ્થામાં જતાં જોઇ અટકાવ્યાં. પાલખી ઉપાડનારાઓએ સિપાહીઓના હુકમથી પાલખી નીચી મૂકી. તરત જ પેલા સિપાહીઓએ પોતાના ઓફિસરને મારી નાખ્યો. તેની પત્ની પણ સિપાહીઓનાં હથિયારથી પેલા ઓફિસર પાસે મૃત્યુવશ થઇ પડી.

---

મોકલ્યો હતો.) ગઇ હતી. સેનાપતિ પોતે પાલખી પર બેસી નદીતટ પર આવી પહોંચ્યો હતો. પ્રવાહ પાસે આવતાં સેનાપતિએ પાલખી ઉપાડનારાને કહ્યું કે "મને નૌકા પાસે લઇ જાઓ." એક સ્વારે તેને કહ્યું કે "ના, અહીંજ પાલખી પરથી ઉતરો." સેનાપતિ પાલખી-માંથી બહાર નીકળવા જતો હતો તેવામાં પેલા સ્વારે તેના ગળાપર તરવારનો ઘા કર્યો. સેનાપતિ પાણીમાં પડ્યો. ( Trevelyan, Cawnpur, P. 245 ) આવી પરસ્પર વિરુદ્ધ વાતો પરથી સત્ય ખોળી કાઢવાનું કામ બહુ કઠણ છે.-Kaye, Sepoy War. Vol. II. 337. Note.

આ વખતે ભાગીરથનો પ્રવાહ બહુ સાંકડો બની ગયો હતો. પાણીનું પૂર આવેલું નહોતું તેથી ઠેક ઠેકાણે રેતીના ટેકરા બહાર દેખાતા હતા. નૌકા પર જવા માટે સીડી નહોતી. રેતીના ટેકરાને લીધે નૌકા કિનારે પણ આવી શકે તેમ નહોતું. પાણી ઉંડું ઉતરી ગયું હોવાથી કિનારા બહુ ઉંચા થઇ ગયા હતા. યુરોપિઅનો ઘુંટણ ભર પાણીમાં ઉભા ઉભા સ્ત્રીઓ, બાળકો અને રોગીઓને નૌકા પર ચઢાવવા લાગ્યા. લગભગ નવેક વાગતાને સુમારે બધા નૌકાઓપર ગોઠવાઇ ગયા. નદીના ભાઠામાં ભારે ઠઠ જામી હતી. તાંતિયા તોપી કિનારા પર આવેલાં દેવમંદિર પાસે ઉભો હતો. આજિમઉલ્લા, ટીકા-સિંહ વગેરે પણ એજ સ્થળે હતા. ઘોડેસ્વાર સૈનિકો ઘોડેસ્વાર થઇ ઉભા હતા. પાયદળ અને ગોલંદાજ સૈનિકો પણ ત્યાંજ એકત્ર થયા હતા. તેઓને બહુ વાર સુધી નિશ્ચેષ્ટ રહેવું પડયું નહિ. બ્યુગલ ફુંકાયું, પવિત્ર ગંગા નદી પર ભયંકર કતલ ચાલી રહી.

નૌકારૂઢ યુરોપિઅનો બ્યુગલના અવાજથી ચમકી ઉઠયા. જોત-જોતામાં તેઓનાપર ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. બ્યુગલનો અવાજ સાંભળતાં જ નૌકા ચલાવનારા ખલાસીઓ તો પાણીમાં કુદી પડી નાસી ગયા. કોઇ કોઇ ખલાસીઓએ નાસતી વેળા અગાઉ કરી રાખેલા સંકેત મુજબ નૌકાનાં ઘાસથી બાંધેલાં આચ્છાદનમાં સળ-ગતા અંગારા ભરી મુકયા હતા. તેથી નૌકાઓનાં આચ્છાદન સળગવા લાગ્યાં. એમ કહેવાય છે કે તાંતિયા તોપીના હુકમથી બે તોપો કિના-રાપર ગોઠવવામાં આવી હતી. હવે એ તોપોમાંથી પણ ગોળા વર-સવા લાગ્યા. રોગી અને ઘાયલો તથા બૈરાં છોકરાંમાંનાં ઘણાંખરાં તો સળગતી આગમાં જ નાશ પામ્યાં. કેટલીક સ્ત્રીઓ પોતાનાં પ્રાણાધિક

સંતાનોને છાતી સાથે વળગાડી નદીના પાણીમાં કુદી પડી. પણ એ બિચારીઓ બચી નહિ. ઘોડેસ્વારોએ પોતાના ઘોડા નદીનાં પાણીમાં ચલાવ્યા. તેઓએ એ બિચારાઓને તરવારના મારથી કાપી નાખી. ગંગાનું પવિત્ર પાણી નિર્દોષોની કતલથી લાલ થઇ ગયું. જેઓ દોડતા દોડતા કિનારે આવ્યા તેટલા પાયદળ સૈનિકોની સંગીનોના ભોગ થઈ પડ્યા. કોઇ કોઇ કેદ પકડાયા. આવા શોચનીય હત્યાકાંડે સિપાહીઓનાં દિલમાં દયા ઉપજાવી નહિ. એંશી વર્ષના સેનાપતિને જોઇ તેઓને કમકમાટી છૂટી નહિ, અસહાય બૈરાં છોકરાં પર ગોળી ચલાવતાં તેમના હાથ ધ્રૂજ્યા નહિ. ભયંકર વિશ્વાઘાતથી પવિત્ર જાહ્નવીના પવિત્ર સલિલમાં કોમલાંગી કામિની અને કોમળ શિશુઓનું લોહી રેડાયું. આ વખતે એક નીચજાતિની દરિદ્ર હિંદુ સ્ત્રી પર બે વર્ષનાં એક ફિરંગી સંતાનને જાળવવાની ફરજ નંખાએલી હતી. એ બાળકનાં માબાપ ઘેરા વખતે મરણ પામ્યાં હતાં; કેવળ આ સ્ત્રી તે બાળકની રક્ષક હતી; એ બાઇ પેલાં બાળકને જન્મથી પાળતી આવી હતી, માટે તે તેને જીવથી પણ અધિક માની જાળવતી.

આ બાઇ પોતાના પંદર વર્ષના પુત્ર સાથે નૌકાપર ચઢી હતી. તે ગોળીબારમાંથી બચવા માટે ફિરંગીનાં બાળકને છાતી સાથે રાખી પોતાના પુત્ર સાથે નૌકા પરથી ઉતરી પડી ને દોડતી કિનારા તરફ આવવા લાગી. ભયંકર ગોળીબાર વચ્ચે તેણે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું. તે કિનારે આવી પહોંચી. જેવી તે આગળ દોડવા જાય છે તેવી એક સિપાહીની નજર તેના પર પડી. પેલા સિપાહીએ પોતાના જમણા હાથમાંથી તરવાર ઉંચી કરી ડાબે હાથે પેલું બચ્ચું ખુંચી લેવાનો પ્રયત્ન કર્યો. પણ પેલી બાઇએ બચ્ચું ન આપ્યું. પોતાનું

શરીર એ બચ્ચાંની આજુબાજુ એવી રીતે વીંટાળી દીધું કે પોતાના મરણ પહેલાં એ નિર્દોષ બાળકને કંઈ ઇજા થઇ શકે નહિ.

પેલા સિપાહીએ તરવાર ખડખડાવી ગુસ્સાપૂર્વક કહ્યું, " એ બાળક મને સોંપી દે. તારૂં શરીર અક્ષત રહેશે."

તેજસ્વિની ધાત્રીએ ગંભીર અવાજે કહ્યું, " હું કદી પણ મારા સંતાનને તમારા હાથમાં નહિ સોંપું, ઇશ્વરને ખાતર અમારા પર દયા કરો."

" બાળકને સોંપ્યા સિવાય દયા થઇ શકે તેમ નથી." સિપાહીએ રોષપૂર્વક ગર્જના કરી, ફરી હાથ લંબાવ્યો. પણ પેલી બાઇએ બચ્ચું ન છોડયું.

પેલી બાઇનો પંદર વર્ષનો પુત્ર પાસે ઉભો હતો. તેણે ધ્રુજતા અવાજે કહ્યું, " મા ! બચ્ચાંને આપી દે ને જીવ બચાવ."

પુત્રની ગદ્‌ગદ્ પ્રાર્થનાથી પણ એ દયાળુ બાઇની પ્રતિજ્ઞા તૂટી નહિ; તે નિર્ભયતાપૂર્વક બોલી, "ના, તેમ કદી બનવાનું નથી."

હત્યારાની તરવાર ઉંચકાઇ, પેલી બાઇના માથાના બે કકડા થઇ ગયા, તે બેભાન થઇ ઢળી પડી. એ અભાગણીએ અનાથ બાળકને બચાવવા આત્મબલિદાન આપ્યું.

સિપાહીએ પેલાં બચ્ચાંને મારી નાખ્યું. માત્ર બાઇના પુત્રને ઇજા કરી નહિ. સિપાહીએ તેને અક્ષત શરીરે જવા દીધો.

આ બનાવ બન્યા બાદ ચાર વર્ષ પછી એ બાઇનો પુત્ર અયોધ્યા આવ્યો. જનનીનાં મરણની વાત નીકળતાં તેણે કહ્યું કે " મારી માએ મારૂં કહ્યું માન્યું હોત તો પોતાનો જીવ બચાવી શકત, અંગ્રેજનાં બચ્ચાંને બચાવવા જતાં એ બંનેનો નાશ થયો."

અંગ્રેજોએ આશ્રયસ્થાન છોડયા પછી કેટલાક લોકો કંઇ કિંમતી ચીજો મેળવવાની આશાથી એ સ્થળે ગયા હતા. પરંતુ તેઓની આશા સફળ થઈ નહિ. એક ઊંટવાળો સૌ પહેલાં ત્યાં જઇ પહોંચ્યો હતો. તેણે ત્રણ પિત્તળની નકામી બની ગએલી તોપો, બે ઘીના કુપ્પાં અને થોડો મેદાનો લોટ પડી રહેલો જોયો. એ સિવાય અગિઆર માણસો એક ચટાઇ પર સૂતેલા જણાયા. તેમાંના ઘણાખરાનો શ્વાસ હજુ સુધી મંદમંદ વેગે વહેતો હતો. પરંતુ તેમાંનો એકેય બચી શકે તેમ ન હોવાથી યુરોપિઅનો તેમાંના કોઇને સાથે લઇ ગયા નહોતા.

જ્યારે નદીતટ પર ભયંકર કાર્ય શરૂ થયું ત્યારે નાનાસાહેબ પોતાની છાવણીમાંના તંબુમાં ઉંચો નીચો થઇ રહ્યો હતો. તે દૂરથી બંદુક તથા તોપના અવાજો સાંભળી પોતાના સહચરોનું દુષ્કર્મ સમજી ગયો હતો. તેના કપાળ પર કરચલીઓ પડી. તે ચિંતાતુર બની આમ તેમ ડગલાં ભરવા લાગ્યો. એ વખતે એક સ્વારે આવી સતી-ચોર ઘાટ પર બનેલા બનાવની હકીકત જણાવી. સ્ત્રીપુરુષોની ભયંકર ખૂનરેજીથી નાનાનું હૃદય ગમગીન બની ગયું, અસહ્ય મનોયાતનાનો ભાવ તેના મુખમંડલ પર સ્પષ્ટ જણાવા લાગ્યો. તેણે વિચાર્યું કે આ બિચારા જીવતા રહ્યા હોત તો મારા પક્ષને બહુ સગવડ મળત. તેણે તરત જ ખૂનરેજી બંધ કરવાનો હુકમ આપ્યો. તેણે પેલા સ્વાર સાથે જ હુકમ મોકલ્યો કે ખૂનરેજી બંધ કરી બાકી રહેલાને કેદ કરવા. આ હુકમ સતીચોરના ઘાટ પર પહોંચતાં જ કાતિલ મારો બંધ પડયો. લગભગ ૧૨૫ માણસો કેદ થયા. તેઓ જે રસ્તે ઘાટ પર આવ્યા હતા તે જ રસ્તે પાછા ફર્યા. તેઓમાંના ઘણાખરા ઘાયલ

થયા હતા. પાણીમાં કુદી પડવાથી તેઓનાં વસ્ત્રો પલળી ગયાં હતાં. કેટલાકનાં કપડાં નદીના કાદવથી ખરડાયાં હતાં, તેઓ જ્યારે કાનપુરના કેદખાનામાં જતા હતા ત્યારે પોતે શા માટે ન મરણ પામ્યા એવો આક્ષેપ કરી પોતપોતાને ધિક્કારતા હતા.

તાંતિયા તોપીએ અંગ્રેજોના શરણ થવા વિષે તથા ખૂનરેજી વિષે આ પ્રમાણે જણાવ્યું છેઃ—"આ પહેલાં એક સ્ત્રી નાનાસાહેબની કેદી બની હતી. નાનાએ તેની મારફત સેનાપતિ વ્હીલર પર એક પત્ર લખી મોકલ્યો કે 'સિપાહીઓ મારો હુકમ માનતા નથી. જો આપની મરજી હોય તો હું તમારાં બધાં માણસોને અલાહાબાદ મોકલી આપું.' સેનાપતિએ આ વાત કબૂલ કરી અને તે જ દિવસે સાંજે નાનાસાહેબ પાસે રાખવા માટે એક લાખ રૂપીઆ મોકલી દીધા. બીજે દિવસે મેં ચાલીશ નૌકા એકઠી કરી અને સાહેબો, મડમો તથા બાળકોને તે પર ચઢાવી અલાહાબાદ તરફ રવાના કર્યાં. બરાબર તે જ વખતે બધું ઘોડેસ્વાર, પાયદળ અને ગોલંદાજ સૈન્ય નદીતટ પર આવી પહોંચ્યું. સિપાહીઓ નદીમાં કુદી પડ્યા. તેઓએ નિર્દયપણે કતલ ચલાવી. મડમો તથા બાળકોને મારી નાખ્યાં; તેઓએ ઓગણચાળીસ નૌકાને સળગાવી મૂકી. ફક્ત એક જ નૌકા એ ખૂનરેજીમાંથી બચી કાલાકાંકુડ સુધી ગઇ. છેવટે એ નૌકાને પણ કાનપુર પાછી ફેરવવામાં આવી. એ નૌકા પરનાં બધાં માણસોને મારી નાખવામાં આવ્યાં, ત્યાર બાદ ચાર દિવસ પછી નાનાસાહેબ માતૃશ્રાદ્ધ કરવા માટે બિથુર ગયા." આ બાબતમાં સત્ય ખોળી કાઢવા ઘણી સાક્ષી તપાસવામાં આવી હતી. એક જણે કહ્યું હતું કે 'તાંતિયા તોપીએ મારી સમક્ષ બધાને મારી નાખવાનો હુકમ સેનાપતિ ટીકાસિંહને

આપ્યો હતો." એક ત્રીજા માણસે જણાવ્યું હતું કે "નાનાસાહેબના હુકમથી તાંતિયા તોપીએ આ ખૂનરેજી કરી હતી." આ બધા મતો પરથી સિપાહીઓના બળવાના લેખક કે સાહેબ તાંતિયાતોપીનેજ દોષિત ઠરાવે છે.[1] તાંતિયાતોપી દોષિત હોય કે આજિમઉલ્લા અથવા ટીકાસિંહ દોષિત હોય પણ એટલી તો સત્ય વાત છે કે આ વખતે બધા હુકમો નાનાસાહેબના નામથી આપવામાં આવતા હતા. પછી તે હુકમો નાનાસાહેબની ઇચ્છા મુજબના હો કે ન હો તેની કશી ચિંતા રાખવામાં આવતી નહોતી. નાનાસાહેબ સિપાહીઓના તાબામાં હતો તે તો તાંતિયાતોપીનાં ઉપલાં વચનો પરથી જ સિદ્ધ થાય છે.

દૈવયોગે એક નૌકામાં આગ લાગી નહિ. વળી તેમાં બહુ ભાર ન હોવાથી રેતીના ટેકરા પર ચઢી ગઇ છતાં તેમાં બેઠેલા લોકોએ નીચે ઉતરી તેને ઉંડા પાણીમાં ધકેલી દીધી. એ નૌકા પર કપ્તાન ટોમ્સન, મૂર, ડિલાફાસી વગેરે વીર પુરૂષો હતા. તેઓએ પોતાનું મથક બચાવવા માટે ખૂબ સાહસ દર્શાવ્યું હતું. હવે તેઓ પોતાની નૌકા બચાવવા માટે પણ તેવુંજ સાહસ તથા પરાક્રમ દર્શાવવા લાગ્યા. સિપાહીઓ કિનારા પરથી ગોળીનો વરસાદ વરસાવવા લાગ્યા. કપ્તાન મૂર અને તેના સોબતીઓમાંના કોઈ કોઇ એ ગોળીબારમાં મરણ પામ્યા. ઘણા લોકો ઘવાયા. મરી ગએલાનાં શબો તથા ઘાયલો નૌકાને તળીએ પડયા રહ્યા. જીવતા રહેલા લોકો શબોને બહાર કાઢવા લાગ્યા. નૌકાપર ખોરાકી નહોતી. ગંગાનું પાણી એજ તેમનો ખોરાક બન્યું. આ રીતે આ લોકોએ સૂર્યાસ્ત સુધી ટક્કર ઝીલી. પાછળ

[1] Kaye, Sepoy War, Vol II P 340–641, note.

દોડતા સિપાહીઓ થાકી ગયા પણ તેથી આ નૌકા પર બેસનારાઓનું દુઃખ પૂરૂં થયું નહિ. નૌકાને ચલાવવા માટે હલેસાં નહોતાં. ખલાસીઓ નાસી ગયા હતા. સુકાની વગરની નૌકા કોઇ વખતે ઝપાટાબંધ દોડવા લાગી તો કોઇ વખતે રેતીના ટેકરા પર લદાઇ જવા લાગી. રેતી પર અટકી જતાં નૌકા પર બેઠેલા લોકો નીચે કુદી પડતા અને મહા-મહેનતે નૌકા ઊંડા પાણીમાં ઘસડી જતા. મનુષ્ય હંમેશાં અવસ્થાનો ગુલામ છે; તે જ્યારે જે અવસ્થામાં આવી પડે ત્યારે પોતાના ભલા માટે તે અવસ્થાનુરૂપ ઇચ્છા પ્રગટ કરે છે. અંગ્રેજો જ્યારે પોતાના મથક પર હતા ત્યારે વરસાદ ન વરસે તેવી પ્રાર્થના કરતા હતા, કારણ કે વરસાદનાં પાણીથી તેના મથક આજુબાજુની માટીની દિવાલ ધોવાઈ જાય તેમ હતું. અત્યારે તેઓ વરસાદ આવે એવી પ્રાર્થના કરવા લાગ્યા, કારણ કે રેતીના ઢગ તેમને વારંવાર દુઃખ દેતા હતા. વરસાદનું પાણી આવે તો એ ઢગ પ્રવાહમાં ડુબી જાય, પ્રવાહ પ્રબળ થાય અને નૌકા વેગથી અલાહાબાદ તરફ ચાલી જાય. પરંતુ એ હતભાગ્ય અંગ્રેજોની ઇચ્છા પહેલે દિવસે તો પૂર્ણ ન થઇ. તેઓને રેતીના ઢગ એક પછી એક મહામુશીબતે પસાર કરવા પડયા. નદીની બંને બાજુએ લોકોનાં ટોળેટોળાં તેઓને વધારે મુશ્કેલીમાં ઉતારવાની પેરવી કરવા લાગ્યાં. બીજે દિવસે અર્થાત ૨૮મી જુનને રોજ કાનપુર પાસે આવેલાં નજફગઢ નામના સ્થળ આગળ નૌકા એક ટેકરા પર લાધી ગઇ. ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. એક તોપ પણ નદી કિનારે ગોઠવાઇ ગઇ. પરંતુ એ વખતે એટલા જોરથી વરસાદ આવ્યો કે બંડખોરો ગોળીબાર કરી શકયા નહિ. સૂર્યાસ્ત વખતે કાનપુરથી ૫૦—૬૦ હથિયારબંધ સિપાહીઓ એક નૌકા પર ચઢી અંગ્રેજોની

પાછળ પડયા. દૈવયોગે તેઓની નૌકા પણ રેતીના ગઢ પર ચઢી ગઇ. આવી તકનો લાભ લઇ યુરોપિઅનોમાંના ૧૮—૧૯ જણ ઉત્સાહ-વશ થઇ ગોળીબાર કરવા લાગ્યા. આથી પેલા સિપાહીઓ હેરાન થઇ ગયા. તેઓમાંના બહુ થોડા માણસો નાસી છૂટી શકયા. અંગ્રેજોએ સિપાહીઓની હોડી કબજે કરી. તેમાં દારૂગોળો, ટોટા વગેરે પુરતા પ્રમાણમાં હતું, પરંતુ ખોરાકી બહુ નહોતી. આ રીતે જીત મળી છતાં યુરોપિઅનોની ગમગીની દૂર થઇ નહિ. દારૂણ જઠરાનલ તેઓને હરપળે દાહ કરવા લાગ્યો.

રાત પડી અંગ્રેજો ભુખથી લોથ થઇ નિદ્રાવશ થયા. એ વખતે પ્રબળ વાવાઝોડું થયું. નૌકા ટેકરા પરથી પાણી ભણી સરકવા લાગી. છેવટે પ્રબળ વેગે તણાવા લાગી; ચોતરફ ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો. તેથી નૌકા કઇ દીશામાં જાય છે તે તેઓ સમજી શકયા નહિ. સવાર પડી એટલે તેઓએ જોયું કે નૌકા પાછી નદી કિનારે અટકી પડી છે. ચોતરફ ઉછૃંખલ લોકો ફરી વળ્યા છે. સિપાહીઓની દેખાદેખીથી તેઓ પણ ફિરંગીઓના લોહીના તરસ્યા થઇ રહ્યા છે. તેઓને ખાત્રી થઇ હતી કે કંપનીનું રાજ્ય ગયું છે. આથી તેઓ બંડખોરો સાથે ભળી પોતાનું સૌભાગ્ય વધારવાનો પ્રયત્ન કરતા હતા. અંગ્રેજોની નૌકા કિનારે અટકી કે તરત પાછળ ધસતા સિપાહીઓએ આવી હલ્લો શરૂ કર્યો. આવી સ્થિતિમાં ટકાવ કરવાનું કામ અશકય હતું. છતાં વીરત્વથી પ્રેરાઇ અંગ્રેજોએ બંદુકો હાથમાં લીધી. તેઓના પર બરાબર વીતી હતી. તેઓ ભૂખ્યા ડાંસ બની ગયા હતા. પૂરતી નિદ્રા ન લેવાયાથી શિથિલ થઇ ગયા હતા, વારંવાર હુમલા થવાથી કાયર થઇ ગયા હતા. છતાં તેઓએ બચાવ

દોડતા સિપાહીઓ થાકી ગયા પણ તેથી આ નૌકા પર બેસનારાઓનું દુઃખ પૂરૂં થયું નહિ. નૌકાને ચલાવવા માટે હલેસાં નહોતાં. ખલાસીઓ નાસી ગયા હતા. સુકાની વગરની નૌકા કોઇ વખતે ઝપાટાબંધ દોડવા લાગી તો કોઇ વખતે રેતીના ટેકરા પર લદાઇ જવા લાગી. રેતી પર અટકી જતાં નૌકા પર બેઠેલા લોકો નીચે કુદી પડતા અને મહા-મહેનતે નૌકા ઊંડા પાણીમાં ઘસડી જતા. મનુષ્ય હંમેશાં અવસ્થાનો ગુલામ છે; તે જ્યારે જે અવસ્થામાં આવી પડે ત્યારે પોતાના ભલા માટે તે અવસ્થાનુરૂપ ઇચ્છા પ્રગટ કરે છે. અંગ્રેજો જ્યારે પોતાના મથક પર હતા ત્યારે વરસાદ ન વરસે તેવી પ્રાર્થના કરતા હતા, કારણ કે વરસાદનાં પાણીથી તેના મથક આજુબાજુની માટીની દિવાલ ધોવાઈ જાય તેમ હતું. અત્યારે તેઓ વરસાદ આવે એવી પ્રાર્થના કરવા લાગ્યા, કારણ કે રેતીના ઢગ તેમને વારંવાર દુઃખ દેતા હતા. વરસાદનું પાણી આવે તો એ ઢગ પ્રવાહમાં ડુબી જાય, પ્રવાહ પ્રબળ થાય અને નૌકા વેગથી અલ્લાહાબાદ તરફ ચાલી જાય. પરંતુ એ હતભાગ્ય અંગ્રેજોની ઇચ્છા પહેલે દિવસે તો પૂર્ણ ન થઇ. તેઓને રેતીના ઢગ એક પછી એક મહામુશીબતે પસાર કરવા પડયા. નદીની બંને બાજુએ લોકોનાં ટોળેટોળાં તેઓને વધારે મુશ્કેલીમાં ઉતારવાની પેરવી કરવા લાગ્યાં. બીજે દિવસે અર્થાત ૨૮મી જુનને રોજ કાનપુર પાસે આવેલાં નજફગઢ નામના સ્થળ આગળ નૌકા એક ટેકરા પર લાધી ગઇ. ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. એક તોપ પણ નદી કિનારે ગોઠવાઇ ગઇ. પરંતુ એ વખતે એટલા જોરથી વરસાદ આવ્યો કે બંડખોરો ગોળીબાર કરી શકયા નહિ. સૂર્યાસ્ત વખતે કાનપુરથી ૫૦—૬૦ હથિયારબંધ સિપાહીઓ એક નૌકા પર ચઢી અંગ્રેજોની

પાછળ પડયા. દૈવયોગે તેઓની નૌકા પણ રેતીના ગઢ પર ચઢી ગઇ. આવી તકનો લાભ લઇ યુરોપિઅનોમાંના ૧૮–૧૯ જણ ઉત્સાહવશ થઇ ગોળીબાર કરવા લાગ્યા. આથી પેલા સિપાહીઓ હેરાન થઇ ગયા. તેઓમાંના બહુ થોડા માણસો નાસી છૂટી શક્યા. અંગ્રેજોએ સિપાહીઓની હોડી કબજે કરી. તેમાં દારૂગોળો, ટોટા વગેરે પુરતા પ્રમાણમાં હતું, પરંતુ ખોરાકી બહુ નહોતી. આ રીતે જીત મળી છતાં યુરોપિઅનોની ગમગીની દૂર થઇ નહિ. દારૂણ જઠરાનલ તેઓને હરપળે દાહ કરવા લાગ્યો.

રાત પડી અંગ્રેજો ભુખથી લોથ થઇ નિદ્રાવશ થયા. એ વખતે પ્રબળ વાવાઝોડું થયું. નૌકા ટેકરા પરથી પાણી ભણી સરકવા લાગી. છેવટે પ્રબળ વેગે તણાવા લાગી; ચોતરફ ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો. તેથી નૌકા કઇ દીશામાં જાય છે તે તેઓ સમજી શક્યા નહિ. સવાર પડી એટલે તેઓએ જોયું કે નૌકા પાછી નદી કિનારે અટકી પડી છે. ચોતરફ ઉચ્છૃંખલ લોકો ફરી વળ્યા છે. સિપાહીઓની દેખાદેખીથી તેઓ પણ ફિરંગીઓના લોહીના તરસ્યા થઇ રહ્યા છે. તેઓને ખાત્રી થઇ હતી કે કંપનીનું રાજ્ય ગયું છે. આથી તેઓ બંડખોરો સાથે ભળી પોતાનું સૌભાગ્ય વધારવાનો પ્રયત્ન કરતા હતા. અંગ્રેજોની નૌકા કિનારે અટકી કે તરત પાછળ ધસતા સિપાહીઓએ આવી હલ્લો શરૂ કર્યો. આવી સ્થિતિમાં ટકાવ કરવાનું કામ અશક્ય હતું. છતાં વીરત્વથી પ્રેરાઇ અંગ્રેજોએ બંદુકો હાથમાં લીધી. તેઓના પર બરાબર વીતી હતી. તેઓ ભૂખ્યા ડાંસ બની ગયા હતા. પૂરતી નિદ્રા ન લેવાયાથી શિથિલ થઇ ગયા હતા, વારંવાર હુમલા થવાથી કાયર થઈ ગયા હતા. છતાં તેઓએ બચાવ

કરવાનો નિશ્ચય કર્યો. કપ્તાન ટોમ્સન કેટલાક સૈનિકો સાથે કિનારે ઉતર્યો. તેણે નિરાશાથી ઉન્મત્ત બની હલ્લો કરનારા પર ગોળીઓ ચલાવી. કાંઠાપર સશસ્ત્ર સિપાહીઓ સાથે નિરસ્ત્ર લોકો ઉભા હતા. ચૌદ યુરોપિઅનો આવા ભયંકર વખતે બંદુક અને સંગીન લઇ તેઓની સામા ચાલ્યા. તેઓના ઘાયલ સોબતીઓ નૌકામાં રહ્યા.

કપ્તાન ટોમ્સન સૈનિકો સાથે સિપાહી સામે લડાઇ કરવા ગયો એટલે તેની નૌકા વળી તરવા લાગી. તરતી તરતી નજર બહાર નીકળી ગઇ! અવિચ્છિન્ન ગોળીઓના વરસાદથી સિપાહીઓ! પાછા હઠવા લાગ્યા. ટોમ્સને તેઓને નસાડી મૂકી નદીના પ્રવાહ પાસે આવીને જોયું તો નૌકા ન મળે. તે પર રહેલા ઘાયલ માણસોની શી દશા થઈ તે તેઓ જાણી શકયા નહિ. તેઓ જે સ્થળે ઉભા હતા તે સ્થળ બાબુરામ બક્ષ નામના જમીનદારના કબજામાં હતું. તે બંડખોરોના પક્ષમાં હતો. તેણે પોતાના માણસોને યુરોપિઅનો પર હુમલો કરવાનો હુકમ આપ્યો. યુરોપિઅનો ઘવાઇ દોડતા દોડતા આશ્રય સ્થાન ખોળવા લાગ્યા. બીજો કંઇ ઉપાય ન સૂઝતાં છેવટે તેઓએ એક મંદિરમાં આશરો લીધો. એ મંદિર નદી કિનારાથી ત્રણ માઇલ દૂર હતું. ત્યાં ઠંડું પાણી હતું. તે પીધાથી તેઓને જરા શાંતિ વળી. જોતજોતામાં બંડખોરો આવી પહોંચ્યા. મંદિરને ઘેરો ઘાલ્યો. ચાર અંગ્રેજો બારણા આગળ ઉભા રહી સંગીનદ્વારા હુમલો અટકાવવા લાગ્યા. એ સિવાય તેમના ગોળીબારથી કેટલાક બંડખોરો માર્યા ગયા. આ પ્રમાણે જાળિયાં વગરના સાંકડા મંદિરમાં યુરોપિઅનો બચાવ કરવા લાગ્યા. બંડખોર લોકોએ સુકાં લાકડાં મંદિરના બારણા આગળ નાખ્યાં અને સળગાવ્યાં. તેઓએ એમ ધાર્યું હતું કે ધુમાડો મંદિરમાં જવાથી

અંગ્રેજોને બહાર નીકળવું પડશે. પણ દૈવયોગે પવન છૂટ્યો તેથી ધૂમાડો મંદિરમાં ન જતાં બીજી દિશામાં ફેલાઇ જવા લાગ્યો. પોતાનો પ્રયત્ન નિષ્ફળ જાણી બંડખોરો દારૂના થેલા પેલા હુતાશનને અર્પણ કરવા લાગ્યા. હવે અંગ્રેજોથી મંદિરમાં ટકાયું નહિ. તેઓ મરણિઆ થઇ બહાર નીકળ્યા, શત્રુનો વ્યૂહ ભેદી નદીના પ્રવાહ ભણી દોડયા. ચૌદમાંના સાત જીવતા નદી પાસે આવી પહોંચ્યા. તેઓએ હથિયારો ફેંકી નદીના પ્રવાહમાં ઝંપલાવ્યું. એ સાતમાંના ત્રણ સિપાહીઓના ગોળીબારથી માર્યા ગયા. તરવામાં હોશિયાર હોવાથી બાકીના ચાર જણ જેમ તેમ કરીને બચ્યા. તેઓ તરતા તરતા ગંગાના પ્રવાહ સાથે ઘસડાતા જતા હતા એ દરમ્યાન કિનારા પરના કેટલાક માણસોએ ઉંચા અવાજે પોકાર કર્યો કે "ઓ સાહેબ! તમે શા માટે તરો છો. અમે શત્રુ નથી પણ તમારા મિત્રો છીએ." તરનારાઓને આ શબ્દો પર વિશ્વાસ ન આવ્યો, પરંતુ જ્યારે કિનારા પરના લોકોએ તેમના કહેવાથી હથિયારો ફેંકી દીધાં ત્યારે તેઓ ધીરે ધીરે કિનારે આવવા લાગ્યા. કિનારા પર આવેલા લોકો અયોધ્યાના મોરારમૌ નામના સ્થળના આબરૂદાર જમીનદાર રાજા દિગ્વિજયસિંહની રૈયત હતી. તેઓએ એ ચારે યુરોપિઅનોને કિનારે આણ્યા. એ ચારમાં કપ્તાન ટામ્સન પણ હતો.

રાજા દિગ્વિજયસિંહ બ્રિટિશ કંપનિનો વફાદાર મિત્ર હતો. તેણે નાસેડુઓને લાવવા માટે હાથી મોકલ્યો હતો. યુરોપિઅનો તેની પાસે આવ્યા એટલે તેણે તેમને બહુ આદરમાન આપ્યું, બધી હકીકત સાંભળી તેમનાં વીરત્વની પ્રશંસા કરી. તેના હુકમથી એ લોકો માટે

જુદાં મકાન કાઢી આપવામાં આવ્યાં. દરજીઓને પોશાક તૈયાર કરવાની વરદી આપવામાં આવી, અને ઘા પર મલમપટા લગાવવા માટે વૈદ્ય બોલાવવામાં આવ્યો. કપ્તાન ટોમ્સન વગેરે ચાર જણા ત્રણ અઠવાડિઆં સુધી રાજા દિગ્વિજયસિંહના આશરા નીચે રહ્યા. એ દરમ્યાન તેઓને કોઇ પણ જાતની અગવડ વેઠવી પડી નહિ. તેઓને દરરોજ ત્રણ ટંક જમવાનું મળતું. રાજારાણી બંને દરરોજ તેઓની કુશળતાના સમાચાર પુછાવતાં. દિગ્વિજયસિંહ હિંદુ હતો. સ્વધર્મ પર તેને બહુ આસ્થા હતી. દરેક જાતિની ઉપાસના પદ્ધતિ જુદી જુદી હોય છે. પરંતુ કોઇ પણ જાતિની ઉપસના પદ્ધતિ જો શ્રદ્ધાપૂર્વક કૃતિમાં ઉતારવામાં આવે તો ઉદાર પ્રકૃતિના પરધર્મીઓનાં હૃદય પણ ભક્તિથી આર્દ્ર બને છે. રાજા દિગ્વિજયસિંહ જ્યારે મંદિરમાં જઇ ભક્તિથી ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરતો ત્યારે ટોમ્સન વગેરે સાહેબોને કેવળ મજાક થતી.[1] તેઓનાં હૃદય એટલાં બધાં ઉદાર નહોતાં કે તેઓ પરધર્મીની અંતઃકરણપૂર્વકની પ્રાર્થનાથી આકર્ષાય. તેઓ વીરત્વને લીધે લોકોમાં કદાચ પ્રસિદ્ધ થાય પણ ઉદારતા, શિષ્ટતા, ગંભીરતા અને જીવનરક્ષક મહાપુરુષ પ્રત્યેની શ્રદ્ધાને અભાવે સહૃદય સમાજમાં કદી પ્રતિષ્ઠા મેળવી શકે તેમ નથી.

નાસેલુ લોકો જ્યાં સુધી રાજાને આશ્રયે રહ્યા ત્યાં સુધી કિલ્લા બહાર જઈ શકયા નહિ. કારણ કે ચોતરફ બંડખોર લોકોનાં ટોળાં ફિરંગીઓનું લોહી પીવા રખડતાં હતાં. બંડખોર સિપાહીઓ પણ આજુબાજુનાં ગામડાંમાં રહેતા હતા. યુરોપિઅનો કિલ્લાની બહાર

---

૧. Thomson Story of Cawnpur, P. 176. Comp Trevrlyan Cawnpur, P. 268

નીકળે તો લોકોના હલ્લાથી ભારે મુશ્કેલીમાં આવી પડે તેમ હતું. તેથી તેઓ ચોવીસે કલાક કિલ્લામાં જ ગાળતા હતા. રાજાના હરિશ્ચારબંધ નોકરો તેમનું રક્ષણ કરતા હતા. કાનપુરના બંડખોરોએ નાસેડુઓને સોંપી દેવાનું કહેણ રાજાને મોકલ્યું હતું. પણ શરણાગતપાલક વૃદ્ધ રજપુત વીરે આ માગણી ધુતકારી કાઢી હતી. તેણે નિડરતાપૂર્વક કહાવી મોકલ્યું કે મારા ઉપર કાનપુરના સત્તાવાળાનો હુકમ ચાલતો નથી. હું અયોધ્યાનો જમીનદાર છું. માટે નાનાસાહેબ અથવા કાનપુરના કોઇ પણ માણસનો હુકમ પાળવાને બંધાએલો નથી. આ રાજાની આવી નિડરતાથી યુરોપિઅનો અહીં આનંદમાં દિવસો ગુજારવા લાગ્યા.

નાસેડુઓ હસ્તગત ન થયા એટલે બંડખોર સિપાહીઓમાંના કોઇ કોઇ તેમને મળવા આવવા લાગ્યા. એ સિપાહીઓમાંના કેટલાક કપ્તાન ટોમ્સનની ટુકડીના હતા. તેઓ કપ્તાનને કહેતા કે "કંપનિનું રાજ્ય નાશ પામ્યું છે." કપ્તાન કહેતો કે "એમ કદી બનવાનું નથી. ૭૦ થી ૮૦ હજારનું બ્રિટિશ લસ્કર હમણાં આવી પહોંચશે. તે આગળ તમારૂં તેજ ઝાંખું પડી જશે." સિપાહીઓ કહેતા કે "ના, ના. નાનાસાહેબની મદદમાં રશિયાએ સ્વાર મોકલ્યા છે. એ સ્વારો ઊંટ પર બેસી દોડયા આવે છે. નાનાસાહેબ તમને બધાને કલકત્તા મોકલી દેશે. ત્યાંથી તમે સ્વદેશ જઇ શકશો. ત્યાર બાદ નાનાસાહેબ આખા હિંદના મહારાજા બની ઇંગ્લાંડ જીતવા માટે વહાણમાં બેસી તમારા મુલક પર સ્વારી કરશે. કૌતૂહલપ્રિય સિપાહીઓ આવી આવી વાતો કરી કપ્તાન ટોમ્સનને આનંદ આપતા હતા. તેઓને ખાત્રી હતી કે રશિયાનો પાદશાહ હિંદના હિંદુમુસલમાનોને અંગ્રેજોના હાથમાંથી

મુક્ત કરશે. ફિરંગીઓએ બધાને વટલાવવા ખાતર મેંદાના લોટમાં ગાય અને ડુક્કરનાં હાડકાંનો ભૂકો ભેળવ્યો છે. સિપાહીઓ વારંવાર કહેતા કે અયોધ્યા ખાલસા કરવાથી જ કંપનિને આવી વિપત્તિમાં ઉતરવું પડયું છે. ચતુર આજિમઉલ્લાની વાતોથી ભોળા સિપાહીઓ કેટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા, ક્રિમિયાની લડાઇ વખતે રશિયાનું પરાક્રમ જોઇ નાનાસાહેબના આ મુસલમાન પ્રધાને સિપાહીઓને કેટલા બધા રશિયા પર ફિદા ફિદા બનાવી દીધા હતા, અને લૉર્ડ ડેલ્હાઉઝી જે અયોધ્યા ખાલસા કરી પોતાને વોટર્લુની લડાઈ જીતનાર તરીકે ઓળખાવતો હતો તે કાર્યનું પરિણામ કેવું ભયંકર આવ્યું હતું તે આ બીન અનુભવી સિપાહીઓની વાતો પરથી સાબીત થયું હતું.

બંડખોર સિપાહીઓ કિલ્લામાં આવી કપ્તાન ટોમ્સન વગેરેની સાથે હમેશાં વાતચીત કરતા છતાં તેઓ તેમને કંઇ ઇજા કરતા નહોતા. તેઓ રાજા દિગ્વિજયસિંહ પાસે મજાથી રહેતા હતા. ત્યાર બાદ રાજાએ તેઓને એક બીજા જમીનદાર પાસે મોકલી દીધા. એ જમીનદારે પણ તેઓની ખૂબ ખાતર બરદાસ કરી. ત્યાંથી તેઓ બીન હરકતે સેનાપતિ હેવલોકનાં સૈન્યને જઇ મળ્યા. આ પ્રમાણે દેશી લોકોની દયાને લીધે ચાર યુરોપિઅનોના જીવ બચ્યા. આ વખતે દેશીઓની દયાથી અનેક યુરોપિઅનોના જીવ બચ્યા હતા. મથુર તેવારી નામના સિપાહીએ બ્રેકન નામના એક સાહેબને બચાવ્યો હતો. બે માણસોએ પોતાનું જીવન સંકટમાં નાખી બે મડમોને બચાવી હતી. આવા આવા અનેક દાખલાઓ પરથી સાબીત થાય છે કે દેશી લોકોની મદદ સિવાય અંગ્રેજો આ ભયંકર વિપત્તિમાંથી બચી શકયા હોત નહિ.

નૌકામાંથી કિનારે ઉતરેલા ચાર સાહેબો તો આ રીતે બચ્યા. પણ નૌકા પર રહેલા લોકોના નસીબમાં જીવવાનું લખ્યું નહોતું. તેઓની નૌકા પકડાઇ. નૌકામાં બધા મળીને ૮૦ જણા હતા. તેઓને બંદીવાન બનાવી કિનારે ઉતારવામાં આવ્યા. તેઓ તેવી સ્થિતિમાં કાનપુર તરફ રવાના થયા. ૩૦ મી જુને તેઓ કાનપુર પહોંચ્યા.[૧] ત્યાં તેઓને મડમોથી જુદા પાડવામાં આવ્યા. પુરુષોને પ્રથમ શિક્ષા કરવાનું ઠર્યું. પણ સિપાહીઓમાંના દરેક તેઓને મારી નાખવાની આનાકાની કરવા લાગ્યા. એવું કહેવાય છે કે અયોધ્યાના સિપાહીઓ તેમને કેદમાં રાખવા માગતા નહોતા.[૨] તેઓના હાથ પીઠ પાછળ રખાવી બાંધેલા હતા. તેઓને એજ સ્થિતિમાં ગોળીઓ વડે વીંધી નાખવામાં આવ્યા. એક પતિપરાયણ સ્ત્રીએ પોતાના પતિનો સાથ તજવાની ચોકખી ના પાડી. મરણ વખતે પણ તે સ્ત્રી પોતાના પ્રાણાધિક પતિને ભેટી રહી. એ જ સ્થિતિમાં તેઓનો જીવ ગયો. બાકી રહેલાં બૈરાંછોકરાંને કેદમાં નાંખવામાં આવ્યાં. ગંગાના ઘાટ પરની

---

૧. Kaye, Sepoy War. Vol. II P. 348 note.

૨. એવું કહેવાય છે કે સેનાપતિ વ્હીલર તેઓમાં હતો. પ્રથમ પહેલી પાયદળ પલ્ટણના સિપાહીઓને ગોળીઓ છોડવાનો હુકમ આપ્યો, પણ તેઓએ હુકમ ન પાળ્યો. કારણ કે વૃદ્ધ સેનાપતિએ તેઓની પલ્ટણની આબરૂ વધારી હતી. પછી બીજી કોઈ પલ્ટણના સિપાહીઓએ તેના પર ગોળીઓ છોડી. Trevelyan, Cawnpur, p. 278, Comp. Martin, Indian Empire, Vol. II. p. 262. પરંતુ વૃદ્ધ સેનાપતિ તો નદી કિનારે માર્યો ગયો હતો, તે અગાઉ જણાવ્યું છે.

અંતરેજીમાં જીવતાં રહેલાં બૈરાંછોકરાંને સબેદા કોઠીમાં કેદ કરવામાં આવ્યાં હતાં. આ લોકોને પણ તેજ સ્થળે પૂરવામાં આવ્યાં.

ધોન્ડુપંત નાનાસાહેબે બિથુર જઇ ૧ લી જુલાઈએ પેશ્વાની પદવી ગ્રહણ કરી. એ વખતે મહા મહોત્સવ થયો. તોપોના અવાજથી ચારે દિશા કંપી રહી. નાનાસાહેબે પુરોહિતને હાથે મંત્રો વડે પવિત્ર થએલાં પાણી વડે અભિષેકક્રિયા કરાવી લલાટ પર રાજતિલક ધારણ કર્યું. રાત્રે કાનપુરમાં રોશની કરવામાં આવી. ગગનમાં આતશબાજી છૂટવા લાગી. લોકોમાં આનંદ ફેલાઇ રહ્યો. પરંતુ આ વિજયોત્સવના વખતમાં પણ નવીન પેશ્વાના હૃદયમાં શાંતિનો આવિર્ભાવ થયો નહિ. જેના નામથી કારભાર ચાલતો હતો એ પેશ્વા બીજાના હાથનું રમકડું હતું. આજિમઉલ્લાખાં તેને જે રસ્તે દોરતો હતો, તે રસ્તે મહામાનનીય પેશ્વાનાં પગલાં થતાં હતાં. તેની સત્તા સ્થાપવા માટે જે જે અદ્દ્ભુત ઘટના જણાવવામાં આવતી તે દરેક ઘટના પર તે વિશ્વાસ રાખતો. તેના નામથી જે કાર્યો કરવામાં આવતાં તે પર

---

એવું કહેવાય છે કે વૃદ્ધ સેનાપતિની નાની દીકરી એક સ્વારના હાથમાં આવી હતી. કોઇકોઈએ કહ્યું છે કે એ દીકરીએ પોતાને હાથે પેલા સ્વાર અને તેનાં કુટુંબનાં માણસોનો શિરચ્છેદ કરી પોતે કુવામાં પડી મરણ પામી હતી. પરંતુ આ બનાવની સાબીતિ મળતી નથી. ટુંકામાં એટલું ખરૂં કે સેનાપતિની એક દીકરી સ્વાર સાથે ઘણા દિવસ રહી હતી. છેવટે તેનું શું થયું તે જણાયું નથી. કોઇ કોઇ ઇતિહાસકારોએ લખ્યું છે કે નેપાળની સરહદ પર તેનું મરણ નીપજ્યું હતું.—Martin, Indian Empire, Vol. II. p. 262–263. Trevelyan Cawnpur. p. 254–255.

તેનું પ્રભુત્વ ચાલતું નહોતું. દુરાચારી પ્રધાનો તેના નામે બેધડકપણે અત્યાચાર કરી શકતા. એવું કહેવાય છે કે ૨૮ મી જુને નાનાસાહેબ કાનપુરના કવાયતના મેદાનમાં હાજર થયા. બધા સિપાહીઓ જયનાદ કરતા તેમની સમક્ષ આવી ઉભા. તેઓ તેના અને તેના મંત્રીઓના માનમાં તોપના અવાજો કરવા લાગ્યા. નાનાસાહેબે સિપાહીઓને એક લાખ રૂપીઆનું ઇનામ આપવાનું વચન આપ્યું તેથી તેઓએ જયના ગગનભેદી પોકારો કર્યા. પરંતુ આ સ્થળે પણ નાનાસાહેબની સ્થિતિ પરવશ જેવી હતી. તેને સિપાહીઓને શાંત રાખવા માટે આવી યુક્તિઓ કરવી પડતી હતી. સિપાહીઓ તથા સલાહકારો સંતુષ્ટ ન થાય તો તેઓ ખુદ નાનાસાહેબની માલમિલ્કત પર હાથ નાખતાં અચકાય તેમ નહોતા. તે જ્યારે બિથુરમાં પેશ્વાની પદવી મેળવવામાં મસ્ત હતો ત્યારે કાનપુરમાં મુસલમાની સત્તા વધવા લાગી. નની નવાબે કાનપુરના શાસનકર્તાનું પદ ધારણ કર્યું હતું. તે સત્તા અને મહત્વમાં આજુબાજુના મુસલમાનોમાં પ્રસિદ્ધ હતો. મુસલમાનો તેને બહુ માન આપતા. તેના સંખ્યાબંધ નોકરો તેનો હુકમ પાળવાને સદા તત્પર રહેતા.

આ પ્રમાણે મુસલમાનોની ઇચ્છા પૂર્ણ થઇ. તેઓનો માણસ કાનપુરનો મુખ્ય સત્તાધીશ બન્યો. આ વખતે મુસલમાનોને હતાશ કરવા તે પાલવે તેમ નહોતું. હિંદુમુસલમાનોના વિવાદથી એકતામાં ભંગાણ પડે તેમ હતું. જો એમ થાત તો અંગ્રેજો જરા પણ મુસ્કેલી વગર કાર્ય સિદ્ધ કરી શકત.

અગાઉ જણાવ્યું છે તેમ નાનાસાહેબે પેશ્વાપદ ધારણ કર્યું છતાં તેની સત્તામાં કંઇ વધારો થયા નહિ. અંગ્રેજોની સ[illegible]

રમાંથી સર્વાંશે વિલુપ્ત થઇ ગઈ હતી. છતાં નાનાસાહેબ સ્વતંત્ર રીતે કારભાર ચલાવી શકતો નહિ. આજિમઉલ્લા આગળ તેનું કંઈ ચાલતું નહિ. તેનો ભાઇ અને બીજા સલાહકારો આગળ તે પોતાનું ધાર્યું કરી શકતો નહોતો. તે કાનપુરનો સર્વોપરિ સત્તાધીશ તથા પેશ્વા હોવા છતાં ટાઢથી કંપતા વૃદ્ધની માફક દરેક કાર્યમાં સંકોચ રાખતો. અત્યારે પણ તેના નામથી બધા હુકમો છૂટતા હતા. આ વખતે અંગ્રેજોનું લશ્કર આવે છે એવી વાતથી ચોતરફ ભીતિ પ્રસરી રહી હતી. શહેરના લોકો ઘરબાર તજી નાસવા લાગ્યા હતા. જુન માસમાં હિંદુસ્થાની લોકોને શાંત પાડવા માટે દિલ્હીથી મોગલ સમ્રાટના નામે જેવું જાહેરનામું પ્રગટ કરવામાં આવ્યું હતું તેવું જાહેરનામું આ વખતે કાનપુરથી પેશ્વા નાનાસાહેબને નામે પ્રગટ કરવામાં આવ્યું.[1] યોગ્ય બદલો ન આપવાથી સિપાહીઓ ઉદ્ધત બની ગયા હતા. તેઓને સંતુષ્ટ કરવા ખાતર પેશ્વા નાનાસાહેબે યોગ્ય ઇનામ આપવાનો બંદોબસ્ત કર્યો હતો.

રક્ષા માટે હલ્લો અટકાવ્યા સિવાય છૂટકો નહોતો. પેશ્વાએ અંગ્રેજોનું લશ્કર આવે છે એવા સમાચાર સાંભળ્યા. તે છૂપી રહેવા માટે તૈયારીઓ કરવા લાગ્યો.

નાનાસાહેબ જે સ્થળે રહેતો હતો ત્યાંથી થોડે દૂર ગંગાની નહેરની ઉત્તર બાજુએ એક નાનું મકાન હતું. એક અંગ્રેજ અમલદારે પોતાની રખાત માટે એ ઘર બંધાવ્યું હતું. તેથી તે મકાન બીબીઘરના નામથી ઓળખાતું હતું. થોડા સમય પહેલાં એ ઘરમાં એક સાધારણ સ્થિતિનો ફિરંગી રહેતો હતો. બીબીઘરમાં રહેવા માટે ફક્ત ૨૦×૧૦ ફૂટના બે ઓરડાઓ હતા. આગણાંની જમીન ૧૫ હાથ લાંબી પહોળી હતી. જે યુરોપિઅન બૈરાંછોકરાંને સખેદા કેદીમાં રાખવામાં આવ્યાં હતાં તે બધાંને જુલાઇ માસની શરૂઆતમાં આ સ્થળે લાવી રાખવામાં આવ્યાં. તેઓની સંખ્યા બસોથી પણ વધારે હતી. તેઓ આ સાંકડી જગામાં બહુ દુ:ખી થવા લાગ્યાં. વળી તેઓની સંખ્યામાં પણ વધારો થવા લાગ્યો. કાનપુરના યુરોપિઅનોની પેઠે ફતેહગઢના યુરોપિઅનોએ પણ સિપાહીઓ સામે ટક્કર ઝીલી હતી. એ ગામ ફરૂકકાબાદ વિભાગમાં આવેલું છે. ફતેહગઢ વિષે આગળ ઉપર કહેવામાં આવશે. અહીં કેવળ એટલુંજ જણાવવું યોગ્ય છે કે જુન માસના પહેલા અઠવાડિઆમાં ફતેહગઢના યુરોપિઅનો પોતાને ભયમાં જોઇ અકળાવા લાગ્યા. તેઓ ત્યાં વધારે વખત ન વીતાડતાં કાનપુર આવવા માટે જળ વાટે રવાના થયા. આ વખતે કાનપુરની સ્થિતિ વિષે તેઓ કંઇ જાણતા નહોતાં. તેઓ બિચારા આશાતુર હૃદયે કાનપુર તરફ આવતા હતા તેવામાં નવાબગંજ આગળ તેઓની નૌકા અટકાવવામાં

આવી. તેમને કેદ કરી નાનાસાહેબ પાસે લાવવામાં આવ્યા. તેઓની બે આયાઓ પ્રાણની મમતા છોડી આ વખતે તેઓની સાથે રહી. એ બિચારા આવ્યા હતા આશાભર્યા પણ અહીં તો તરવારો તેમનું લોહી ચૂસવા તૈયાર હતી. કેવળ ત્રણ જણા સિવાય બધા પુરુષોને કાપી નાખવામાં આવ્યા. બૈરાં છોકરાંને બીબીઘરમાં લઇ ગયા. ત્યાંનાં પીડાતુર પ્રાણીઓનાં દુઃખમાં વૃદ્ધિ થઇ. [૧]

બિચારાં કેદી બીબીઘરમાં બહુ પીડાવા લાગ્યાં. દાળ, ચપાટિ વગેરે ખોરાક અને દૂધ આપવામાં આવતું છતાં તેમને સંતોષ થતો નહિ. એક અંગ્રેજ સૈનિકની દીકરી એ સ્થળે કેદમાં પડી હતી. તે

---

૧. ફતેહગઢથી ૧૯ જણ પુરુષો, ૨૩ મડમો અને ૨૬ બાળકો કાનપુર તરફ ગયાં હતાં. Trevelyan, Cawnpur, p. 283. ટ્રોટર સાહેબે લખ્યું છે કે નૌકામાં બધાં મળીને ૧૩૦ માણસો હતાં.—Trotter, British Empire in India, Vol. II. p. 143.

આ માણસો નાનાસાહેબ પાસે આવ્યાં એટલે તેણે તેઓ પર દયા બતાવવાનો વિચાર કર્યો. પણ તેના ભાઇએ બહુ વાંધો લીધો. નાનાસાહેબ ભાઇના વિરોધને લીધે કંઇ કરી શકયો નહિ.—Trevelyan, Cawnpur, p. 284.

કે સાહેબે લખ્યું છે કે નાનાસાહેબની નજર આગળ પુરુષોનાં ખૂન થયાં. Kaye, Sepoy War. Vol. II. p. 353. પરંતુ એક આયા તે વખતે ત્યાં હાજર હતી. તેણે આ બનાવ નજરો-નજર જોયો હતો. તેણે જણાવ્યું છે કે નાનો એ વખતે ત્યાં હાજર નહોતો—Trevelyan, Cawnpur, p. 285.

સૈનિકનો એક વિશ્વાસુ નોકર એ બાઇને મળવા બીબીઘર પર આવ્યો હતો. એ વખતે ખાદ્યસામગ્રી વહેંચાતી હતી. એ સામગ્રી સારી ન હોવાથી એ નોકરે પાસે ઉભેલા સિપાહીનો તિરસ્કાર કરી સારો ખોરાક આપવાનું જણાવ્યું. એ સિપાહી પણ એક વખતે પેલા નોકરના માલીક પાસે રહ્યો હતો. સિપાહીએ પેલા નોકરને મિઠાઇ ખરીદી લાવવા માટે આઠ આના આપ્યા. પેલા નોકરે એ પૈસાની મિઠાઈ લાવી પોતાના માલીકની પુત્રીને આપી, પરંતુ એ વિશ્વાસુ નોકર ત્યાં વધારે વખત રહી શકયો નહિ. કારાધ્યક્ષે તેને ત્યાંથી કાઢી મૂકયો.[1] આ બનાવમાં પેલા નોકરની વફાદારી સાથે અંડખોર સિપાહીઓની દયા પણ જણાઈ આવે છે. કોઇ સજ્જન માણસથી દોરાયા હોત તો આવા સિપાહીઓ કદી પણ અંગ્રેજો પર અત્યાચાર ગુજારી શકત નહિ. કોઈ કોઇ ઇતિહાસકારોએ જણાવ્યું છે કે હુસેનીબાનુમ નામની એક મુસલમાન દાસી કેદીઓ પર દેખરેખ રાખતી હતી. આ દાસી સર્વત્ર બેગમના નામથી ઓળખાતી હતી. આ દાસી કેદીઓ પર દયા રાખતી નહિ. બેગમનો ઝાડુવાળો કેદીઓને ખોરાક આપતો. બેગમના હુકમથી મડમો નાનાસાહેબના કુટુંબ માટે જવ દળતી. તેઓને મહેનતાણા તરીકે ફોતરા સિવાયના જવનો થોડો ભાગ મળતો. આવી શોચનીય સ્થિતિમાં આવું મહેનતનું કામ કરી કરી ગરીબ બિચારી મડમો રીબાવા લાગી. ખરાબ ખોરાક અને રહેઠાણથી તેઓને ઝાડાનો રોગ લાગુ પડયો. ઘણી ખરી મડમો આ રોગથી મરણ પામી. જેઓ જીવતી રહી તેઓ પણ આવી શોચનીય દશા ભોગવવા કરતાં મરણને શ્રેયસ્કર માનવા લાગી.

---

1. Trevelyan, Cawnpur. p. 299.

નાનાસાહેબ પોતાના સલાહકારો સાથે વિશાળ મહેલમાં રહેતો હતો, ત્યારે તેની નજર સમક્ષ આ અસહાય નારીઓની દુર્દશા થઇ રહી હતી. મંત્રીઓના ભયથી કે પછી બીજાં ગમે તે કારણથી તે તેઓનું દુઃખ દૂર કરવા તૈયાર થયો નહિ. નવીન પેશ્વાના અમાત્યો જ્યારે આવા નિર્દોષ જીવો પર પોતાની સત્તા જમાવી ફિરંગીઓની સત્તા તોડવા મથી રહ્યા હતા ત્યારે તેઓની સત્તા તોડવા માટે એક બ્રિટિશ સૈન્ય આવતું હતું. થોડીવારમાં એક બ્રિટિશ વીર વિપુલ ઉત્સાહ સાથે બળવાન વૈરવૃત્તિ તૃપ્ત કરવા માટે નવીન પેશ્વાના સિપાહીઓ સામે આવી ઉભો.



## અધ્યાય પાંચમો.



વિષય નિર્દેશ:-સેનાપતિ હેવલોકની કાનપુર તરફ મુસાફરી-સેનાનાયક રેનડે સાથે મેળાપ-ફતેહપુરની લડાઇ-ફતેહપુરના લોકોની ઉશ્કેરણી-અંગ્રેજ સૈન્યનું વેર-ઓંગગામની લડાઇ-બીબીઘરની કતલ-કાનપુરની લડાઇ-કાનપુરમાં હેવલોકનું આગમન-નાનાસાહેબ નાઠો-અંગ્રેજ સૈન્યના અત્યાચાર-બિઠુરમાંનો નાનાસાહેબનો મહેલ નાશ પામ્યો-સેનાપતિ નીલનું કાનપુરમાં આગમન-નીલની વૈરવૃત્તિ-કાનપુરનો બચાવ કરવાના ઉપાયો-હેવલોક લખનોર તરફ ગયો.



કાનપુર પડયાના સમાચાર સાંભળી સેનાપતિ હેવલોકે અગ્રગામી સૈનિક ટુકડીના અધ્યક્ષ રેનડેને આગળ વધવાની મના કહી મોકલી. તે હુકમ મુજબ રેનડે લોહંગ નામનાં સ્થળે પડાવ નાખી બેઠો. આ

તરફ હેવલોક રેનડેનાં લશ્કર સાથે સમ્મિલિત થવા બહુ ઉતાવળ દર્શાવવા લાગ્યો. તેણે વડા સેનાપતિને તારદ્વારા ખબર આપી કે "કાનપુર પડયું છે, કેવળ એ સ્થળેથી જ લખનોર જઇ શકાય તેમ છેxxx માટે હું એ સ્થળ કબજે કરવાનો પ્રયત્ન કરૂં છું,xx ૧૪૦૦ બ્રિટિશ સોલ્જરો અને ૬ તોપો એકત્ર થતાં જ હું મોટા રસ્તા પર થઇ આગળ વધીશ. એક બીજું લશ્કર એકત્ર થયા બાદ કર્નલ નીલ મારી પાછળ આવશે. અલાહાબાદનો કિલ્લો યોગ્ય વ્યક્તિને સોંપવામાં આવ્યો છે." સેનાપતિ હેવલોક આવા સમાચાર મોકલી કાનપુર જવાનો બંદોબસ્ત કરવા લાગ્યો. તેણે ૪ થી જુલાઇએ રવાના થવાની ઇચ્છા રાખી હતી. પરંતુ સરસામાન એકત્ર થઇ શકયો નહિ તેથી એ દિવસે મુસાફરી શરૂ કરી શકાઈ નહિ. જે અડચણોને લીધે સેનાનાયક રેનડેને અલાહાબાદથી રવાના થતાં વાર લાગી હતી તે અડચણો સેનાપતિ હેવલોકને નડવા લાગી. એ સિવાય મુસાફરીને લગતો સરસામાન એકત્ર કરતાં થોડા દિવસો વીતી ગયા. ૭ મી જુલાઇએ મુસાફરી શરૂ થઇ. સેનાપતિ હેવલોક તે તારીખે સાંજરે ૧૦૦૦ યુરોપિઅન સોલ્જરો, ૧૩૦ શિખ, કેટલાક વોલન્ટિઅર ઘોડેસ્વાર સૈનિકો અને ૬ તોપો લઈ અલાહાબાદ તરફ રવાના થયો. જે ઓફિસરોની ટુકડીઓએ બંડ ઉઠાવ્યું હતું તે બધા ઓફિસરો આ લશ્કરમાં જોડાયા હતા. જે સિવિલ અમલદારોની કચેરીઓ બંધ થઈ હતી તેઓ પણ વાલન્ટિઅર ઘોડેસ્વાર સૈન્યમાં જોડાઇ હેવલોક સાથે ચાલ્યા હતા. હેવલોકે કાનપુર જીતવા તથા લખનોરનો બચાવ કરવા માટે આ સૈન્ય પર આધાર રાખી અલ્હાબાદ છોડયું.

સેનાપતિએ મુસાફરી શરૂ કરી કે તરત વરસાદ પડવા લાગ્યો. તેથી તે દિવસે અને ત્યાર પછીના દિવસે સૈન્ય બહુ આગળ વધી શક્યું નહિ. ઘણા સૈનિકોના પગ સડી ગયા અને તેથી બહુ પીડા થવા લાગી. હેવલોક બહુ ચિંતાતુર બની ગયો, પરંતુ મુસાફરી બંધ રાખવાથી કંઇ વળે તેમ નહોતું. હેવલોક બધી અડચણો સામે લડાઈ કરતો કરતો કાનપુર તરફ ચાલ્યો. તેણે ૧૦ મી જુલાઇએ સાંભળ્યું કે બંડખોરોનું જબરૂં લશ્કર સામું આવે છે. કાનપુર પડ્યાના સમાચાર પર તેને જે કંઇ સંદેહ હતો તે આ સમાચાર સાંભળી નષ્ટ થયો.

અંગ્રેજોનાં લશ્કરને અટકાવવા માટે નાનાસાહેબ પોતાની મંત્રીઓની સલાહ મુજબ બધી તૈયારી કરી રહ્યો હતો. સેનાપતિ ટીકાસિંહ સિપાહીઓને સજ્જ કરતો હતો. બાબાભટ્ટ ખાદ્યસામગ્રી અને દારૂગોળો લઈ જવા માટે ગાડીઓ એકત્ર કરતો હતો. વેપારીઓને તંબુ તથા પાણી પડતું અટકાવનાર પોશાકો લાવી આપવાનો હુકમ આપવામાં આવ્યો હતો. આ પ્રમાણે બધું એકત્ર થયા બાદ જવાલાપ્રસાદ ૯ મી જુલાઇએ ૧૫૦૦ પાયદળ અને ગોલંદાજ, ૫૦૦ ઘોડેસ્વાર અને ૧૫૦૦ હથિયારબંધ માણસો સાથે અલાહાબાદ તરફ ચાલ્યો. તેની સાથે ૧૨ તોપો હતી. ટીકાસિંહે સૈનિકોની સરદારી લીધી હતી. અંગ્રેજ સૈન્ય કાનપુર તરફ આવે છે એ સાંભળી જવાલાપ્રસાદે ફતેહપુર જઇ છાવણી નાખી.

સેનાપતિ નીલને કાનપુર પડ્યાના સમાચાર ખરા લાગ્યા નહોતા. તેણે રેનડેને આગળ વધવાનો હુકમ આપવા વડા સેનાપતિને તારદ્વારા જણાવ્યું હતું. એટલે સેનાનાયક રેનડે આગળ વધવા લાગ્યો. આ

તરફ હેવલોક રેનડેની સાથે સમ્મિલિત થવા માટે અથાગ પ્રયત્નો કરવા લાગ્યો. તે સમજી ગયો કે જો રેનડેનાં સૈન્ય સાથે મારૂં સૈન્ય મળે તે દરમ્યાન દુશ્મનો તેના પર હુમલો કરશે તો તેનું સૈન્ય ટકી શકશે નહિ. આ માટે તેને બહુ ચિંતા થતી હતી. તેણે ઉતાવળે કુચ કરી હતી. રેનડેને મળવા માટે તે બહુજ ઉતાવળે આગળ ધસવા લાગ્યો. છેવટે ૧૧ મી જુલાઇએ મધરાતે હેવલોકનાં લશ્કરને રેનડેનાં લશ્કરનાં દર્શન થયાં. એ વખતે આકાશ સ્વચ્છ હતું. ચંદની ખીલી રહી હતી. ચંદ્રના અજવાળામાં બંને સૈન્યો હર્ષનાદ કરતાં કરતાં ભેટયાં. સવાર પહેલાં બંને સૈન્યો એકત્ર થઇ, વાજાંના મીઠા સરોદથી પ્રફુલ્લ થઇ મુસાફરી શરૂ કરવા લાગ્યાં. હેવલોક આ એકત્ર સૈન્ય સાથે ૧૨ મી જુલાઇએ, ૭ વાગતાં ફતેહપુરથી ૪ માઇલ દૂર આવેલ બેલિન્દા નામનાં સ્થળે આવી પહોંચ્યો. જો સેનાપતિ હેવલોકે બહુજ ઉતાવળે કુચ ન કરી હોત તો રેનડેનું સૈન્ય નાનાસાહેબનાં સૈન્ય આગળ ટકી શકત નહિ. સેનાનાયક રેનડેએ હેવલોક આવી પહોંચે તે પહેલાં ફતેહગઢ કબજે કરવાની ઇચ્છા રાખી હતી. તેને બાતમી મળી હતી કે ફતેહપુરમાં બહુ થોડાં હથિયારબંધ માણસો છે. પરંતુ તરતજ નવા પેશ્વાનું જબ્બર સૈન્ય ત્યાં આવી પહોંચ્યું. જો રેનડે આગળ વધત તો તેનું સૈન્ય જરૂર નાશ પામત. એટલુંજ નહિ પણ એ લડાઇના સમાચાર પહોંચાડવા માટે કોઇ જીવતું રહત નહિ. [1] કેવળ સેનાપતિ હેવલોકની દીર્ઘ દૃષ્ટિથીજ આ વિપત્તિ ટળી હતી. રેનડેની સાથે હેવલોકનું સૈન્ય એકત્ર થયું ત્યારે અંગ્રેજોના પક્ષમાં

---

૧. Thavelock's Indian Campaign; Calcutta Review. Vol. 32 P. 27.

૧૪૦૦ બ્રિટિશ સોલ્જરો, ૬૦૦ દેશી સૈનિકો અને ૮ તોપ થઈ. સૈન્યને થાકેલું જોઇ હેવલોકે પડાવ નાખી ભોજન કરવાની રજા આપી. સેનાપતિના હુકમથી સૈનિકો હથિયારોનો એક જગાએ ઢગલો, કરી ખાવાપીવાની તૈયારી કરવા લાગ્યા. એ દરમ્યાન એકાએક તોપનો એક ગોળો સેનાપતિ સમક્ષ આવી પડયો. જાસુસોએ આવી સમાચાર આવ્યા કે બંડખોરોનું લશ્કર ફતેહપુરમાં આવી રહ્યું છે. આથી હેવલોકનાં સૈન્યને જમવાની ફુરસત મળી નહિ. સૈન્ય ભોજન સામગ્રી પડતી મૂકી લડાઇ માટે સજ્જ થયું. આ પ્રમાણે ૧૨ મી જુલાઇએ હેવલોક જ્વાલાપ્રસાદનાં સૈન્ય સમક્ષ આવી ઉભો. કાનપુરના સિપાહીઓએ ધાર્યું હતું કે કેવળ રેનડેનું સૈન્ય અમારી સાથે લડવા આવ્યું છે. આથી તેઓને ખાત્રી હતી કે આ લડાઇમાં આપણી જીત નક્કી થવાની છે. અમારી સંખ્યા વધારે હોવાથી રેનડેનું સૈન્ય જરૂર હારશે. આવી આશાથી તેઓ ઉત્સાહપૂર્વક લડાઇ કરવા લાગ્યા. પરંતુ રેનડેનાં સૈન્ય સાથે હેવલોકનું સૈન્ય એકત્ર થયું છે એ બાબત જ્યારે તેમના જાણવામાં આવી ત્યારે તેઓનાં મુખપર ગ્લાનિ છવાઈ ગઇ. પરંતુ હવે લડયા સિવાય છૂટકો નહોતો. તરતજ તેઓની તોપોએ ગોળા ફેંકવા લાગ્યા. આ યુદ્ધ પિસ્તોલ કે સંગીનોવડે લડાયું નહોતું. રાઇફલ અને તોપથી આ યુદ્ધની શરૂઆત થઈ અને તેજ હથિયારો વડે તેની સમાપ્તિ થઈ હતી. અંગ્રેજોની રાઇફલોની ગોળીઓ ૩૦૦ ગજ દૂરથી શત્રુઓ પર આવી પડતી. પરંતુ કાનપુરના સિપાહીઓ પાસે એવી સરસ બંદુકો નહોતી. તેથી જ્વાલાપ્રસાદના સૈનિકો બ્રિટિશ લોકોની બંદુકો આગળ ટકી શકયા નહિ. તેની તોપોમાંથી

વારંવાર ગોળા ફેંકાતા છતાં બ્રિટિશોની તોપો વધારે કાજગરી નીવડી. જ્વાલાપ્રસાદના ઘોડેસ્વારોએ જોસબંધ ધસારો કર્યો. આ યુદ્ધમાં આ ઘોડેસ્વારોએ જ સૌ કરતાં વધુ સાહસ અને પરાક્રમ દર્શાવ્યું હતું. તેઓની એક ટુકડી સેનાપતિ હેવલોકની નજીક આગળ વધતી હતી, એ વખતે સેનાપતિએ પોતાના ઘોડેસ્વારોને હુકમ આપ્યો. સેનાનાયક પોલિશરે ઘોડેસ્વારોને પોતાની પાછળ આવવાનું કહી પોતાનો ઘોડો એ બંડખોર ઘોડેસ્વારો તરફ દોડાવ્યો. ત્રણ વોલન્ટિઅર ઘોડેસ્વારો અને લગભગ ૧૨ સ્વારો ( તેમાંના ઘણાખરા દેશી ઓફિસરો હતા ) તેની પાછળ ધસ્યા. પરંતુ બાકીના સ્વારો ધીરે ધીરે આગળ વધવા લાગ્યા. આથી અંગ્રેજોને જણાયું કે આ બધા સ્વારો બંડખોરોને જઇ મળશે. સેનાનાયક પોલિશર એકાએક ઘોડા પરથી જમીન દોસ્ત થયો. તરતજ બંડખોર ઘોડેસ્વારોની એક ટુકડી તે તરફ આવવા લાગી. દેશી ઓફિસરોએ પોતાના વડાને મરણતોલ સ્થિતિમાં જોઇ ભારે પરાક્રમ દાખવ્યું. તેઓ પોલિશરને ઘેરી ઉભા રહ્યા અને પ્રબળ પરાક્રમ દર્શાવી યુદ્ધ કરવા લાગ્યા. એ દરમ્યાન કાનપુરના ઘોડેસ્વારોની મુખ્ય ટુકડી પોતાના સાથીઓને મદદ કરવા દોડી. આથી અંગ્રેજોના ઘોડેસ્વારો એકદમ પાછા હઠી ગયા. આ લડાઇમાં નજીબખાં નામનો એક રસાલદાર બીજા ૭ સ્વારો સાથે મરણ પામ્યો છતાં તે સામા પક્ષ સાથે જોડાયો નહિ. પરંતુ ઘોડેસ્વાર સૈન્યનાં આવાં પરાક્રમ છતાં જ્વાલાપ્રસાદને જીત મળી નહિ. એવું કહેવાય છે કે અલાહાબાદનો મૌલવી લિકાયેતઅલી આ વખતે અહીં હાજર હતો, તેનાં ઉત્સાહ-વાક્યો સાંભળતાં છતાં મુસલમાન સૈનિકો ટકી શક્યા નહિ. અંગ્રેજોની તોપો આગળ ટકી ન શકવાથી કાનપુરનું સૈન્ય પોતાની તોપો છોડી

નાસવા લાગ્યું. તેઓના લગભગ ૧૫૦ જણ મરાયા અગર ઘાયલ થયા. સેનાપતિ હેવલોકને જય મળ્યો. તેનાં સૈન્યનાં દેશી ઘોડેસ્વારો-એ, કાનપુરના ઘોડેસ્વારો સાથે ભળી જવાનો પ્રયત્ન કર્યો હતો એવા સંદેહ પરથી તેઓને ૧૫ મી જુલાઇએ હથિયાર તથા ઘોડા કબજે કરી રજા આપવામાં આવી[૧].

થોડાં અઠવાડિઆં અગાઉ ફતેહપુરમાંથી અંગ્રેજી સત્તા નાશ પામી હતી. ફતેહપુર કાનપુરથી ૪૦ માઇલ દૂર કાનપુર અને અલાહાબાદના મધ્ય ભાગે આવેલું છે. અંગ્રેજોએ એ સ્થળ અયોધ્યાના નવાબ પાસેથી મેળવ્યું હતું. આ વખતે ત્યાં ૧૫-૧૬ હજાર માણસની વસ્તી હતી. ત્યાંની વસ્તીનો ઘણોખરો ભાગ મુસલમાન હતો. ઘોડેસ્વાર સૈનિકોમાંનો ઘણો ભાગ આ વિભાગનો હતો. શાસન ચલાવવા માટે ફતેહપુરમાં એક જજ, એક મેજિસ્ટ્રેટ હતો. તેનું નામ હિકમત-ઉલ્લાખાં હતું, હિકમતઉલ્લાખાંને પોતાના ધર્મ પર બહુ શ્રદ્ધા હતી. ફતેહપુરમાં ખ્રિસ્તી ધર્મ ફેલાય એ ગમતું નહોતું ફતેહપુરના ડેપ્યુટિ મેજિસ્ટ્રેટની માફક ત્યાંના જજને પણ પોતાના ધર્મ પર બહુ આસ્થા હતી. બનારસના કમિશનર હેન્રિ ટુકરનો ભાઇ ટચુકર ટુકર આ વખતે ફતેહપુરનો જજ હતો. તેણે ફતેહપુરમાં પેસવાના દરવાજા પર ચાર સ્તંભ સ્થાપ્યા હતા તેમાંના બે ઉપર ફારસી અને હિંદીભાષામાં ખ્રિસ્તી ધર્મની દશ આજ્ઞાઓ કોતરવામાં આવી હતી. બાકીના બે સ્તંભો પર એજ ભાષાઓમાં ખ્રિસ્તી ધર્મગ્રંથમાંથી કેટલાંક ધર્મ-તત્વો કોતરવામાં આવ્યાં હતાં. પરંતુ ટુકર સાહેબે કોઇને જોર-

---

૧. Havelock's Indian Compaign: Calcutta Review. Vol. XXXII P. 29.

જુલમથી પોતાના ધર્મની દીક્ષા અપાવી નહોતી. તે ઉદાર, દયાશીલ અને પરોપકાર પરાયણ હતા. તે દુઃખી તથા દરિદ્રી પર બહુ દયા રાખતા. પ્રગાઢ ધર્મજ્ઞાન સાથે દયા અને દાનશીલતાનો સંયોગ થવાથી તેઓ સર્વ માણસોને પ્રિય થઇ પડયા હતા. રોગી અને ભૂખ્યા માણસો તેઓનાં સંતાનો ગણાતાં હોવાથી ફતેહપુરના ઘણા લોકો તેમને ચાહતા હતા. ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરતા છતાં ટુકર આ રીતે ઘણા માણસોને પ્રિય થઇ પડયા હતા.

અલ્લાહાબાદની છઠ્ઠી પાયદળ પલ્ટણના લગભગ ૭૦ સિપાહીઓ ફતેહપુરની તેજુરી સાચવતા હતા. મે માસની આખરે ૫૬ મી પાયદળ પલ્ટણના કેટલાક સિપાહીઓ અને બીજી ઘોડેસ્વાર પલ્ટણના કેટલાક સ્વારો કંપનીના પૈસા લઇ ફતેહપુર આવી પહોંચ્યા. આ બંને પલ્ટણોના સિપાહીઓએ છેવટે બંડ ઉઠાવ્યું હતું. એની સાથે ફતેહપુરવાસી ૬ ઠી પલ્ટણના સિપાહીઓને કંઈ મસલત થઇ હતી કે નહિ તે જણાયું નથી. તેઓ કંપનિનો ખજાનો લઇ ઉશ્કેરણી દર્શાવ્યા વગર અલાહાબાદ ચાલ્યા ગયા. એ વખતે ફતેહપુરના રહેવાશીઓમાં નાના પ્રકારનાં ગપ્પાં સંભળાતાં હતાં. તેઓમાં એવી વાત ઉડી હતી કે અંગ્રેજોએ આપણને વટલાવવા ગાય અને ડુક્કરનાં હાડકાં કુવામાં નાખ્યાં છે. કેટલાક અમલદારોએ આ ગપ્પાંની વાત મેજિસ્ટ્રેટને જણાવી. મેજિસ્ટ્રેટે હસતાં હસતાં જણાવ્યું કે ખ્રિસ્તી ધર્મમાં કોઇને જોરજુલમથી ખ્રિસ્તી બનાવવાનું લખ્યું નથી. માટે એ ધર્મના લોકો આ બાબતમાં ગુનેગાર હોઈ શકે નહિ. પરંતુ મેજિસ્ટ્રેટની આવી વાતોથી ઉશ્કેરણી ફેલાતી બંધ પડી નહિ. મિરતના સમાચાર મળતાં લોકો બહુજ

ઉશ્કેરાઇ ગયા. અંગ્રેજો શંકાશીલ બની ગયા. તેઓએ પોતાનાં કુટું-બોને અલાહાબાદ મોકલી દીધાં. દેશી ખ્રિસ્તીઓને પણ પોતપોતાનાં કુટુંબો સુરક્ષિત સ્થાને મોકલી દેવાની સુચના થઇ. ફતેહપુરના યુરોપિઅનો ૫ મી જુને કાનપુર તરફ તોપોના અવાજો થતા સાંભળી બહુ ડરી ગયા અને જરા પણ સમય ન ગુમાવતાં બધા મેજિસ્ટ્રેટને ઘેર એકત્ર થયા. કારણ કે તેઓએ સાંભળ્યું હતું કે બીજી ઘોડેસ્વાર પલ્ટણ અને ૫૬ મી પાયદળ પલ્ટણના સિપાહીઓ અલાહાબાદથી કાનપુર તરફ જાય છે. તેઓ કદાચ ફતેહપુરપર હલ્લો કરી અમારા પર હુમલો કરે. એ બંડખોરોએ ફતેહપુર આવી તેજુરી લૂટવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેજુરી રક્ષક ૬ ઠી પલ્ટણના સિપાહીઓ હજુ વફાદાર હોવાથી તેઓએ તેઓને મારી હઠાવ્યા. ૭ મી જુને અલા-હાબાદના સમાચાર ફતેહપુર આવી પહોંચ્યા. આ સમાચાર સાંભળી તેજુરી સાચવનારા સિપાહીઓ શાંત રહી શક્યા નહિ: તેઓએ સાં-ભળ્યું કે અમારી પલ્ટણે બંડ ઉઠાવ્યું છે એટલે તેઓ તેજુરી સાચ-વવાનું કામ પડતું મૂકી કાનપુર તરફ ચાલ્યા ગયા. આ વખતે ફિરં-ગીઓનું લોહી રેડવાનો આગ્રહ તેઓમાં ફેલાયો નહોતો. ફિરંગીઓની સમક્ષ કાળની માફક ઉભા રહેવાની વૃત્તિ પણ તેમના હૃદયમાં ન ઉદ્દભવી. તેઓ ફતેહપુરવાસી યુરોપિઅનોમાંના કોઇને જરા પણ ઇજા ન કરતાં કાનપુર તરફ ચાલ્યા ગયા.

ત્યાર બાદ ૯ મી જુને એકાએક ભારે તોફાન શરૂ થયું. એક તરફથી અલાહાબાદ અને બીજી તરફથી કાનપુર, એમ બે બાજુના પ્રચંડ વિપ્લવસાગરનાં બે મોટાં મોજાંએ આવી ફતેહપુરને ડુબાડી દીધું. ફતેહપુરના હિંદુ અને મુસલમાનોમાંના ઘણા ખરા બંડખોરોના

પક્ષમાં ભળ્યા. મુસલમાનો ખ્રિસ્તી પાદરીઓપર બળી રહ્યા હતા, અત્યારે તેઓ ચોતરફથી ખ્રિસ્તીઓ વિરૂદ્ધ ટોળે મળવા લાગ્યા. સિપાહીઓએ જેલ તોડી. કેદીઓ ચોતરફ નાઠા. અરાજકતા ફેલાઇ ગઇ. તેજુરી તોડવામાં આવી. સરકારી દસ્તાવેજોનો નાશ કરવામાં આવ્યો. ખ્રિસ્તી ધર્મ પ્રચારનું મથક લૂંટાયું. યુરોપિઅનોએ જોઈ લીધું કે હવે અમારી સત્તા નાશ પામી છે. શહેરના ઉન્મત્ત લોકો દર પળે ભયંકર કાર્યો કરતા જાય છે. તેઓ હતાશ થઈ કોઇ સુરક્ષિત સ્થળે જઇ રહેવાનો વિચાર કરવા લાગ્યા. એ વખતે ફતેહપુરમાં ૧૦ યુરોપિઅનો રહેતા હતા. તેમાંના નવ જણા ૯ મી જુને સાંજે ઘોડેસ્વાર થઈ નાસી છૂટયા. ચાર વિશ્વાસુ સ્વારો તેમની સાથે આવ્યા. તેઓ બાંદા, કલિંજર વગેરે જુદાં જુદાં સ્થળોએ ભટકી બાત્રીશ દિવસે અલાહાબાદ આવી પહોંચ્યા.

કેવળ એક અંગ્રેજ અમલદારે પોતાનું મથક છોડયું નહિ. ટુકર સાહેબે ફતેહપુરનું રક્ષણ કરવાનું માથે લીધું. તે ઘોડેસ્વાર થઇ કેટલાક સિપાહીઓ સાથે બંડખોર લોકોને મારી હઠાવવા ચાલ્યો. તેનું સાહસ વખાણવા જોગ હતું, તેની કર્તવ્યનિષ્ટા પ્રસંશનીય હતી, તે સૈનિક નહોતો છતાં હથિયાર સજી સેનાપતિ બન્યો, તેના પરાક્રમથી બંડખોરોમાંના કેટલાક મરાયા, તે પોતે પણ ઘાયલ ગયો. તેના સોબતીઓ જ્યારે નાસી છૂટયા ત્યારે તે કચેરીમાં હતો. ત્યાં તે બંડ સમાવવા અથવા સરકારી કાર્યમાં દેહત્યાગ કરવાનો નિશ્ચય કરી બેઠો હતો.

પરંતુ એ નિડર જજનો ઉદ્દેશ પાર પડયો નહિ. ટુકર સાહેબ જે સરકારનું કામ પાર પાડવા નીમાયો હતો તેજ સરકાર માટે મુઓ.

તે કેવી રીતે મરાયો તે બાબત ઘણા ઇતિહાસકારોએ જુદો જુદો મત દર્શાવ્યો છે. ફતેહપુરના મેજિસ્ટ્રેટ શેરર સાહેબે જણાવ્યું છે કે ડેપ્યુટિ મેજિસ્ટ્રેટ હિકમતઉલ્લાના હુકમથી જજ ટુકરને ગોળીએ મારવામાં આવ્યો, એ વખતે હિકમતઉલ્લા એ સ્થળે બેસી કુરાન વાંચતો હતો. પરંતુ આ બાબતની પુરતી સાબીતી મળી નથી. કોઇએ એવું જણાવ્યું છે કે જજ ટુકરે મુસલમાન ડેપ્યુટિ મેજિસ્ટ્રેટને પોતાની સમક્ષ હાજર થવાનો હુકમ કર્યો. હિકમતઉલ્લા મુસલમાનોની લીલી ધજા ઉડાડતો પોલિસ સૈન્ય સાથે કચેરીમાં આવ્યો. મુસલમાનોએ ટુકર સાહેબને પોતાનો ધર્મ સ્વીકારવાની વિનંતિ કરી. ટુકરસાહેબે એ વિનંતિ માન્ય રાખી નહિ. એટલે ઉશ્કેરાએલા મુસલમાનોએ તેને મારી નાખ્યો. એક ત્રીજા મત મુજબ ૧૦ મી જુલાઇએ નવ વાગે તેજુરી લુટાઇ. બપોર પછી સૈયદ મહમ્મદ હુસેન નામનો એક માણસ એક મુસલમાનોનું ટાળું લઇ ટુકર સાહેબ પર ચઢી આવ્યો. ટુકર સાહેબે કચેરીનાં છાપરાંનો આશ્રય લઇ બચાવ કર્યો. છેવટે હુલ્લડખોરોએ મકાન સળગાવ્યું. જોત જોતામાં આગ ફેલાઇ ગઇ. તેઓ ધુમાડામાં છુપી રીતે છાપરાપર ચડ્યા અને ટુકર સાહેબને મારી નાખ્યા. આ બાબતમાં આવી રીતે પુષ્કળ મતભેદ છે. એટલું તો ખરૂં છે કે ટુકર સાહેનું ખૂન કચેરીમાં કરવામાં આવ્યું હતું. તેણે પ્રબળ સાહસપૂર્વક તે સ્થળે પોતાનો બચાવ કર્યો હતો. બંડખોરોના ગોળીબાર સામે તેમણે મરતાં સુધી ટક્કર ઝીલી હતી. જ્યાં સુધી પોતાનામાં જીવ હતો ત્યાં સુધી ગોળીબાર કર્યો હતો. છેવટે તેમની શક્તિ ખાલી ગઇ. સેંકડો મુસલમાનોના હલ્લાથી તેમને કચેરીમાં જ મરણ શરણ થવું પડ્યું. ઉશ્કેરાએલા મુસલમાનો પોતાનાં આ કાર્યથી

ફુલાતા હતા ત્યારે બે હિંદુઓ સાથે તેમની મુલાકાત થઇ. હિંદુઓએ ટુકર જેવા દયાળુ માણસનું ખૂન કરવા માટે મુસલમાનોને ખૂબ ઠપકો આપ્યો. પરંતુ આ ઠપકાથી મુસલમાનો એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે તેઓએ એ બંને હિંદુઓને મારી નાખ્યા.[1]

ફતેહપુરમાં પાંચ અઠવાડિઆ સુધી અરાજકતા રહી. લોકોએ નાનાસાહેબનું પ્રાધાન્ય સ્વીકારેલું છતાં યથેચ્છાચાર બંધ પડ્યો નહોતો. બધા સ્વતંત્રપણે કાર્ય કરતા હતા. હેવલોક ત્યાં આવી પહોંચ્યો એટલે લોકો પ્રાણ બચાવવા ચોતરફ નાસભાગ કરવા લાગ્યા. એ વખતે અંગ્રેજોએ વૈરવૃત્તિ તૃપ્ત કરવા માટે પુષ્કળ પ્રયત્નો કર્યા. ફતેહ-પુરનો મેજિસ્ટ્રેટ શેરર સાહેબ અલાહાબાદથી હેવલોકનાં સૈન્ય સાથે પાછો અહીં આવ્યો હતો. શેરર સાહેબે અહીં આવ્યા બાદ જે કંઇ જોયું તેનું વિસ્તૃત વર્ણન કરેલું છે. તેનો ભાવાર્થ આ પ્રમાણે છે છે કે “ અમારા રસ્તામાં આવતાં ઘણાંખરાં ગામડાં ભસ્મીભૂત થયાં છે. કોઇ પણ સ્થળે મનુષ્યનું નામનિશાન જણાતું નથી. × × × મકાનોને બદલે રાખના ઢગલા પડયા છે. મનુષ્યનો શબ્દ પણ સંભ-ળાતો નથી. માણસોના શબ્દને બદલે દેડકાંના શબ્દથી આજુબાજુનો પ્રદેશ ગાજી ઉઠે છે. તમરાં અને પતંગિઆંના શબ્દોથી ગુંજારવ થઇ રહ્યો છે. × × વખતો વખત પવન આવવાથી ઝાડની ડાળીઓ પર લટકતાં શબો દુર્ગંધ ફેલાવી રહ્યાં છે. આવાં ભયંકર દૃશ્યો એકવાર જેણે નજરે જોયાં છે તે કદી પણ વિસરી શકે તેમ નથી. ” અંગ્રે-જોએ વેર વાળવા માટે કેટલું બધું સત્યાનાશ વાળ્યું હતું તે આ હકી-

---

૧ Kaye–Sepoy War. Vol. II. P. 367

કત પરથી સ્પષ્ટ જણાય છે.[1] અત્યારે ફતેહપુર નિર્જન બની ગયું હતું. થોડાં અઠવાડિઆં પહેલાં જે સ્થળે માણસો સમાતાં નહોતાં ત્યાં અત્યારે ભયંકર શાંતિ ફેલાઇ રહી છે. રાજમાર્ગપર માણસનું નામ નિશાન જણાતું નથી. દુકાનો બંધ છે. ઘણીખરી દુકાનો માલથી ભરપૂર છે. કારણકે બધો માલ સાથે લઈ જવા જેટલો અવકાશ એ દુકાનોના માલીકોને મળ્યો નથી. હેવલોકના ગોરા તથા દેશી સૈનિકોએ એ દુકાનો લૂટી. મોટી મોટી હવેલીઓ તોપોના ગોળા વડે તોડી પાડી અને ઘાસનાં છાપરાં વાળાં ઝુંપડાં બાળી ભસ્મ કરી નાખ્યાં.[2]

અંગ્રેજોની પેઠે દેશી લોકોએ પણ જુલમ ગુજારવામાં બાકી રાખ્યું નહોતું. હેવલોકના સૈન્યમાંનો એક માણસ આ બાબતમાં જણાવે છે કે, "તેઓએ (દેશી લોકોએ) અમારા બંગલા બાળી નાખ્યા છે, અમારાં દેવળો અપવિત્ર કર્યાં છે. × × × જે કંઇ અંગ્રેજોએ બંધાવ્યું છે અગર અંગ્રેજી સંસ્કૃતિને અંગે ઉત્પન્ન થયું છે તે બધું બંડખોરોએ નષ્ટ કર્યું છે. ટેલિગ્રાફના તાર તોડી નાખવામાં આવ્યા છે. થાંભલા ઉખાડી નાખવામાં આવ્યા છે. રસ્તા પર માઇલ દર્શક સ્તંભો જોકે તેઓને બહુ ઉપયોગી થાત પણ તે અમે બંધાવેલા હોવાથી તેનો પણ નાશ કરવામાં આવ્યો છે."[3] શેરર સાહેબે અંગ્રેજોના અત્યાચારનું અને આ લેખકે દેશી લોકોના અત્યાચારનું વર્ણન કર્યું છે. બંડખોર લોકોએ જ્યારે અંગ્રેજી સંસ્કૃતિનાં બધાં ચિહ્નોનો લોપ કરી નાખવાનું ધાર્યું હતું, ત્યારે અંગ્રેજોએ સાધારણ

૧ Kaye, Sepoy War. Vol. II. P. 368

૨ Martin, Indian Empire, Vol. II. P. 376

૩ Calcutta Review. Vol. xxxII. P. 27–28

પ્રજાના સમાગમમાં આવતી દરેક ચીજનો નાશ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી હતી. આ રીતે આ ભયંકર પ્રકોપ વખતે બંને પક્ષોએ માણસોથી ભરપૂર ગામોને મહાસ્મશાન તુલ્ય કરી મૂક્યાં હતાં.

ફતેહપુરની લડાઈના સમાચાર કાનપુર પહોંચ્યા. બાલરાવને અંગ્રેજ સેનાપતિને અટકાવવા મોકલવામાં આવ્યો. તેણે કાનપુરથી બાવીશ માઇલ દૂર આવેલાં ઑંગ નામના ગામડા આગળ છાવણી નાખી. ફતેહપુરની લડાઇમાં હેવલોકે બંડખોરોની ૧૨ તોપો કબજે કરી હતી. આ બધી તોપો અત્યારે બંડખોરો વિરૂદ્ધ વાપરવામાં આવી. ૧૪ મી જુલાઇની સાંજે અંગ્રેજ છાવણીમાં સમાચાર આવ્યા કે બાલરાવ અહીંથી છ માઇલ દૂર ઑંગ નામના ગામડા આગળ પડયો છે. હેવલોક એ બંડખોર સામે ધસવા લાગ્યો. ૧૫ મી જુલાઇએ નવ વાગતાં બંને પક્ષ વચ્ચે લડાઇ જામી. આ લડાઇમાં અંગ્રેજોની તોપોએ અગાઉ કરતાં વધારે કામ કરી બતાવ્યું. અંગ્રેજોની બંદુકોએ પણ પોતાનું સર્વોપરિપણું સિદ્ધ કરી બતાવ્યું. બાલરાવના ઘોડેસ્વારોએ જબરો હલ્લો કર્યો. પરંતુ રાઇફલના અવિચ્છિન્ન મારાથી તેઓની ગતિ અટકી ગઇ. તેઓએ જરા વાંક વળી અંગ્રેજી લશ્કરના પાછલા ભાગ પર હલ્લો કર્યો. ત્યાં પણ તેઓનું જોર ચાલ્યું નહિ. આ લડાઇમાં બાલરાવના સૈનિકોએ ભારે શૌર્ય બતાવ્યું હતું. બે કલાક સુધી ભયંકર યુદ્ધ થયા બાદ અંગ્રેજોની તોપો તથા રાઇફલોએ બંડખોરો પર કાબુ મેળવ્યો. તેઓ નાઠા.[1]

ઑંગથી થોડા માઇલ દૂર એક નાની નદી આવેલી છે. એ નદી પાંડુના નામથી ઓળખાય છે. એ નદી ઓળંગવા માટે નદી

---

1 The Mutiny of the Bengal Army P. 150.

પર એક પુલ બાંધવામાં આવ્યો હતો. પાંડુ નદી સાંકડી હોવા છતાં તેમાં પાણી એટલું બધું હતું કે તેની પેલી મેર જવા માટે પુલની જરૂર પડે તેમ હતું. બાલરાવ એ પુલ પસાર કરી પેલે પાર જઇ તોપો વડે એ પુલ ઉડાડી દેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. સેનાપતિ હેવલોકને આ સમાચાર મળતાં જ તે એ પુલ ભણી દોડયો. પ્રચંડ તાપમાં ઝપાટાબંધ બે કલાક મુસાફરી કર્યા બાદ સૈન્ય પુલ પાસે આવી પહોંચ્યું. બાલરાવે પુલની પાસે બે તોપો ગોઠવી હતી. સામા પક્ષનું લશ્કર નજરે પડતાં જ એ તોપોએ પોતાનું કામ શરૂ કર્યું. અંગ્રેજોની તોપો બહુ મોટી ન હોવાથી દૂરથી ગોળા ફેંકાય તેમ નહોતું. એટલે અંગ્રેજો ઝપાટાબંધ આગળ વધવા લાગ્યા. આગળ વધ્યા બાદ તેમણે પોતાની તોપોનાં મોં ખુલ્લાં કરી દીધાં. એકાએક બાલરાવની તોપો બંધ પડી. અંગ્રેજોની તોપોએ સિપાહીઓની તોપો ભરવા માટેનો સામાન નષ્ટ કર્યો હતો તેથી સિપાહીઓ તોપો ફોડી શકયા નહિ. બંડખોરોની તોપો બંધ પડતાં જ સેનાપતિ હેવલોકે સેનાનાયક રેનડેને યુરોપિઅન પાયદળ સાથે આગળ વધવાનો હુકમ આપ્યો. રેનડે ઝપાટાબંધ આગળ વધ્યો. આ તરફથી અંગ્રેજોની તોપોએ બંડખોરોના ઘોડેસ્વારોને આગળ વધતા અટકાવ્યા. પુલ અંગ્રેજોના તાબામાં આવ્યો. બાલરાવ ખભા પર ગોળી લાગવાથી ઘવાયો. તે કાનપુર ભણી નાઠો. બંડખોરોની પાંચ તોપો અંગ્રેજોના હાથમાં આવી. આ લડાઇમાં અંગ્રેજોને બહુ નુકશાન થયું હતું. સેનાનાયક રેનડે જ્યારે પોતાના લશ્કરને સેતુ તરફ લઇ જતો હતો ત્યારે તેના સાથળમાં ગોળીઓ પેસી ગઇ હતી. આ ઘાથી તે બે દિવસમાં મરણ પામ્યો[1]. સિપાહીઓએ આ સ્થળે અસાધારણ શૌર્ય બતાવ્યું

1 કે સાહેબે લખ્યું છે કે મેજર રેનડે ઔંગ આગળ ઘાયલ

હતું. જો લાયક સેનાપતિ હોત તો તેઓ જરૂર અંગ્રેજોને અટકાવી શકત.[1] આ બાબતમાં સ્થળે સ્થળે લાયક સેનાપતિનો અભાવ જણાઇ આવે છે.

બાલરાવ ઘાયલ થઈ કાનપુર આવ્યો. ૧૫ મી જુલાઇની સાંજે અભિનવ પેશ્વાના દરબારમાં વળી પરાજયના સમાચાર જાહેર થયા. આ સમાચારથી રમતગમતનો પ્રવાહ મંદ પડી ગયો. ક્રૂર પ્રકૃતિવાળા મંત્રિઓ પણ આ સમાચારથી ચિંતાતુર બની ગયા. તેઓના ચહેરા પર ગમગીની ફેલાઇ ગઇ. જો બાલરાવમાં દીર્ઘદૃષ્ટિ અને કાર્યકુશળતા હોત તો તે અંગ્રેજ લશ્કર પુલ પાસે આવી પહોંચે તે દરમ્યાન પુલનો નાશ કરી શકત. પરંતુ એવી કાર્યકુશળતા કોઇમાં ન હોવાથી બાલરાવના ખભાપર પડેલો ઘા પેશ્વાના સલાહકારો આગળ તેની રણ-કુશળતા જાહેર કરવા લાગ્યો. સેનાપતિ હેવલોક પાંડુનદી પસાર કરી કાનપુર આવતો હતો. હવે શું કરવું, તે નક્કી કરવા માટે મંત્રી-મંડળ એકત્ર થયું. પરંતુ તેઓ એકમત થઇ શક્યા નહિ. કોઇ બિઠુર જઇ આત્મરક્ષણ કરવાની સલાહ આપવા લાગ્યા, કોઇ કાન-પુરના રસ્તા ઉપર ઉભા રહી અંગ્રેજોને અટકાવવાની સલાહ આપવા લાગ્યા. ઘણી ચર્ચા બાદ આ છેલ્લો મત સ્વીકારવામાં આવ્યો. તે મુજબ લડાઇની તૈયારીઓ થવા લાગી. આ સમયે આજિમલ્લા વળી નવી સલાહ આપવા લાગ્યો, તેનું હૃદય અંગ્રેજો પરના દ્વેષને

---

થયો હતો. Kaye, Sepoy War. Vol. P. 369, પરંતુ બીજા મત મુજબ તે પાંડુનદીનો પુલ કબજે કરવા જતાં ઘાયલ થયો હતો. Mutiny of the Bengal Army, P. 150.

1 Martin, Indian Empire Vol. II. 376.

લીધે દયા, સ્નેહ, પરદુઃખકાતરતા ઇત્યાદિ સદ્‌ગુણો વિનાનું થઇ ગયું હતું. તે કેવળ યમરાજની પેઠે સંહારનું કાર્ય કરવા માગતો હતો; હવે તે છેલ્લીવાર એક ભયંકર કાર્ય કરવા તત્પર થયો.

આજિમઉલ્લા બીબીઘરમાંના અભાગીઆ કેદીઓને ભૂલી ગયો નહોતો. તેણે નાનાસાહેબને સલાહ આપી કે અંગ્રેજ સેનાપતિ મડમો અને બૈરાંછોકરાંને બચાવવા માટે આવે છે. જો આપણે એ બધાંને મારી નાખીએ તો તે નિષ્ફળ થઇ પાછા જાય. આ રીતે અંગ્રેજોનું સર્વસ્વ નાશ પામવાથી તેઓ કલકત્તા જઇ હિંદ છોડી ચાલ્યા જશે[૧]. નાનાસાહેબ નામનો જ પેશ્વા હતો. ખરી રીતે તો તે આજિમુલ્લાનો ગુલામ હતો. આથી આ અભિપ્રાય સિદ્ધ કરાવવા માટે આજિમઉલ્લાને કશી અડચણ ન નડી. એમ કહેવાય છે કે વારંવાર ખૂનરેજીના સમાચાર સાંભળવાથી નાનાસાહેબની માતાઓ બહુ દીલગીર થતી હતી. તેઓએ એવી બીક બતાવી હતી કે જો હવે ફરી ખુનરેજી થશે તો અમે અમારાં બાળકો સાથે મ્હેલના ઝરૂખામાંથી કૂદી પડી આત્મહત્યા કરીશું. એમ કહેવરાવી તેઓએ થોડા દિવસ ઉપવાસ કર્યાં. પરંતુ તેઓની ધમકીથી આજિમઉલ્લા પાછો હઠયો નહિ. બીબીઘરમાંના કેદીઓનું અદૃષ્ટચક્ર અગાઉ કરતાં વધારે જોરથી ફરવા લાગ્યું.

આ શોચનીય ઘટનાની હકીકત સંક્ષેપમાં વર્ણવવી જોઈએ. કેદીઓમાં ૪-૫ પુરૂષ હતા. તેઓને ૧૫ મી જુલાઇની સાંજે જેલમાંથી બહાર લાવવામાં આવ્યા. ત્યાં તેઓને કાપી નાખવામાં આવ્યા.

---

૧ Thomson, Story of Cawnpur, P. 212–213 Comp, Russell Diary in Indiar., Vol. II. P. 381

આઝિમઉલ્લાએ ખૂબ પ્રયત્ન કર્યા છતાં બૈરાં છોકરાંનાં ખૂન કરનાર માણસો મળી શક્યાં નહિ[1]. ઘોડેસ્વાર સિપાહીઓએ હવે પોતાના હાથ કલંકિત કરવાની ચોકખી ના પાડી, પાયદળ સિપાહીઓએ પણ અસંમતિ દર્શાવી. છેવટે કારાગાર રક્ષક ૬ ઠી પલ્ટણના સિપાહીઓને આ ભયંકર કામ કરવા બોલાવવામાં આવ્યા. તેઓ ગોખમાંથી ગોળીઓ ફેંકવા લાગ્યા. પરંતુ છેવટે તેઓને આ જલ્લાદનું કામ કરતાં કંટાળો ઉપજ્યો. તેઓએ પણ હવે ગોળીબાર કરવાની ના પાડી. તેઓને તોપને ગોળે ઉડાડી દેવાની ધમકી આપવામાં આવી. તો પણ તેઓએ આ નિર્દોષ જીવોની કતલ કરવાની ચોખ્ખી ના પાડી.[2] ત્યાર બાદ કારાગાર સાચવનારી બેગમ કેટલાક કસાઇ અને જલ્લાદો મળી પાંચ જણને બોલાવી લાવી, તેઓ સાયંકાળ વખતે તરવારના ઘાથી એ અભાગિયા જીવોનો પ્રાણ સંહાર કરવા લાગ્યા. ઘણા કેદીઓ આ નિર્દય કસાઇઓના હાથથી મરણ પામ્યા. કોઇ કોઇ અર્ધમૃત અવસ્થામાં પડયા રહ્યા. રાત્રે ભયપ્રદર્શક બરાડાને બદલે મરણ સમયના ઊંડા નિશ્વાસો સંભળાવા લાગ્યા. ૧૬ મી જુલાઇએ સવારમાં માર્યા ગએલા અને મરવા પડેલા કેદીઓનાં શરીર પાસેના કુવામાં ફેંકવામાં આવ્યાં. એમ કહેવાય છે કે ઘાયલ થએલી સ્ત્રીઓમાંની કોઇ કોઇમાં બોલવા જેટલી શક્તિ હતી, તેઓ મંદ મંદ સ્વરે પોતાનું જીવતર પૂરૂં કરવાની પ્રાર્થના કરવા લાગી. કેટલાંક બાળકો અક્ષત હતાં. સ્ત્રીઓના

---

૧ Martin, Indian Empire, Vol. II. P. 381

૨ Martin, Indian Empire, Vol. II. P. 381—382

ચેરા વચ્ચે આવી જવાથી તેઓને તરવારના ઘા પડયા નહોતા. તેઓ અત્યારે કુવા પાસે દોડાદોડ કરવા લાગ્યાં. આ વખતે કેટલાંક માણસો હાજર હતાં, પણ તેઓમાંનું કોઇ એ બિચારાં બાળકોનું રક્ષણ કરવા તત્પર થયું નહિ. માર્યા ગએલાં, ઘાયલ થએલાં અને સાજાંને એ બધાંને, એ કુવામાં ફેંકી દેવામાં આવ્યાં.[૧] આજિમઉલ્લાની સલાહથી આ પ્રમાણે કાનપુરની છેલ્લી કતલ પૂર્ણ થઇ. આટલું છતાં યુરોપિઅન સ્ત્રીઓમાંની કોઇની આબરૂ લેવામાં આવી નહોતી, એ આ ખૂનરેજીમાં નોંધવા જેવી બાબત છે.[૨] બંડખોરો કેવળ તેઓનું

---

૧ ૬ ઠ્ઠી પલ્ટણમાં ફિચેટ નામનો એક ફિરંગી વાલ વગાડનાર હતો. બંડખોર મુસલમાનોએ તેને મુસલમાન થવાનું જણાવ્યું. ફિચેટે એ વાત કબૂલ કરી. તેથી તેનો જીવ બચ્યો. તેણે આ ખૂનરેજી જોઇ હતી. તેણે જણાવ્યું છે કે "બીજે દિવસે (૧૬ મી જુલાઇએ) લગભગ ૮ વાગ્યા વખતે ઝાડુ કાઢનારાઓને શબો કુવામાં ફેંકવા માટે બોલાવવામાં આવ્યા. તેઓએ શબો ચોટલા ઝાલી ઝાલી બહાર ખેંચી કાઢયાં. સ્ત્રીઓમાંની કોઇ કોઇ જીવતી હતી. × × × ત્રણ બાળકો પણ જીવતાં હતાં. મેં એક બાળકને જીવતું કુવામાં ફેંકાતું જોયું હતું. × × × મને ખાત્રી છે કે એ રીતે બીજાં છોકરાં તથા સ્ત્રીઓને પણ કુવામાં ફેંકવામાં આવ્યાં હતાં." Martine, Indian Empire. Vol. II. P. 362–82

બીબીઘરમાં ૨૧૦ જણ કેદ હતાં. તેઓમાંના ૧૨ જણ અગાઉ મરણ પામ્યા હતા. ખૂનરેજી વખતે ૧૯૮ જણ હતા. Kaye, Sepoy War. Vol II P 359, Note

૨ Kaye, Sepoy War. Vol. II. P. 373 કે સાહેબે

લોહી રેડવા માગતા હતા અને લોહી રેડી અટક્યા હતા. તેઓએ આવાં અસહાય સ્ત્રીપુરુષો તથા બાળકોનો નાશ કરી હલકામાં હલકું હૃદય ખુલ્લું કરી બતાવ્યું છે તેમાં કંઇ શક નથી. હિંદીઓ હંમેશાં શાંતિપ્રિય છે; તેઓની સ્નિગ્ધપ્રકૃતિ જગજાહેર છે. આવી શાંત જાતિ એક વખતે ઉશ્કેરણીને વશ થઇ કોમલાંગી સ્ત્રીઓ અને કોમળ બચ્ચાં પર તરવાર ફેરવે એ દૃશ્ય અતિ ભયંકર છે. પૃથ્વીપરના જે જે દેશોમાં પ્રકોપ જાગ્યો છે. તે તે દેશોમાં આવી ભયંકર ઘટનાઓ બનેલી જણાઇ છે. હિંદ જેવા ગરીબડા દેશમાં પણ ભયંકર પ્રકોપ વખતે કોમળતાને બદલે કઠોરતા તથા ગરીબ સ્વભાવને બદલે વેરવૃત્તિ ફાટી નીકળી હતી તે આ બનાવ પરથી સાબીત થાય છે.

નાનાસાહેબ ૧૬ મી જુલાઇએ ઘોડેસ્વાર, પાયદળ અને ગોલ-

---

જ્યારે પોતાના ઇતિહાસમાં આ વાત લખી ત્યારે આયર્લાંડમાં બનેલો એક બનાવ તેમના જાણવામાં આવ્યો, કેટલાક ઉદ્ધત આયરિશો ઓકટ નામના એક માણસને ઘેર ગયા જેનાપર તેઓને દ્વેષ હતો. તે માણસ ઘેર ન હોવાથી તેણે એક નરનું નાક કાપી નાખ્યું. ( Ibid. P. 374. Note. ) પણ હિંદી સિપાહીઓએ આવાં કાર્ય કર્યાં નથી.

ટોમ્સન સાહેબે લખ્યું છે કે "જ્યારે કાનપુરનો ઘેરો ખલાસ થયો ત્યારે આપણી સુંદરીઓ ઉઘાડે સ્થળે રહેવાથી એવી કુરૂપ બની ગઇ હતી કે કોઇ પણ સિપાહી તેનો સ્પર્શ કરવા ઇચ્છતો નહોતો." ( Story of Cawnpur. P. 272 ) પરંતુ સામો પક્ષ જ્યારે વેર લેવા તત્પર થાય ત્યારે તેઓના મનમાં બીજો કોઇ ભાવ ઉત્પન્ન થાય એ સંભવિત નથી.

દાજ સૈન્ય મળી કુલ ૫૦૦૦ માણસો લઇ સેનાપતિ હેવલોકને અટકાવવા આગળ વધ્યો. તેણે કાનપુરથી લગભગ ૪ માઇલ દક્ષિણમાં આવેલા અહર્વા નામના ગામ આગળ છાવણી નાખી. આ સ્થળેથી બે મોટા રસ્તા બે જુદી જુદી દિશામાં જતા હતા. જમણી બાજુનો માર્ગ કાનપુરની લશ્કરી છાવણી સુધી અને ડાબી બાજુનો માર્ગ દિલ્હી સુધી ગએલો હતો. ડાબી બાજુએ ગંગા નદી વહેતી હતી. જમણી બાજુએ એક ગઢવાળું ગામડું તથા આંબાવાડીઉં હતું. ડાબી બાજુના ભાગમાં ઢળતી જમીન પર મોટી મોટી તોપો ગોઠવવામાં આવી. આંબાવાડિઆ તરફ પણ કેટલીક તોપો ગોઠવાઇ ગઇ. રસ્તાનાં સંધિસ્થળ આગળ અને તેની બંને બાજુએ પાયદળો—પાયદળો પાછળ ઘોડેસ્વારો અર્ધ ચંદ્રાકારે ગોઠવાઇ ગયા. સંધિસ્થળની જમણી બાજુએ સંખ્યાબંધ ઘોડેસ્વારો ગોઠવાઇ ગયા. કારણકે તેઓએ એવું ધાર્યું હતું કે અંગ્રેજ સેનાપતિ દિલ્હી તરફ જતા રસ્તા પરથી આગળ વધશે. નાનાસાહેબ પોતે લડાઇ કરવા તત્પર થયો છે એ બાતમી અંગ્રેજી લશ્કરને ૧૫ મી જુલાઇની રાત્રે મળી. એ વખતે કાનપુર ૨૨ માઇલ દૂર હતું. તે રાત્રે તથા બીજે દિવસે સવારમાં ૧૪ માઇલની કુચ કરવામાં આવી. ત્યારબાદ એક આંબાવાડિઆમાં પડાવ નાખી નાસ્તો કર્યાબાદ લગભગ ૨ વાગ્યાને સુમારે પાછી મુસાફરી આરંભી. બે માઇલનો રસ્તો કાપતાંજ સામાવાળાનું લશ્કર નજરે પડયું. સેનાપતિ હેવલોક નાના સાહેબનાં લશ્કરની સંખ્યા અને વ્યૂહરચના જોઇ નવાઇ પામ્યો. તે સમરનીતિ વિશારદ વીરપુરૂષ હતો. જન્મથી જ લડવૈયો હતો. અત્યારે તેને સામા પક્ષનો વ્યહ ભેદવા માટે બહુ વિચાર કરવો પડયો. તેના મનમાં નાના પ્રકારના વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. છેવટે

તે સામા પક્ષ પર હલ્લો ન કરતાં એક બીજી જાતની લશ્કરી ચતુરાઇ દર્શાવવા તૈયાર થયો. તેની પાસે ૧૦૦૦ ગોરા તથા ૩૦૦ શિખ સિપાહીઓ હતા. તેઓ સામા પક્ષ પર હલ્લો કરે તો જરૂર મરી ખુટે. આ વખતે જુદી રમત રમવાનો પ્રસંગ આવ્યો. તેના હુકમથી સૌ પહેલાં વોલન્ટીઅર ઘોડેસ્વારો આગળ વધવા લાગ્યા. તેની પાછળ તોપો ચાલવા લાગી. તોપોની બંને બાજુએ પાયદળ સેના ગોઠવાઇ ગઇ. આ રીતે આખું સૈન્ય શત્રુ તરફ ધસવા લાગ્યું. તેઓના મસ્તક પર સૂર્યદેવ પોતાનાં પ્રચંડ કિરણો ફેંક્યા કરતો હતો. તાપના ઉકળાટથી કેટલાક સૈનિકો બેભાન થઇ ગયા છતાં હેવલોકે આગળ વધવાનું ચાલુ રાખ્યું. તેઓ મદિરાપાનથી મસ્ત બની ઉત્સાહભેર આગળ વધવા લાગ્યા. નાનાસાહેબનાં લશ્કરે ઘોડેસ્વારોને આંબાવાડિઆમાંથી બહાર આવતા જોયા કે તરત તોપોનો મારો શરૂ કર્યો. પરંતુ એ ગોળાઓએ પ્રથમ બરાબર કામ બજાવ્યું નહિ. પાછળના સૈનિકો તો અક્ષત રહ્યા. હેવલોકે દૂરથી પોતાના સેનાનાયકોને ઉડતી ધૂળમાં ઝાંખો ઝાંખો જણાતો દુશ્મનનો વ્યૂહ પોતાની તરવારના અગ્રભાગ વડે બતાવી બધી સમજણ પાડી. સેનાનાયકો સેનાપતિએ દર્શાવેલ પદ્ધતિ મુજબ કુચ કરવા લાગ્યા. અંગ્રેજોનું લશ્કર અર્ધો માઇલ આગળ વધ્યું હશે એ વખતે સિપાહીઓએ પોતાની તોપોનાં મુખ ફેરવી બીજી બાજુએ ગોળાઓ ફેંકવા શરૂ કર્યા. અત્યાર સુધી હેવલોકે તોપો છોડવાનો હુકમ આપ્યો નહોતો. તે તકની રાહ જોયા કરતો હતો. તેનું લશ્કર ખેડાએલાં ખેતરમાંથી જવા લાગ્યું. તોપો મહામુશીબતે આગળ વધવા લાગી એ વખતે કાનપુરના સિપાહીઓએ તોપોનો

કાતિલ મારો ચલાવ્યો. તેઓના ગોળા એટલા જોરથી પડવા લાગ્યા કે અંગ્રેજોનું લશ્કર આગળ વધી શક્યું નહિ. પોતાની તોપ દ્વારા સામા પક્ષની તોપોની સત્તા નાશ ન પામે ત્યાં સુધી આગળ વધવાનું કામ બંધ રાખવું પડ્યું.

પરંતુ સિપાહીઓની તોપો બંધ પાડવાનું કાર્ય અંગ્રેજો માટે અસાધ્ય હતું. અંગ્રેજોથી બંડખોરોની તોપો સામે પોતાની તોપોનો મોરચો માંડી શકાયો નહિ. આ તરફ સિપાહીઓની તોપોએ તો ગજબ કર્યો. તેઓના વાજાં વગાડનારાઓએ ઉત્સાહસૂચક વાદ્ય ધ્વનિ કરી તેઓને ઉત્સાહ ચડાવવા લાગ્યા. વાજાં વગાડનારાઓએ અંગ્રેજો પાસેથી જે જ્ઞાન મેળવ્યું હતું તે હવે અંગ્રેજોને હરાવવા માટે વાપરવા લાગ્યા. સેનાપતિ હેવલોકે હવે સંગીનોની મદદથી તોપો તાબે કરવા માટે પાયદળ સૈન્યને આગળ વધવાનો હુકમ કર્યો. સ્કોટલાંડવાસી પાયદળ સેના ગોળીઓનો વરસાદ વરસાવતી વરસાવતી આગળ ધસવા લાગી. તેની ગતિ કોઇથી રોકી શકાઈ નહિ. પાયદળ સેના સિપાહીઓથી લગભગ સો ગજ દૂર આવી એટલે સેનાપતિએ હુમલો કરવાનો હુકમ આપ્યો. તરતજ ઉન્મત્ત સોલ્જરો સિપાઇઓની હરોળ તોડવા દોડયા. તેઓએ હવે એક પણ ગોળી છોડી નહિ. કેવળ સંગીન વડે સામા પક્ષને હઠાવવાનો પ્રયત્ન કર્યો. સેનાપતિ હેવલોક તેઓને ઉશ્કેરવા લાગ્યો. તોપો કબજે કરવામાં આવી. સિપાહીઓ બાજુપર આવેલા ગામડા પાસેથી દૂર હઠી ગયા. તેઓ ડાબી બાજુએ પાછા હઠયા એટલે ઘોડેસ્વાર સિપાહીઓ આગળ વધ્યા. તેઓ અર્ધચંદ્રના આકારમાં અંગ્રેજોને ઘેરી વળ્યા. જો આ વખતે કોઈ અનુભવી વીરપુરૂષે તેઓને દોર્યા હોત તો અંગ્રેજી સૈન્યની

દશા બહુ બુરી થઈ પડત.[1] પરંતુ ચતુર સેનાપતિ વિના તેઓ ધીમે ધીમે છિન્નભિન્ન થવા લાગ્યા. જો કે તેઓને હઠવું પડતું હતું છતાં તેઓએ ગોળીઓનો સતત મારો ચાલુ રાખ્યો હતો. અંગ્રેજ સેનાનાયકોમાંનો કોઇ ભૂલ કરતો તો તરત બીજો કોઇ તે ભૂલ સુધારતો હતો.[2] પરંતુ સિપાહીઓને આ રીતે સાચી સલાહ આપનારનો તોટો હતો. આથી તેઓમાંના અનેક શું કરવું તે સમજ્યા વિના ગાંડા જેવા બની ગયા. નિડર શિખ્ખો પણ અંગ્રેજોના પક્ષમાં રહી બહુ પરાક્રમ દર્શાવવા લાગ્યા. સિપાહીઓ સેનાપતિની સલાહ વિના તેઓની સમક્ષ ટકી શક્યા નહિ. ધીમે ધીમે તેઓ જમણી બાજુના માણસોથી જુદા પડવા લાગ્યા. તેઓની તોપો એક પછી એક અંગ્રેજોના હાથમાં જવા લાગી. નાનાસાહેબે કાનપુરની લશ્કરી છાવણીના માર્ગપર એક મોટી તોપ ગોઠવી રાખી હતી. છેવટે સિપાહીઓ આ તોપમાંથી ગોળાઓનો વરસાદ વરસાવવા લાગ્યા. પરંતુ સેનાપતિ હેવલોકના સૈનિકોએ સંગીનોવડે એ તોપ અને પાસેનું ગામડું કબજે કર્યું. બધા પ્રયત્નો નિષ્ફળ નીવડવાથી નાનાસાહેબે રણક્ષેત્ર છોડયું. લગભગ રા કલાક ભયંકર લડાઇ લડયા બાદ સિપાહીઓ ચોતરફ નાઠા. સેનાપતિ હેવલોક કાનપુરની લડાઇમાં જીત્યો. આ લડાઇમાં

---

૧. Martin, Indian Empire. Vol. II. p. 377.

૨. મેજર સ્ટિવન્સન પોતાની ટુકડી સાથે દુશ્મનના મધ્ય ભાગમાં કોઇ એવે સ્થળે જઇ પડયો હતો કે કેવળ એકજ ગોળાથી તેની ટુકડી નાશ પામે, તરતજ મેજર નોર્થે તેને સાવચેત કરી દીધો. મેજર નોર્થની સલાહથી તે પોતાની ટુકડી સાથે કોઇ સુરક્ષિત સ્થળે જઇ પહોંચ્યો. Indian Empire, Vol. II. p. 377.

અંગ્રેજોના ૧૦૮ અને સિપાહીઓના ૨૫૦ સૈનિકો માર્યા ગયા તથા ઘાયલ થયા. સિપાહીઓએ લડાઈમાં બહુ પરાક્રમ બતાવ્યું હતું. હાથોહાથની લડાઇમાં તેઓએ બહુ દૃઢતા દર્શાવી હતી. તેઓએ તોપોની લડાઇ લડવામાં પણ બહુ કુશળતા બતાવી આપી હતી.[૧] આ લડાઇમાં સેનાપતિ હેવલોકનું ઘોડેસ્વાર સૈન્ય બહુ નબળું હતું. તેની તોપો પણ લડાઇમાં કામ આવી નહોતી. તેણે કેવળ પાયદળ લશ્કરના સંગીનોના બળ વડે વિજય મેળવ્યો હતો. તેના પાયદળ સૈનિકોને ઘણા વિશાળ ક્ષેત્રમાં છિન્નભિન્ન થઇ જવું પડ્યું હતું. જો સિપાહીઓએ પોતાની વ્યવસ્થા જાળવી રાખી હોત તો તેઓ અંગ્રેજોને નિર્મૂળ કરી શકત.[૨] પરંતુ હાર્યા છતાં સિપાહીઓનું સાહસ તથા પરાક્રમ ઇતિહાસમાં વખણાયું છે ને વખણાશે. કાનપુરની લડાઈ પંજાબનાં ફિરોજપુર આગળની લડાઇ જેવીજ હતી.[૩] શિખોની પેઠે સિપાહીઓએ પણ આ વખતે પોતાનું શૌર્ય દર્શાવી આપ્યું હતું. સિપાહીઓએ જેની પાસેથી લશ્કરી કેળવણી લીધી હતી દૈવયોગે એ કેળવણીનો ઉપયોગ તેની સામે કરવાનો પ્રસંગ આવ્યો હતો. આપણે તેઓની વફાદારીને નિંદીએ ખરા પણ તેઓના પરાક્રમ અને નિડરતાને કદી નિંદી શકીએ તેમ નથી.

હેવલોકનું લશ્કર ભૂખ તરસથી બહુ પીડાતું હતું. રાત પડતાં તે કાનપુરની લશ્કરી છાવણીથી ૨ માઇલ દૂર પડાવ નાખી પડ્યું. ૧૭ મી જુલાઇએ સવારમાં હેવલોક કાનપુર કબજે કરવા રવાના થયો.

---

૧. Mutiny of the Bengal Army. p. 158
૨. Calcutta Review. Vol. XXXII. p 30
૩. Calcutta Review. Vol. XXXII. p 30

રસ્તામાં તેને કાનપુરની ખૂનરેજીના સમાચાર મળ્યા. જાસુસોએ તેને સમાચાર આપ્યા કે તમે જેનો ઉદ્ધાર કરવા જાઓ છો તેઓ તો આ લોકમાં નથી. બીબીઘરનાં કેદીઓએ કસાઈઓને હાથે પ્રાણ ખોયા છે. આ શોચનીય સંવાદ તરત જ આખા લશ્કરમાં ફેલાયો. તેઓના હર્ષનાદ આ સમાચારથી બંધ પડી ગયા. સેનાપતિ હેવલોક ગમગીન હૃદયે કાનપુર તરફ જવા લાગ્યો. હરોળની ટુકડી જ્યારે લશ્કરી છાવણી પાસે આવી પહોંચી ત્યારે દૂરથી ધૂમાડાના ગોટેગોટા દેખાયા. એક ક્ષણમાં પ્રચંડ શબ્દ થયો. ધરતી ધ્રુજવા લાગી. તેઓ સમજી ગયા કે બંડખોરો અસ્ત્રાગાર સળગાવી નાસી જાય છે. અંગ્રેજોનાં જે હથિયારોએ સિપાહીઓનું બળ વધાર્યું હતું, જે મોટી મોટી તોપોએ અંગ્રેજોને અનંતનિદ્રામાં સુવાડયા હતા તે આ પ્રમાણે નાશ પામ્યાં.

૧૭ મી જુલાઈએ કાનપુર પર બ્રિટિશ વાવટો ફરકવા લાગ્યો. હેવલોકે કાનપુર કબજે કર્યા બાદ પોતાના સૈનિકોનો અતિશય ઉદ્દીપનામય ભાષામાં આભાર માન્યો. તેના લશ્કરમાં અતિસારનો રોગ ફેલાયો હતો. તેથી કેટલાક માણસો મરણ પામ્યા. લડાઈમાં ઘાયલ થએલાની સંખ્યા સાથે આ રોગથી પીડાતા લોકોની સંખ્યા ભળતાં આખું લશ્કર ગમગીન બની ગયું. આ વખતે હેવલોકને ખબર મળ્યા કે નાનાસાહેબ બિથુરમાં લશ્કર એકત્ર કરે છે. આ સમાચારથી તે ચિંતાતુર બની ગયો. પણ છેવટે આ વાત ખોટી ઠરતાં તેને નિરાંત વળી. બંડખોરો જયની આશા છોડી કોણ જાણે કયાં જઈ છુપાયા.

નાનાસાહેબ લડાઈનું મેદાન છોડયા બાદ કેટલાક સ્વારો સાથે બિથુર તરફ ગયો હતો. આ સ્થળેથી તેના સલાહકારો એક પછી એક નાસી જવા લાગ્યા. ખુદ આજિમઉલ્લા પોતે નાસવાની તૈયારી

કરવા લાગ્યો, આ બધી ભાંજગડમાં નાનાસાહેબથી બિથુર રહી શકાયું નહિ. તે અંતઃપુરવાસિની સ્ત્રીઓ સાથે ગંગા નદી ઉતરી નાસી જવાની તૈયારી કરવા લાગ્યો. એવું કહેવાય છે કે એ સમયે લોકોમાં એવું જાહેર કરવામાં આવ્યું કે નાનાસાહેબ ગંગામાં ડુબી મુઓ છે. એમ જણાય છે કે નાનાસાહેબે કિનારાપરના ઉદાસ ગંગાપુત્રોને જણાવ્યું હતું કે ગંગાના મધ્ય ભાગમાં ગયા બાદ જ્યારે મારી હોડીમાંનો દીવો હોલાય એટલે તમારે જાણવું કે મેં મારૂં શરીર ગંગામાતાને સ્વાધીન કર્યું છે. એમ કહી તે હોડીપર ચઢ્યો. બરાબર મધ્ય ભાગમાં ગયા બાદ હોડીપરનો દીવો હોલાઇ ગયો. કિનારાપરના લોકોએ ધાર્યું કે ગંગાના ગર્ભમાં તેનો પ્રાણવાયુ અવસાન પામ્યો. પરંતુ નાનાસાહેબ તો એ અંધકારમાં બીજું કોઇ ન દેખે તેમ ગંગા ઉતરી નાઠો. કાનપુર અંગ્રેજોના હાથમાં આવ્યું. નાનાસાહેબે બિથુરનો રાજ્યમહેલ તજ્યો.[1] હવે અંગ્રેજોની બળવાન વૈરવૃત્તિએ પોતાનું કાર્ય શરૂ કર્યું.

બ્રિટિશ સોલ્જરો સહનશીલતા અને ધીરજને માટે વખણાતા નથી. જ્યારે હલાહલ મદિરા તેઓનાં ઉદરમાં જઇ પડે છે, નસોમાંનું લોહી ઉછળવા લાગે છે, ત્યારે તેઓ ભયંકર દાનવની માફક આમતેમ આંટા મારે છે. નિર્દોષ મુસાફરો તેઓને જોઇ બીહે છે, ગરીબ બિચારા ઘરધણીઓ તેઓને જોઇ બારણાં બંધ કરે છે. અસહાય વેપારીઓ તેઓને જોઇ સર્વદા ત્રાસ પામે છે. તેઓ સ્વધર્મી શત્રુ સાથે ન્યાયાનુસાર લડાઇ કરે છે છતાં તેઓની દાનવ-

---

૧. કાનપુરમાં મેજિસ્ટ્રેટ શેહરસાહેબે આ હકીકત જણાવી છે. Kaye, Sepoy War, Vol. II. p. 390, note.

પ્રકૃતિ જણાઈ આવે છે. કોઈ પોતાની મિલ્કત, ઘર કે સ્વતંત્રતાનું રક્ષણ કરવા તેમની સામે ટક્કર ઝીલે છે તો પણ તેઓ જૂલ્મની પરાકાષ્ઠા બતાવે છે. તેઓ એ વખતે દયાધર્મનો ત્યાગ કરે છે. કોઇ પણ પાપકાર્ય કરતાં અચકાતા નથી. સ્ત્રી કે પુરુષમાંનું કોઈ તેઓની પાસે મુક્તિ મેળવી શકતું નથી. સેનાપતિ હેવલોકના ગોરા સોલ્જરો પણ આવી કઠોર પાશવપ્રકૃતિને વશ થયા હતા. આ વખતે કાનપુરમાં તેઓને ઉશ્કેરી મૂકે એવા બનાવો પુષ્કળ બન્યા હતા. તેઓ પોતાના સ્વદેશબાંધવોની ભસ્મ થએલી છાવણી અને આશ્રયસ્થાન નજરોનજર નિહાળતા હતા. બંગલાની દિવાલો પર તોપો તથા ગોળીઓનાં ચિહ્નો સ્પષ્ટ જોતા હતા. બીબીઘરમાં જે સ્થળે ખૂનરેજી થઇ હતી ત્યાં તો હરકોઇ વિચારશીલ મનુષ્યનો મિજાજ જલદ કરી દે તેવાં સાધનો આમતેમ વેરાએલાં હતાં. બીબીઘરના ઓરડા બૈરાંછોકરાંના લોહીથી તરબોળ હતા. ઠેકઠેકાણે મડમોના વાળનાં ગુચળાં પડયાં હતાં. બાળકોને રમવાનાં રમકડાં, પગરખાં, ટોપી વગેરે લોહીથી ખરડાઇ ત્યાં વેરણછેરણ અવસ્થામાં પડયાં હતાં. એક બાજુએ પડેલું દરરોજની ઉપાસનાનું એક નાનું પુસ્તક હતભાગ્ય કેદીઓએ અંતકાળ વખતે કરેલી પ્રભુપ્રાર્થનાનો પુરાવો આપતું હતું. હેવલોકના સોલ્જરો અંગ્રેજોનાં આશ્રયસ્થાન આગળ આવ્યા, એટલે તેઓના હૃદયમાં ભારે પશ્ચાત્તાપ શરૂ થયો; તેઓ જ્યારે બીબીઘર આગળ આવ્યા ત્યારે તીવ્ર યાતનાનલથી તેઓનાં હૃદયના દરેક થર દગ્ધ થવા લાગ્યા, નાડીઓમાં લોહીનો પ્રવાહ ઝપાટાબંધ વહેવા લાગ્યો. તેઓ એક તો મદિરાપાનને લીધે ઉન્મત્ત બની ગયા હતા, તેવામાં વળી આવાં ઉત્તેજનાજનક સ્થાનોએ તેઓને અતિશય ઉશ્કેરી મૂકયા. તેઓ

સારાસારનું ભાન ભૂલી કાનપુરમાં વસતા કાળા માણસોનું સત્યાનાશ વાળવા તૈયાર થયા.

ઉન્મત્ત યુરોપિઅન સોલ્જરોએ આ વખતે કાનપુરમાં જે ખૂનરેજી ચલાવી તેવી ખુનરેજી તેઓએ કોઇ પણ વખતે કોઇ પણ સ્થળે ચલાવી નથી. ઇતિહાસમાં આ ખૂનરેજી સાથે સરખાવાય એવો બીજો બનાવ નજરે પડતો નથી. આ વખતે છાવણીમાં કે શહેરમાં તેઓનો કોઇ શત્રુ રહ્યો નહોતો. નાના સાહેબનું સૈન્ય વિખરાઇ જઇ ગમે તે દિશામાં નાસી ગયું હતું. તે સૈન્ય કઇ દિશામાં ગયું છે તે વિષે કોઇ કંઇ જાણતું નહોતું. પરંતુ નિર્દય સોલ્જરોએ આ વખતે હિંદનાં બધા લોકોને પોતાના શત્રુ માની લીધા હતા અને હિંદનાં બધાં શહેરોને કાનપુરની માફક યુરોપીઅનોથી ખરડાએલાં માન્યાં હતાં. તેઓ કાનપુર અગર તેની આજુબાજુનાં કોઇ સ્થળે કોઇ પણ માણસને જોતા કે તરત તેને નાનાસાહેબનો નોકર માની લેતા. કોઇ પણ બાબતની ખાત્રી કરવાની તેઓને ફુરસત નહોતી. તેઓ જેને જોતા તેને મારી નાખતા. સ્ત્રી, પુરુષ કે બાળકોમાંનું કોઇ તેમના વિકરાળ પંજામાંથી છટકી શક્યું નહિ. એ વખતે જુદાં જુદાં વર્ત્તમાનપત્રોમાં છપાયું હતું કે યુરોપિઅન સોલ્જરોએ કાનપુરના દસ હજાર રહેવાશીઓને મારી નાખ્યા હતા.[1] એક ઇતિહાસકાર આ આંકડાને અતિશયોક્તિમય માને છે.[2] સ્ત્રી, પુરુષ અને બાળકો સહિત દસહજાર માણસોનાં ખૂનની વાત અતિશયોક્તિમય હોઇ શકે પણ એટલું તો ખરૂં કે હેવલોકના ગાંડાતૂર સોલ્જરોએ જરા પણ અડચણ વિના

૧. Martin, Indian Empire Vol. II. p. 384.

૨. Kaye, Sepoy War. Vol. II. p. 311, note.

ભયંકર ખૂનરેજી કરી હતી. એ વખતે અંગ્રેજોની છાવણીમાં કાનપુરના બહુ થોડા માણસો ખોરાક લઇ આવતા હતા. ઘણા ખરા લોકો તો સોલ્જરોની બીકે આજુબાજુનાં ગામડાંમાં જઈ છુપાયા હતા. કેટલાક ગંગા ઉતરી અયોધ્યા તરફ ચાલ્યા ગયા હતા. એક જણના અપરાધથી તે જાતનાં બધા માણસોને સજા કરવી એ ન્યાયસંગત નથી. માનવપ્રકૃતિને બદલે પશુપ્રકૃતિ દર્શાવવાથી કંઇ મનુષ્યત્વ રહી શકતું નથી. એટલું તો ખરૂં કે સોલ્જરો બહુ ઉશ્કેરાઇ જાય એ સ્વાભાવિક છે. જેઓના બચાવ માટે તેઓ દડમજલ કરતા કાનપુર આવ્યા હતા તેઓનાં ખૂન થએલાં સાંભળી તેઓ ઉશ્કેરાઇ જાય એ સ્વાભાવિક છે. પણ આની શિક્ષા જેને હાથે ખૂન થયાં હતાં તેની જાતને બધા માણસોને કરવી એ અયોગ્ય હતું. અલબત્ત સોલ્જરોનો તો આમાં બહુ ગુનો ન ગણાય. કારણ કે તેઓનાં ચરિત્ર ઉન્નત હોતાં નથી. ન્યાય શું એ તેઓમાંના બહુ થોડા સમજે છે. આથી તેઓ આવાં ભયંકર કાર્યો કરતાં લજાતા નથી. પરંતુ જે સેનાપતિએ તેઓને દોરવાનો અધિકાર ગ્રહણ કર્યો હતો, તે સેનાપતિને માટે તો આવો વ્યવહાર અવશ્ય શરમ ભરેલો ગણાય. તેણે અગાઉથી વ્યવસ્થા જાળવવા માટે કઠોર હુકમ જાહેર કર્યો હોત તો તેનું સૈન્ય આવું ઉન્મત્તપણું દર્શાવી શકત નહિ. છેવટે હેવલોકે પોતાના સૈનિકોને વ્યવસ્થિત રાખવાનો પ્રયત્ન કર્યો હતો. સોલ્જરો ચોતરફ લૂટફાટ કરતા હતા. કાનપુરમાં કોઇનું જીવન અને સંપત્તિ સુરક્ષિત નહોતી. જે કંઇ વસ્તુ નજરે પડતી તે લૂટાઇ જતી. તેઓ દરરોજ દારૂના સીસાને સીસા ઉડાવતા તેથી તેઓની આ પ્રવૃત્તિ અતિશય બળવાન બનતી. સેનાપતિ હેવલોકે સોલ્જરો દારૂ ન પી શકે તે ખાતર કાનપુરમાંનો

બધો દારૂ રસદવિભાગ માટે ખરીદી લેવાનો હુકમ કર્યો અને સૈનિકોના ગુનાની તપાસ કરવા માટે લશ્કરી અમલદાર નીમ્યો. એ અમલદારને હુકમ આપવામાં આવ્યો કે બ્રિટિશ સૈન્યમાંનો જે કોઇ સૈનિક લૂટફાટ કરે તેને લશ્કરી પોશાક સાથે ફાંસીને લાકડે લટકાવવો. જુદી જુદી ટુકડીના સેનાનાયકો પણ પોતપોતાની ટુકડીના સૈનિકોને વશ રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

સેનાપતિ હેવલોકે ત્યાર બાદ છાવણીના વાયવ્ય ખુણામાં આવેલો દિલ્હી જવાનો રસ્તો સાચવવા માટે લશ્કર મોકલ્યું. તેણે ધાર્યું હતું કે બંડખોર લોકો એ રસ્તે એકત્ર થશે. પણ એ વખતે તો કોઇ લડવા આવ્યું નહિ. પણ આથી એક સારૂં પરિણામ આવ્યું. ત્યાં દારૂની દુકાન ન હોવાથી સોલ્જરોને દારૂ પીવાના સાંસા પડવા લાગ્યા. તેથી તેઓ સીધાદોર બની ગયા. કાનપુરમાં જે વ્યવસ્થા જાળવવા માટે પુષ્કળ પ્રયત્ન કરવો પડતો હતો તે અહીં વિના પ્રયત્ને જળવાઇ રહી. સેનાપતિ હેવલોક સૈન્ય વ્યવસ્થિત કરતો હતો ત્યારે શેહરસાહેબ કાનપુરના મેજિસ્ટ્રેટની પદવી ગ્રહણ કરી લોકોને શાંત પાડવા લાગ્યા. ૧૮ મી જુલાઇએ મેજિસ્ટ્રેટ સાહેબે કાનપુરમાં અંગ્રેજોની સત્તા અને કાયદાનું પુનઃસ્થાપન થયું છે એવું જાહેરનામું પ્રગટ કર્યું. કોટવાળીમાં વળી ધમાલ ચાલવા લાગી. મેજિસ્ટ્રેટ સાહેબના હુકમ મુજબ કારભાર ચાલવા લાગ્યો.

બીજે દિવસે બિથુર તરફ એક ટુકડી રવાના કરવામાં આવી. હેવલોકને બાતમી મળી હોવાથી તેણે એ બાજુએ વધારે લશ્કર મોકલવાની જરૂર જોઇ નહિ. નાનાસાહેબ નાસી ગયો હતો, તેના નોકરો છુપાઇ ગયા હતા. કેવળ સુબેદાર રામચંદ્ર પંતનો પુત્ર નાના

નારાયણરાવ બિથુરમાં રહ્યો હતો. ધોન્ડુપંતે તેને કેદ કરી રાખ્યો હતો. છેવટે નાનાસાહેબના નાસી ગયા બાદ આ નાના નારાયણરાવે બ્રિટિશ સેનાપતિને બહુ મદદ કરી હતી.[૧] હેવલોકને નાનાસાહેબ તથા તેના સલાહકારોની નાસભાગની બાતમી આ માણસ પાસેથી મળી હતી. બિથુરનો મહેલ અને નાનાસાહેબનું ઐશ્વર્ય હવે બ્રિટિશ સૈન્યના કબજામાં આવ્યું. સૈનિકોએ મૂલ્યવાન ચીજો લૂટી લીધી. મહેલની પાસેના કુવામાંથી નાનાસાહેબનાં સોના રૂપાનાં વાસણો મળી આવ્યાં. શિખોને પેશ્વા બાજીરાવની ત્રણ લાખ રૂપીઆની કિંમતની રત્નજડિત મૂઠવાળી તરવાર મળી.[૨] આ રીતે નાનાસાહેબનો

૧. નાનકચંદે નાના નારાયણરાવને બ્રિટિશ સરકારના વિરોધી તરીકે સાબીત કરવાના બહુ પ્રયત્નો કર્યા છે. તેણે લખ્યું છે કે નાના નારાયણરાવ નાના ધોન્ડુપંતને ગંગાનદીને સામે કાંઠે લઇ ગયો હતો. છેવટે પોતે બિથુર આવી રહ્યો હતો. × × લોકો કહેતા કે જો નારાયણરાવ બ્રિટિશ સરકારનો ખરો હિતેચ્છુ હોત તો તે અનાયાસે નાના ધોન્ડુપંતને પકડાવી શકત" આ પ્રમાણે નારાયણરાવની વિરુદ્ધ બીજી પણ ઘણી વાતો લખી છે. પણ નાનકચંદની એ વાતો પર વિશ્વાસ રાખી શકાય તેમ નથી. નાનકચંદે તો લખ્યું હતું કે મેં ૧૭ મી જુલાઇએ કાનપુરની કોટવાળી નજીક સેનાપતિ હેવલોક અને નીલને જોયા હતા. પરંતુ નીલ તો ત્યારબાદ ત્રણ દિવસે કાનપુર આવ્યો હતો–Kaye, Sepoy War. Vol. II. p. 393. note.

૨. Martin, Indian Empire, Vol. II. p. 384. એવું કહેવાય છે કે નાનાસાહેબ આપઘાત કરવા માટે એક હીરો લઇ નાસી ગયો હતો. પાછળથી એ હીરો તેણે દશહજાર રૂપીએ વેચ્યો હતો. Story of Cawnpur. p. 49–50.

વિશાળ મહેલ નષ્ટ થયો. પેશ્વા નાનાસાહેબના પ્રાધાન્યની સમાપ્તિ સાથે તેની બધી આશા અવસાન પામી. અંગ્રેજો કાનપુરના અધિપતિ થયા. તેઓની ઉચ્છૃંખલ સેનાને હાથે કાનપુરના વતનીઓને અપાર દુઃખ ભોગવવું પડયું. એ વખતે એક બીજો કઠોર સેનાપતિ આ કરતાં પણ વધારે કઠોરતા દર્શાવવા અલાહાબાદથી કાનપુર આવી પહોંચ્યો.

સેનાપતિ નીલ હેવલોકના ગયા બાદ અલાહાબાદનાં રક્ષણનો બંદોબસ્ત કરી કાનપુર જવા માટે સૈન્ય એકત્ર કરવા લાગ્યો. તેને બનારસથી સૈન્ય ન મળ્યું. કારણ કે ત્યાંના અધિકારીઓ પાસે બહુ થોડું લશ્કર હતું. નીલે અલાહાબાદનું રક્ષણ કરવા માટે જે કરવું ઉચિત જણાતું હતું, તે બધું લખી તે લખાણવાળો કાગળ પોતાની પછી આવનાર અધિકારીને સુપરત કરવા માટે કપ્તાન હે નામના માણસને આપ્યો. ૧૫ મી જુલાઇએ વડા સેનાપતિએ તાર દ્વારા તેના પર સંદેશો મોકલ્યો કે "હેવલોકનું શરીર તંદુરસ્ત નથી × × જો તે કાર્ય કરવાને અશક્ત બની જાય તો તમે એમનું કાર્ય ઉપાડી લેશો. તમારી નિમણુક તેમની જગાએ કરવામાં આવી છે. માટે તમે તમારી નીચેના અમલદારને અલાહાબાદના બચાવની સત્તા સોંપી જેમ બને તેમ જલદી હેવલોકને જઇ મળો." વડા સેનાપતિનો આવો હુકમ મળતાં નીલ એજ દિવસે સાંજરે કાનપુર રવાના થયો. તે ૨૦ મી જુલાઇએ સવારમાં કાનપુર પહોંચ્યો.

સેનાપતિ હેવલોક નીલ કરતાં વરિષ્ટ દરજ્જાનો અધિકારી હતો. એ વખતે લખનોર સિપાહીઓથી ઘેરાયું હતું; આગ્રાની પણ એવીજ દશા હતી; દિલ્હી તો સિપાહીઓનું મુખ્ય મથક બની ગયું હતું. આથી હેવલોક સમય ન ગુમાવતાં લખનોર જવા તૈયાર થયો. તે

ગંગાની પેલીમેર જવાની તૈયારી કરવા લાગ્યો. નીલે કાનપુરનો કારભાર હાથમાં લીધો.

કાનપુરની ખૂનરેજીના અપરાધીઓને ખોળી કાઢી સજા કરવાનું કામ નીલ પર આવી પડયું. તે અલાહાબાદના રહેવાશીઓને કેવળ ફાંસીને લાકડે લટકાવી અટકયો હતો. પણ કાનપુરમાં તો ફાંસીની સાથે એક નવી જાતની કઠોર સજા અમલમાં મુકાઇ. બીબીઘર પાસેના જે કુવામાં શબો ફેંકી દેવામાં આવ્યાં હતાં તે કુવો પૂરી નાખવામાં આવ્યો. તેનાપર કબર જેવું ચણતર કરી લેવામાં આવ્યું. પરંતુ નીલે બીબીઘર સાફ કરાવ્યું નહિ. બીબીઘરમાંનું લોહી સાફ કરવાનું કામ ગુનેહગારોપર નાંખવામાં આવ્યું. નીલે લોહીથી ખરડાએલું ભોંયતળીઉં અમુક વિભાગોમાં વહેંચી નાખ્યું. ફાંસીએ ચઢાવ્યા પહેલાં એ વિભાગોમાંનો એક એક વિભાગ ગુનેહગારોને સાફ કરવાનો હુકમ કરવામાં આવ્યો. આ બાબતમાં જાતિવર્ણનો વિચાર કરવામાં આવ્યો નહિ. સૌ પહેલાં છઠ્ઠી પાયદળ પલટણના એક જાડા સુબેદારના હાથમાં સાવરણી આપવામાં આવી. એ સુબેદાર ઉચ્ચ શ્રેણીનો બ્રાહ્મણ હતો; તેથી તેણે આ કામ કરવાની ના પાડી. પણ પીઠપર પડતા સોટીઓના મારને લીધે છેવટે તેને એ કામ પાર પાડવું પડયું. ત્યારબાદ તેને ફાંસી આપવામાં આવી, અને તેનું શબ જાહેર રસ્તાની બાજુએ દાટવામાં આવ્યું. થોડા દિવસ પછી બીજા કેટલાક માણસોને ગુનેહગાર તરીકે પકડવામાં આવ્યા. તેઓમાં એક દિવાની અદાલતનો મુસલમાન અમલદાર હતો. આ માણસે પણ બીબીઘરનો એક ભાગ સાફ કરવાની ના પાડી. પરંતુ પીઠપર પડતા મારને લીધે તેને પોતાના ભાગમાં આવેલું અસ્વચ્છ ભોંયતળીઉં જીભથી ચાટી સાફ કરવું પડયું.

કઠોર અંગ્રેજ વીર પુરૂષ આ પ્રમાણે કઠોરતા દર્શાવવા લાગ્યો. તેણે આ સંબંધમાં પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે પ્રગટ કર્યો છે કે "બસોથી વધારે બૈરાંછોકરાં આ સ્થળે લાવવામાં આવ્યાં હતાં. ઘણાંખરાં નૌકાપર માર્યાં ગયાં હતાં. કેટલાંક આશ્રય-સ્થાનપર મરણ પામ્યાં હતાં. જેઓ તાવ, તથા ઝાડાના રોગથી બચ્યાં હતાં, તેઓમાંનાં બધાં આ સ્થળે માર્યાં ગયાં હતાં. × × × તેઓને પ્રથમ હલકો ખોરાક આપવામાં આવ્યો હતો, તેઓની સાથે નિંદ્યવર્ત્તન ચલાવવામાં આવ્યું હતું. છેવટે તેઓને મેલાં કપડાં પહેરવા માટે આપવામાં આવ્યાં હતાં. તેઓને નોકર ચાકરોની સગવડ આપવામાં આવી નહોતી. છેલ્લે દિવસે સાયંકાળ વખતે તેઓને ભોજન આપવામાં આવ્યું હતું. ભોજન કરી લીધા બાદ તરત જ દુરાચારી કસાઇઓએ તેઓનો જીવ લીધો હતો. જેઓ રોગ ભોગવી મરણ પામ્યાં હતાં તેનાં શબ પાસેના કુવામાં નાંખવામાં આવ્યાં હતાં. આ વખતે જેઓની કતલ થઇ તેઓનાં શબ પણ એજ કુવામાં ફેંકવામાં આવ્યાં. મેં અહીં આવી એ ઘર જોયું. તેમાં ઠેકઠેકાણે સ્ત્રીઓ તથા બાળકોનો છિન્નભિન્ન પોશાક તથા જોડીઓ વેરણસેરણ થઇ પડેલ છે. માથાપરના વાળની લટો ચોમેર વિખરાતી પડી છે. જે ઘરમાં તેઓનાં ખૂન કરવામાં આવ્યાં હતાં, તે ઘરનું ભોંયતળીઉં લોહીથી તરબોળ બની ગયું છે.[1] આ

---

૧. સેનાપતિ હેવલોક સાથેના મેજર નોર્થે પણ એ સ્થાનનું આવું વર્ણન કર્યું છે. તેઓ વેર વાળવા માટે ઉન્મત્ત બની ગયા હતા, તે આ વર્ણન પરથી સ્પષ્ટ જણાય છે. Kay Sepoy War. Vol. II. p. 398, note.

દૃશ્ય જોઇ કોઇપણ માણસ રડ્યા સિવાય રહે નહિ. જેઓએ આ કાર્ય કર્યું છે તેના તરફ દયા દર્શાવી શકાય તેમ નથી. × × જે શિક્ષા હિંદુઓનાં હૃદયને અતિશય વેદના અનુભવાવે તે શિક્ષા કરવાનો મેં ઠરાવ કર્યો છે. × × આ સજા હિંદુઓને માટે આપત્તિજનક હોવા છતાં વર્ત્તમાન સમયને માટે બહુ ઉપયોગી છે.[1]

નીલ જ્યારેં કાનપુર આવ્યો ત્યારે શિખ અને ગોરા સૈનિકો લૂટફાટ ચલાવવામાં મશગુલ હતા. તેના કઠોર હુકમથી સૈનિકો છેવટે આ કામ કરતાં અટક્યા. તેણે આ સંબંધમાં પોતાના એક મિત્રને જણાવ્યું છે કે "હું જ્યારથી અહીં આવ્યો છું, ત્યારથી મારે શાંતિ અને વ્યવસ્થા જાળવવા માટે ખૂબ પરિશ્રમ કરવો પડે છે. હું અહીં આવ્યો ત્યારે ચોતરફ લૂટફાટ થતી હતી. મેં એનું નિવારણ કરવા માટે શાંતિરક્ષકો નીમ્યા છે. × × લશ્કરી અમલદારોના નોકરો અતિશય નફટાઇથી વર્ત્તતા હતા. તેઓ આ તોફાનમાં ભળ્યા હતા. તેઓમાંના બધા હલકી જાતના લોકો છે. તેઓ પોતાના માલીકને છોડી તેમની મિલ્કતપર હાથ મારતા હતા. જ્યારે કોઇપણ બંડખોર પકડાય છે, ત્યારે તેને અમે સજા કર્યા સિવાય રહેતા નથી. તે પોતાના બચાવમાં સંતોષકારક પ્રમાણ આપી શકે નહિ કે તરત તેને ફાંસીએ લટકાવી દેવામાં આવે છે. જે ઘરમાં બૈરાંછોકરાંને મારી નાખવામાં આવ્યાં છે, તે ઘરના ભોંયતળીઆંપર હજુ બે ઇંચ જાડો લોહીનો થર જામી રહ્યો છે. હું આ સ્થળ ગુનેહગારો પાસે સાફ કરાવું છું. મેં એ ભોંયતળીઆંને કેટલાક ભાગોમાં વહેંચી નાખ્યું છે. એકેક ભાગ મુખ્ય મુખ્ય ગુનેહગારોને સાફ કરવા માટે આપવામાં

---

૧. Kay Sepoy War. Vol. II. p. 398–399.

આવે છે. લોહીનો સ્પર્શ કરવો એ ઉચ્ચ શ્રેણીના હિંદીઓ માટે અતિશય ખરાબ કામ ગણાય છે. તેઓના મત મુજબ આવું કાર્ય કરવાથી આત્મા અનંતકાળ સુધી કષ્ટ ભોગવે છે. તેઓ ગમે તે ધારતા હોય પણ આવી સજા વડે એ લોકોને શંકાશીલ બનાવવા એ તો મારો ખાસ ઉદ્દેશ છે.”

સેનાપતિ નીલે દેશી નોકરોના વિશ્વાસઘાત સંબંધમાં જે લખ્યું છે, તેની સાબીતિઓ કોઈ પણ સ્થળેથી મળી હોય એવું જણાતું નથી. આ નોકરોએ ઘેરા વખતે પોતાના માલીકોની બહુ સેવા બજાવી હતી. તેઓએ પોતાના દેહનું બલિદાન આપ્યા છતાં પોતાના માલીકનો સાથ છોડયો નહોતો. વિશ્વાસુ આયાઓ પણ બાળકોને પાળવા માટે પોતાના માલીકની પત્ની પાસે સદા હાજર રહી હતી. ઘણાખરા ઇતિહાસકારોનું એમ કહેવું છે કે એ આયાઓને પણ પેલાં શબો સાથે પેલા ખાલી કુવામાં ફેંકી દેવામાં આવી હતી.[1] આ પરથી સાબીત થાય છે કે નીલે કંઇપણ વિચાર કર્યા સિવાય નોકરોને બેવફા માની લીધા હતા. જેઓ થોડા પગારના બદલામાં માલીકને માટે જીવ આપે તેઓના જેવું વફાદાર બીજું કોણ હોય! દેશી નોકરોએ આ વખતે આવી વફાદારી બતાવી હતી. અંગ્રેજ સેનાપતિએ આ વખતે પોતાના મગજનું સમતોલપણું ખોયું હતું અને તેને લીધે જ તે હિંદુ અને મુસલમાનોનાં અંતઃકરણને દુભાવવાના સેંકડો પ્રયત્નો કરતો હતો. સ્વહસ્તે પરધર્મીઓનું લોહી સાફ કરવું અગર જીભવડે ચાટવું એ અતિશય ઘૃણા ઉપજાવે એવું કાર્ય છે. સુધરેલા દેશના સુધરેલા સેનાપતિએ આવું હલકું કાર્ય

1. Martin, Indian Empire, Vol. II. p. 385.

કરાવી હિંદુ મુસલમાનોના ધર્માનુગત સંસ્કારો પર સખત હુમલો કર્યો હતો એમાં કંઇ સંદેહ નથી. તેણે જેઓને બંડખોર ધાર્યા હતા તેને ફાંસી આપવાથી શાંતિ માની લીધી નહોતી પણ તેણે તેઓની પાસે અતિશય નિંદનીય કાર્ય કરાવી પોતાના હૃદયની વૈરવૃત્તિ ભીષણ સ્વરૂપમાં પ્રગટ કરી હતી. આ વખતે લોકો ધર્મનાશ તથા જાતિનાશના સંદેહથી બળી રહ્યા હતા. તે સંદેહ સેનાપતિ નીલના આવા હુકમથી પ્રબલ થાય એમાં કંઈ નવાઇ નથી. કંઇપણ વિચાર કર્યા વગર તે હિંદની બધી પ્રજાને ઉખેડી નાખવાની પ્રતિજ્ઞા લઇ બેઠો હતો. તેણે આ કાર્ય સમયોપયોગી માન્યું હતું. તેથી તેના હૃદયમાં જરાપણ પશ્ચાત્તાપ થયો હોય એમ જણાતું નથી. તેનો સંકલ્પ તેણે ભયંકર કઠોરતાપૂર્વક અમલમાં મૂકયો હતો.

નીલનાં આગમન પૂર્વે કાનપુરનું સૈન્ય પોતાની છાવણી સુરક્ષિત કરવાનો પ્રયત્ન કરી રહ્યું હતું. ઘાટથી થોડે દૂર લગભગ ૨૦૦ વાર લાંબા અને ૧૦૦ વાર પહોળા ઉચ્ચ પ્રદેશપર સૈન્યની છાવણી નાંખવામાં આવી હતી. એ ઉચ્ચ પ્રદેશની આજુબાજુ ઊંચી મજબુત દિવાલ ચણાતી હતી. અસંખ્ય સ્ત્રી-પુરુષો તથા છોકરાં આ કાર્ય કરવા મંડી પડયાં હતાં. હેવલોકે જે ઘોડેસ્વારોનાં હથિયારો ઉતારી લીધાં હતાં તેઓ પણ આ કાર્યમાં મદદ કરતા હતા. નીલને હેવલોકે પસંદ કરેલું આ સ્થાન આત્મરક્ષણ માટે સર્વોત્તમ જણાયું. દિવાલ બંધાતાં બહુ સમય લાગ્યો નહિ. મજુરો દરરોજ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી કામ કરતા હતા. દરરોજ તેઓને અમુક મહેનતાણું આપવામાં આવતું હતું. તેઓએ એક માસ કરતાં ઓછા સમયમાં સાત ફુટ

ઉંચી, અઢાર ફૂટ પહોળી અને અર્ધો માઇલ લાંબી દિવાલ તૈયાર કરી નાખી. આ નવી દિવાલપર તોપો ગોઠવવામાં આવી. સેનાપતિ હેવલોકની પાસે વધારે સૈન્ય નહોતું. તેણે કાનપુરના રક્ષણ માટે પોતાના સૈન્યમાંથી એક પણ સિપાહી મૂકી જવાની ના પાડી. છેવટે કોઇ અચાનક આવી પડે એવી વિપત્તિમાંથી બચાવાય માટે બહુ અનિચ્છાપૂર્વક પોતાના સૈન્યમાંથી ત્રણસો સૈનિકો કાનપુર રાખી બાકીનું સૈન્ય લઇ તે લખનોર તરફ રવાના થયો.

આ પ્રમાણે અંગ્રેજોની વેરવૃત્તિએ લોહીથી ખરડાએલા કાનપુરમાં શાંતિ ફેલાવી. અંગ્રેજો લાંબા વખત સુધી કાનપુરના નામથી ચમકશે. પરંતુ પૃથ્વીના ઇતિહાસમાં કંઇ કાનપુર એકલું આવી ખૂનરેજી માટે પ્રખ્યાત નથી. જેના સ્વદેશ બાંધવો કાનપુરમાં માર્યા ગયા છે, તેઓ એમ માને કે પૃથ્વીપર આવું ભયંકર કાર્ય કદી થયું નથી. પરંતુ તેઓની એ માન્યતાને ઇતિહાસ ખોટી પાડે છે. આવા બનાવો તો ઇતિહાસમાં અસંખ્ય બન્યા છે.[૧] જ્યાં જ્યાં બળવો જાગ્યો છે ત્યાં ત્યાં આવા બનાવો બન્યા છે. ઇ. સ. ૧૬૪૧ માં આયર્લાંડના પ્રોટેસ્ટંટો ત્યાં રોમન કેથોલિક લોકોને હાથે આ રીતે જ માર્યા ગયા હતા. ફ્રાંસમાં સેન્ટ બાર્થલમ્યુ નામના તહેવારને દિવસે હ્યુગુઇનટ નામના પ્રસિદ્ધ સંપ્રદાયનાં માણસો સામા પક્ષના લોકોને હાથે આજ રીતે કતલ થયા હતા. સિસિલિની રાજધાનીમાં સાયંકાલીન ઉપાસના વખતે અસંખ્ય ફ્રેંચ સ્ત્રી પુરુષો તથા બાળકો ઉશ્કેરાએલા લોકોની તરવારના મારથી મરણ પામ્યાં હતાં.[૨] મધ્યયુગના યુરોપી ઇતિહાસમાં

૧. Russell Diary in India, Vol. II. p. 163–164.

૨. સત્તરમી સદીમાં ફ્રાંસના ઘણા લોકો કેથોલિક ધર્મ તજી

આવી અસંખ્ય ઘટનાઓ બની છે. વર્ત્તમાન સમયની સુધરેલી જાતિઓના ઇતિહાસમાં પણ આવા બનાવોનો ક્યાં તોટો છે ?[1] જેઓના પર એકહાથે રાજ્ય કર્યું, જેઓના પર અપાર દોર ચલાવ્યો તે લોકો તરવાર લઇ સામા થાય એ અલબત્ત ખરાબ તો લાગે. જેઓ

---

સુધરેલું ધર્મશાસન સ્વીકારી હુગુઇનટના નામથી પ્રસિદ્ધ થયાં હતા. ઈ. સ. ૧૫૭૨ ના ઓગસ્ટ માસમાં પ્રોટેસ્ટંટ ધર્મ પાળનાર લોકોના રાજા હેન્રિના વિવાહ વખતે તેઓમાંના ઘણાખરા ફ્રાંસની રાજધાની પારિસમાં એકત્ર થયા હતા. ફ્રાંસના રાજાએ પોતાની મા તથા ભાઇના ઉશ્કેરવાથી ૨૩ મી ઓગસ્ટે તેઓને મારી નાખવાની મંજુરી આપી. ૨૪ અને ૨૫ મી ઓગસ્ટે સંખ્યાબંધ હુગુઇનટને મારી નાંખવામાં આવ્યા. આ પ્રમાણે ૭ અઠવાડિઆ દરમ્યાન લગભગ ૫૦૦૦ લોકોનાં ખૂન કરવામાં આવ્યાં.

ફ્રાંસમાંનાં આંજો નામનાં ગામડાના ચાર્લ્સે ઇ. સ. ૧૨૬૬ માં સિસિલિનો કારભાર હાથમાં લીધો. તેના કારભારથી સિસિલિના વતનીઓ બહુ ગુસ્સે થયા. સ્પેનના રહેવાશી પ્રિદોને રાજા બનાવવા માટે સિસિલિના રહેવાશીઓએ ચાર્લ્સ વિરૂદ્ધ કાવતરૂં રચ્યું. એક દિવસ એક ફ્રેંચ સૈનિકે સિસિલિની એકાદ કુલવધૂનું અપમાન કર્યું. આથી સિસિલિના વતનીઓએ બંડ ઉઠાવ્યું. ઇ. સ. ૧૨૮૨ ના માર્ચની ૩૦ મી તારીખે સિસિલિની રાજધાની પાલ્રર્મોમાં જ્યારે સાયંકાલીન ઉપાસના કરવાનો ઘંટ વાગ્યો ત્યારે ઉન્મત્ત સિસિલિના વતનીઓએ તરવારના મારથી ૮૦૦૦ ફ્રેંચ સ્ત્રી, પુરુષો અને બાળકોનો નાશ કર્યો.

---

૧. Russell Diary in India, Vol. II. p. 164.

'કાળા આદમી'નું ઉપનામ મેળવી સદા ઉપહાસપાત્ર થતા તેઓ પોતાના માલીકોનું લોહી રેડવા તૈયાર થશે એવું અંગ્રેજોએ સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. પરંતુ છેવટે આવા લોકોનાં ટોળેટોળાં હાથમાં તરવાર લઇ કુદી પડ્યાં. આ અણચિંતવ્યા બનાવને માટે અંગ્રેજો કાનપુરને અસાધારણ બનાવની રંગભૂમિ તરીકે ઓળખાવે તો તેમાં કંઇ ખોટું નથી. પરંતુ એક વખતે આ કાળા આદમીઓની મદદથી જ અંગ્રેજોએ હિંદનું રાજ્ય મેળવ્યું હતું. ઇતિહાસ દર્શાવે છે કે તેઓએ અવજ્ઞાને પાત્ર કાળા આદમીઓની મદદ ન લીધી હોત તો આ વિશાળ ભરતખંડ તેમના કબજામાં કદી આવત નહિ. જેઓએ આ પ્રમાણે ચક્રવર્ત્તિ બનાવવામાં મદદ કરી હતી તેઓનાં ધર્મશાસનો, રીતરિવાજો અને કાયમી માલેકીને માન આપવામાં આવ્યું હોત તો અમને લાગે છે કે કાનપુરમાં પણ અંગ્રેજોનું રૂંવાડું ફરકત નહિ.

અને નાનાસાહેબ! અંગ્રેજો કદાચ હંમેશને માટે નાનાસાહેબને પુરુષના આકારમાં જંગલી હિંસક પશુ તરીકે ઓળખાવશે. પરંતુ આ હિંસક પશુ એક વખત તેઓ પ્રતિ કેવું સુજનતાભર્યું વર્ત્તન ચલાવતું હતું તે તેઓ યાદ લાવશે ખરા ? આજિમઉલ્લા વગેરે વિરોધી ન થયા હોત તો કાનપુરના અંગ્રેજો બીનહરકતે અલાહાબાદ જઇ શકત. બંડખોર સિપાહીઓ યુરોપિઅનોને કંઇ ઇજા કર્યા વિના દિલ્હી તરફ જતા હતા ત્યારે આજિમઉલ્લાની સલાહથી જ પાછા કાનપુર આવ્યા હતા. આજિમઉલ્લાએ જ સતીચોરના ઘાટપર ભયંકર ખૂનરેજી કરી હતી.[૧] આ બાબતમાં નાનાસાહેબની સંમત્તિ નહોતી. પોતે આપેલું વચન તૂટ્યું એ વાત જાણી તેને બહુ દીલ-

---

૧. Trevelian, Cawnpur. p. 226.

ગીરી થઇ હતી. પરંતુ આજિમઉલ્લા વગેરે તેનાં વચનોની દરકાર રાખતા નહોતા અથવા તેનાં દુઃખથી દુઃખી થતા નહોતા.[૧] કાનપુરમાં બનેલી બધી ઘટનાનો જવાબદાર આજિમઉલ્લા જ છે. આજિમઉલ્લાની સલાહથી જ ગંગાનો પ્રવાહ લાલ થયો હતો અને બીબીઘરમાંનાં નિર્દોષ બૈરાં છોકરાં માર્યાં ગયાં હતાં.[૨] નાનાસાહેબ પોતાના મદદગારોને વશ હતો. એક તરફથી સિપાહીઓ તેને પોતાની ઇચ્છા મુજબ ન વર્તે તો મારી નાખવાની બીક બતાવતા હતા અને બીજી તરફથી મંત્રીઓ કંઇ પણ પૂછ્યા વગર તેના નામે ભયંકર કાર્યો કર્યે જતા હતા. નાનાસાહેબ બંને બાજુનાં દબાણને લીધે સર્વાંશે સત્તાહીન બની ગયો હતો. તે કોઇના પર દયા દર્શાવવા જતો કે તરત તેના સલાહકારો વિરુદ્ધ પડતા. કોઇ વખતે કોઇ યુરોપિયન કેદી તરીકે તેના તંબુમાં

---

૧. જ્યારે ખૂનરેજી ચાલી ત્યારે નાનાસાહેબ પોતાના તંબુમાં હતો. તેણે આ કાર્યમાં સંમત્તિ આપી નહોતી. ઉલટું તેણે તો કહ્યું હતું કે "મેં અંગ્રેજોને સુરક્ષિત સ્થળે મોકલી દેવાની પ્રતિજ્ઞા કરી છે. માટે હું તેઓનાં ખૂન કરવાની સંમતિ આપી શકું તેમ નથી." પરંતુ બાલસાહેબ, આજિમઉલ્લાખાં અને બીજી ઘોડેસ્વાર પલટણના મુસલમાનોએ તેના મત વિરુદ્ધ કાર્ય કર્યું હતું. તેઓએ એવું કહ્યું હતું કે, "અમે કોઇ પણ પ્રકારનું વચન આપ્યું નથી માટે અમે તો અમારી મરજી મુજબ વરતીશું." Shephard, Cawnpur Massacre, p. 105.

૨. Thomson, Story of Cawnpur, p. 213. Comp. Russell, Diary in India Vol. II. P. 167.

આવી ચઢતો તો તરત તેના સલાહકારો આવી એ બિચારાને મારી નાંખવાનો બંદોબસ્ત કરી મૂકતા.[1] આને લીધે જ કાનપુરમાં યુરોપિઅનોના લોહીનો પ્રવાહ વહ્યો હતો. એવું કહેવાય છે કે કોઇ કોઇ

---

૧. ૨૯ મી જુનની સવારે કેટલાંક બાળકો કાનપુર પાસે વહેતી ગંગાના સામા કિનારા પર રમતા હતા. એકાએક તેઓની નજર કિનારા પર આવેલી એક ગુફામાં છુપાઇ રહેલા યુરોપિઅન અમલદાર પર પડી. બાળકો તેને પાસેના ગામડાના ખેડુતો પાસે લઇ ગયા. ખેડુતો તેને ગામના મુખી પાસે લઇ ગયા. પેલો અંગ્રેજ હિંદની કોઇ પણ ભાષા જાણતો નહોતો; એટલે તેણે લખનોર તરફ આંગળી કરી પોતાને જવાનું સ્થળ દર્શાવ્યું. ગામડિઆઓએ તેને ખાવા માટે ખાંડ આપી. અતિશય ભૂખ્યો હોવાથી તેણે તે બંને હાથે મુખમાં નાખી. દયાળુ ખેડુતોને દયા આવવાથી તેઓ તેને બચાવવાના પ્રયત્નો કરવા લાગ્યા. પરંતુ એ દરમ્યાન પાસેના ગામના જમીનદારના કેટલાંક હથિયારબંધ માણસોએ આવી પેલા સાહેબને કેદ કર્યો. તેઓ તેને લઇ કાનપુર આવ્યા. તેઓમાંના કેટલાક માણસો નાનાસાહેબને બોલાવવા ગયા. પણ નાનાસાહેબને બદલે બાબાભટ્ટે આવી એ યુરોપીઅનને મારી નાખવાનો હુકમ આપ્યો. પણ પેલા હથિયારબંધ માણસોએ કહ્યું કે " અમે એમ નિઃશસ્ત્ર માણસ પર હથિયાર ચલાવતા નથી. આ માણસને તરવાર આપો. તે અમારા પર હલ્લો કરશે તો અમે તેના પર હલ્લો કરશું. આવી સ્થિતિમાં અમે ખૂન કરવા તૈયાર નથી. " એ દરમ્યાન બીજી ઘોડેસ્વાર પલટણના કેટલાક સિપાહીઓ ત્યાં આવી પહોંચ્યા. તેઓએ બાબાભટ્ટનો હુકમ પાળ્યો. Trevelyan, Cawnpur. p. 276–277.

વખતે નાનાસાહેબ જાતે ખૂનરેજી થતી હોય ત્યાં હાજર રહેતો એટલું જ નહિ પણ એ ખૂનરેજી શરૂ કરવાનો સ્વમુખે હુકમ આપતો.[૧] પરંતુ ઇતિહાસકારોએ જે સ્થળે તે હાજર હતો એમ દર્શાવ્યું છે, તે જ સ્થળના બનાવો નજરોનજર જોનારાઓએ તેની હાજરી વિષે ચોક્ખી ના પાડી છે. તેણે કદાચ તેમ કર્યું હોય તો પણ તે વખતની તેની સ્થિતિ પર ધ્યાન આપવાની જરૂર છે. મનુષ્ય જ્યારે અવસ્થા-ચક્રનાં આવર્ત્તનને લીધે સામા પક્ષ આગળ બધી રીતે અસહાય તથા અરક્ષણીય થઇ પડે અને વિપક્ષના હલ્લાથી જ્યારે તેનું સત્યાનાશ વળવાની શરૂઆત થાય, ત્યારે તે ઉશ્કેરણીથી અધીર બની સામા પક્ષની સાથે સંબંધ રાખતી બધી ચીજોનો નાશ કરવા તત્પર થાય છે. હતભાગી નાનાસાહેબની પણ છેવટે આવી સ્થિતિ થઇ હતી. ઇતિહાસમાં પણ હતાશ હૃદયની આવી ગંભીર ઉશ્કેરણીનું નિદર્શન વિરલ નથી. નાનાસાહેબ પોતાના મુસલમાન મંત્રીની સલાહથી ઉશ્કેરાઈ અનિવાર્ય ઘટનાને વશ થઇ પોતાનું નષ્ટ ગૌરવ સજીવન કરવાની આશાથી અંગ્રેજો સામે લડયો હતો. અંગ્રેજોને આ ભયંકર અપરાધ

---

૧. એવું કહેવાય છે કે નાનાસાહેબના બિઠુરના રાજમહેલમાં મિસિસ કાટર નામની એક ગર્ભવતી યુરોપિઅન મડમ હતી, એ મડમે ત્યાં એક સંતાનને જન્મ આપ્યો. પેશ્વા બાજીરાવની વિધવા પત્નીઓએ તેની સાથે માયાળુ વર્ત્તણુક ચલાવી હતી. નાનાસાહેબ જ્યારે બિઠુરથી નાઠો ત્યારે તેણે આ સ્ત્રી અને તેનાં બાળકને મારી નાખવાનો હુકમ આપ્યો હતો. મહેલના રક્ષકોએ એ હુકમ બરાબર બજાવ્યો હતો. Kaye, Sepoy War, Vol. II. p. 391, note.

જણાય છે. પરંતુ અપરાધ ભયંકર હોવા છતાં અપરાધીને સજા પણ કંઇ નાનીસુની થઇ નથી. હતભાગી નાનાએ કઠોરમાં કઠોર સજા ભોગવી છે. તેની મૂલ્યવાન સંપત્તિ બીજાના હાથમાં ગઇ છે, તેનો વિશાળ મહેલ નષ્ટભ્રષ્ટ થયો છે, તેની સત્તા કમળના પાંદડાં પરનાં ઝાકળનાં બિંદુ સમાન ચંચળ બની ઝરી પડી છે; અને તે સગાંસંબંધીઓથી વિખુટો પડી કોણ જાણે ક્યાં ગીચ જંગલમાં મરણ પામ્યો છે તેની કોઇને ખબર પડી નથી તેના પ્રત્યે હવે શાંતિજળ વરસો; તે હવે કઠોર હૃદયી ઇતિહાસકારોનાં કઠોર આક્રમણથી મુક્ત થાઓ. તેની શોચનીય અવસ્થા–તેનાં જીવનનું શોચનીય પરિણામ લક્ષમાં લાવી તેના વિરોધીઓ હવે જરા ઉદારતા દર્શાવે એવી અમારી પ્રાર્થના છે.



## પરિશિષ્ટ

(ધોન્ડુપંત નાનાસાહેબને નામે અંગ્રેજો તરફ સાધારણ પ્રજાને ઉશ્કેરવા ખાતર જે જે જાહેરનામાંઓ પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં, તે બધાં નાના નારાયણરાવે અંગ્રેજ સેનાપતિ નીલને સોંપ્યાં હતાં. કે સાહેબે પોતાના ઇતિહાસમાં એ જાહેરનામાં તથા હુકમો પ્રગટ કર્યા છે. તેનો સાર માત્ર અહીં આપવામાં આવ્યો છે.)

**જુલાઇની ૬ ઠી તારીખનું જાહેરનામું–**

"કલકત્તાથી કાનપુરમાં હમણાં એક મુસાફર આવી પહોંચ્યો છે. તેણે સાંભળ્યું છે કે ટોટા પ્રચારમાં મૂકયા પહેલાં હિંદુસ્થાનીઓનો ધર્મ ડુબાડવા માટે એક સમિતિ મળી હતી. સમિતિમાં એવો ઠરાવ

થયો છે કે સાત આઠ હજાર યુરોપિઅન દ્વારા પચાસ હજાર હિંદુસ્થાનીનો નાશ કરી શકાશે અને બાકીના ખ્રિસ્તી ધર્મ સ્વીકારશે. આ ઠરાવ મહારાણી વિકટોરિઆ સમક્ષ રજૂ કરવાને મોકલવામાં આવ્યો છે. મહારાણીએ પણ તેને અનુમોદન આપ્યું છે. ત્યારબાદ ફરીથી એ સમિતિ એકત્ર થઇ હતી. અંગ્રેજ વેપારીઓએ આ બાબતમાં બનતી મદદ આપવાનું કબુલ કર્યું છે. એ સભામાં નક્કી થયું છે કે હિંસ્થાની અને યુરોપિઅન સૈન્યની સંખ્યા સરખી કરવી જોઇએ. તેથી લડાઇ વખતે કોઈ પણ જાતની ચિંતા રાખવી પડે નહિ. ઇંગ્લાંડના લોકો આ ઠરાવ સાંભળી ૩૫ હજારનું લશ્કર મોકલવા તૈયાર થાય છે. તે લશ્કર ઇંગ્લાંડથી નીકળી ચૂક્યું છે. એવા સમાચાર કલકત્તા આવી પહોંચ્યા છે. દેશી સિપાહીઓમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવા માટે કલકત્તાના સાહેબોએ ટોટા વહેંચવાનો હુકમ આપ્યો છે. સૈનિકો ખ્રિસ્તી ધર્મમાં દીક્ષિત થશે એટલે રૈયતને વટલાવતાં વાર લાગશે નહિ. એ ટોટાને ગાય તથા ડુક્કરની ચરબી લગાડવામાં આવી છે. જે કારખાનામાં એ ટોટા તૈયાર કરવામાં આવ્યા છે, તે કારખાનાના બંગાળીઓ આ વાત જાણે છે. તેઓમાંના એકે આ વાત જાહેર કરી દીધી તેથી તેને ફાંસીની સજા થઈ છે અને બીજા બધાને કેદ કરવામાં આવ્યા છે. હવે સાહેબો જાતે એ બાબતની તૈયારી કરે છે. યુરોપથી સમાચાર આવ્યા છે કે ટર્કીના એલચીએ સુલતાનને લખી જણાવ્યું છે કે પાંત્રીસ હજારનું લશ્કર હિંદુસ્થાનીઓને ખ્રિસ્તી ધર્મમાં વટલાવવા ખાતર હિંદમાં મોકલવામાં આવે છે. રૂમના સુલતાને—ઇશ્વર તેનું રાજ્ય અચળ રાખો,—મિસરના શાહને એવું ફરમાન મોકલ્યું છે કે "આપ મહારાણી વિકટોરિઆના મિત્ર છો

પરંતુ અત્યારે મિત્રતા રાખવાનો સમય નથી. મારા એલચીએ લંડનથી લખી જણાવ્યું છે કે પાંત્રીસ હજાર ગોરાઓનું સૈન્ય હિંદના લોકોને વટલાવવા ખાતર હિંદ તરફ જાય છે. માટે આ સંબંધમાં આપણે જે કરવું જોઇએ તે કરવામાં ગફલત કરવાથી ઇશ્વર આગળ આપણે આપણું મોં શી રીતે બતાવી શકીશું. આપણને પણ કદાચ એક વખતે એવી દશા વેઠવી પડશે. કારણ કે અંગ્રેજો હિંદીઓને વટલાવી આપણાં રાજ્યમાં પણ એવો પ્રયત્ન શરૂ કરશે."

"મિસરના ખેદિવે આ ફરમાન મળતાં અંગ્રેજનું લશ્કર આવી પહોંચે એ પહેલાં અલેક્ઝાંડ્રિઆમાં લશ્કર એકત્ર કરી રાખ્યું હતું. અંગ્રેજ લશ્કર નજરે પડતાં જ તેણે તોપોનો સખત મારો ચલાવ્યો. તેથી એ લશ્કર સદંતર નાશ પામ્યું. તે સૈન્યમાંથી કોઇ બચી શક્યું નથી.

"કલકત્તાના અંગ્રેજો ટોટા વહેંચવાનો હુકમ જાહેર કરી સહાયકારી લશ્કરની રાહ જોતા બેઠા છે. પરંતુ સર્વશક્તિમાન પ્રભુની કૃપાથી તેઓનું મદદગાર લશ્કર નાશ પામ્યું છે. એ સૈન્યનો નાશ થએલો સાંભળી ગવર્નર જનરલ બહુ દુઃખી થયો છે અને હતાશ હૃદયે કપાળ કુટવા લાગ્યો છે.

"રાત્રિ શરૂ થતાં જે અતિશય ધનવાન, શક્તિમાન અને સર્વસત્તાધારી માલીક હતો, તેનું શરીર સવાર પડતાં શિર વગરનું થઇ ગયું. કોઇએ તેના માથાપર મુકુટ જોયો નહિ. કેવળ સૂર્યનો એકજ ફેરો પૂર્ણ થયો તે દરમ્યાન નાદિરશા કે તેની હયાતિનાં ચિહ્નો હયાત રહ્યાં નહિ.

પેશ્વાના રંજિતોદ્યાનમાંથી પ્રગટ કર્યું."

## " કાનપુરના કોટવાળ હુલાસસિંહ તરફ "

આ વડે તમને હુકમ આપવામાં આવે છે કે તમારે તમારા વિભાગના રહેવાશીઓને જણાવવું કે જો કોઇએ અંગ્રેજોની ખુરશીઓ, ટેબલ, ટીન અથવા ધાતુનાં વાસણો, અસ્ત્ર, બગીગાડી, ડાક્ટરનો સામાન, ઘોડા અથવા રેલ્વેના અમલદારોનાં હથિયારો, તાર, કોટ, જામા વગેરે ઘરમાં રાખ્યાં હોય તો તે તુરતાતુરત બહાર કાઢી આપવાં. જો કોઇ એ સામાન છુપાવશે અને પાછળથી તપાસ કરતાં તેના ઘરમાંથી એ ચીજો પ્રાપ્ત થશે તો તેને સખત સજા થશે. જો કોઇના ઘરમાં કોઇ અંગ્રેજ અગર તેનું બાળક હોય તો તેણે પૂછ્યા વગર અમને સોંપી જવું. જો કોઇ આ વાત છુપાવશે તો તેને તોપે ઉડાવી દેવામાં આવશે.

૨૪ મી જુન ઇ. સ. ૧૮૫૭

## " રઘુનાથસિંહ, ભવાનીસિંહ વગેરે તરફ "

( સીતાપુરનાં સૈનિકદલના ( ૪૧ મી પાયદળ પલ્ટણ ) ઓફિસરો અને અને સિકંદ્રાની પહેલી ઘોડેસ્વાર પલ્ટણના નાયબ રસાલદાર વાજિદ અલિખાં )

સવિનય લખવાનું કે તમે લોકોએ પુનાઅલી સાથે જે અરજી મોકલી છે, તે અમને મળી છે. તેની વિગત અમારા જાણવામાં આવી છે. તમારાં સાહસ અને પરાક્રમથી અમે બહુ સંતુષ્ટ થયા છીએ. આપ લોકો અતિશય વખાણને પાત્ર છો. તમે લોકો તથા સાધારણ પ્રજા એવાં કાર્યો સદા કરતાં રહો એવું ઇચ્છીએ છીએ. અહીં આજે ( ૨૭ મી જુન ) ગોરાલોકોએ અમારી સાથે લડાઇ કરી છે. ઇશ્વરની કૃપાથી અને સર્વ સંહારક સંહારિણી શક્તિથી

તેઓ બધા નરકમાં પડ્યા છે. આ બનાવની ખુશાલીમાં તોપોના અવાજો કરવામાં આવ્યા છે. તમે પણ આ બનાવના આનંદમાં તોપોના અવાજ કરી ખુશાલી દર્શાવશો. તમે અવિશ્વાસી લોકો સાથે લડાઈ કરવાની અમારી પાસે મંજૂરી માગી છે, તેથી અમે બહુ ખુશી થયા છીએ, થોડા દિવસમાં આ વિભાગમાં શાંતિ ફેલાશે, ત્યારે જે વિજયી સૈન્ય અત્યારે એકત્ર થયું છે અને એકત્ર થતું જાય છે તે ગંગાનદી ઉતરી પેલે પાર જશે તથા હું જ્યાં સુધી તેમને આવી ન મળું, ત્યાં સુધી તે સૈન્ય એ બધા લોકોને કેદ કરી રાખશે. જેમ બને તેમ જલદી આ બનાવ બનવાનો છે. તે વખતે તમે બરાબર પરાક્રમ દાખવજો. યાદ રાખશો કે લોકોને બંને ધર્મોપર પ્રીતિ છે. તેઓને કદી હેરાન કરશો નહિ. તેઓના બચાવ માટે પ્રયત્ન કરશો અને કુચ કરવાનાં સાધનો એકત્ર કરી રાખશો.

૪ થી જીલ્કાદ, ૨૭ મી જુન ૧૮૫૭ ”

“ કોટવાળ હુલાસસિંહ તરફ ”

“ ઇશ્વરની કૃપાથી અને મહારાજના નસીબના જોરે પુના અને પનામાં બધા અંગ્રેજોને નરકમાં મોકલવામાં આવ્યા છે. દિલ્હીમાં પાંચ હજાર અંગ્રેજો સમ્રાટના સિપાહીઓની તરવારોને ભોગ થઇ પડ્યા છે. મહારાજ અત્યારે સર્વત્ર જીત્યા છે. માટે આપને હુકમ આપવામાં આવે છે કે તમારે આ વિજયની ખુશાલીમાં આખા શહેરમાં તથા આજુબાજુનાં ગામડાંમાં ઢોલ પિટાવી જાહેર કરવું કે બધા આ બાબતનો ઉત્સવ પાળે. હવે બધા સંદેહનું કારણ નષ્ટ થયું છે.

૮ મી જીલ્કાદ, ૧ જુલાઈ ૧૮૫૭ ”.

"અયોધ્યામાં આવેલ ધુન્દિયખેરાના તાલુકદાર બાબુ રામબક્ષ તરફ"

સવિનય નિવેદન—આપની ૬ ઠ્ઠી જીલ્કાદની (૨૯ મી જુન) એક અરજી મળી છે તે પત્રમાં અંગ્રેજોનાં ખૂન તથા બે અમલદારો સાથે આપના ભાઇ સુધાનનસિંહના મરણના સમાચાર છે, તથા આપ આપની પ્રગાઢ કાર્યતત્પરતાના પુરસ્કાર માટે મારી કૃપા માગો છો. આપને આ વડે જણાવવામાં આવે છે કે હું આપના આ નુકસાન માટે બહુ દુ:ખી થયો છું. પરંતુ ઇશ્વરની ઇચ્છા આગળ મસ્તક નમાવ્યા સિવાય છૂટકો નથી. વળી આ બનાવ (આપના ભાઇનું મરણ) મારા માટે બનેલો હોવાથી આપનું હંમેશને માટે હું રક્ષણ કરીશ. આપ એ બાબતમાં કશો ભય રાખતા નહિ. મારા રાજ્યમાં આપ મારા બંધુ તરીકે માન મેળવશો.

૧૦ મી જીલ્કાદ, ૩ જી જુલાઇ, ૧૮૫૨"

## કોટવાળ હુલાસસિંહ તરફ

અલાહાબાદથી યુરોપિઅન સૈન્ય આવે છે, એ ખબર સાંભળી શહેરનાં કેટલાંક માણસો ઘરબાર છોડી ગામડાંઓમાં જઇ રહેવા માગે છે. આપને હુકમ આપવામાં આવે છે કે તમારે શહેરમાં જાહેર કરવું કે અંગ્રેજોને મારી હઠાવવા માટે પાયદળ, ઘોડેસ્વાર અને ગોલંદાજ સૈન્ય રવાના થઇ ચૂક્યું છે. તે સૈન્ય ફતેહપુર કે અલાહાબાદ–ગમે તે સ્થળે અંગ્રેજોનાં સૈન્યને જોતાં જ તેને યોગ્ય શિક્ષા કરશે. બધા લોકોને નિ:શંક ચિત્તે શહેરમાં રહી ધંધોરોજગાર કરવાની ભલામણ કરવામાં આવે છે.

૧૨ મી જીલ્કાદ, ૫ મી જુલાઇ, ૧૮૫૭"

સૈન્યના ઓફિસરો તરફ.

હું આપનો ઉત્સાહ, સાહસ અને રાજભક્તિથી અતિશય સંતુષ્ટ થયો છું. આપનો પરિશ્રમ અતિશય વખાણવા લાયક છે. પગાર અને ઇનામ માટે જે નિયમો નક્કી કરવામાં આવ્યા છે, તે નિયમો આપને માટે પણ નક્કી કરવામાં આવશે. આપ નિશ્ચિંત થાઓ. તમને આપેલું વચન પાળવામાં આવશે. આજે બધું સૈન્ય લખનોર રવાના કરવાનું છે. કાફરોની હત્યા અને તેઓને નરકમાં મોકલવા માટે આપને દરેક પ્રકારની મદદ આપવામાં આવશે. જય મેળવવા માટે આપના ઉદ્યોગ અને સાહસપર બધો આધાર રાખવામાં આવે છે. આ ફરમાન મળ્યા બાદ તમે તમારો સીલસિક્કો કરેલા પત્રદ્વારા મને આ ફરમાન મળ્યા બાબતના સમાચાર મોકલશો. તે પત્રમાં તમે અવિશ્વાસી લોકોની કતલ કરવા મારી સાથે સામેલ રહેવા માગો છો કે નહિ તે પણ જણાવશો. હથિયારો માટે તમારે કશી બીક રાખવાની જરૂર નથી. દારૂગોળો અને હથિયારો પુરતા પ્રમાણમાં મળી રહેશે. લખનોરના કોટવાળ સરફઉદ્દૌલા અને અલીબેગને આ બધાં હથિયારો પુરાં પાડવાનો હુકમ આપવામાં આવ્યો છે. તેઓ હુકમ મુજબ બધું કાર્ય કરશે. જો તેઓ પોતાનું કર્ત્તવ્ય ન બજાવે તો મને ખબર આપશો; એટલે તેઓને ભયંકર શિક્ષા કરવામાં આવશે. તમે બધા અપાર શૌર્ય દાખવશો. તમારો જય થાઓ. તમારે કે મારે સંદેહવશ થવાની કંઇ જરૂર નથી. અહીં જય મેળવ્યા બાદ એકદમ અલાહાબાદ જીતવા જવાનું છે.

૧૪ મી જીલ્કાદ, ૭ મી જુલાઈ ૧૮૫૭"

## કાનુનગો કલ્કાપ્રસાદ તરફ

"સવિનય નિવેદન—આપની અરજી મળી, તેમાં આપે જણાવ્યું છે કે "યુરોપિઅનોની સાત નૌકાઓ જયારે કાનપુરથી રવાના થઇ ત્યારે મારાં માણુસોએ અમારા સૈનિકો સાથે મળી આજિજ ગામ સુધીના રસ્તા સુધી ગોળીઓ ફેંકી એ યુરોપિઅનોનાં ખૂન કર્યાં છે. એ સ્થળે હું જાતે તોપ લઇ સૈન્યની મદદે આવ્યો હતો, અને છ નૌકા ડુબાડી દીધી હતી. કેવળ એક વાયુના વેગને લીધે સટકી ગઇ હતી." આપે મહાન કાર્ય કર્યું છે. આપના વ્યવહારથી હું ખુશી થયો છું. મારાં રાજયમાં આવી એકાગ્રતા અને ખૂંત જગોજગ પ્રસરો. આ અભિનંદન પત્ર આપના તરફ કૃપા દર્શાવવા માટે મોકલવામાં આવે છે. આપે એક યુરોપિઅન કેદી સાથે જે પત્ર મોકલ્યો હતો તે પણ મળ્યો છે. એ યુરોપિઅનને નરકમાં મોકલવામાં આવ્યો છે એથી હું બહુ ખુશી થયો છું.

૧૬ મી જીલ્કાદ, ૯ મી જુલાઇ ૧૮૫૭.

## શિર્સૂલના થાણદાર તરફ

મહારાજ પેશ્વા બહાદુરનું વિજયી સૈન્ય યુરોપિઅનોને અટકાવવા માટે અલાહાબાદ તરફ ગયું હતું. હવે સમાચાર મળ્યા છે કે યુરોપિઅનોએ પેશ્વા બહાદુરના સૈનિકોને છેતર્યા છે, તેઓપર અચાનક હલ્લો કર્યો છે, તેથી પેશ્વા બહારના સૈનિકો આમતેમ વિખરાઇ ગયા છે. કેટલાક યુરોપિઅન સૈનિકો આપના વિભાગમાં આવી રહ્યા છે. માટે આપને હુકમ કરવામાં આવે છે કે તમારે તમારા વિભાગના અને ફતેહપુરના જમીનદારોને જણાવવું કે બધા સાહસિક પુરૂષોએ પોતાના ધર્મનું રક્ષણ કરવું તથા યુરોપિઅનોને તરવાર વડે નરકમાં

મોકલવાનું કાર્ય ખંતપૂર્વક કરવું. આપ જૂના અને સત્તાવાળા જમીનદારોને સમજાવી મેળવી લેશો. તેઓને એકત્ર કરી યુરોપિઅનોને મારી નાખવાનું સમજાવશો. એ ઉપરાંત જણાવશો કે મહારાજ દરેકને તેમની માગણી મુજબ સંતોષશે તથા યોગ્ય ઇનામ આપશે.

૨૦ મી જીલ્કાદ, ૧૩ મી જુલાઇ ૧૮૫૭."

**લખનોરમાંના ઘોડસ્વારો, ગોલંદાજ અને પાયદળ સૈન્યના બહાદુરો અને ઓફિસરો તરફ.**

લગભગ એક હજાર ગોરાઓનું લશ્કર અલાહાબાદથી કાનપુર તરફ આવે છે. એ સૈન્યને અટકાવવા માટે કેટલાક સિપાહીઓ મોકલવામાં આવ્યા છે. બ્રિટિશ સૈન્ય ઝપાટાબંધ આગળ વધે છે. બંને પક્ષની અપાર ખુવારી થઇ છે. યુરોપિઅનો અત્યારે કાનપુરથી, ૭ કોશ દૂર છે. લડાઇ બહુ જ બહાદુરીથી લડવામાં આવે છે. એવું સાંભળવામાં આવે છે કે યુરોપિઅનોનું સૈન્ય જળ માર્ગે પણ કુચ કરી રહ્યું છે. તેથી કાનપુર શહેરની બહાર સૈન્ય ગોઠવવામાં આવ્યું છે. અહીં મારૂં સૈન્ય તૈયાર છે, દૂર લડાઇ સળગી છે. માટે આપ લોકોને જણાવવામાં આવે છે કે જે બ્રિટિશ સૈન્ય નદીને પેલેપાર બાવીશધારા વિભાગની ઉલટી બાજુએ પડયું છે. કદાચ તે ત્યાંથી ગંગાનદી ઉતરવાનો પ્રયત્ન કરશે. માટે તમારે બાવીશધારા આગળ તેઓને અટકાવવા કેટલુંક સૈન્ય મોકલી આપવું જોઇએ. મારૂં સૈન્ય આ બાજુએથી તેમનાપર હલ્લો કરશે. આમ બંને બાજુના હલ્લાથી અવિશ્વાસીઓનો સંપૂર્ણ નાશ થશે.

"જો યુરોપિઅનો નાશ નહિ પામે તો તેઓ અવશ્ય દિલ્હી તરફ દોડશે. કાનપુર અને દિલ્હી વચ્ચે એવું કોઇ નથી કે જે તેઓની

સામે ટક્કર ઝીલે. માટે તેઓનો પૂરેપૂરો નાશ કરવા માટે આપણે એકત્ર થવાની જરૂર છે.

એવી ખબર ફેલાઇ છે કે બ્રિટિશ સૈન્ય ગંગા નદીપાર ઉતરવાને ફતેહમંદ થશે. અત્યારે પણ કેટલાક અંગ્રેજો બેલિગાર્ડમાં રહી લડાઈ કરે છે. અહીં કોઇ પણ અંગ્રેજ જીવતો રહ્યો નથી. યુરોપિઅનોને ચોતરફથી ઘેરી લઇ નષ્ટ કરવા માટે નદીને પેલેપાર શિવરાજપુરમાં જેમ બને તેમ જલદી સૈન્ય મોકલી દેશો.

૨૩ મી જીલ્કાદ, ૧૬ મી જુલાઇ, ૧૮૫૭ ”

( નાનાસાહેબને નામે પ્રચારિત આદેશપત્રોમાંનું આ ફરમાન સૌથી છેલ્લું છે. ૧૬ મી જુલાઇએ હેવલોકને કાનપુરના યુદ્ધમાં જીત મળી. નાનાસાહેબ નાસી ગયો. )

## પૂર્વાર્દ્ધ સંપૂર્ણ



# સિપાહીઓના બળવાનો ઇતિહાસ



## ભાગ ૨ જો ખંડ ૨ જો આગના ભડકા



### અધ્યાય ૧ લો



#### પંજાબ

વિષય નિર્દેશ—પંજાબની સ્થિતિ—અફઘાનિસ્તાન સાથે સંબંધ—મીયાં-મીરની ઘટના—દેશી સિપાહીઓનાં હથિયારો હતર્યાં—ગોવિંદગઢ—ફિરોઝપુર—પેશાવર—નવી પલ્ટણોનું સંગઠન—જાલંધર.

બંગાળા અને વાયવ્ય પ્રાંતોમાં જ્યારે સિપાહીઓ આવેશમાં આવી જઇ યુરોપિઅનોનું લોહી રેડતા હતા ત્યારે લૉર્ડ કેનિંગને પંજાબ વિષે ચિંતા થતી હતી. કેવળ આઠ વર્ષ થયાં મહારાજ રણજીતસિંહનું રાજ્ય કંપનિના કબજામાં આવ્યું હતું. પરંતુ હજુ પંજાબની શિખજાતિનું શૌર્ય નાશ પામ્યું નહોતું. જેઓએ શિખ ખાલસા સૈન્યમાં નોકરી કરી હતી એવા અનેક સૈનિકો પંજાબનાં ગામડાંમાં વસતા હતા. એ સિવાય પંજાબમાં સિપાહીઓની પલ્ટણો પણ પુષ્કળ

હતી.[૧] આ વખતે જો આ સિપાહીઓ સાથે શિખો ભળ્યા હોત તો પંજાબની સ્થિતિ નાજુક બની જાત. યુરોપના એક મહાન દાર્શનિકે (લૉર્ડ એક્ટને) લખ્યું છે કે "કિલ્લે બંધીવાળાં નગરો, અસ્ત્રશસ્ત્રપૂર્ણ અસ્ત્રાગારો, ઝડપી ચાલના ઘોડાઓ, રથો, હાથીઓ, તોપો વગેરે સિંહનું ચામડું ઓઢેલાં ઘેટાં જેવું છે. લોકો દૃઢતાસંપન્ન અને યુદ્ધકુશળ ન હોય તો એ બધું નકામું છે." શિખો દૃઢતાસંપન્ન અને યુદ્ધકુશળ જાતિ હતી. લૉર્ડ હાર્ડિંજ અને લૉર્ડ ગોફે હિંદસામ્રાજ્યના સર્વોત્કૃષ્ટ સૈનિકો સાથે શિખો સામે લડાઇ કરતાં ભારે નુકસાન વેઠયું હતું. ચિલિયનવાલાના મેદાનમાં તો તેને ઘેટાંની પેઠે નાસી જવું પડયું હતું. આ શિખોની બહાદુરીની કદી પણ ઉપેક્ષા કરી શકાય તેવું નહોતું. સરકાર પણ તેઓની નિડરતા ભૂલી ગઇ નહોતી. જો કે તેઓનો દેશ કંપનિના તાબામાં આવ્યો હતો, તેઓના કિલ્લાઓ પર બ્રિટિશ વાવટો ફરકતો હતો, તેઓનાં હથિયારો નષ્ટ થયાં હતાં, છતાં તેમનું સાહસ તો જેવું ને તેવું કાયમ રહ્યું હતું. જૂનું ગૌરવ હજુ તેમના સ્મૃતિપટ પર આલેખાઇ રહ્યું હતું. પરાધીનતામાં જકડાએલા છતાં તેઓ સ્વતંત્રતાનું મૂલ્ય બરાબર સમજતા હતા. નૌશેરા અને ચિલિયનવાલાનાં રણક્ષેત્રો તેઓને પોતાનાં વીરત્વનું ભાન કરાવી રહ્યાં હતાં.

---

૧. બીજા શિખ વિગ્રહબાદ પંજાબી લશ્કરમાં ૨૬ હજાર સૈનિકો હતા. તેઓમાંના દશ હજાર શિખો, ૭ હજાર પંજાબી મુસલમાન, ૪ હજાર પહાડી રજપુતો, ૪ હજાર હિંદુસ્થાની અને ૧ હજાર ગુરખા હતા.

આ વખતે શિખ લોકોમાં બંડ ઉઠાવવા જેટલું શૂરાતન હતું. ત્યાંના સરદારોને બ્રિટિશ રાજ્યથી ઘણાં નુકસાન થયાં હતાં. તેઓને માનમરતબો, તથા સંપત્તિનો ઘણો ભાગ નષ્ટ થયો હતો. તેઓ જો કે બ્રિટિશ શાસન નીચે શાંતિથી દહાડા ગુજારતા હતા છતાં તેઓના હૃદયમાં સ્વદેશપ્રીતિનાં મોજાં ઉછળી રહ્યાં હતાં. કેવળ પંજાબમાં જ આવી સ્થિતિ નહોતી. પંજાબને છેડે એક બીજી લડાયક જાતિ વસતી હતી. અંગ્રેજો એ જાતિને કોઇ વખતે લાંચ આપીને તો કોઇ વખતે ભય બતાવીને વશ રાખતા હતા. ઉચ્છૃંખલ અફગાનો સાથે શિખ લોકો મળી જાય તો તોબા પોકરાવે તેમ હતું. પરંતુ કાબુલનો દોસ્ત મહમ્મદ બ્રિટિશ સરકાર સાથે મિત્રતાના સંબંધથી જોડાએલો હતો. તે અંગ્રેજો સાથે વેર બાંધી તેઓ તરફથી મળતા પૈસા છોડી દેવા તૈયાર નહોતો. વળી પંજાબમાં કેવળ એક જ જાતિનો વાસ નહોતો. હિંદુ, મુસલમાન અને શિખ આ ત્રણ જાતિ પંજાબની વતની હતી. શિખોની સાથે દિલ્હીના મોગલ શહેનશાહને કંઈ સંબંધ નહોતો. તેઓની ઉન્નતિ મોગલ સમ્રાટોના અનુગ્રહને આભારી નહોતી. તેથી તેઓને મોગલો તરફ જરાયે સહાનુભૂતિ નહોતી. દિલ્હીનો મોગલ સમ્રાટ ઉન્નતિમાં આવે કે અધોગતિના ખાડામાં જઇ પડે તેમાં તેઓને કશો હર્ષશોક નહોતો. પંજાબની રાજધાની લાહોરમાં ૯૦ હજાર માણસો વસતાં હતાં. તેઓમાંના ઘણાખરા મુસલમાન અને શિખ હતા. આ બંને જાતિમાં મેળ નહોતો. શિખોમાંના ઘણાનાં હથિયારો લઇ લેવામાં આવ્યાં હતાં. તેઓ હથિયારોને બદલે હળ ચલાવતાં શીખ્યા હતા. ઘણાખરા લોકોએ પોતપોતાનાં હથિયારો છુપાવી રાખ્યાં હતાં. પંજાબ-કેસરીના મરણ પછી જે અંધાધુંધી જામી હતી તેમાંથી મુક્ત થઇ

પ્રજાનો ઘણો ભાગ શાંતિદાયક કૃષિકાર્યમાં ધ્યાન આપી રહ્યો હતો. ખેડુતોનું શાંત જીવન ત્યાગી મુસલમાનોની ઉશ્કેરણીને વશ થઇ જંગ મચાવવાની તેઓની સહેજ પણ ઇચ્છા નહોતી. પંજાબ વીર રણજીતસિંહની ભૂમિ હોવા છતાં કુસંપનું લીલાસ્થળ હતું તેથી આ વખતે ત્યાં અંગ્રેજોને ઘણી અનુકૂળતા પ્રાપ્ત થઇ.

આ વખતે એક યુરોપિઅન લશ્કરની અને એક દેશી લશ્કરની પલ્ટણ લાહોરના કિલ્લાનું રક્ષણ કરતી હતી. લાહોરથી છ માઇલ દૂર આવેલ મિયાંમીર નામના સ્થળે લશ્કરી છાવણી હતી. એ છાવણીમાં ત્રણ પાયદળ પલ્ટણો, એક ઘોડેસ્વાર પલ્ટણ, એક યુરોપિઅન પલ્ટણ અને કેટલાક યુરોપિઅન ગોલંદાજો રહેતા હતા. યુરોપિઅન સૈનિકોની સંખ્યા બહુ નહોતી. સરેરાશ ૪ સિપાહીઓ સામે ૧ સોલ્જર ઉભો રહી શકે એટલી યુરોપિઅન સૈનિકોની સંખ્યા હતી. પંજાબનો ચીફ કમિશનર સર જોન લૉરેન્સ આ વખતે રાવળપિંડીમાં રહેતો હતો, તેથી ન્યાયખાતાનો કમિશનર રૉબર્ટ મોન્ટગોમરી ચીફ કમિશનરનું કામ બજાવતો હતો.

૧૧ મી મે એ મિરતના સમાચાર લાહોર આવી પહોંચ્યા. તેને બીજે દિવસે તારદ્વારા આથી પણ વધારે ભયંકર સમાચાર આવ્યા. રૉબર્ટ મોન્ટગોમરિ ૧૧ મી તારીખે મળેલા સમાચાર પરથી કર્ત્તવ્ય નક્કી કરે તે પહેલાં દિલ્હીના ભયંકર સમાચાર સાંભળી સ્તબ્ધ બની ગયો. મિરતના યુરોપિઅનોમાંના ઘણાખરા માર્યા ગયા હતા અથવા ઘાયલ થયા હતા. મોગલોની રાજધાની સિપાહીઓના હાથમાં આવી હતી. ત્યાંના યુરોપિઅનો નાસભાગ કરતા હતા. બંડખોરોએ વૃદ્ધ મોગલ પાદશાહને સમ્રાટ બનાવ્યો હતો. આ બધી વાતો રૉબર્ટ મોન્ટગોમ-

રિના સાંભળવામાં આવી. પરંતુ અત્યારે અનુશોચના અથવા વિસ્મય દર્શાવવા જેટલો સમય નહોતો. પંજાબમાં સિપાહીઓની સંખ્યાનો પાર નહોતો. શિખ અને મુસલમાનો તો લડાયક જાતિ તરીકે પંકાતા હતા. તેઓની બાજુએ ઉછ્રૃંખલ પઠાણો પોતાની બહાદુરી દર્શાવવાનો લાગ જોઇ રહ્યા હતા. રોબર્ટ મોન્ટગોમરિ એક ક્ષણનો વિચાર ન કરતાં એ બધી લડાયક જાતિસમક્ષ પોતાનું ગૌરવ અચળ રાખવા તૈયાર થયો. લાહોરથી એક માઇલ દૂર અનારકલિ નામના સ્થળે સિવિલ સ્ટેશન હતું. રોબર્ટ મોન્ટગોમરિ એ સ્થળે બીજા રાજપુરુષો સાથે મસલત કરવા લાગ્યો. તેણે ઠરાવ કર્યો કે સિપાહીઓને ગોળીઓ, દારૂ કે બંદુકની ટોટી રાખવા દેવાં નહિ. લાહોરના કિલ્લામાં વધારાનું યુરોપિઅન લશ્કર રાખવું. આ ઠરાવને બધાએ અનુમોદન આપ્યું. રોબર્ટ મોન્ટગોમરિ એક સૈનિક પુરુષ સાથે મિયાંમીરની છાવણીમાં બ્રિગેડિયર કાર્બેટ પાસે ગયો. એમ કહેવાય છે કે એ વખતે એક ભયંકર તરકટની વાત તેના જાણવામાં આવી હતી.

લાહોરનો કિલ્લો નગરના કોટમાં આવેલો હતો. યુરોપિઅન લશ્કરની એક ટુકડી, તોપચીઓની એક ટુકડી અને મિયાંમીરની છાવણીમાં પડેલી ૨૬ મી પલટણના કેટલાક સિપાહીઓ આ કિલ્લામાં રહેતા હતા. શહેરમાં શાંતિ જાળવવી અને તેજુરી સાચવવી એ આ લશ્કરનો મુખ્ય ઉદ્દેશ હતો. ૨૬ મી પલટણના સિપાહીઓ મે માસના પહેલા પખવાડિઆમાં કિલ્લાપર પહેરો ભરતા હતા. તેઓનો વારો ૧૫ મી તારીખે પૂરો થયો એટલે ૪૯ મી પલટણના સિપાહીઓએ આવી તેઓની જગા લીધી. એવું કહેવાય છે કે તરકટખોરોએ એવો સિદ્ધાંત કર્યો હતો કે જ્યારે ૪૯ મી પલટણના સિપાહીઓ ૨૬ મી

પલ્ટણના સિપાહીઓની જગા સાંભળવા આવે ત્યારે બંને મળી લગભગ ૧૧૦૦ માણસો કિલ્લામાં એકત્ર થશે. તેઓએ તરત જ ઓફિસરો પર હલ્લો કરી કિલ્લાનો દરવાજો કબજે કરી લેવો. કિલ્લા માંનાયુરોપિઅનોની સંખ્યા થોડી હોવાથી (તેઓની સંખ્યા ૧૫૦ થી વધારે નહોતી) તેઓને અનાયાસે હરાવી શકાશે. ત્યારબાદ અસ્ત્રાગાર અને ધનાગાર કબજે કરી પાસેની હૉસ્પિતાલનાં ખાલી મકાનોને સળગાવી મૂકવાં. મિયાંમીરના સિપાહીઓ આ આગના ભડકા જોઇ હથિયારો લઈ બંડ ઉઠાવશે. જેલના બે હજાર કેદીઓને છોડી મૂકવામાં આવશે. આ પ્રમાણે બધાએ એકત્ર થઇ યુરોપિઅનોનું કાસળ કાઢી નાંખવું. મે માસની શરૂઆતમાં આવું કાવતરૂં રચવામાં સિપાહીઓ મશગુલ બની ગયા હતા એમ કહેવાય છે. લાહોર સિવાય ફિરોજપુર, ફિલોર, જાલંધર અને અમૃતસરમાં પણ આ કાવતરૂં વિસ્તાર પામ્યું હતું.[૧] પરંતુ મિયાંમીરની છાવણીમાંના બધા સિપાહીઓ આ કાવતરામાં ભળ્યા હતા તે સંબંધમાં રાજપુરુષોએ કંઇ મત દર્શાવ્યો નથી. એકાદ બે અસંતોષી સિપાહીઓ આવો વિચાર કરે; અને તેમાંથી સર્વવ્યાપી તરકટનો આવિર્ભાવ થાય એ કંઇ અસંભવિત નથી.[૨] એવું કહેવાય છે કે કપ્તાન લોરેન્સ નામના પોલિસ તથા ઠગ વિભાગના અમલદારે પોતાના મુખ્ય મુન્સીને લાહોરના સિપાહીઓના મનના વિચારો જાણી લાવવાનું ફરમાવ્યું હતું. આ મુન્સી અયોધ્યાનો આબરૂદાર બ્રાહ્મણ હતો. વિશ્વાસુ અને કાર્યકુશળ હોવાથી તે રાજપુરુષોને પ્રિય થઇ પડયો હતો. એ મુન્સીએ

---

૧. Martin, Indian Empire Vol. II. p. 197.
૨. Ibid p. 197.

તપાસ કરી એટલે તેને જણાયું કે સિપાહીઓમાં ઉંડી ઉશ્કેરણી ફેલાઇ રહી છે. તેણે આ તપાસનું પરિણામ પોતાના માલીકને જણાવ્યું. તેણે ટુંકાણમાં રિચાર્ડ લોરેન્સને જણાવ્યું કે "સાહેબ મીયાંમીરના સિપાહીઓ સરકારના વિરોધી થઇ ગયા છે. બધા રાજદ્રોહથી પૂર્ણ બની ગયા છે. તેઓ બંડ ઉઠાવવાની રાહ જુએ છે."[1] આ વિશ્વાસુ મુન્સીએ આ રીતે પોતાની તપાસનું પરિણામ જાહેર કર્યું. મિયાંમિરના સિપાહીઓ શા માટે એકત્ર થયા છે, સરકારનો ધ્વંસ કેવી રીતે કરવા માગે છે, તે એ ભાઇ સાહેબનાં વચનોપરથી સમજાતું નથી. એમ જણાય છે કે આ માણસે બે ચાર સિપાહીઓના વિચારોપરથી બધા સિપાહીઓને તેવા ધારી લીધા હશે.

આ સંબંધમાં વડા કમિશનરની સલાહ લેવી જરૂરની હતી. પરંતુ લાહોર અને રાવલપિંડી વચ્ચે તાર બંધ થઇ જવાથી સર જોન લોરેન્સને આ બાબતમાં કંઇ જણાવી શકાયું નહિ. આથી આવું જવાબદારીવાળું કામ પાર પાડવાનો ભાર રોબર્ટ મોન્ટગોમરિ પર આવી પડયો. મોન્ટગોમરિ પણ ખાસ સાવચેતી રાખી આ ભારે કર્તવ્ય બજાવવા તૈયાર થયો.

રોબર્ટ મોન્ટગોમરિ એક સૈનિક અમલદાર સાથે મિયાંમીરની લશકરી છાવણીના અધ્યક્ષ બ્રિગેડિયર કાર્બેટ આગળ આવી પહોંચ્યો. બ્રિગેડિયરે જ્યારે મિરત અને દિલ્હીના બનાવો વિષે સાંભળ્યું તથા મોન્ટગોમરિ જેવો એક મુખ્ય રાજપુરૂષ પોતાને આવી પડતી વિપત્તિનું નિવારણ કરવા માટે કંઇ ઉપાય ખોળી કાઢવાનું કહેવા લાગ્યો ત્યારે તે નિશ્ચેષ્ટ રહી શકયો નહિ. અત્યારે બહુજ સાવચેતી પૂર્વક

---

૧. Kaye Sepoy War. Vol II p. 423.

કામ કરવાનું હતું. બ્રિગેડિયરે પણ સિપાહીઓનાં હથિયારો ન લઇ લેતાં કેવળ ગોળીઓ, દારૂગોળો, વગેરે અપાતું બંધ કરવાનું વધારે ઉત્તમ માન્યું. એ વખતે સૂર્ય અસ્ત પામ્યો હતો. માટે તે દિવસે તો કંઇ કાર્ય અમલમાં મૂકવામાં આવ્યું નહિ. બ્રિગેડિયર આ બાબતપર ફરીથી વિચાર કરવા લાગ્યો. સંદેહના હિંડોળાપર તેનું ચિત્ત હિંચવા લાગ્યું. સિપાહીઓને દારૂગોળો અપાતો અટકાવવાથી બધી બીક જતી રહેશે એ તેને ખરૂં ન લાગ્યું. છેવટે તેણે ઠરાવ કર્યો કે હથિયારો લઇ લીધા સિવાય કંઇ વળવાનું નથી. બ્રિગેડિયરનો ઠરાવ મોન્ટગોમરિએ કબુલ રાખ્યો. આથી લાહોરના રાજપુરુષો સિપાહીઓને દારૂગોળો અપાતો ન અટકાવતાં તેઓનાં હથિયાર તથા લશ્કરી પોશાક ઉતારી લેવા તૈયાર થયા.

આ કાર્ય બહુ વિપત્તિજનક હતું. જે સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાના હતા એ કંઇ ડરપોક બાયલા નહોતા. તેઓમાંની ૧૬ મી પલ્ટણ તો વીરેન્દ્ર સમાજમાં અગ્રણી ગણાતી હતી. કન્દહાર અને ગિજનીની લડાઇમાં તેનું પરાક્રમ નિરખી સેનાપતિ નૉટે તેની બહુ પ્રશંસા કરી હતી. એ પલ્ટણે મુડકિ, ફિરોજપુર અને સોબ્રાઅનના રણક્ષેત્ર પર કંપનિના પક્ષમાં રહી પોતાના સ્વદેશ બાંધવો સામે લડાઇ કરી હતી. અને શ્રીરંગપટ્ટણની લડાઇમાં પોતાના દેશી બાંધવના રાજ્યનું સત્યાનાશ વાળવામાં બહુ આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તેઓની વફાદારી અતિ પ્રશંસનીય હોવાથી સરકારે તે પલ્ટણના સિપાહીઓને એક ચળકતો તારો તથા મ્હૈસૂરના મુસલમાન રાજાનું રાજકીય ચિહ્ન વાઘની નિશાનીવાળું પગલું છાતીપર લટકાવવાની મંજૂરી આપી હતી. આવા નિપુણ વિશ્વાસુ સિપાહીઓનાં હથિયારો

ઉતારી લેવાનું કાર્ય અલબત બહુ સાહસિક કાર્ય ગણાય. નિઃશસ્ત્ર કરવાનો ઠરાવ જાહેર થાય તે પછી તેમ કરતાં અટકવાથી તો ઉલટી વધારે ખરાબી થવાની સંભાવના હતી. પરંતુ મોન્ટગોમરિ કે બ્રિગેડિયર કાર્બેટ થોભે તેવા પુરૂષો નહોતા, તેઓ થોડા યુરોપિઅન સૈનિકોની મદદથી બધી સિપાહી પલ્ટણને રજા આપવાને તૈયાર થયા. બીજે દીવસે (૧૩ મી મે) સવારમાં કવાયતના મેદાનપર બધા સિપાહીઓને એકત્ર થવાનો હુકમ આપવામાં આવ્યો. નિઃશસ્ત્ર કરવાનો સંકેત જાહેર થઇ જાય નહિ તે વિષે મોન્ટગોમરિ અને કાર્બેટે બહુ સાવચેતી રાખી હતી તેઓનાં મુખપર સંદેહજનક ચિહ્ન જણાતું નહોતું, ચિંતાનું નામ જણાતું નહોતું. તેઓને ચિંતાતુર દેખી લાહોરના યુરોપિઅનો ચિંતાતુર બને અને તેથી સાધારણ પ્રજા ઉશ્કેરાઈ બંડ ઉઠાવે એવા સંદેહથી તેઓ સર્વ પ્રકારની ચિંતાથી પી જઇ પ્રસન્નતાનો દેખાવ દર્શાવવા લાગ્યા. એ દિવસે (૧૨ મી મે) રાત્રે છાવણીમાં સાહેબ અને મડમોનો નાચ થવાનો હતો. યુરોપિઅન સૈનિકો પ્રફુલ્લ વદને ત્યાં આવ્યા, મડમો પણ નાના પ્રકારના પોશાક પહેરી તે સ્થળે હાજર થઇ. નાચવાનું સ્થળ રોશનીથી શણગારવામાં આવ્યું. એ રોશનીમાં સૌંદર્ય શાલિની નૃત્ય નિપુણ મહિલાઓ આનંદપૂર્વક હરવા ફરવા લાગી. કોઇનાં મુખપર ચિંતાની રેખા જણાઇ નહિ. આવાં ભયંકર સમયે પણ બધા યુરોપિયનોએ બહુજ આનંદપૂર્વક નાચનો ઉત્સવ પૂરો કર્યો. છાવણીના સંત્રિઓને યુરોપિઅનોને આમ આનંદ કરતા જોઇ કોઇપણ તરેહની શંકા થઈ નહિ. તેઓએ યુરોપિંઅનોને આનંદમાં મસ્ત બની ગએલા જોવાં છતાં બંડ ઉઠાવી ધનાગાર કે અસ્ત્રાગાર કબજે કરવાનો પ્રયત્ન કર્યો નહિ. જો સિયાં-

ની મદદથી ૨૫૦૦ સિપાહીઓનાં હથિયારો ઉતારી લેવામાં આવ્યાં. જેઓએ એક સમયે સરકારની સેવામાં પોતાનું લોહી રેડયું હતું તેઓ અત્યારે હથિયાર વિનાના થઈ ગયા. ૮૧ મી પલ્ટણના સોલ્જરોએ સિપાહીઓનાં હથિયારો કબજે કર્યાં, હથિયારો લઈ જવા માટે ગાડીઓ તૈયાર હતી. એ ગાડીઓમાં હથિયારો ભરવામાં આવ્યાં. ગાડીઓ છાવણી તરફ ચાલવા લાગી. નિઃશસ્ત્ર સિપાહીઓ શાંતિપૂર્વક પોતાનાં રહેઠાણ પર જવા લાગ્યા.

મિયામીરના વિશાળ મેદાનપર નિરૂદ્વેગે બધું કાર્ય પાર પડયું. પણ હજુ ૨૬ મી પલ્ટણના સિપાહીઓ લાહોરના કિલ્લામાં રહેતા હતા. ૧૫ મી તારીખ સુધી તેમને ત્યાં પહેરો ભરવાનો હતો. પરંતુ ૧૪ મી મેએ સવારમાં કેટલાક સોલ્જરો કિલ્લામાં જઇ પહોંચ્યા. તેઓના અધ્યક્ષ કર્નલ સ્મિથે કિલ્લામાં આવી સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાનો બંદોબસ્ત કર્યો. તેણે તેઓને હથિયાર છોડી દેવાનો હુકમ આપ્યો. સિપાહીઓ પોતાની સમક્ષ હથિયારબંધ સોલ્જરો જોઈ ડરી ગયા. એકાએક આવો હુકમ થયેલો સાંભળી તેઓને બહુ ખોટું લાગ્યું. પણ હથિયાર છોડયા સિવાય છૂટકો નહોતો. તેઓ ધીમે ધીમે હથિયારો છોડવા લાગ્યા. બધાં હથિયારો સોંપી તેઓ મિયાંમીરની બરાકો તરફ ચાલ્યા ગયા. આ બાજુએ યુરોપિઅન સ્ત્રીપુરુષોનાં રક્ષણ માટે પણ પુરતો બંદોબસ્ત કરવામાં આવ્યો. હિંદુસ્થાની પોલિસને બદલે પંજાબી પોલિસ પહેરો ભરવા લાગી. જુદાં જુદાં મથકોનો ખજાનો ખસેડી સુરક્ષિત સ્થાનોમાં રાખવામાં આવ્યો. સિપાહીઓના નામના જે પત્રો ટપાલમાં આવતા હતા તે બધા મોન્ટગોમરીના હુકમથી વહેંચવા બંધ થયા. જુદે જુદે સ્થળે ખબર પહોંચાડવામાં આવી. યુરોપિઅનો પોતાનો બચાવ કરવાની

યુક્તિઓ રચવા લાગ્યા. સેનાપતિ વેલેસ્લિએ ઇ. સ. ૧૮૦૩ માં દક્ષિણ હિંદમાં કંપનિની સત્તા જમાવતી વેળા પોતાના તાબાના અમલદારોને ઉપદેશ આપ્યો હતો કે "કોઇ પણ બાબતમાં સંદેહ કે ઉશ્કેરણીનું ચિહ્ન બતાવશો નહિ. બધા અમલદારોએ સર્વદા કર્ત્તવ્યપરાયણ રહેવું અને ગમે તે ઉપાયે આવશ્યક સમાચાર મેળવવા." રોબર્ટ મોન્ટગોમરિએ પણ એ ઉપદેશ મુજબ વર્ત્તી જુદાં જુદાં સ્થળોના અમલદારોને ધીરજથી કામ કરવાનો હુકમ આપ્યો. તેણે બહારથી અશાન્તિનાં કંઇ ચિન્હો બતાવ્યાં નહિ. સાધારણ પ્રજાસમક્ષ ચિંતા કે નિસ્તેજપણાનાં લક્ષણો વ્યક્ત કર્યાં નહિ. તે સૈનિક વિભાગના અધિકારીઓ સાથે મસલત કરી પંજાબમાં શાંતિ સ્થાપવા તત્પર થયો.

મોન્ટગોમરિએ લાહોર સિવાય બીજાં સ્થળોના રક્ષણનો પણ પુરતો બંદોબસ્ત કર્યો. મિરતમાં સોલ્જરોની સંખ્યા પુષ્કળ હતી પણ ત્યાંના અધિકારીઓએ તેઓમાંની એકાદ ટુકડીને પણ બીજે સ્થળે મોકલી નહોતી. ત્યારે મીયાંમીરની છાવણીમાં બહુ થોડા સોલ્જરો હતા. તેઓની મદદથી સિપાહીઓને નિઃશસ્ત્ર કરવામાં આવ્યા, તેમાંથી થોડા સોલ્જરોને લાહોરના કિલ્લામાં મોકલવામાં આવ્યા અને એ સોલ્જરોમાંથી થોડા સૈનિકોને પંજાબનાં બીજાં સ્થળો માટે ફાજલ પાડવામાં આવ્યા.

લાહોરથી લગભગ ૩૦ માઇલ દૂર આવેલાં અમૃતસરમાં ગોવિંદગઢ નામનો કિલ્લો છે. અમૃતસર શિખ લોકોનું પવિત્ર મથક છે. આ સ્થળે પવિત્ર સ્વર્ણમંદિરમાં શિખ ગુરૂઓ શાંતિપૂર્વક ધર્મશાસ્ત્રની ચર્ચા કરે છે. ગુરૂ ગોવિંદની વીરત્વમય પવિત્ર કથા અહીંથી

નિરંતર પ્રેષિત થઇ શિખોનાં હૃદયને અપૂર્વ નિડર બનાવે છે. આખા પંજાબમાં કેવળ અમૃતસર સિવાય બીજા કોઇ પણ સ્થળમાં શિખ ધર્મનું પ્રાધાન્ય નથી. ગુરૂ તેગબહાદુરે સ્વધર્મ માટે ઔરંગજેબને પોતાનું માથું આપ્યું હતું, ગુરૂ ગોવિંદસિંહે તેનું વેર વાળવા માટે ભર જુવાનીમાં બધા ભોગવિલાસો તજી સ્વદેશ તથા સ્વધર્મ માટે મરવા તૈયાર થાય તેવી વીર પ્રજા ઉત્પન્ન કરી હતી અને પંજાબ કેસરી રણજિતે અફગાનિસ્થાનના ગુંચવાવી નાખે તેવા ઘાટોમાં કોઇએ ન મેળવેલી એવી ફતેહ મેળવી ખાલસા સૈન્યની કીર્તિનો કળશ ચઢાવ્યો હતો. એ બધું અમૃતસરમાં પગ મૂકતાં જ યાદ આવે છે. સરોવરની વચ્ચે આવેલું સુવર્ણ મંદિર ધર્મની સાથે જાતિનું ગૌરવ ઝળહલાવી રહ્યું છે. શિખોને અમૃતસરપર જેવી શ્રદ્ધા છે, તેવી શ્રદ્ધા બીજાં કોઈ પણ શહેર પર નથી. આ સ્થળનો કિલ્લો ગુરૂ ગોવિંદના નામપરથી ગોવિંદગઢના નામથી ઓળખાય છે. પ્રસિદ્ધ કોહીનૂર બ્રિટિશોના હાથમાં આવ્યો તે પહેલાં આ કિલ્લામાં સચવાતો હતો. આ કિલ્લા સાથે ગોવિંદસિંહનું નામ જોડાયું હોવાથી શિખોમાં આ કિલ્લો બહુ પવિત્ર ગણાતો હતો. માટે પંજાબનાં બીજાં સ્થળો કરતાં અહીં શિખો અંગ્રેજો વિરૂદ્ધ હથિયારો પકડે એ વધારે સંભવિત હતું. મોન્ટગોમરિએ આ ખાતર સૌ પહેલાં ગોવિંદગઢના બચાવની પેરવી કરી.

દિલ્હીથી તાર મળ્યો કે તરત તેણે અમૃતસરના ડેપ્યુટિ કમિશનર કૂપર સાહેબને લખ્યું કે “ આ બાબતમાં અત્યારથી જ સાવચેતી રાખવાની જરૂર છે. સિપાહીઓ ઉશ્કેરાય તેવું કંઇ કરવાની જરૂર નથી. ગોવિંદગઢના રક્ષણનો ભાર જે સિપાહીઓ પર મૂકવામાં

આવ્યો છે તેના તરફ તીક્ષ્ણ દૃષ્ટિ રાખશો તો બસ થશે. જાલંધરમાં શું બને છે તે પર બરાબર ધ્યાન આપશો." અગાઉ કહેવાયું છે તેમ ઓગણીસમી સદીની શરૂઆતમાં સેનાપતિએ જે નીતિ ધારણ કરી હતી તેજ નીતિ મુજબ અત્યારે મોન્ટગોમરિ કામ કરવા તૈયાર થયો હતો. તેના ઉપદેશ મુજબ અમૃતસરના ડેપ્યુટિ કમિશ્નરે કંઇપણ ચંચળતા કે ત્રાસનાં ચિહ્નો ન દર્શાવતાં ધૈર્યપૂર્વક કામ બજાવવામાં મન પરોવ્યું.

ગોવિંદગઢમાં સિપાહીઓની સંખ્યા વધારે હતી. એ સિવાય કેટલાક યુરોપિઅન ગોલંદાજો પણ ત્યાં રહેતા હતા. એકાએક ઝૂમાટો ઉડયો કે લાહોરના નિઃશસ્ત્ર સિપાહીઓ ગોવિંદગઢનો કબજો લેવા આવે છે. આ બૂમાટાને લીધે કુપર સાહેબ કેટલાક વિશ્વાસુ શિખ અને ઘોડેસ્વાર સૈનિકો સાથે કિલ્લાના દરવાજાની પેલી મેર રહેવા લાગ્યા. તેના મદદગાર કમિશનર મેકનોટન સાહેબે આજુબાજુના ગામડિઆઓને એકત્ર કરી લાહોરના રસ્તાપર ગોઠવી દીધા. આ વખતે પંજાબમાં પુષ્કળ ધાન્ય પાકયું હતું, તેથી ખેડુતો શાંતિપૂર્વક દિવસો ગુજારવા ઇચ્છતા હતા. કોઈ પણ પ્રકારની ઉથલપાથલ થાય એવું ઇચ્છતા નહોતા. તેમાં પણ જાટ લોકો કે જેઓ આ ખેડુતોમાં મુખ્ય હતા તેઓ બંડખોરો પ્રત્યે સહાનુભૂતિ રાખતા નહોતા. ઉચ્છૃંખલ લોકોનાં ટોળાં પોતાનાં હરિયાળાં ખેતરો ખૂંદી નાખે એ તેઓને ગમતું નહોતું. આથી મેકનોટન સાહેબે જ્યારે તેઓને શાંતિ જાળવવા માટે બોલાવ્યા ત્યારે તેઓ ટોળાબંધ થઇ તેની પાસે આવી ઉભા. તેઓના હાથમાં તરવાર કે બંદુક નહોતી; તેઓનાં શરીર પર

લશ્કરી પોષાક નહોતો, તેઓ પોતાની વપરાશમાં આવતાં અપૂર્વ હથિયારો લઈ સરકારી કમિશનર સાથે લાહોરના રસ્તાપર એકત્ર થયા. મેક્નોટન સાહેબ તેઓની મદદ વડે લાહોરનો રસ્તો રોકી ઉભા. મધરાત્રે લાહોરના સિપાહીઓ આવે છે એવી બૂમ પડી. મેક્નોટન સાહેબે સંખ્યાબંધ ગાડાંઓ ઉપરાઉપર ખડકી રસ્તો રોકી દીધો હતો. આ અપૂર્વ દિવાલની પાછળ તેના અપૂર્વ સૈનિકો હાથમાં ખેતીનાં હથિયારો લઇ ઉભા રહ્યા. થોડીવાર આવી સ્થિતિમાં તૈયાર ઉભા રહ્યા છતાં અમૃતસરના બ્રિટિશ રાજપુરુષોના નસીબે લાહોરના સિપાહીઓ ન આવ્યા. તેને બદલે મદદગાર મિત્રો સરકારી કમિશનર સમીપ આવ્યા. લાહોરથી ૮૧ મી પલ્ટણના સોલ્જરોનો થોડો ભાગ ગોવિંદગઢ તરફ રવાના કરવામાં આવ્યો હતો. તેઓ હવે ઝપાટાબંધ મેક્નોટન સાહેબ આગળ આવવા લાગ્યા. તેઓનાં આગમનથી અમૃતસરના રાજપુરુષોનાં હૃદય શાંત થયાં. તેઓ સૂર્યોદય પહેલાં ગોવિંદગઢ પહોંચી ગયા. શિખોનાં પવિત્ર સ્થાનનો કિલ્લો આ પ્રમાણે કંપનિની તાબામાં ટકી રહ્યો.

લાહોર અને અમૃતસર સિવાય પંજાબનાં બીજાં કેટલાંક સ્થળો સંખ્યાબંધ સિપાહીઓથી ભરપૂર હતાં. તેમાંનાં ફિરોજપુર અને ફિલોરમાં દારૂગોળાનો સરંજામ પુષ્કળ હતો. આ બંને સ્થળે યુરોપિઅન સૈનિકો કરતાં સિપાહીઓની સંખ્યા વધારે હતી. બંને સ્થળના અધિકારીઓને સિપાહીઓ પર સંદેહ આવ્યો હતો. તેઓ વિપ્લવ મચવાની બીકથી ત્રાસ પામી ગયા હતા.

આ વખતે ફિરોજપુરમાં ૬૧ મી યુરોપિઅન પલ્ટણ, ૧૦ મી દેશી ઘોડેસ્વાર પલ્ટણ અને ૫૭ મી પાયદળ પલ્ટણ રહેતી હતી.

એ સિવાય કેટલીક તોપો અને તોપોના રક્ષકો તરીકે પાયદળ સૈનિકો હતા. ફિરોજપુરના ઉપરિ અધિકારીઓમાંના કોઇ કોઈની આ વખતે બદલી થઇ હતી, તો કોઇ પોતાના હોદ્દાનો ચાર્જ નવા માણસને સોંપી પેન્શન પર જવાની તૈયારી કરતા હતા. બ્રિગેડિયર ઇનેસ છાવણીનો અધ્યક્ષ હતો. તે ૧૧ મી મે એ મુલતાનથી આવી . અહીંની છાવણીનો અધ્યક્ષ બન્યો હતો. નાદુરસ્ત તબિયતને લીધે ડેપ્યુટિ કમિશરન મેજર માર્સડન સ્વદેશ જવાની તૈયારી કરતા હતા. તેની જગાએ કોર્ટલેંડ નામનો એક લશ્કરી અમલદાર નીમાયો હતો. રાજકીય અમલદારો આ પ્રમાણે ફેરબદલી કરતા હતા એ વખતે ત્યાંના સિપાહીઓમાં અસંતોષ ફેલાયો.

૧૨ મી મેની રાત્રે એક કાસદ મિરત અને દિલ્હીના સમાચાર લઇ લાહોરથી ફિરોજપુર આવી પહોંચ્યો. બ્રિગેડિયર ઇનેસે આ પરથી જાણી લીધું કે ૧૨ મી મે એ લાહોરના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવામાં આવ્યા હશે. ૧૩ મી મે એ સવારમાં ફિરોજપુરના બધા સિપાહીઓને બ્રિગેડિયરે કવાયતના મેદાનપર એકત્ર કર્યા. કવાયત વખતે સિપાહીઓનાં હૃદયનો ભાવ જાણવા માટે આમ કરવામાં આવ્યું હતું. પણ બ્રિગેડિયરને કવાયતનાં મેદાન પર ઉભેલા સિપાહીઓનાં મુખોપર નજર કરતાં સંદેહ ઉત્પન્ન થયો. તે દિવસે બપોરે એક કાસદ મીરતનો તાર લાવ્યો. બીજો કાસદ આવી પહોંચવાથી બ્રિગેડિયર નિશ્ચેષ્ટ રહી શક્યો નહિ. તેણે સૈનિક વિભાગના અધિકારીઓ સાથે આ બાબતમાં મસલત કરી. સિપાહીઓ પર તેને જરાપણ વિશ્વાસ રહ્યો નહોતો. તેથી તેણે જેમ બને તેમ જલદી આ બધા સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાનો વિચાર જણાવ્યો. પણ આ

વિચાર ઓફિસરોને યોગ્ય લાગ્યો નહિ. તેઓએ આ વિચાર સામે પ્રબળ વાંધો રજૂ કર્યો. બ્રિગેડિયર નવોસવો માણસ હતો માટે તે ઓફિસરોના મત વિરૂદ્ધ કંઇ પણ કામ કરવા તૈયાર નહોતો. છેવટે એવું નક્કી કરવામાં આવ્યું કે સાંજરે સિપાહીઓની બંને પલ્ટણને જુદી જુદી રાખવી. બીજે દિવસે સવારમાં એ બંને પલ્ટણોનાં જુદી જુદી જગાએ હથિયારો ઉતરાવી લેવાં.

ફિરોજપુરના અસ્ત્રાગારમાં દારૂગોળો પુષ્કળ હતો. સૌ પહેલાં અસ્ત્રાગારનાં રક્ષણ માટે બંદોબસ્ત કરવામાં આવ્યો. ૫૭ મી પલ્ટણના કેટલાક સિપાહીઓ અસ્ત્રાગારનું રક્ષણ કરતા હતા. હવે ૬૧ મી યુરોપિઅન પલ્ટણના ૧૦૦ સોલ્જરો અસ્ત્રાગાર પાસે ગોઠવાઇ ગયા. વિપત્તિની વેળા યુરોપિઅન સ્ત્રીપુરુષોને આ સ્થળે અગર છાવણીમાં જઇ આશ્રય લેવાનો સંદેશો છુપી રીતે મોકલવામાં આવ્યો હતો. આ પ્રમાણે બંદોબસ્ત કર્યા બાદ સૈનિકવિભાગના અધિકારીઓ બીજે દિવસે સિપાહીઓને જુદે જુદે સ્થળે નિઃશસ્ત્ર કરવાની પેરવી કરવા લાગ્યા. પરંતુ તેઓની ઇચ્છા ફળી નહિ. પાંચ વાગ્યાને શુમારે એ બંને પલ્ટણોના સિપાહીઓ જુદે જુદે સ્થળે કવાયતના મેદાનપર એકત્ર થયા. ૫૭ મી પલ્ટણ તેના અધિનાયકના હુકમથી અમુક સ્થાને જઇ ઉભી. ૪૫ મી પલ્ટણ બજારમાં થઇ કવાયતના મેદાન ભણી આવવા નીકળી. બજારમાંથી પસાર થતાં જ તે પલ્ટણના સિપાહીઓમાં ઉશ્કેરણીનાં ચિહ્નો જણાવા લાગ્યાં. તેઓને અગાઉથી અધિકારીઓનાં આચરણમાં શંકા પડી હતી. બજારમાંના લોકોના મુખે નાના પ્રકારની વાતો સાંભળી તેઓ બહુજ ઉશ્કેરાઇ ગયા. આ વખત જ એવો હતો કે એક સાધારણ ફુંકથી મોટો ભડકો થાય તેમ

હતું. ત્યાર બાદ જ્યારે તેઓએ બજારમાંથી જતી વેળા થોડે દૂર યુરોપિઅન સૈન્ય અને તોપચીઓને અસ્ત્રાગાર આગળ ગોઠવાઇ ગએલા જોયા ત્યારે તેઓ સ્થિર રહી શકયા નહિ. તેઓમાંના અનેક વિશ્વાસઘાત થયો છે એવા પોકારો કરવા લાગ્યા અને પોતપોતાની ભરેલી બંદુકો સાથે અસ્ત્રાગાર તરફ દોડવા લાગ્યા. પરંતુ બધા સિપાહીઓ તેમની પાછળ દોડયા નહિ. તેઓની પલ્ટણના બીજા સિપાહીઓ નિશ્ચિત સ્થળે ચાલ્યા ગયા.

અસ્ત્રાગારનો બહારનો ભાગ બરાબર સુરક્ષિત નહોતો. તેની આજુબાજુની ખાઇ સુકાઇ ગઇ હતી. એટલે સિપાહીઓ એ ખાઇ સહેલાઇથી પસાર કરી શકયા. તેઓ દિવાલ ઓળંગી અંદરના ભાગમાં કુદી પડયા. પરંતુ જે ઘરમાં હથિયારો રાખવામાં આવ્યાં હતાં તે છ ફૂટ ઉંચી દિવાલથી ઘેરાએલું હતું. ૬૧ મી યુરોપિઅન પલ્ટણના સોલ્જરો તેના દરવાજાનું રક્ષણ કરતા હતા. સિપાહીઓએ એ સોલ્જરો પર હલ્લો કર્યો. આ હલ્લામાં સોલ્જરોનો અધ્યક્ષ ઘવાયો પણ સિપાહીઓને મારી હઠાવવામાં આવ્યા. ૫૭ મી પલ્ટણના સિપાહીઓ કે જે અસ્ત્રાગારનું રક્ષણ કરતા હતા તેનાં હથિયારો લઇ લેવામાં આવ્યાં. આ પ્રમાણે અસ્ત્રાગાર બંડખોરોના હાથમાંથી બચ્યું. તરતજ ૬૧ મી યુરોપિઅન પલ્ટણના બીજા કેટલાક સોલ્જરોને અસ્ત્રાગારના બચાવ માટે મોકલવામાં આવ્યા.

અસ્ત્રાગાર તો સુરક્ષિત થયું પણ છાવણીમાં વ્યવસ્થા જાળવવાનું કામ અસાધ્ય જણાયું. થોડા યુરોપિઅન લશ્કર વડે એકી સાથે બે બાજુનું રક્ષણ થઈ શકે તેમ નહોતું. આથી બજારમાં અને છાવણીમાં બહુ ગડબડ મચી રહી. લોકો લૂટફાટ મચાવવા લાગ્યા. છાવ-

ણીમાંના યુરોપિઅન ઑફિસરોના બંગલા, ભોજનગૃહ, ઉપાસના-મંદિર વગેરે લૂટાયાં ને ભસ્મીભૂત થયાં. રાત્રે બંડખોર લોકોના કોલા-હલ અને ગગનભેદી આગના ભડકા સિવાય બીજું કંઇ દૃષ્ટિગોચર થયું નહિ. આ વખતે અંગ્રેજી ઑફિસરોનાં કુટુંબો યુરોપિઅન છાવ-ણીમાં સુરક્ષિત રહ્યાં હતાં. બંડખોર લોકોએ એ તરફ નજર નાખી નહોતી.

અત્યાર સુધી ૫૭ મી પલ્ટણના સિપાહીઓ પોતાને સ્થળે ઉભા હતા. તેઓમાંના કોઇ ૪૫ મી પલ્ટણના બંડખોર સિપાહીઓ સાથે ભળ્યા નહોતા. જ્યારે સવાર પડી ત્યારે જણાયું કે તેઓમાંના બહુ થોડા ગેરહાજર રહ્યા છે. બ્રિગેડિયર ઇનેસે એ લોકોને જણાવ્યું કે જો તમે યુરોપિઅન છાવણી આગળ ધૈર્યપૂર્વક હથિયારો છોડી દેશો તો હું તમને રાજભક્ત માનવાને તૈયાર છું. બ્રિગેડિયરનાં આ વચનો પર વિશ્વાસ રાખી એ પલ્ટણનો એક ભાગ હથિયાર છોડવા માટે નિર્દિષ્ટ સ્થળે રવાના થયો. બીજો ભાગ પણ તે સ્થળે જવા તૈયાર થયો. પરંતુ એ સમયે ૬૧ મી પલ્ટણના સોલ્જરો ૪૫ મી પલ્ટણના કેટલાક સિપાહીઓ વિરૂદ્ધ આગળ વધ્યા એટલે ૫૭ મી પલ્ટણના સિપાહીઓએ ધાર્યું કે એવી દશા અમારી પણ થવાની. આવા વિચા-રથી તેઓ આમતેમ દોડાદોડ કરવા લાગ્યા. તેઓના ઑફિસરો તેમને શાંત રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓને આ પ્રયત્નમાં વિજય મળ્યો. ધીમે ધીમે આખી પલ્ટણ શાંત થઇ અને નિર્દિષ્ટ સ્થળે જઈ હથિયારો છોડવા લાગી. પણ ૪૫ મી પલ્ટણના સિપાહીઓ વશ થયા નહિ. તેઓ અગાઉની માફક અધિરાઇથી આમતેમ ફરવા લાગ્યા. બ્રિગેડિઅરે તેઓનું અસ્ત્રાગાર નષ્ટ કરવાનો ઠરાવ કર્યો. તર-તજ એ ઠરાવ અમલમાં મૂકવામાં આવ્યો. એક ભયંકર કડાકા સાથે

ફિરોજપુર કંપી ઉઠ્યું. એક ક્ષણમાં ૪૫ મી પલ્ટણના સિપાહીઓનું હથિયારો રાખવાનું મકાન તેમાંના દારૂગોળા સહિત નાશ પામ્યું.

૫૭ મી પલ્ટણનાં હથિઆરો લઇ લેવામાં આવ્યાં. અસ્ત્રાગાર નાશ પામ્યું, અને ૧૦ મી ઘોડેસ્વાર પલ્ટણ વફાદાર રહી ત્યારે ૪૫ મી પલ્ટણના સિપાહીઓની બધી આશા નિર્મૂળ થઇ ગઇ. તેઓ હવે પોતપોતાના પોશાક તથા હથિયારો લઈ દિલ્હી ભણી દોડયા. પરંતુ ૬૧ મી પલ્ટણના સોલ્જરો અને ઘોડેસ્વાર પલ્ટણ તેમની પાછળ પડી. આ બધું લશ્કર ફિરોજપુરથી ૧૨ માઇલ દૂર સુધી ગયું. આ પ્રમાણે ૪૫ મી પલ્ટણના સિપાહીઓને નસાડી મૂકવામાં આવ્યા, તેઓમાંના કેટલાક પકડાયા, કેટલાક આજુબાજુનાં ગામડાંમાં છુપાઇ રહ્યા અને કેટલાક દિલ્હી જઇ બંડખોરો સાથે ભળી ગયા.

ફિરોજપુરમાં શાંતિ ફેલાઇ, અસ્ત્રાગાર બચ્યું, છતાં આ ઘટના લાહોરની ઘટના સાથે સરખાવતાં અંગ્રેજોને માટે ગૌરવવાળી અથવા લાભજનક ગણી શકાય નહિ. ફિરોજપુરનું અસ્ત્રાગાર સુરક્ષિત રહ્યું હતું. છતાં ત્યાંની બજાર લુંટાઇ હતી, યુરોપિઅનોના બંગલા ભસ્મીભૂત થઇ ગયા હતા, અને ૪૫ મી પલ્ટણના સિપાહીઓનાં દારૂગોળો રાખવાનાં મકાનનો નાશ થયો હતો. આટલું છતાં ફિરોજપુરનું પ્રસિદ્ધ અસ્ત્રાગાર સુરક્ષિત રહેવાથી સરકારને બહુ લાભ થયો. જો એ અસ્ત્રાગાર સરકારના હાથમાંથી બંડખોરોના હાથમાં ગયું હોત. તેમાંનો ઢગલાબંધ દારૂગોળો બંડખોરોના હાથમાં રહ્યો હોત તો દિલ્હીમાં ફરીથી અધિકાર સ્થાપવાનું કાર્ય બ્રિટિશ સરકારને માટે દુઃસાધ્ય થઇ જાત.

ફિરોજપુરની માફક ફિલોરમાં પણ એક પ્રસિદ્ધ લશ્કરી છાવણી

હતી. માટે ફિરોજપુરની માફક ફિલોરનું રક્ષણ કરવાનું કામ પણ અગત્યનું ગણાતું હતું. ફિલોરનો કિલ્લો જાલંધર અને લુધિયાનાના મધ્ય ભાગમાં તથા દિલ્હી જવાના રાજમાર્ગની બાજુએ આવેલો હતો. કિલ્લાના અસ્ત્રાગારમાં દારૂગોળો પુષ્કળ હતો. કિલ્લાથી થોડે દૂર આવેલી છાવણીમાં ત્રીજી પાયદળ પલ્ટણ રહેતી હતી. ૨૪ માઇલ દૂર આવેલાં જાલંધરનાં મથકમાં ૮ મી યુરોપિઅન પલ્ટણ, એક ઘોડેસ્વાર પલ્ટણ અને ૩૬ તથા ૬૧ મી પલ્ટણના કેટલાક સિપાહીઓ રહેતા હતા. છેલ્લી બે પલ્ટણોના સિપાહીઓ પર અધિકારીઓને શક ઉત્પન્ન થયો હતો. પરંતુ તે શક ઉત્પન્ન થવાની પુરતી સાબીતિઓ મળી શકી નહોતી.

૧૧ મી મે એ દિલ્હી અને મિરતના બનાવના સમાચાર તાર મારફત જાલંધરથી લાહોર ગયા. આ સમાચાર અસ્પષ્ટ હતા. તેમાં અતિશયોક્તિ હશે એવું ધારી અધિકારીઓએ કંઇ તૈયારી કરી નહિ. ત્યારબાદ બીજે દિવસે બધી શંકા ભાગી. અતિશયોક્તિની સંભાવના રહી નહિ. છાવણીનો અધ્યક્ષ મુખ્ય અધિકારીઓ સાથે મસલત કરવા લાગ્યો.

ફિલોરના કિલ્લામાં અંગ્રેજી લશ્કર રાખવાનો ઠરાવ થયો. રાત્રે સિપાહીઓ ન જાણે તેમ છુપી રીતે સોલ્જરોની એક ટુકડી ફિલોર રવાના થઇ. એ સિવાય બીજી બાબતોમાં પણ બહુ સાવચેતી રાખવામાં આવી. યુરોપિઅનોને સુરક્ષિત સ્થળે ખસેડવામાં આવ્યા. તોપો તૈયાર રાખવામાં આવી. છાવણીનો દરેક ઓફિસર આવી પડનારી વિપત્તિ સામે લડવા તૈયાર થઇ રહ્યો. તેઓ પ્રતિક્ષણે ભયંકર પ્રકોપ ફાટી નીકળવાનાં ચિહ્નો નિહાળવા લાગ્યા. થોડો કોલાહલ થાય,

કોઇ કોઇપણ કારણસર ઉતાવળે કદમે દોડાદોડ કરે તો તેઓ માની લેતા કે બંડખોરો આવી પહોંચ્યા છે, હમણાં અમારાં બૈરાં છોકરાં પર હલ્લો થશે. તેઓ રાત દહાડો આવી શંકામાં ને શંકામાં કાળ ગાળવા લાગ્યા. તોપોની પાસે પથરાઓનો ઢગ તૈયાર રાખવામાં આવ્યો હતો. જો ઘોડેસ્વાર સૈન્ય તોપો કબજે કરવા આવે તો આ પથરાનો ઉપયોગ કરવાનું ધાર્યું હતું. પણ જાલંધરમાં કંઇ ન બન્યું. ઓફિસરો ધીમે ધીમે શાંતિપૂર્વક કર્તવ્ય બજાવવા લાગ્યા.

ફિલોરના અંગ્રેજ સેનાનાયકે પણ પોતાના બચાવની તૈયારીઓ કરવા માંડી. એક તારખાતાના અધિકારીની મદદથી કિલ્લામાં તાર ઓફિસ ઉઘાડવામાં આવી. કિલ્લામાં બેઠાં બેઠાં સીધા જાલંધરના લશ્કરી અમલદારો સાથે વાતચીત થવા લાગી. થોડીવારમાં જાલંધર-થી સોલ્જરોની ટુકડી રવાના થયાના સમાચાર મળ્યા. આથી ફિલોરનો લશ્કરી વડો બહુ સંતુષ્ટ થયો. કિલ્લામાં જેટલા અંગ્રેજો હતા તેઓને સજ્જ થવાનો હુકમ આપવામાં આવ્યો. અંગ્રેજોના મુઠીભર સૈનિકો સજ્જ થઇ કિલ્લાનો બચાવ કરવા તૈયાર થઇ રહ્યા. સાંજ પડી એટલે કિલ્લાનાં બારણાં બંધ કરવામાં આવ્યાં, યુરોપિઅન સૈનિકો વારાફરતી દરવાજાપર પહેરો ભરવા લાગ્યા. કોઇ કોઇ દિવાલ પર ચઢી દૂર આવેલી છાવણીના સિપાહીઓ પર બારીક નજર રાખવા લાગ્યા. પરંતુ દૈવયોગે છાવણીમાં તો સંપૂર્ણ શાંતિ છવાઈ રહી હતી. કિલ્લામાં પણ શાંતિ જળવાઈ રહી હતી. રાત્રિ પસાર થઇ. સવારમાં મદદગાર લશ્કર આવી પહોંચ્યું. ફિલો-રના યુરોપિઅનો તેઓનાં આગમનથી બહુ રાજી થયા. કિલ્લાનો દરવાજો ઉઘાડવામાં આવ્યો. જાલંધરના દોઢસો સોલ્જરોએ કિલ્લાનું

રક્ષણ કરવાની જવાબદારી સ્વીકારી લીધી. ફિલોરનો કિલ્લો અંગ્રેજોના તાબામાં રહ્યો. જાલંધરના અધિકારીઓએ છાવણીના દેશી સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાનું ઉચિત ધાર્યું નહિ. કારણકે જાલંધરની આજુબાજુ પુષ્કળ છાવણીઓ હતી. જો જાલંધરના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવામાં આવે તો હોશિયારપુર, કાંગારા, નૂરપુર અને ફિલોરના સિપાહીઓ પોતાના નિઃશસ્ત્ર ભાઇબંધોની મદદમાં સરકાર સામે હથિયારો ઉપાડવા તૈયાર થાય એવો સંભવ હતો. આ વખતે એક તરુણ શિખ રાજાએ જાલંધરના અંગ્રેજ રાજપુરૂષોને બહુ મદદ કરી હતી. કપુરથલાના મહારાજા રણધીરસિંહની મદદ વિના જાલંધરના અંગ્રેજોને બહુ વેઠવું પડત. ઇ. સ. ૧૮૪૬ માં જાલંધર દોઆબ તાબામાં લેતી વેળા કંપનિએ કપુરથલાનાં રાજ્યનો થોડો ભાગ દબાવ્યો હતો. રણધીરસિંહ ઇ. સ. ૧૮૫૩ માં કપુરથલાની ગાદી પર બેઠો હતો. આ વખતે તેની ઉમર માત્ર ૨૬ વર્ષની હતી. આટલી નાની ઉમરમાં પણ તેનામાં અસાધારણ કર્તવ્યનિપુણતા, ધીરજ અને સહનશીલતા હતી. કંપનિએ પોતાના રાજ્યનો થોડો ભાગ દબાવ્યો છતાં તે આ વખતે તેની વિરૂદ્ધ પડયો નહિ. જાલંધરના અંગ્રેજ અધિકારીઓએ જ્યારે મહારાજા રણધીરસિંહની મદદ માગવા પોતાનો દૂત કપુરથલા મોકલ્યો, ત્યારે રણધીરસિંહ જાત્રા કરવા માટે હરદ્વાર ગયા હતા. તીર્થ કરી પાછા ફરતી વેળા તેઓ ૧૧ મી મે એ ફિલોર આવી પહોંચ્યા. એ વખતે તેના કારભારીએ પણ ત્યાં આવી અંગ્રેજ અધિકારીઓએ માંગેલી મદદ બાબત મહારાજ સાથે વાતચીત કરી. મહારાજ રણધીરસિંહ તરત જ જાલંધર ગયા. તેનાં બધાં માણસો અંગ્રેજોની સેવામાં હાજર થયાં.

તે સિવાય તેણે પોતાના પાંચસો સૈનિકો સાથે બે તોપો જાલંધરના ડેપ્યુટિ કમિશનરને સોંપી દીધી. એ બંને તોપો સિપાહીઓનો હુલ્લો અટકાવવા માટે યોગ્ય સ્થળે ગોઠવવામાં આવી. સૈનિકો જેલ અને બીજાં કેટલાંક સ્થળોનો બચાવ કરતા ગોઠવાઇ ગયા. આ સિવાય બીજા ઘણા રાજાઓએ પોતાનું સૈન્ય અંગ્રેજોની સેવામાં સોંપી દીધું હતું.

પંજાબના છેડા પર એક સ્થાન આવેલું હતું. એ સ્થળે સેંકડો સિપાહીઓ રહેતા હતા. છાવણીના મજબુત કિલ્લામાં પુષ્કળ હથિયારો હતાં. આ સ્થળ સૈનિકોમાં અતિ પ્રખ્યાત હતું. આ સ્થળ અગાઉ અફ્ગાનોના કબજામાં હતું. નૌશેરા પાસેનાં ખેરાઇ નામના સ્થળે પંજાબ કેસરીએ પોતાના અસાધારણ રણકૌશલ્યથી અને સરદાર ફુલાસિંહનાં અપાર પરાક્રમથી અફગાનોને હરાવી આ સ્થળે શિખોનો વાવટો ઉડતો કર્યો હતો. જ્યારે શિખ રાજ્ય અંગ્રેજોના કબજામાં આવ્યું ત્યારે આ સ્થળ પણ કંપનિનાં લશ્કરનું મુખ્ય મથક થઇ પડયું. અફગાનો આ સ્થળના બચાવ માટે રણજિતસિંહનો વ્યૂહ ભેદવા આગળ વધ્યા હતા; પણ ફુલાસિંહની અસાધારણ શક્તિથી માર ખાઇ આ સ્થળે સદાને માટે શાંતિમાં સૂતા હતા. ફુલાસિંહ પોતે આ સ્થાન કબજે કરવામાં અસાધારણ વીરત્વ બતાવી સ્વર્ગે સંચાર્યો હતો, અફગાનિસ્તાનના લોકો આ સ્થળની લડાઇ કદી ભૂલી શકે તેમ નથી. રણજિત ગયો, તેનું રાજ્ય ગયું પણ અફગાનોની સ્મૃતિ ગઇ નથી. અફ્ગાનિસ્તાનમાં સેંકડો રાજ્યપરિવર્ત્તનો થયાં પણ બ્રિટિશહિંદની સીમા પર આવેલું પેશાવર પરલોકગત અફગાન-વીરોની અસાધારણ આત્મત્યાગ અને વીરત્વનાં નિદર્શન સ્વરૂપ બની હજુ સુધી અફ્ગાન પ્રજાના હૃદયમાં આલેખાઇ રહ્યું છે.

પેશાવર સિંધુનદીથી ચાળીસ માઇલ અને ખાઇબર ઘાટથી દશ માઇલ દૂર આવેલું છે. આ શહેરનો હિંદ સામ્રાજ્યમાં સમાવેશ થતો હોવા છતાં તેમાં અફગાનિસ્તાનની છાયા સ્પષ્ટ જણાઇ આવે છે. અફગાનિસ્તાનનાં શહેરોની માફક આ શહેરના રાજમાર્ગો ઝાડોની હારથી સુંદર દેખાય છે. અફગાનિસ્તાનમાં નીપજતાં ફળો પેશાવરમાં પુષ્કળ વેચાય છે. અફગાનિસ્તાનની સ્ત્રીઓની પેઠે અહીંની સ્ત્રીઓમાં પણ પડદાનો રિવાજ છે. તે ઉપરાંત અહીંના રહેવાશીઓ સાથે અફગાનિસ્તાનના રહેવાશીઓનું એટલું બધું આકૃતિગત સાદૃશ્ય છે કે ધ્યાનપૂર્વક અભ્યાસ કરનારને આ શહેર અફગાનિસ્તાનનો એક વિભાગ હોય એવું જણાય છે. પેશાવરની છાવણી હિંદની બીજી છાવણીઓના જેવી જ હતી. એના કવાયતના મેદાન પર છ હજાર સિપાહીઓ કવાયત કરી શકતા. છાવણીમાં દિવાલબંધીવાળાં મકાનો અને સીધાસટ રસ્તા હતા. યુરોપિઅન ઓફિસરોને માટે લાલ રંગનાં મકાનો હતાં અને સિપાહીઓને માટે માટીની દિવાલવાળાં ઘાસનાં છાપરાથી ઢંકાએલાં સ્વચ્છ મકાનો હતાં. આ શહેરમાં આગ્રાની પેઠે સંખ્યાબંધ ધર્માંધ મુસલમાનો રહેતા હતાં. પેશાવરનું બજાર ઉચ્છૃંખલ લોકોથી ભરપૂર હતું. પેશાવરની બહાર ૨૫૦૦ ગોરા સોલ્જરો અને ૨૦,૦૦૦ સિપાહીઓ શાંતિ જાળવતા હતા.

પેશાવર બીજા વિભાગોની માફક સુરક્ષિત છતાં વધારે ભય-જનક હતું. અહીંના બધા સિપાહીઓ બંડ ઉઠાવે તો તેને થોડા સોલ્જરો વશ રાખી શકે તેમ નહોતું. એ સિવાય સરહદ પર જે તોફાની જાતો વસતી હતી તે બધી સિપાહીઓ બંડ ઉઠાવે તો તેને મદદ આપવા તૈયાર હતી. ભયંકર વિપ્લવસાગરના બે મોટા તરંગો

જો અહીં અંગ્રેજો સામા ઉછળત તો ૨૫૦૦ સોલ્જરોનો ભાર નહોતો કે તેઓ એ તોફાનની ગતિ અટકાવી શકે.

તોફાની જાતો સિવાય બ્રિટિશ સરકારને એક બીજો સંદેહ ઉત્પન્ન થયો હતો. ખાઇબર ઘાટની પેલેપાર કાબુલ અને કંદહારમાં અફગાનો વસતા હતા. અફગાન અમીર દોસ્તમહંમદ જો કે અંગ્રેજોના પૈસાના બદલામાં મિત્રતા જાળવી રહ્યો હતો છતાં તેના હૃદયમાં પેશાવર ખટકતું હતું. પેશાવર માટે નૌશેરા પાસેનાં મેદાનમાં અફગાન વીરોએ આપેલાં બલિદાનો તે વીસરી ગયો નહોતો. જો કે અત્યારે શિખોનું રાજ્ય નહોતું, અંગ્રેજોએ કંઇ પેશાવર માટે અફગાનોના જીવ લીધા નહોતા, છતાં પોતાનું શહેર પાછું મેળવવા માટે પ્રયત્ન કરવાની ચેષ્ટા તેણે છોડી દીધી નહોતી. જો પશ્ચાત્તાપનો અગ્નિ તેના હૃદયમાં બળતો હતો એ અગ્નિ તેને પેશાવર જીતવાને માટે ઉશ્કેરત. પેશાવર કબજે કરવાનો આવો પ્રયત્ન વિપત્તિપૂર્ણ અને અપરિણામદર્શિતા મૂલક ગણી શકાત પરંતુ જ્યારે હિંદનાં મોટાં મોટાં શહેરોમાં ભયંકર પ્રકોપ ફાટી નીકળ્યો હતો, જેઓ કંપનિનો જમણો હાથ હતા તેઓ કંપનિનો નાશ કરવા તત્પર થયા હતા તેવે વખતે લાંબી નજરને બદલે તાત્કાલિક લાભ તરફ લાગણી ખેંચાઇ જાય એ તદ્દન સ્વાભાવિક છે. જો આ વખતે પેશાવરની છાવણીના બધા સિપાહીઓ બંડ ઉઠાવત, અફગાન અમીર પોતાની ઇચ્છા તૃપ્ત કરવા તેઓને મદદ કરત, અને જંગલી જાતિઓનાં ટોળેટોળાં બ્રિટિશ મુલક પર ઉતરી પડત, તો મુઠીભર સોલ્જરો તેઓને અટકાવી શકત નહિ. કદાચ પેશાવર આગળ જ એ બધા સોલ્જરોની કબર થાત. અમીર જો જેહાદ પોકારત તો સમગ્ર અફ-

ગાનિસ્તાન રણવેશ ગ્રહણ કરત. અફગાનો કંઇ અંગ્રેજ જાતિસમક્ષ પ્રીતિનાં બંધનથી જોડાએલા નહોતા. જેઓએ એક સમયે તેઓને હરાવ્યા હતા, તેઓનાં શોભામય દ્રાક્ષનાં વનોનો નાશ કર્યો હતો, તેઓની મહિમામય રાજધાનીની મહત્તાનો નાશ કર્યો હતો તેઓ આ વખતે તેઓની કૃપા માંગવાના અધિકારી થઇ શકત નહિ. જો આવું બન્યું હોત તો ભવિષ્યનો ઇતિહાસ કેવો લખાત તે કહેવું મુશ્કેલ થઇ પડત. એક સામાન્ય અસાવધાનતાને લીધે આવું ભયંકર પરિણામ આવી શકત. જુદી જુદી જંગલી જાતિઓ એકત્ર થઈ હોત, અફગાનોએ પોતાની અર્ધચંદ્રનાં ચિહ્નવાળી પતાકા ઉડાડી હોત તો ખચિત પેશાવર અંગ્રેજોના હાથમાંથી જાત. આ ભયંકર બનાવ જણાવવાને એક પણ અંગ્રેજ જીવતો રહેત નહિ. પેશાવરની સાથે પંજાબ પણ કંપનિના કબજામાંથી જાત. આમ હોવાથી પેશાવર પર બધા માણસોની નજર ચોંટી રહી હતી. ઉત્તર હિંદના લોકો પેશાવરની હકીકત જાણવાનો આગ્રહ દર્શાવતા હતા. કોઇની સાથે મુલાકાત થતાં જ તેઓ પેશાવરના સમાચાર પૂછતા હતા. પેશાવરના સમાચાર જાણવા ખાતર હિંદીઓ કેવો આગ્રહ રાખતા હતા તે નીચેની એક વાત પરથી બરાબર સમજાશે.

જુન માસના વચલા ભાગમાં અમૃતસરમાં એવા સમાચાર આવ્યા કે સેનાપતિ વિલ્સન સિંધુનદીને કિનારે બે વાર જીત્યો છે, અને ત્યાંથી તે અંબાલાના લસ્કરને જઇ મળ્યો છે. આ એકત્ર સૈન્યની બહાદુરીથી, સિપાહીઓ નાઠા છે. સવારમાં આ સમાચાર અમૃતસર આવી પહોંચ્યા. બરાબર તે જ વખતે, રાજાસાહેબ દયાળ નામના એક કુલીન શિખ સરદારે શિષ્ટાચાર ખાતર અમૃતસરના

એક મુખ્ય અધિકારીની મુલાકાત લીધી. લડાઈમાં જીત મળ્યાના સમાચારથી અધિકારી સાહેબ ખુશમિજાજમાં હતા. તેમણે આ વાત રાજાસાહેબને જણાવી. પરંતુ પેલા સરદારે તે તરફ ધ્યાન આપ્યું નહિ. અમૃતસરના અંગ્રેજો જે સમાચાર સાંભળી આનંદ દર્શાવતા હતા તે તરફ લક્ષ ન આપતાં પેલા સરદારે તે અધિકારીને આગ્રહપૂર્વક પૂછ્યું કે "સાહેબ, પેશાવરના શા સમાચાર છે?" પેલા અધિકારીએ કહ્યું, "ત્યાંના સમાચાર બહુ સારા છે, ત્યાં શાંતિ છે." સરદારે ગંભીર મુખે કહ્યું, "આપે હમણાં જે સમાચાર આપ્યા તે સૌથી ઉત્તમ છે." શિખ સરદારનાં આ વચનો સાંભળી પેલા અધિકારીને નવાઇ લાગી. તેણે તેને પૂછ્યું. "આપ દરરોજ મને પેશાવર વિષે કેમ પૂછો છો?" શિખ સરદારે આ પ્રશ્નનો જવાબ એકદમ આપ્યો નહિ. તેણે ગંભીરપણે પોતાની શાલનો છેડો પકડ્યો, અને તેનો એક ભાગ આંગળીઓ વડે ફેરવવા લાગ્યો. ત્યારબાદ અગાઉની માફક ગંભીરપણે કહેવા લાગ્યો, "જો પેશાવર આપના અધિકારમાં રહેશે તો ઠીક છે, નહિ તો આખું પંજાબ વિદ્રોહનાં વાવાઝોડામાં આ શાલના છેડાની પેઠે ઘૂમશે?" શિખ સરદારનાં આ વચનો સાચાં હતાં. જો સિપાહીઓ વ્યવસ્થાપૂર્વક લડાઇ કરત, અંગ્રેજો જો તેઓનો હલ્લો ખાળી શકત નહિ તો કદાચ આખું પંજાબ ભયંકર વાવાઝોડામાં સપડાત. પેશાવર ફિરંગીઓની વિરૂદ્ધ ઉઠયું હોત તો સુસફજિ, આફ્રીદિ અફગાન વગેરે એકત્ર થઇ અપાર નિડરતા દાખવી અંગ્રેજો સામા જંગ મચાવત. અંગ્રેજો એ સૈન્યની ગતિ અટકાવી શકત નહિ. પંજાબ રેલાઇ જાત, અને મોગલોની રાજધાનીની દુર્ભેદ્ય દિવાલ પણ કાંપી ઉઠત.

આ વખતે પેશાવરમાં સોલ્જરોની ૭૦ મી અને ૮૧ મી પલ્ટણ, તોપરક્ષક સૈનિકોની બે ટુકડીઓ અને બીજી ત્રણ છૂટક ટુકડીઓ મળી ૨૦૦૦થી વધારે સોલ્જરો નહોતા. એથી ઉલટું ૨૧મી, ૨૪મી, ૨૭મી, ૫૧મી, અને ૫૪મી પલ્ટણના સિપાહીઓની સંખ્યા પુષ્કળ હતી. એ સિવાય ઘોડેસ્વાર સૈનિકો પણ હતા. બધા મળીને લગભગ ૭૬૦૦ દેશી સિપાહીઓ હતા. કર્નલ નિકલ્સન અને મેજર એડવર્ડસ આ વિભાગના અધિકારીઓ હતા. બ્રિગેડિયર સિડની કૉટન છાવણીનો અધ્યક્ષ વતો.

૧૨મી મેએ દિલ્હીના સમાચાર પેશાવર આવી પહોંચ્યા. એકાએક આ વિપ્લવના સમાચાર સાંભળી નિકલ્સન અને એડવર્ડસ ચિંતાતુર બન્યા. સેનાપતિ રીડ અને બ્રિગેડિઅર કોટન પણ આ સમાચાર સાંભળી ગમગીન બની ગયા. પેશાવરથી થોડે દૂર ચેમ્બરલેન નામનો એક હોશિયાર સૈનિક પડાવ નાખી પડયો હતો. બ્રિગેડિયરે આવા સંકટના વખતમાં પેશાવરનો બચાવ કરવા માટે તેની સાથે મસલત કરવાની જરૂર જોઇ તેને બોલાવ્યો. ચેમ્બરલેન તરત જ પેશાવર આવી પહોંચ્યો.

૧૩ મી મેએ ચેમ્બરલેનના આવ્યા બાદ એક કે બે કલાકે સેનાપતિ રીડના બંગલામાં અધિકારી મંડળ એકત્ર થયું. શાસન વિભાગના અને લશ્કરી વિભાગના દરેક મુખ્ય અધિકારીઓ આ વખતે અહીં આવી પહોંચ્યા હતા. આ સભામાં એવું ઠરાવવામાં આવ્યું કે આ ગડબડના સમયમાં પંજાબના શાસનવિભાગના તથા લશ્કરી વિભાગના અમલદારોએ એક જ સ્થળે રહેવાની જરૂર છે. સેનાપતિ રીડને સમગ્ર સૈનિક ટુકડીઓનો અધ્યક્ષ બનાવવો. તેને રાવલપિંડી અથવા બીજું જે સ્થળ

યોગ્ય જણાય ત્યાં વડા કમિશનર પાસે રહેવું. વડા કમિશનરે અને વડા સેનાપતિએ એક સ્થળે રહી એકમત થઇ બધું કાર્ય કરવું. આ વખતે લશ્કરી વિભાગના મુખ્ય અધિકારીઓની સત્તા સર્વોપરિ રાખવાનું કાર્ય તદ્દન અવશ્યનું થઇ પડયું હતું. રણકુશળ વીરપુરુષો જેના વડે દોરાતા હોય તેની સત્તામાં હાથ નાખવો એ ઉચિત નહોતું. સેનાપતિની મહત્તા અને રાજ્યશાસન વિભાગના વડા અમલદારને બધી બાબતમાં એકતા જાળવતા જોઇ લોકમાં બ્રિટિશ સત્તા વિષે સારી છાપ પડે એવો સંભવ હતો. રાજ્યના શાસન-વિભાગના વડાને સેનાપતિ સાથે મતભેદ પડે તો લોકોને લશ્કર પર જરા પણ આસ્થા રહે તેમ નહોતું. તેઓ કદાચ સેનાપતિને સત્તા વગરનો જોઇ ભયંકર કાર્ય કરવા તૈયાર થાય અને બ્રિટિશ સામ્રાજ્યના પાયાને ડગમગતો માની તે સામ્રાજ્યની સત્તાના ચુરેચુરા કરી નાખવાનો ધંધો લઇ બેસે એ સંભવિત હતું. તેમાં પણ આવા કટોકટીના વખતમાં તો સેનાપતિ અને મુખ્ય શાસનકર્ત્તા વચ્ચેનો મતભેદ સિપાહીઓનું જોર વધારી સાધારણ પ્રજાને ઉશ્કેરી મૂકવાને પુરતો ગણાય તેમ હતું. આ બધાંનો વિચાર કરી મંત્રણાસભાના સભાસદો સેનાપતિનું મહત્વ જાળવવાનું આવશ્યક ધારવા લાગ્યા અને એકમતે કારભાર ચલાવવા માટે તેને વડા કમિશનર પાસે રાખવાનો વિચાર દર્શાવવા લાગ્યા, સેનાપતિ રીડ લશ્કરનો સર્વોપરિ અધિકારી હતો. તે વૃદ્ધ અને અનુભવી હતો. જો કે એડવર્ડસ કે ચેમ્બરલેન જેવો કાર્યકુશળ કે ખડતલ આદમી નહોતો છતાં ઉમર અને લાંબા અનુભવને લીધે તે ઉંચી પદવીએ પહોંચ્યો હતો. વૃદ્ધ સેનાપતિ હર્બાટ

એડવર્ડ્સ્ વગેરેની શક્તિ અને યોગ્યતા જોઇ તે તેઓની સલાહ મુજબ કાર્ય કરવા તૈયાર થયો.

મંત્રણાસભાના બીજા ઠરાવ મુજબ કામચલાઉ લશ્કર ઉભું કરવામાં આવ્યું. ખાસ વિશ્વાસુ અને કાર્યકુશળ સૈનિક પુરૂષોને આ લશ્કરમાં ગોઠવવામાં આવ્યા. આ લશ્કરનું કાર્ય એ હતું કે જ્યાં જ્યાં સિપાહીઓ યુરોપિઅનો પર હુમલો કરે ત્યાં ત્યાં તેનો બચાવ કરવા માટે જવું. એ સિવાય અટકના કિલ્લામાંના જે સિપાહીઓ પર સંદેહ ઉપજ્યો હતો તે સિપાહીઓને ત્યાંથી ખસેડવાનો ઠરાવ કરવામાં આવ્યો. એ સિવાય એક એવો ઠરાવ થયો કે ભાવી અનિષ્ટને અટકાવવા માટે એક વિશ્વાસુ પઠાણ સરદારની સરદારી નીચે કેટલાક પઠાણોને અટકના કિલ્લા આગળ સિંધુ નદીના ઘાટ પર પહેરો ભરવા રાખવા. વળી સિપાહીઓને એવે સ્થળે રાખવા કે તેઓ ફરકેરણી વખતે એક બીજાની મદદ મેળવી શકે નહિ અને યુરોપિઅનો તેઓને સહેલાઇથી વશ કરી શકે. એ સિવાય એવું ઠરાવવામાં આવ્યું કે બ્રિગેડિયર ચેમ્બરલેને કંઇ પણ વિલંબ ન કરતાં વડા કમિશનરની સલાહ લેવા રાવળપિંડી જવું. આ બધા ઠરાવ સર જૉન લોરેન્સે પાસ કર્યા. ત્યાર બાદ વડા સેનાપતિ એન્સનના મત મુજબ બ્રિગેડિયર ચેમ્બરલેનને કામચલાઉ લશ્કરનો અધ્યક્ષ બનાવવામાં આવ્યો.

૧૬ મી મેએ સેનાપતિ રીડ અને બ્રિગેડિયર ચેમ્બરલેન રાવળપિંડી આવી પહોંચ્યા, એ દિવસે હર્બર્ટ એડવર્ડ્સ પણ વડા કમિશનરના હુકમથી રાવળપિંડી તરફ ચાલ્યો. સર જૉન લોરેન્સ દીર્ઘ દૃષ્ટિવાળો તેમજ ઝીણી બુદ્ધિવાળો માણસ હતો. સ્થૂલ બુદ્ધિવાળો માણસ વિપત્તિ વખતે પોતાની જ ચિંતા રાખે છે, પરંતુ જે દીર્ઘ દૃષ્ટિવાળો, ધીર પ્રકૃતિવાળો

અને ભવિષ્યદૃષ્ટા હોય છે તે વિપત્તિવેળા કેવળ પોતાની જ ચિંતામાં પરોવાઇ રહેતો નથી. તેની નજર આગળ તો સમગ્ર વિષય તરવરી રહે છે. તે ભવિષ્યનો વિચાર કરી બધી બાબત પર ધ્યાન આપે છે. તે વર્ત્તમાનકાળની પેઠે ભવિષ્યકાળ પર પણ પુરતું લક્ષ આપે છે. સેનાપતિ હ્યુવેટે ધાર્યું હતું કે જ્યારે હું મિરતમાં છું, તો પછી કેવળ મિરતનો બચાવ કરવો એજ મારૂં કર્તવ્ય છે. આવા વિચારથી તેણે દિલ્હી તરફ ધ્યાન આપ્યું નહોતું. તેના અંતઃકરણમાં કેવળ મિરતની ચિંતા જાગ્રત હતી. પરંતુ સર જોન લોરેન્સ તો પંજાબમાં બેઠો બેઠો આખા હિંદનો વિચાર કરવા લાગ્યો. ઉદારતાસુલભ શાંત ભાવ વડે, દીર્ઘદૃષ્ટિસુલભ વિશાળ જ્ઞાન વડે, ધીરતાસુલભ પરિણામનાં ચિંતન વડે તે બધો મામલો સમજી ગયો હતો. તેણે પોતાની કાર્યપદ્ધતિ અમુક સ્થાનમાં બાંધી રાખી નહિ, ને કેવળ અમુક સ્થાનનો બચાવ કરી બેસી રહ્યો નહિ. તે કેવળ એમ કહીને કર્તવ્ય બજાવવા લાગ્યો નહિ કે હું પંજાબનો અધિપતિ હોવાથી કેવળ પંજાબનો બચાવ કરવો એજ મારો ધર્મ છે. પંજાબ સિવાયના બીજા કોઇ પણ પ્રદેશ માટે હું જવાબદાર નથી. આ વખતે આખું હિંદ ટકાવી રાખવું એ તેનું કર્તવ્ય ગણાયું હતું. આથી તે કેવળ પંજાબ માટે ચિંતા કરતો નહોતો. સામ્રાજ્યના બચાવ માટે પંજાબ છોડવું પડે તો તે તેમ કરવાને પણ તૈયાર હતો. સર જૉન લોરેન્સ આવું ભારે કાર્ય પાર પાડવાનો દૃઢ સંકલ્પ કરી કાર્યક્ષેત્ર પર ઉતર્યો. તેણે કર્તવ્ય બજાવવામાં એટલી બધી એકાગ્રતા દર્શાવી કે તે છેવટે હિંદનો સર્વોપરિ અધિકારી થયો.

સર જૉન લોરેન્સે પ્રથમ શિખ અને અફગાનોનું નવું લસ્કર

ઉભુ કર્યું. તેના આ કાર્યથી ઘણા માણસો બહુ નવાઈ પામ્યા. પરંતુ તે પોતાના ઠરાવમાં મક્કમ રહ્યો. તેને દૃઢ ખાત્રી થઇ હતી કે પંજાબના શિખો કદી પણ હિંદુસ્થાની સિપાહીઓ સાથે એક ઉદ્દેશ પાર પાડવા જોડાશે નહિ. એક વખતે અફગાનો શિખોના હરીફ તરીકે લડાઇના મેદાનપર લડી ચૂકયા હતા. સિપાહીઓ અત્યારે મોગલોની પ્રસિદ્ધ રાજધાનીમાં એકત્ર થઇ પોતાની સત્તા સ્થાપવા તૈયાર થયા હતા. શિખ સમ્પ્રદાયના ધર્મગુરુ તેગબહાદુર એ રાજધાનીમાં માર્યા ગયા હોવાથી દિલ્હી શિખોને માટે વિદ્વેષ બુદ્ધિનું ઉદ્દીપક બન્યું હતું. તેઓ દિલ્હીને ગમે તે પ્રકારે જીતવા માગતા હતા. મોગલોએ જેઓની સત્તાનો નાશ કરવા અપાર પ્રયત્નો કર્યા હતા, દયા માયાને નવ ગજના નમસ્કાર કરી દુર્દાન્ત દાનવોની માફક જેઓનું લોહી રેડયું હતું, તેઓની રાજધાની કબજે કરવી અને તેઓની સમક્ષ પોતાની મહત્તા દર્શાવવી એ ખાલસા સૈનિકોને બહુ ગમતું હતું. આ અભિપ્રાય સિદ્ધ કરવા માટે તેઓ દિલ્હીમાંના સિપાહીઓની સત્તા તોડવાની આનાકાની કરે તેમ નહોતું. આ તરફ દિલ્હીના મોગલો સાથે અફગાનિસ્તાનના અફગાનોને બનતું નહોતું. મોગલોએ એક વખતે અફગાનિસ્તાનના ડુંગરાળ પ્રદેશપર સત્તા જમાવી હતી. અફગાનો પણ એક સમય મોગલોનું લોહી રેડવા તૈયાર થયા હતા. આથી એકવાર ફરીથી મોગલોની રાજધાની પર હલ્લો કરવામાં અને તેઓની સત્તા તોડી પાડવા માટે સિપાહીઓ સાથે લડાઇ કરવામાં અફગાનો ઉદાસીનતા બતાવે તેમ નહોતું. સર જૉન લોરેન્સ પોતાની તીક્ષ્ણ બુદ્ધિના બલ વડે આ બાબત સ્પષ્ટ રીતે સમજી શકયો હતો. એ ખાતર તે પોતાનું બળ વધારવા માટે અફગાનો ને શિખોની મદદ લેવા તૈયાર

થયો. ગંવર્નર જનરલે પણ આ ઠરાવને અનુમોદન આપ્યું. તેણે પ્રથમ થોડા લોકોને સૈનિક દલમાં પ્રવેશ કરવાની રજા આપી. છેવટે એ ટુકડી વધારવામાં આવી. સર જોન લોરેન્સ પોતાનાં નવાં ઉભાં કરેલાં સૈન્યોની મદદ વડે કર્તવ્ય બજાવવા તૈયાર થયો.

નવાં સૈન્યો ઉભાં કરવાની સાથે બીજી પણ તૈયારીઓ થવા લાગી. પોલિસોની સંખ્યા વધારવામાં આવી. તેઓ અગાઉ કરતાં વધારે સાવચેતીથી કર્તવ્ય બજાવવા લાગ્યા. પંજાબનાં જુદાં જુદાં સ્થળો પર પહેરગીરો રાખવામાં આવ્યા. જે માણસ ફકીર કે સાધુના વેશમાં સિપાહીઓને ઉશ્કેરે તેને પકડવા માટે યોગ્ય ઉપાયો લેવામાં આવ્યા. તેજુરીના બચાવ માટે પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો. વિપત્તિ વખતે કંપનિના પૈસા બંડખોરોનું બળ વધારવામાં સાધનભૂત ન નીવડે એ ખાતર અગાઉ કરતાં વધારે સાવચેતી રાખવામાં આવી. તે ઉપરાંત સાધારણ પ્રજાનાં જીવન અધિકારીઓની ઇચ્છાને અધીન કરવા માટે અતિશય સખત કાયદા રચવામાં આવ્યા. દિવાની વિભાગના દરેક અમલદારને જે કોઇ માણસ બંડખોર જણાય તેને ફાંસીએ લટકાવવાની સત્તા આપવામાં આવી. આ પ્રમાણે અલાહાબાદની માફક પંજાબમાં પણ ભયંકર યમદંડ ફેરવવાની વ્યવસ્થા થઇ. સિપાહીઓએ જેઓનાં બૈરાં છોકરાંનું લોહી રેડયું હતું, જેઓને પજવવામાં બાકી રાખ્યું નહોતું તેઓના સ્વદેશ બાંધવોના હાથમાં સાધારણ પ્રજાની જીવનદોરી સોંપવામાં આવી. આ વખતે તે લોકોની બુદ્ધિ શાંત નહોતી, તેઓનાં હૃદયમાં વેર વાળવાની આગ સળગતી હતી. આવા લોકો ન્યાયાસનની મર્યાદા જાળવવાને અશક્ત નીવડે એ સ્વાભાવિક છે. આવી શંકા હોવા છતાં સાધારણ પ્રજાનાં ટોળેટોળાં

તેઓની સમક્ષ જીવન મરણના સંધિ સ્થળે આવી ઉભાં રહેતાં. આ સમયે ન્યાયાધીશોએ કેવું નિષ્પક્ષપાતપણું દર્શાવ્યું હતું, કેવી ઉદારતા દર્શાવી સાધારણ પ્રજાના આશીર્વાદ વહોરી લીધા હતા, તે બાબત ઇતિહાસની આરસીમાં પ્રતિફલિત થઇ નથી એ ભારે દિલગીરીની વાત છે.

એવું કહેવાય છે કે બંડખોર મુસલમાનો દૂરનાં સ્થળો પરથી પંજાબના સિપાહીઓને ધર્મનું રક્ષણ કરવા માટે એકત્ર થવાના પત્રો લખતા હતા. આ બધા પત્રો અધિકારીઓના હાથમાં આવ્યા. એ પત્રોમાં જણાવવામાં આવ્યું હતું કે ફિરંગીઓ જુદી જુદી યુક્તિઓ વડે આપણો ધર્મ નષ્ટ કરવા માગે છે. તે ખાતર તેઓએ ચરબીવાળા ટોટા વાપરવાનો હુકમ આપ્યો છે. ધર્મનિષ્ઠ મુસલમાનો સ્વધર્મનાં રક્ષણ માટે દૃઢ પ્રતિજ્ઞા લઈ બેઠા છે. આવા પત્રો અધિકારીઓના હાથમાં આવ્યાથી તેઓ સમજી ગયા કે વિપ્લવ ચેપી રોગની પેઠે ફેલાતો જાય છે. આ વખતે સાધારણ પ્રજા ધર્મભ્રષ્ટ થવાની બીકે બહુજ ઉશ્કેરાઇ ગઈ હતી એમાં તો કશો શક નથી. સરકારના દોષથી હો કે પ્રજાનાં અજ્ઞાનને લીધે હો પણ આ સંદેહ કેમે કર્યો નષ્ટ થતો નહોતો. તેમાં વળી સરકારના અન્યાયને ભોગ થઇ પડેલા લોકો ગમે તેવી ખોટી તદબીરો કરી લોકોને ભમાવતા હતા. મુસાફરી કરતા મુસાફરોના વેશમાં, ધર્મનિષ્ઠ ફકીરના વેશમાં કે ઉદાસી જોગીના વેશમાં તેઓના છુપા જાસુસો જુદાં જુદાં સ્થળોના સિપાહીઓમાં ભળી તેઓમાં ઉશ્કેરણી ફેલાવતા હોય એમાં કંઇ નવાઈ જેવું નથી. એમ પણ હોઇ શકે કે એ લોકોએ આવા પત્રો જુદાં જુદાં સ્થળે રવાના કર્યા હોય, જેઓએ આવા પત્રો

લખ્યા હતા તેઓએ ઝાઝી અક્કલ વાપરી નહોતી. તેઓમાં દીર્ઘદૃષ્ટિની ખામી હતી. અનુભવની ખામીને લીધે તથા બીજાની ઉશ્કેરણીને લીધે તેઓમાં જે શંકા ભરાઇ બેઠી હતી તે ગંભીર શંકાને લીધે જ તેઓ હિંદના નકશાપરથી લાલ રંગ ભૂસી નાખવા તત્પર થયા હતા. તેઓમાં ઉદ્યમની ખામી નહોતી. પરંતુ તેઓ સમગ્ર ભારતવાસીઓને એકસંપ કરી શક્યા નહોતા. તેઓએ લખેલા પત્રોથી, તેઓએ ઉડાડેલી વાતોથી, તેઓએ જાહેર કરેલી દંતકથાઓથી સમગ્ર સિપાહીઓએ સરકાર સામું બંડ ઉઠાવ્યું નહોતું. રાજપુરુષોએ ધીરજ રાખી હોત તો અનેક વફાદાર સિપાહીઓ પોતાના માલીકના પક્ષમાં ઉભા રહેત. પરંતુ ગંભીર સંદેહને વશ થઇ તેઓએ પોતાના મગજપરનો કાબુ ગુમાવ્યો હતો. તેઓ પણ સાધારણ લોકોની પેઠે સંદેહવશ થયા હતા. તેઓ ટપાલમાં આવતા પત્રો પરથી અથવા કોઇ નવતર માણસને સિપાહીઓ સાથે વાત કરતો જોઈ ધારી લેતા કે હિંદના બધા સિપાહીઓ બળવો ઉઠાવવા તૈયાર થયા છે, અને અમારી સત્તા તોડી પાડવાની દૃઢ પ્રતિજ્ઞા કરી બેઠા છે.

હવે નિકલ્સને યુરોપિઅનોના બચાવ માટે પહાડી જાતોની મદદ માગી. પહાડી જાતો ૧૮૪૦ ની સાલનો બનાવ વિસરી ગઇ નહોતી. અફગાનોના હલ્લાથી અંગ્રેજોએ કેવો માર ખાધો હતો તે બનાવ હજુ તેઓની સ્મૃતિમાં તાજો હતો. આથી આ વખતે એ જાતિના સરદારોએ વિચાર કર્યો કે કદાચ આ વખતે પણ અંગ્રેજોની એવી જ બુરી દુર્દશા થશે. તેઓએ નિકલ્સનને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે " આપ સામા પક્ષ કરતાં વધારે જોરાવર છો એ બાબતની ખાત્રી નહિ આપો ત્યાં સુધી અમે મદદ આપવા

ઇચ્છતા નથી." પરંતુ નિકલ્સન આ જવાબથી કાયર થઇ જાય તેવો નહોતો. તે પોતાની બુદ્ધિ પર વિશ્વાસ રાખી આ ભયંકર વિપ્લવની ગતિ અટકાવવા તત્પર થયો.

કર્નલ એડવર્ડસ મે ની ૨૧ મી તારીખે પાછો પેશાવર આવ્યો. એ સમયે આકાશ વાદળાંથી ઘેરાએલું હતું, સૂર્યનો પ્રકાશ ગાઢ વાદળાં ભેદી બહુ જુજ પ્રમાણમાં પૃથ્વી પર ફેલાતો હતો. એડવર્ડસ આ તડકા છાયાની લીલા જોતો જોતો પેશાવર આવી પહોંચ્યો. કોટન અને નિકલ્સને આવા જલદાચ્છન્ન આકાશ તળે પોતાના કાર્યકુશળ મદદગારને આવકાર આપ્યો. પ્રકૃતિની માફક તેઓનાં અંતઃકરણમાં પણ દિલગીરીની છાયા છવાઇ રહી હતી. તેઓ અરસપરસ ભેટ્યા ખરા પણ તેથી તેઓનો સંદેહ દૂર થયો નહિ. તેઓ પ્રતિક્ષણે આવી પડનારી વિપત્તિના ભણકારા સાંભળવા લાગ્યા. હિંદુસ્થાની સિપાહીઓ એકજથ્થે ન થઈ શકે માટે બ્રિગેડીયર કોટને તેઓને છુટા છુટા રાખ્યા હતા. તેઓની પાસે યુરોપિઅન સૈનિકો તોપો ભરી તૈયાર રહ્યા હતા. સિપાહીઓ અધિકારીઓની આવી વર્ત્તણુક જોઇ વધારે શંકાશીલ બનતા હતા. મિરત અને દિલ્હીના સમાચારે તેઓનાં દિલ ઉંચાં બનાવ્યાં હતાં. પહાડી જાતો ઉત્સુકતા સહિત સિપાહીઓની ગતિ નિહાળી રહી હતી. કાબુલના બનાવ પર આધાર રાખી તેઓ આ વખતે અંગ્રેજો હારશે એમ માની બેઠી હતી. તેઓ તટસ્થ રહી બંને બાજુનો કાર્યકલાપ જોઇ રહી હતી. જો તેઓ સિપાહીઓને અંગ્રેજો કરતાં વધારે બળવાન જોઇ શકત તો તેઓ અંગ્રેજો પર તૂટી પડત અને પ્રકોપની ભયંકર છાયાને મસ્તમય બનાવી દેત. આથી તે લોકો આ વખતે નિશ્ચેષ્ટ બેઠા છતાં સર્વ રીતે ઉદાસીન

રહ્યા નહોતા. તેઓ તો કેવળ કોના પક્ષમાં ભળવું તે નક્કી કરવામાં જ ગુંથાએલા હતા.

૨૧ મી મે ની રાત્રે એડવર્ડસ અને નિકલ્સન એક બંગલામાં સૂતા. પરંતુ સૂતાં છતાં તેઓને જંપ ન વળ્યો. દૂરનો જનકોલાહલ શાંત પડ્યો હતો, માણસો થાક ઉતારનારી નિદ્રાદેવીના ખોળામાં જંપી ગયાં હતાં, ત્યારે એડવર્ડસ અને નિકલ્સનના હૃદયમાં નિરાશાનાં મોજાં ઉછળતાં હતાં. તેઓને ખાત્રી થઇ હતી કે રાત પૂરી થાય તે પહેલાં સિપાહીઓ બંડ ઉઠાવશે. અમારે ભયંકર વિપ્લવની ગતિ અટકાવવા માટે ભયંકર કાર્ય કરવું પડશે. તેઓ પથારીમાં તરફડિઆં મારતા મારતા કેવળ આ ચિંતા કરતા હતા. તેઓ જ્યારે મધરાતના શાંત સમયે આવી ચિંતામાં તલપાપડ થતા હતા ત્યારે પેશાવરથી ૨૪ માઇલ દૂર આવેલ નૌશેરાથી એક કાસદે આવી જણાવ્યું કે ત્યાંની ૫૫ મી પલ્ટણે સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું છે. આ ખબર મળતાં જ એડવર્ડસ અને નિકલ્સન બ્રિગેડિયર કોટનને બંગલે આવી પહોંચ્યા. બ્રિગેડિયરે જાગી જોયું તો જણાયું કે પોતાના બે સાથી પથારી પાસે બેઠા છે. એડવર્ડસ અને નિકલ્સને જણાવ્યું કે નૌશેરાની ૫૫ મી પલ્ટણે બંડ ઉઠાવ્યું છે, ત્યાંની ૧૦ મી ઘોડેસ્વાર પલ્ટણ પણ કદાચ તેઓને જઇ મળશે. માટે અત્યારે પેશાવરના સૈનિકોને નિઃશસ્ત્ર કરી પહાડી પ્રદેશના વતનીઓની ભરતી કરવી જોઇએ. આ કાર્ય અનાયાસે થાય તેવું નહોતું. પરંતુ નિકલ્સન અને એડવર્ડસ તો આ કાર્ય કરવાની દૃઢ પ્રતિજ્ઞા લઇ આવ્યા હતા. તેઓ જરાપણ ડગ્યા નહિ. પેશાવરની પાંચ પલ્ટણોમાંથી[1] ૪ ને નિઃશસ્ત્ર કરવાનો ઠરાવ થયો. બ્રિગેડિયરે

---

૧. પાંચમી ઘોડેસ્વાર પલ્ટણ અને ૨૧, ૨૪, ૨૭ અને ૫૧ સી પાયદળ પલ્ટણ.

આ ઠરાવને અનુમોદન આપ્યું. બીજે દિવસે સવારમાં ચારે પલ્ટણોને નિઃશસ્ત્ર કરવાનું નક્કી થયું. બાકી રહેલી પલ્ટણ ( ૨૧ મી ) બહુ જુની હોવાથી તેને છાવણીમાં રાખવાનો ઠરાવ થયો.

હવે વખત ગુમાવવા જેટલો સમય નહોતો. જે પલ્ટણોને નિઃશસ્ત્ર કરવાની હતી તેના ઓફિસરોને બોલાવવામાં આવ્યા. બ્રિગેડિયરના હુકમથી ઓફિસરો સૂર્યોદય પહેલાં હાજર થયા. કોટને, એડવર્ડ્સ અને નિકલ્સન સમક્ષ તેઓને જણાવ્યું કે મેં સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાનો ઠરાવ કર્યો છે. ઓફિસરો કોટનનાં આ વચનો સાંભળી શાંત રહી શકયા નહિ. તેઓને પોતપોતાની ટુકડીમાં પૂરેપૂરો વિશ્વાસ હતો. જે ટુકડીનાં પરાક્રમને લીધે તેઓ વીરેન્દ્ર સમાજમાં વખણાઇ ચૂક્યા હતા તે ટુકડી હથિયારચ્યુત થવાની છે એ વાત સાંભળી તેઓ અધીરા થઇ ગયા. તેઓ બહુજ ગમગીન થઇ બ્રિગેડિયર સમક્ષ પોતાનો વાંધો રજૂ કરવા લાગ્યા. એક જણે તો એટલે સુધી કહ્યું કે મારી ટુકડીના સિપાહીઓ આવું અપમાન કદી સહન કરી શકશે નહિ. તેઓ નક્કી કવાયતના મેદાનપર ઉશ્કેરાઇ જઇ તોપો કબજે કરવા દોડશે અને તેઓને જે હથિયારો ઉતારવાનો હુકમ આપવામાં આવશે તેજ હથિયારો વડે તેઓ યુરોપિઅનોનું લોહી રેડશે. દેશાવરના સિપાહીઓ પોતાના ઑફિસરોને આટલા બધા પ્રિય હતા. ઓફિસરોને પોતાના સિપાહીઓ પર એટલો બધો વિશ્વાસ હતો કે ખુદ બ્રિગેડિયર સમક્ષ આવાં વચનો ઉચ્ચારતાં તેઓ અચકાયા નહોતા, અને આવા કટોકટીના સમયમાં તેઓને પોતાના વિશ્વાસુ સિપાહીઓ પર અવિશ્વાસ આવ્યો નહોતો. પરંતુ એડવર્ડ્સ અને નિકલ્સનની માફક બ્રિગેડિયર કોટન પણ સિપાહીઓને નિઃશસ્ત્ર કર-

વાની પ્રતિજ્ઞા લઇ બેઠો હતો. તેણે ઓફિસરોની આવી વાતો પર બિલકુલ લક્ષ ન આપ્યું. ઓફિસરો જ્યારે પોતાનો વાંધો રજૂ કરતા હતા ત્યારે એડવર્ડસે કંટાળી જઇ કહ્યું કે "આ બાબતનો નિવેડો કરવાનું કામ કેવળ બ્રિગેડિયરનું જ છે." આ વચનોપર લક્ષ આપી કોટને ગંભીરપણે કહ્યું કે, "હું મારા સત્તાનુસાર જણાવું છે કે સિપાહીઓ અગાઉના ઠરાવ મુજબ નિઃશસ્ત્ર થશે જ." બ્રિગેડિયરનાં આ છેલ્લાં વચનો સાંભળી ઓફીસરો ચુપ રહી ગયા. હવે તેઓના મુખમાંથી એક પણ વચન બહાર પડયું નહિ. તેઓએ નીરવપણે પોતાના અધ્યક્ષનો હુકમ માથે ચડાવ્યો. તેઓ એ હુકમ મુજબ તૈયાર થવા માટે ઘર તરફ રવાના થયા.

અગાઉ જણાવ્યું છે કે બંડ ઉઠાવતી વેળા સિપાહીઓ એકત્ર ન થઇ શકે માટે કોટને બધા સિપાહીઓના બે વિભાગ પાડી એ બંને વિભાગને જુદે જુદે સ્થળે રાખ્યા હતા. હવે એવું નક્કી કરવામાં આવ્યું કે બ્રિગેડિયરે એડવર્ડસ સાથે એક બાજુએ જવું અને નિકલ્સને એક બીજા યુરોપીઅન સેનાપતિ સાથે બીજી બાજુએ જવું. બંને બાજુએ સોલ્જરોને ગોઠવવા. આ પ્રમાણે બંદોબસ્ત થયો. આ વખતે સેનાપતિ અને તેના મદદગારો એડવર્ડસ તથા નિકલ્સનની ચિંતાનો પાર નહોતો. તેઓ હજારો ભયંકર કલ્પનાઓ કરતા કરતા કર્તવ્ય બજાવવા તૈયાર થયા! સિપાહીઓના ઓફિસરોએ પોતપોતાની ટુકડીને યોગ્ય સ્થળે ગોઠવી દીધી. સિપાહીઓ કંઇ પણ ગરબડ ન કરતાં પોતાના ઓફિસરોના હુકમ મુજબ ગોઠવાઇ ગયા. થોડે દૂર યુરોપિઅન સૈનિકો તેઓનાપર હુમલો કરવા તૈયાર થઇ ઉભા. જો સિપાહીઓ સેનાપતિનો હુકમ પાળવામાં આનાકાની કરે કે તરત

સોલ્જરો તેમના પર તૂટી પડવા તૈયાર હતા. પરંતુ તેઓએ કંઇ પણ ગડબડ કરી નહિ. તેઓ પોતાના ઓફિસરોના હુકમ મુજબ હથિયારો ઉતારી એક જગાએ ઢગલો કરવા લાગ્યા. આ પ્રમાણે હથિયારોનો મોટો ઢગ થયો છતાં તેઓએ કશી ઉશ્કેરણી બતાવી નહિ. પોતાના અનુરક્ત સિપાહીઓનું આવું દારૂણ અપમાન ઓફિસરોથી સહન થયું નહિ. પોતાના વિશ્વાસુ સિપાહીઓ નીચાં મોં કરી પોતાનાં લશ્કરી ચિહ્નો છોડવા લાગ્યા, બહાદુરી સૂચક હથિયારોનો ઢગ કરવા લાગ્યા ત્યારે તેઓની ધીરજ ખૂટી ગઇ. પોતાના બહાદુર સાથીઓને હથિયાર વિનાના જોઇ તેઓને બહુજ શરમ આવી. ગંભીર અનુતાપથી, દુઃસહ દુઃખથી તેઓમાંના કોઈ કોઇએ પોતાનાં હથિયારો સિપાહીઓનાં હથિયારોના ઢગ પર ફેંકી દીધાં. આ પ્રમાણે સિપાહીઓ તરફ સહાનુભૂતિ દર્શાવવામાં આવી અને જે અધિકારીઓના હુકમથી પોતાના વિશ્વાસુ માણસોનું અપમાન થયું હતું તે અધિકારીઓ તરફ મૂંગો તિરસ્કાર દર્શાવવામાં આવ્યો.[૧]

બ્રિગેડિયર કોટન સિપાહીઓને શાંત રહેલા જોઇ બહુ ખુશી થયો. નિઃશસ્ત્ર સિપાહીઓ છાવણી તરફ ચાલ્યા ગયા. બિનગડબડે આવું મહાન કાર્ય પાર પડયું. એડવર્ડ્સ આ સંબંધમાં લખે છે કે "જ્યારે અમે સિપાહીઓને નિઃશસ્ત્ર કરવા જતા હતા ત્યારે અમારી સાથે થોડા સ્થાનિક માણસો આવ્યા હતા; તેઓનાં મોં પરથી જણાતું હતું કે તેઓ કયો પક્ષ જીતે છે એ જાણવા માટે આવતા હતા.

---

૧. કર્નલ એડવર્ડ્સે આ બાબતમાં લખ્યું છે કે "જ્યારે સિપાહીઓનાં હથિયારો ગાડીઓ પર ચઢાવવામાં આવતાં હતાં ત્યારે અંગ્રેજ ઓફિસરોની તરવારો ચો બાજુએથીએ ગાડીઓમાં ફેંકાઇ હતી."

નિ:શસ્ત્ર કરવાનું કામ પૂર્ણ થયે અમે પાછા ફર્યા ત્યારે ગ્રીષ્મઋતુની માખીઓની પેઠે લોકોનાં ટોળે ટોળાં અમારી આજુબાજુ ફરી વળ્યાં. તેઓ બધા સૈન્યમાં જોડાવા ઇચ્છતા હતા. અમને એ બધા લોકોને લશ્કરમાં જોડતાં બહુ મહેનત પડી.” પેશાવરના પહાડી લોકો આંખો ફાડી ફાડીને આ બનાવ જોતા હતા. જો આ વખતે અંગ્રેજોનું બળ નીચું નમ્યું હોત તો તેઓ જુસ્સાભેર તૂટી પડત અને કદાચ અંગ્રેજોનાં લોહીથી પેશાવરની તળેટી રંગાઇ જાત.

પેશાવરના નિ:શસ્ત્ર સિપાહીઓ છાવણીમાં ગયા ખરા, પરંતુ તેઓનાં હૃદયમાં શાંતિ માટે લગારે સ્થાન નહોતું. તેઓ પોતપોતાની પદવી છોડી બેઠા હતા, દારૂણ અપમાન વેઠી રહ્યા હતા. દરેક બાબતમાં તેઓની અધોગતિ થઇ હતી. તેમના ઓફિસરોએ જ્યારે સહાનુભૂતિ દર્શાવવા ખાતર પોતાનાં હથિયારો ફેંકી દીધાં ત્યારે દારૂણ વેદનાથી તેઓ અધીરા બની ગયા હતા. તેઓના હૃદયમાં શાંતિ નહોતી, અંતઃકરણમાં સંતોષ નહોતો, દરરોજનાં કાર્યમાં ઉત્સાહ કે એકાગ્રતા નહોતી. તેઓ પોતાનાં ભવિષ્ય તરફ નજર કરી હતાશ થઇ ગયા હતા. નિ:શસ્ત્ર થયા બાદ જ્યારે તેઓ છાવણીમાં ગયા ત્યારે તેઓને એક બીજો સંદેહ પેદા થયો. તેઓએ ધાર્યું કે કદાચ સોલ્જરો અમારો નાશ કરવા આવશે તો કદાચ તોપોના ગોળા અમારાં શરીરોનો નાશ કરશે તો? આવા સંદેહને વશ થઇ કેટલાક સિપાહીઓ છાવણી છોડી નાઠા. કોઈ ડુંગરાળ પ્રદેશમાં જઇ ભરાયા તો કોઇ દૂરનાં જંગલમાં જઇ છુપાઇ રહ્યા. પેશાવરના અધિકારીઓ આથી ચિંતાતુર બની ગયા. સિપાહીઓ હથિયાર વિનાના હતા છતાં આજુબાજુની પહાડી પ્રજા પાસે હથિયારોનો તોટો નહોતો. એ હથિયારો બ્રિટિશ હથિયારો

જેવાં ઉત્કૃષ્ટ નહોતાં છતાં ભયંકર કાર્ય સાધવા જેટલી શક્તિ ધરાવતાં હતાં. નિઃશસ્ત્ર સિપાહીઓ પહાડી જાતો સાથે ભળી તેઓનાં હથિયારથી સજ્જ થાય તો ભયંકર પરિણામ ઉપજાવી શકે તેવું હતું; આવા સંદેહથી પેશાવરના સેનાપતિએ નાસી ગયેલા સિપાહીઓને પકડવાનો પ્રયત્ન શરૂ કર્યો. ઘણા સિપાહીઓ પકડાયા. કેટલાકને ગામડીઓએ પકડી લશ્કરી સત્તાવાળાઓને હવાલે કર્યા. સેનાપતિની રજા સિવાય છાવણી છોડવાના ગુના સબબ એ સિપાહીઓ પર લશ્કરી અદાલતમાં કામ ચાલવા લાગ્યું. છેવટે ૫૧ મી પલ્ટણના સુબેદારને ફાંસીની સજા થઇ. તથા એજ પલ્ટણના એક હવાલદારને અને એક સિપાહીને થોડા દિવસની કેદની સજા થઇ. આ છેલ્લી સજા બહુ હલકી હોવાથી કોટન અને એડવર્ડસ બહુ ગુસ્સે થયા. કેદની સજા તેઓને પુરતી જણાઇ નહિ, આ પરથી જણાય છે કે તેઓ તો સિપાહીઓનો નાશ કરવાનો સંકલ્પ કરી બેઠા હતા. આ વખતે સમગ્ર પેશાવરના સિપાહીઓનો નાશ થઇ જાય તો તેઓ બહુ ખુશ થાય તેમ હતું. આ વખતે તેઓએ સ્નેહ, દયા, માયાને નવગજના નમસ્કાર કર્યા હતા. કઠોર કર્તવ્ય બજાવવાની પ્રતિજ્ઞા લઈ ચૂકયા હોવાથી તેઓનો સ્વભાવ અતિ કઠોર બની ગયો હતો. થોડા સમયમાં પેશાવરનાં વિશાળ મેદાનો પર કઠોરતાનો વિકાસ થએલો જણાયો. પેલા સુબેદારને વધભૂમિ પર લાવવામાં આવ્યો. થોડે દૂર સિપાહીઓ હારબંધ ઉભા. એડવર્ડસ ઘોડેસ્વાર અને પાયદળ સૈન્ય લઇ છાવણીના રસ્તાપર સજ્જ થઇ ઉભો. જોતજોતામાં એકત્ર થએલા સિપાહીઓ સમક્ષ એક ઉંચી પદવીનો સૈનિક પુરુષ ફાંસીના લાકડે લટકવા લાગ્યો. તેનો અમર આત્મા કોઇ અજાણ્યા પ્રદેશમાં પહોંચી ગયો.

આ બનાવ બન્યા બાદ ૫૫ મી પલ્ટણના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાનો ઠરાવ થયો. આ પલ્ટણ પ્રથમ નૌશેરામાં રહેતી હતી. તેને ત્યાંથી મરદાન નામનાં સ્થળે જવાનો હુકમ થયો. એટલે આ પલ્ટણના ઘણાખરા સિપાહીઓ મરદાન ગયા. થોડા સિપાહીઓ નૌશેરા રહેવા લાગ્યા. એવું કહેવાય છે કે ૫૫ મી પલ્ટણના આ બાકી રહેલા સિપાહીઓ યુરોપિઅનો સામે લડાઇ કરવા તૈયાર થઇ પોતાના મરદાનમાંના સિપાહીઓ સાથે ભેળાયા. આથી એ પલ્ટણને નિઃશસ્ત્ર કરવા માટે ૨૩ મી મે ની રાત્રે પેશાવરથી એક યુરોપિઅન અધિનાયકના હાથ નીચે કેટલાક યુરોપિઅન પાયદળ અને કેટલાક દેશી ઘોડેસ્વારોને મરદાન તરફ રવાના કરવામાં આવ્યા. કર્નલ હેન્રિ સ્પટિસવુડ નામનો એક દયાળુ અધિકારી આ પલ્ટણનો વડો હતો. જો કે તેણે થોડા દિવસો થયાં આ પલ્ટણની જવાબદારી લીધી હતી. તો પણ તેને આ પલ્ટણના સિપાહીઓ પર બહુ માયા ઉત્પન્ન થઇ હતી. તે દરેક સિપાહીનો વિશ્વાસુ મિત્ર હતો. પોતાની વ્હાલી પલ્ટણને નિઃશસ્ત્ર કરવાનું કામ પોતાના પર આવી પડતાં તેને બહુ દુઃખ થયું. તેના મોં પર આનંદનું ચિહ્ન રહ્યું નહિં. જેનાં હિત માટે તે અત્યાર સુધી કાર્ય કરી રહ્યો હતો તેનાં હથિયારો ઉતારી લેવાં, તેને ભીખ માગતા કરવા અને વીરેન્દ્ર સમાજમાં શરમિંદા કરવાનું કામ તેને બહુ કપરૂં લાગ્યું. તેણે બહુજ આગ્રહપૂર્વક પોતાની પલ્ટણનાં હથિયારો ન ઉતારી લેવા માટે અધિકારીઓને વિનંતિ કરી. તેણે પોતાની પલ્ટણ વિષે લખ્યું કે, "મારી પલ્ટણમાં કોઇ અવિશ્વાસુ નથી. હું તેઓને માટે આત્મબલિદાન આપવા તૈયાર છું." પરંતુ તેનો અપાર આગ્રહ કંઇ કામ આવ્યો

નહિ. પેશાવરથી પલ્ટણને નિઃશસ્ત્ર કરવા માટે લશ્કર આવી પહોંચ્યું. એ લશ્કરના આગમનથી શંકાશીલ બની ૫૫ મી પલ્ટણના દેશી ઓફિસરો ૨૪ મી મે ની રાત્રે કર્નલ પાસે ગયા અને વધારાનાં સૈન્યનું આગમન કયા ઉદ્દેશને લીધે થયું છે તે બાબત પૂછપરછ કરવા લાગ્યા. કર્નલ બધું જાણતો હતો તેથી તેનાથી પોતાના પ્રિય ઓફિસરોને શાંત પાડવા માટે કંઇ કહી શકાયું નહિ. તેઓ અસંતુષ્ટ ચિત્તે પાછા ગયા. હવે કર્નલ સ્પટિસવુડની બધી આશા નિર્મૂળ થઇ ગઇ. જેઓ મને અત્યાર સુધી વિશ્વાસુ ધારતા હતા તેઓ હવેથી અવિશ્વાસુ ધારશે એ વિચારે તેના હૃદયને હચમચાવી નાખ્યું. તે હવે ભવિષ્યની શોચનીય ઘટના જોવા માટે રહેવા ઇચ્છતો નહોતો, પોતાની વહાલી પલ્ટણ આગળ અવિશ્વાસુનું બિરૂદ મેળવવા માગતો નહોતો. કર્નલ સ્પટિસવુડ દારૂણ દુઃખથી દિગ્મૂઢ બની ગયો. તેણે પોતાના ઓરડામાં પિસ્તોલની ગોળી વડે પોતાનું માથું વીંધી નાખ્યું. કીર્તિ મરણ કરતાં વધારે વહાલી ગણી એ સંભાવિત પુરુષે આપઘાત કર્યો.

કર્નલ સ્પટિસવુડના આપઘાતથી ૫૫ મી પલ્ટણના સિપાહીઓ શાંત રહી શક્યા નહિ. અત્યારે તેઓનો વહાલો અધિનાયક હમેશને માટે નાશ પામ્યો હતો, તેઓની છેલ્લી આશાપર હંમેશને માટે પડદો પડયો હતો. તેઓને નિઃશસ્ત્ર કરવા માટે સૈન્ય આવતું હતું. તેઓએ કિલ્લાની દિવાલ પરથી એ સૈન્યને આવતું જોયું. તેઓની બધી ધીરજ નાશ પામી. તેઓ ગાંડા બની ગયા, પોતાનો લશ્કરી પોશાક, અસ્ત્ર-શસ્ત્રો, દારૂગોળો, પૈસો ટકો વગેરે બધું લઇ તેઓ સોયાટ તરફ દોડયા. તે પલ્ટણના ફક્ત ૧૨૦ સિપાહીઓ નાઠા નહિ. નિકલ્સન ઘોડેસ્વાર

પોલિસ સૈન્ય સાથે તેઓની પાછળ દોડયો. પરંતુ નાસેડુઓ નાની નાની ટોળીઓમાં વહેંચાએલા હતા, આજુબાજુનો પ્રદેશ ડુંગરાથી ભરપૂર હતો અને સિપાહીઓ ફાવે તે રસ્તે નાઠા હોવાથી આખો દિવસ ગયો છતાં તેઓ પકડાયા નહિ. પરંતુ નિકલ્સને આશા ન છોડતાં દોડધામ ચાલુ રાખી. છેવટે સાંજ પડતાં નિકલ્સન એક ગામડા આગળ આવી પહોંચ્યો. એ ગામમાં નાસેડુ સિપાહીઓએ આશ્રય લીધો હતો. તરત જ ઘણા ખરા સિપાહીઓને પકડવામાં આવ્યા. કેટલાક નાસવા જતાં ઘવાયા અને માર્યા ગયા. ઘણા સિપાહીઓનાં હથિયારો તથા પોશાકો પીછો પકડનારાના હાથમાં આવ્યાં. ગરીબ બિચારા સિપાહીઓ દુર્ગમ ડુંગરાળ પ્રદેશમાં ઘવાઈ આર્ત્તનાદ કરવા લાગ્યા. છેવટે તેઓમાંના કેટલાક સોયાટના પ્રદેશમાં આવી પહોંચ્યા. ત્યાં તેઓએ પોતાને ધર્મને ખાતર સર્વસ્વ ત્યાગ કરનારા તરીકે જાહેર કર્યા અને પોતાના પવિત્ર ધર્મના રક્ષણ માટે ત્યાંના દેશી રાજાની મદદ માગી. તેઓની દુર્દશાનો પાર રહ્યો નહોતો. તેઓની પલ્ટણના લગભગ ૧૨૦ જણા રસ્તામાં માર્યા ગયા હતા. લગભગ ૧૫૦ જણા કેદ પકડાયા હતા, ૩૦૦ થી ૪૦૦ જણા ઘવાયા હતા. આવી શોચનીય સ્થિતિમાં પણ તેઓની નિડરતા ઓછી થઇ નહોતી. જ્યારે નિકલ્સન તેઓની પાછળ પડયો ત્યારે તેઓ ખરા વીરોની માફક લડયા હતા.[૧] પરંતુ છેવટે તેઓમાં ભંગાણ પડયું. તેઓ પોતાના સાથીઓથી વિચ્છિન્ન થઇ સોયાટ આવી પહોંચ્યા. સોયાટમાં આખુન્દ નામનો વૃદ્ધ રાજા રાજ્ય કરતો હતો, તે ધર્મનિષ્ઠ અને સ્વધર્મનાં

૧. Kaye II, p. 486.

કાર્યમાં ઉત્સાહ આપનારો રાજા હતો. જેઓ પોતાના ધર્મ માટે બધું તજી પોતાના રાજ્યમાં આવી પહોંચ્યા છે તેને મદદ આપવાને એ વૃદ્ધ રાજાએ હાથ લંબાવ્યો હોત તો ઘટનાસ્રોત જુદી દિશાએ વહેત. એ રાજાનું એ પ્રદેશમાં એટલું બધું માન હતું કે તેના કહેવાથી ધર્માંધ મુસલમાનોના હૃદયમાં જ્વાળામુખી ફાટત અને એ જ્વાળામુખીમાં પેશાવર ભસ્મીભૂત થઇ જાત અને એ સળગતી આગના ભડકા બ્રિટિશ સામ્રાજ્યના પાયાને ભસ્મ કરી નાખત. પરંતુ દૈવયોગે આખુંદે સિપાહીઓની માગણી સ્વીકારી નહિ. તેણે તેઓને પોતાના રાજ્યમાં રહેવાની રજા ન આપી. તેણે કેવળ એટલી જ સગવડ કરી આપી કે પોતાના રાજ્યમાં થઈ સિંધુ નદીને સામે કિનારે જવા માટે સિપાહીઓને એક ભોમિઓ આપ્યો. આ પ્રમાણે સિપાહીઓ સોયાટમાં નિષ્ફળ નિવડી કાશ્મીર તરફ જવા લાગ્યા. કાશ્મીરમાં જવા માટે હાજરા લોકોના પ્રદેશમાંથી જવું પડે તેમ હતું. એ વિભાગનો ડેપ્યુટિ કમિશનર મેજર બિચર તેઓને પકડવા પ્રયત્નો કરી રહ્યો હતો. છેવટે બિચર સાહેબની જાળમાં એ બધા સપડાયા. બિચર સાહેબના હુકમથી સ્થાનિક જમીનદારો પોતપોતાનાં માણસો સાથે ઘાટો રોકી રહ્યા હતા. હતભાગ્ય સિપાહીઓ પોતાનો રસ્તો રોકાએલો જોઇ કોહિસ્તાન તરફ નાઠા. પરંતુ મેજર બિચરે એ તરફ પણ પાકો બંદોબસ્ત કરી રાખ્યો હતો. તેઓ જે રસ્તે જતા ત્યાં હથિયારબંધ માણસો નજરે પડતાં. તેઓની ચોતરફ ઉંચા પર્વતો હતા, ખીણો હથિયારબંધ માણસોથી છવાએલી હતી. પહાડી લોકો તેઓના પર પત્થરોનો વરસાદ વરસાવતા હતા. કેટલાક પહાડી લોકો હથિયાર લઇ તેઓને બીજે રસ્તે જવાની ફરજ પાડતા હતા. ખોરાક નહોતો,

વરસાદ વરસતો હતો, રસ્તા પર બરફ જામ્યો હતો. આથી તેઓ હેરાન હેરાન થઇ ગયા. છતાં તેઓએ પોતાની દૃઢતા છોડી નહિ, હલ્લો કરનારા લોકોને શરણ થવાનું બાયલું કર્મ કર્યું નહિ. તેઓનો એક જમાદાર તેઓને ઉત્સાહ ચડાવવા બોલવા લાગ્યો કે "કુતરાં બિલાડાંની પેઠે આવાં અગોચર સ્થાનમાં માર્યા જવા કરતાં તો સામે મોંએ લડતાં મરવું એ શ્રેયસ્કર છે." પણ તેના સાથીઓ આ વચનો પર ધ્યાન આપતા નહોતા. તે બિચારાને એટલો બધો ગુસ્સો ચઢયો કે એ ગુસ્સામાં ને ગુસ્સામાં આપઘાત કરી મરણ પામ્યો. જમાદારના મરણ બાદ બાકી રહેલા સિપાહીઓ આગળ વધવા લાગ્યા. કોઈ પણ સ્થળેથી છટકાય તેવું નહોતું. છેવટે તેઓ ભૂખતરસથી થાકી હથિ-યારો છોડી શરણ થયા. તેઓમાંના કેટલાક ફાંસીને લાકડે લટક્યા અને કેટલાક તોપના મોંએ બંધાઇ છિન્નવિચ્છિન્ન થઇ ગયા.

૫૫ મી પલ્ટણના ૧૨૦ સિપાહીઓ અંગ્રેજોને હાથે કેદ થયા હતા. તેઓએ અંગ્રેજો સામે બંડ ઉઠાવ્યું હતું છતાં કંઇ નુકશાન કર્યું નહોતું. તેઓનાં હથિયારો અંગ્રેજોનાં લોહીથી કલંકિત થયાં નહોતાં. તેથી એવા લોકોને તોપને મોંએ બાંધી ઉડાવી દેવાથી અ-વશ્ય ન્યાયનું ખૂન થયું ગણાત. સુભાગ્યે અધિકારીઓએ પણ આ વખતે એ લોકોને મારી નાખવાનો સંકલ્પ કર્યો નહિ. તેઓએ પો-તાના સાથીઓને દયાભાવે વર્ત્તવાની સલાહ આપી હતી. નિકલ્સને આ સંબંધમાં એડવર્ડસને લખ્યું હતું કે "આ પલ્ટણના ઓફિસરો એકી અવાજે કબુલ કરે છે કે શિખો છેલ્લી ઘડી સુધી અમારા પક્ષમાં હતા. માટે અમારા મત મુજબ તેઓની સાથે દયાભાવે વર્ત્તવાની જરૂર છે. શિખો અને જેઓ થોડા દિવસ થયાં સૈન્યમાં જોડાયા છે

તેઓને બચાવવાની જરૂર છે. બાકીના અપરાધીઓને તોપને ગોળે ઉડાડી દેવામાં અમને કશો વાંધો નથી. પરંતુ નાની ઉમરના બાળકો તથા જેઓ પ્રજાની ઉશ્કેરણીનો ભોગ થઇ પડયા છે તેઓનું જીવન નષ્ટ ન થાય એવી અમારી માગણી છે," સર જોન લોરેન્સે પણ પેશાવરના કમિશનર પર આવી મતલબનો પત્ર લખ્યો હતો. તેમાં લખ્યું હતું કે "૫૫ મી પલ્ટણના સિપાહીઓએ આપણી વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું હતું. માટે તેઓ દયાને પાત્ર હોઇ શકે નહિ. પરંતુ ખાસ વિચાર કર્યા બાદ મેં નક્કી કર્યું છે કે તે બધાને પ્રાણદંડની સજા કરવી જોઇએ નહિ. એકી સાથે એકસોવીશ માણસોને દેહાંત-દંડની સજા કરવી એ સંખ્યા તરફ નજર કરતાં બહુ જણાય છે. આવી શિક્ષા કરવાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે લોકોમાં ત્રાસ ફેલાવવો. પરંતુ એ સંખ્યાના ૧/૪ થી ૧/૩ સુધીના માણસોને દેહાંતદંડની શિક્ષા કરવાથી એ ઉદ્દેશ પાર પડી શકે તેમ છે. જેઓનો કંઇ દોષ હોય, જેઓએ પોતાના ઓફિસરો તરફ ઉદ્ધતાઇ દર્શાવી હોય તેઓને દેહાંત-દંડની શિક્ષા કરવી જોઇએ. જો આવા ગુનેહગારોની સંખ્યા ધાર્યા પ્રમાણે ન નીકળે તો સૌથી જુના સિપાહીઓથી ધારેલી સંખ્યા પૂર્ણ કરવી જોઇએ. બંદુક કે તોપ વગેરે જે ઉપાય સર્વ કરતાં યોગ્ય હોય તે વડે પ્રાણદંડની સજા અમલમાં મૂકશો. બાકીના સિપાહીઓને જુદી જુદી ટોળીમાં વહેંચી નાખી તેમાં દરેક ટોળીને ૧૦, ૭, ૫, કે ૩ વર્ષની સખત કેદની સજા કરવાથી આપણો ઉદ્દેશ પાર પડી શકશે. મારા મત મુજબ આવું દૃષ્ટાંત બહુ અસર કરશે. સિપાહીઓ જોઇ શકશે કે આપણે વેર વાળવા ખાતર નહિ પણ શાંતિ જાળવવા માટે જ આ શિક્ષા કરીએ છીએ. આથી સાધારણ પ્રજા પણ સજા પા-

એલાં માણસો તરફ સહાનુભૂતિ દર્શાવશે નહિ. જો આ ઠરાવ મુજબ કાર્ય થશે નહિ તો બધા દૃઢતાપૂર્વક આપણી સાથે લડાઇ કરશે. કારણ કે તેઓને ખાત્રી થશે કે અમે પણ સજા પામેલા સિપાહીઓની માફક મરણ શરણ થવાના છીએ."[1]

સર જૉન લોરેન્સનો આ મત સૈનિક વિભાગના અધિકારીઓને પસંદ આવ્યો. જે સિપાહીઓએ દિલ્હી નહોતો છોડયો તેઓને પગાર આપ્યા સિવાય રજા આપવામાં આવી. જે શિખો સરકારના પક્ષમાં હતા, તેઓને બીજી પલટણમાં ગોઠવવામાં આવ્યા.

ત્યારબાદ કઠોર સજા અમલમાં મૂકવાનું કાર્ય શરૂ થયું. ૫૧ મી પલટણના જે ૧૨ સિપાહીઓએ પોતાની પલટણ તજી દીધી હતી તેઓને ૩ જી જુને ફાંસી આપવામાં આવી હતી, હવે ૧૦ મી જુને ૮૭ મી યુરોપિઅન પલટણના કવાયતના મેદાન પર એ કરતાં પણ વધારે ભયંકર સજા અમલમાં મૂકાઇ. મરદાન નામના સ્થળના ૧૨૦ સિપાહીઓએ પોતાની મરજીપૂર્વક પોતાનું મથક છોડયું હતું. વડા કમિશનરના અભિપ્રાય મુજબ તેઓમાંના ⅓ ને દેહાંતદંડની સજા થઇ હતી. ૧૦ મી જુને એ સજા અમલમાં મૂકવાની તૈયારી થઇ. આ કઠોર સજા માટે ૧૨૦ માંથી ૪૦ જણાને પસંદ કરવામાં આવ્યા હતા. ૧૦ મી જુને આ હતભાગ્ય સિપાહીઓને કવાયતના મેદાનમાં હાજર કરવામાં આવ્યા. તેઓનું વીરત્વ ગૌરવ લુપ્ત થયું હતું, પદમર્યાદા નષ્ટ થઇ હતી, લશ્કરી આભૂષણો છિનવી લેવામાં આવ્યાં હતાં, તેઓ અત્યારે પોતાની પલટણથી વિખુટા પડી, આત્મીય સ્વજનને અપાર દુઃખમાં ડુબાડી, અગાઉની મહત્તા ગુમાવી, વિષાદમય

---

૧. Kaye Vol. II. p. 488-489.

દૃષ્ટિએ પોતાના જીવનના છેલ્લા નિશ્વાસો નાખવા લાગ્યા. આ ભયંકર કાર્ય જોવા માટે પેશાવરનું બધું લશ્કર આ વિશાળ મેદાન પર ગોળાકારમાં ત્રણ બાજુએ ઉભું હતું. એક બાજુએ તોપો હારબંધ ગોઠવવામાં આવી હતી. આજુબાજુ સેંકડો લોકો આ હત્યાકાંડ જોવા માટે આવી મળ્યા હતા. તેઓ બધા ભારે કુતૂહલતા દર્શાવતા હતા. ઘણા લોકો સંશયગ્રસ્ત હતા, કેટલાક આ કાર્યથી બ્રિટિશોની સત્તાનો પાયો ડગમગશે એમ માનતા હતા. આ અપાર દર્શકવૃંદ સમક્ષ યુરોપિઅન સૈનિકો હાથમાં ભરેલી બંદુક લઇ ઉભા રહ્યા. ઓફિસરો પોતપોતાનાં હથિયારો સજ્જ કરી સમયની રાહ જોવા લાગ્યા. તેઓનાં હૃદયમાં ગંભીર સદેહ ઉત્પન્ન થયો હતો. તેઓની ટુકડીઓના સૈનિકો સંદેહાકુલ હૃદયે ભયંકર વિપત્તિનું નિવારણ કરવા માટે તૈયાર થઇ રહ્યા હતા.

થોડા સન્માનસૂચક તોપધ્વનિ થયા બાદ બ્રિગેડિયર મેદાન પર આવી પહોંચ્યો. તેણે ગોળાકારમાં ઉભેલા સૈનિકોની હરોળના ભાગ તરફ ઘોડો ફેરવી સજાનો હુકમ વાંચવાની રજા આપી. તેના હુકમ મુજબ આદેશલિપિ વાંચવામાં આવી. હવે ભયકર કાર્ય શરૂ થયું. પસંદ કરેલા ચાળીસ સિપાઇઓને તોપોવડે ઉડાડી દેવામાં આવ્યા. તેઓને બચાવવા માટે કોઇના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ, એક હાથ પણ ઉંચો થયો નહિ. બધા ભીતિવિહ્વલ ચિત્તે આ ભયાનક દૃષ્ટિ નિહાળી રહ્યા. નિઃશસ્ત્ર અને સશસ્ત્ર સિપાહીઓ અહીં હાજર હતા છતાં તેઓમાંના કોઇએ સહેજ પણ ઉશ્કેરણી બતાવી નહિ. બધા પોતાના અમલદારોનો હુકમ અમલમાં મૂકવા તત્પર થઇ રહ્યા, પહાડી અંદરના લોકો આ દૃશ્ય જોઇ અંગ્રેજોની અપાર સત્તાને વશ થઇ

ગયા. તેઓનાં ટોળેટોળાં અંગ્રેજ સૈન્યમાં જોડાવા લાગ્યાં. સરકારે જનસમક્ષ આ સજા અમલમાં મૂકી પોતાની સર્વોપરિ સત્તા ટકાવી રાખી હતી. જેઓએ આ દૃશ્ય જોયું તેઓને અંગ્રેજી સત્તાપર અચળ વિશ્વાસ બેસી ગયો. પરંતુ સરકાર આવો ત્રાસ ફેલાવ્યા સિવાય પોતાની મહત્તા જાળવી શક્ત. તોપોના ગોળા વડે જેઓનાં શરીર ઉડી ગયાં તેઓએ ધર્મનો નાશ થવાની બીકે ઉશ્કેરણી બતાવી હતી. છતાં કંઇ નુકશાન કર્યું નહોતું. તેઓએ ઓફિસરોને, યુરોપિઅનોને, બૈરાંછોકરાંને કે કોઇ સરકારી મકાનને ઇજા કરી નહોતી. તેઓ ફક્ત ગંભીર સંદેહને વશ થઇ ઉશ્કેરાઇ ગયા હતા. તેઓએ પોતાની બુદ્ધિ પરનો કાબુ ખોયો હતો. એથી તેઓમાં સત્યાસત્યનો નિર્ણય કરવા જેટલી શક્તિ રહી નહોતી. તેઓએ લશ્કરી નિયમ તોડયો હતો. એ ખાતર તેઓને કેદની સજા બસ હતી. એકી સાથે ૪૦ જણાને તોપને ગોળે ઉડાડી દેવા કરતાં સર્વ માણસો સમક્ષ તેઓનો લશ્કરી પોશાક ઉતારી બેડીઓ પહેરાવી હોત તો ન્યાયશીલતા સચવાત તેની સાથે લોકોને બ્રિટિશસત્તા વિષે અસાધારણ માન ઉત્પન્ન થાત. જોનારાઓ એકી સાથે આટલા બધા સિપાહીઓને બેડીઓ પહેરી જેલમાં જતા જોઇ બ્રિટિશ મહત્તાનાં ગુણગાન કરત.

સોયાટ નદીની કિનારે આબજાઇ નામનાં સ્થળ પર આવેલા કિલ્લામાં ૬૪મી પલ્ટણ રહેતી હતી. નિકલ્સને ૫૫મી પલ્ટણની પૂઠ પકડી ત્યારબાદ બીજે દિવસે ખબર મળ્યા કે આજુનખાં નામનો એક પ્રખ્યાત સાહસિક અફગાન પર્વત પરથી ઉતરી ૬૪ મી પલ્ટણના સિપાહીઓ સાથે કાવતરૂં કરે છે. આ સમાચાર મળતાંજ તે એ કિલ્લામાંની પલ્ટણને નિઃશસ્ત્ર કરવા તૈયાર થયો. અયોધ્યા ખાલસા કરવાથી

મુસલમાનોના મનમાં બહુ અસંતોષ ફેલાયો હતો. અયોધ્યા મુસલમાનોના કિલ્લા જેવું હતું. એ કિલ્લો અત્યારે ફિરંગીઓને તાબે થયો જોઇ હિંદના મુસલમાનોએ ધારી લીધું કે હવે હૈદરાબાદની પણ એવી જ સ્થિતિ થશે. અયોધ્યાની માફક હૈદરાબાદ પણ મુસલમાન ધર્મની મહત્તા જાળવનારૂં મથક હતું. કારણકે અહીં પણ ધર્મનિષ્ઠ મુસલમાન રાજા રાજ્ય કરતો હતો. આ સ્થળે મુસલમાન ધર્મની સત્તા અપ્રતિહત રહેતી અને ધાર્મિક ક્રિયાકલાપ બીન હરકતે થઇ શકતો. ફિરંગીઓએ જ્યારે અયોધ્યા કબજે કર્યું છે ત્યારે હૈદરાબાદની પણ એવી જ સ્થિતિ થવાની. આવા વિચારથી હિંદના કૌતુહલી મુસલમાનો અધીરા થઇ ગયા હતા. એવું કહેવાય છે કે આ બાબતમાં અફગાનિસ્તાનની સહાનુભૂતિ મેળવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો.[1] આવી સહાનુભૂતિ પ્રાપ્ત કરવામાં તેઓ સફળ નીવડયા હો કે નિષ્ફળ નીવડ્યા હો પણ એટલું તો નક્કી કે અયોધ્યા ખાલસા થયાના સમાચાર અફગાનિસ્તાનના ધર્માંધ મુસલમાનોથી અજાણ્યા નહોતા.

---

૧. ઇ. સ. ૧૮૫૬ના ઑગસ્ટ માસમાં સોયાટના આણુન્દનો એક પત્ર રાવળપિંડિના ફતેહખાં પર આવ્યો હતો. એ પત્રમાં લખ્યું હતું કે "લખનોરના મુસલમાનોએ અમીર દોસ્તમહમ્મદને જણાવ્યું છે કે અંગ્રેજોએ અયોધ્યા કબજે કર્યું છે. ત્યારબાદ કદાચ હૈદરાબાદ પણ ખાલસા થશે. ધર્મનિષ્ઠ મુસલમાનો તરફથી ખાસ ચળવળ નહિ થાય તો કદાચ હિંદમાં એક પણ મુસલમાની રાજ્ય રહેશે નહિ. આ સંબંધમાં અમીર દોસ્તમહંમદ કઇ જાતની મદદ આપી શકશે તે લખનોરના મુસલમાનો જાણવા માગે છે.—Kaye, Sepoy War. Vol. II. p. 496, note.

હિંદના એક મોટા મુસલમાન નવાબનાં અપમાનથી ઉશ્કેરાઇ મુસલમાનો અંગ્રેજોને વિપત્તિગ્રસ્ત કરવાનો પ્રયત્ન કરે એમાં નવાઇ જેવું કંઇ નથી.

પૂરેપૂરો સંભવ હોવા છતાં આ વખતે પહાડી પ્રદેશના લોકો બ્રિટિશો સામે એકત્ર થયા નહિ. કાર્યકુશળ કોટનના પ્રયત્નથી આજુનખાંનો ઉદ્દેશ પણ નિષ્ફળ ગયો. આજુનખાં પોતાને સ્થળે ચાલ્યો ગયો. આબજાઇના કિલ્લામાંની પલ્ટણનાં હથિયારો ઉતારી લેવામાં આવ્યાં.

પંજાબનાં બીજાં સ્થળોએ પણ સિપાહીઓ ઉશ્કેરાયા હતા. પરંતુ લાહોર અને પેશાવરના જેવા બનાવો બીજે કોઇ પણ સ્થળે બન્યા નહોતા. જાલંધરના સિપાહીઓમાંથી થોડા ફિલોર મોકલવામાં આવ્યા હતા તે વાત અગાઉ જણાવવામાં આવી છે. આ વખતે બ્રિગેડિયર જૉન સ્ટોન જાલંધરનાં લશ્કરનો અધ્યક્ષ હતો. તે સિપાહીઓને નિઃશસ્ત્ર કરવા તૈયાર થયો નહોતો. જુન માસની શરૂઆતમાં જાલંધરના સિપાહીઓ પર અધિકારીઓને શક પડ્યો. આ વખતે તેઓમાં ભારે ઉશ્કેરણી ફેલાઇ રહી હતી. ધર્મનો નાશ થવાની બીકે તેઓનાં અંતઃકરણમાં ભારે ખળભળાટ જામ્યો હતો. મીરત અને દિલ્હીના સમાચારો સાંભળી તેઓનું ધૈર્ય ચળી ગયું હતું. મેજર લેક જાલંધર વિભાગનો કમિશનર હતો. મિરત અને દિલ્હીના બનાવો વખતે તે જાલંધર હાજર નહોતો. જ્યારે તે પોતાને મથકે આવ્યો ત્યારે તેણે સિપાહીઓને અસંતુષ્ટ બનેલા જોયા. હવે તે આ બાબતમાં સૈનિક અધિકારીઓ સાથે મસલત કરવા લાગ્યો. કમિશનર લેક નિઃશસ્ત્ર કરવાની તરફેણમાં હતો. પરંતુ બ્રિગેડિયર વાત વધી પડવાના

ભયથી એકાએક હથિયારો ઉતારી લેવાની ના પાડતો હતો ઓફિસરોએ પણ સિપાહીઓને નિઃશસ્ત્ર કરવા વિરૂદ્ધ મત આપ્યો, સિપાહીઓના હૃદયમાં જે સંશય ભરાઈ બેઠો હતો તેનો નાશ કરવા માટે બીજી કોઇ યુક્તિ યોજવામાં આવી નહિ. આથી થોડી મુદતમાં જાલંધરમાં વિપ્લવ શરૂ થયો. ૭ મી જુને સોલ્જરોના અધ્યક્ષના મકાનમાં આગ લાગી. એ સાથે બે પાયદળ અને એક ઘોડેસ્વાર પલ્ટણ અતિશય ઉશ્કેરાઇ પોતાની સત્તા જમાવવા બહાર પડી. ૭ મી જુનની રાત્રે જોતજોતમાં આખી છાવણીમાં કોઇ અપૂર્વ શક્તિ પ્રસરવા લાગી. ચારે તરફ ધોડધામ થવા લાગી. ઓફિસરો પોતપોતાનાં અસ્ત્રશસ્ત્રો લઇ કવાયતના મેદાન તરફ જવા લાગ્યા. યુરોપિઅન બૈરાં-છોકરાં બેબાકળાં બની કોઇ સુરક્ષિત સ્થળે જઇ રહેવા લાગ્યાં. અતિશય ગડબડને લીધે રાત્રિની શાંતિ લૂટી. આટલું છતાં સિપાહીઓ ભાંગતોડ કરવા તૈયાર થયા નહોતા. તેઓએ એવો વિચાર કર્યો જણાતો હતો કે આપણે જેમ બને તેમ જલદી દિલ્હી જવું અને ત્યાં સ્વદેશબંધુઓ સાથે જોડાઇ સ્વધર્મની રક્ષા કરવી. આવા વિચારને લીધે ઓફિસરોનું લોહી રેડવા તરફ, યુરોપિયનોનાં બૈરાં છોકરાંને રહેંસી નાખવા તરફ કે આખા પંજાબના ગોરા લોકોને હેરાન કરવા તરફ તેઓનું બિલકુલ લક્ષ નહોતું. તેઓની એવી માન્યતા હતી કે ફિરંગીઓ હરકોઇ યુક્તિવડે અમને વટલાવવા માગે છે માટે આવા યુક્તિબાજ માણસ આગળ રહેવા જેટલું સાહસ તેઓ દર્શાવી શક્યા નહિ. આથી તેઓ બીજા કશા તરફ ધ્યાન ન આપતાં ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવા રવાના થયા. છતાં આ વખત જ એવો હતો કે અણધારી રીતે કોઇને કંઇ પણ ઇજા થઇ જાય એ સ્વાભાવિક છે. એક

યુરોપિઅન સૈનિકને ગોળી લાગી હતી અને તેને લીધે તેનું મરણ નીપજ્યું હતું, પણ આ ગોળી સિપાહીઓએ ફેંકી નહોતી. એક ઘોડેસ્વારે જતાં જતાં આ અડપલું કર્યું હતું. એ સિવાય કેટલાક ઓફિસરો પણ આ ગડબડ સમાવવા જતાં ઘવાયા હતા. કોઇ કોઇ સ્થળે મકાનો ભસ્મીભૂત થયાં હતાં અથવા લૂટાયાં હતાં. આ બધું વિપ્લવનું અનિવાર્ય ફળ અને તે વખતના સમયની અનિવારણીય ગતિની લીલા હતી. ભયંકર બંડ ઉઠતી વેળા આવું આવું સર્વત્ર બને છે. આથી કંઇ સિપાહીઓની બળવાન વૈરવૃત્તિ સિદ્ધ થતી નથી. સિપાહીઓએ તો પોતાના ઓફિસરોનો બચાવ કરવા ખાસ પ્રયત્ન કર્યો હતો. તેઓ જયાં જયાં ઓફિસરોનું જીવન ભયમાં જોતા ત્યાં ત્યાં તેઓને બચાવવા દોડયા જતા હતા. આ બાબતમાં તેઓની વફાદારી ચળી નહોતી.

ફિલોરમાં ૩ જી પલટણ પડી હતી. હોશિયારપુરમાં ૩૩ મી પલટણ છાવણી નાખી પડી હતી. આ બંને પલટણોને સાથે લઇ દિલ્હી જવાનો મનસુબો જાલંધરના સિપાહીઓએ કર્યો હોય એવું જણાય છે. સંકેત થતાંજ એક ઘોડેસ્વાર ફિલોરના સિપાહીઓને આ ખબર આપવા દોડયો હતો. બંડખોર સિપાહીઓએ રાતના ૧૨ વાગે જાલંધર છોડયું. બ્રિગેડિયર જોનસ્ટોન તેજ વખતે તેમની પાછળ પડયો નહિ. સરસામાન માટે અટકી પડયો. છેવટે જ્યારે જેઠ માસનો પ્રચંડ સૂર્ય પોતાની સત્તા દર્શાવવા લાગ્યો ત્યારે બ્રિગેડિયરે એક ટુકડીને સિપાહીઓ પાછળ મોકલી રાતના ૧ વાગે જાલંધરના સિપાહીઓ દિલ્હી ભણી નાઠા હતા. બીજે દિવસે સવારના ૭ વાગે સોલજરોએ તેઓની પૂંઠ પકડી. પરંતુ એ વખત દરમ્યાન સિપાહીઓ તો

બહુ દૂર નીકળી ગયા હતા, એટલે પીછો પકડનારા ગયા તેવા પાછા આવ્યા. તેઓ સિપાહીઓને ભેટી શક્યા નહિ. આ બાબત ટુંકાણમાં વર્ણવવા જેવી છે. એ વખતે એવી વાત ઉડી હતી કે ફિલોરમાં જેમ બને તેમ જલદી બંડ ઉઠવાનું છે. આ વાત સાંભળી એક અંગ્રેજ સેનાનાયક બે તોપો અને થોડા સોલ્જરો લઇ ફિલોર તરફ રવાના થયો. તેની સાથે પંજાબની બીજી ઘોડેસ્વાર પલ્ટણ રવાના થઇ. આ સૈન્ય ફિલોર જઈ પહોંચ્યું તે વખતે બાતમી મળી કે ઓફિસરો કિલ્લામાં ભરાઇ રહ્યા છે અને બંડખોરો ૪ માઇલ દૂર આવેલી સતલજ નદી ઉતરે છે. પેલો સેનાનાયક શું કરવું તેના વિચારમાં પડ્યો. તેના તાબાના સૈનિકો પણ બેબાકળા બની ગયા. ફિલોરથી સતલજ જવાનો રસ્તો તેઓ જાણતા નહોતા. આ બાજુએ ફિલોરના ઓફિસરો કિલ્લામાં છુપાઇ રહ્યા હતા. તેઓ કોઇ ભોમિઓ મોકલી શક્યા નહિ. આથી આ લશ્કર આખી રાત આમ તેમ રખડ્યું. બ્રિગેડિયર જૉનસ્ટોને જો જરા પણ સમય ન વીતાડતાં પીછો પકડ્યો હોત તો કાર્યનો ઘણો ભાગ સફળ થાત. પરંતુ વિલંબ થવાથી કામ વણસ્યું. ફિલોરના સિપાહીઓ મદદે જઇ પહોંચે તે દરમ્યાન કિલ્લો તજી ગયા હતા. ઓફિસરો બીકના માર્યા કિલ્લામાં જઈ છુપાઇ ગયા હતા. તેઓ એટલા બધા બીધા હતા કે મદદગાર લશ્કર આવ્યું છતાં તેને કશી મદદ આપી શક્યા નહિ. આ તરફ જાલંધરના સિપાહીઓ સતલજ ઉતરવાની તૈયારી કરવા લાગ્યા.

જાલંધરનો બ્રિગેડિયર જ્યારે આવી કાર્યકુશળતા દર્શાવી સૈનિક સત્તાવાળાઓનાં વખાણ મેળવવા ઇચ્છતો હતો ત્યારે બે સિવિલ અધિકારીઓ આવી પડેલા વિપત્તિ સામે કમર કસી ઉભા રહ્યા હતા. જ્યોર્જ

રિકેટ્સ આ વખતે લુધિયાનાનો ડેપ્યુટિ કમિશનર હતો અને થૉર્નટન સહાયકારી કમિશનર હતો. થૉર્નટન સિપાહીઓને પગાર ચુકવવા માટે ફિલોર ગયો ત્યાં તેણે સાંભળ્યું કે સિપાહીઓ તો નાસી ગયા છે. તે તરત જ મારતે ઘોડે સતલજ તરફ દોડયો. અને સિપાહીઓ આવી પહોંચે એ દરમ્યાન સતલજ પરનો પુલ તોડી નંખાવ્યો. પૂલ તૂટી જવાથી સિપાહીઓ થોડા માઇલ દૂર જઈ સતલજ ઉતરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. થોર્નટન તરત જ લુધિયાના આવી પહોંચ્યો. આ વખતે ડેપ્યુટિ કમિશનર જાલંધરના સમાચાર મળેલા હોવાથી લુધિયાનાના બચાવ માટે તૈયારી કરી રહ્યો હતો. પંજાબથી જે વિશાળ રાજમાર્ગ દિલ્હી જતો હતો એ રાજમાર્ગ પર લુધિયાના આવેલું હતું. ડેપ્યુટિ કમિશનરને સંદેહ પડયો હતો કે સિપાહીઓ દિલ્હી જતી વેળા લુધિયાનાનો નાશ કરતા જશે. સમય બહુ થોડો હતો. એ અલ્પ સમય પણ હવે અતિ અલ્પ રહ્યો હતો. કારણ કે ડેપ્યુટિ કમિશનરને જ્યારે જાલંધરના સિપાહીઓના બંડના સમાચાર મળ્યા ત્યારે લુધિયાનાના સિપાહીઓને પણ એ બાતમી મળી હતી. લુધિયાનામાંના સિપાહીઓ ફિલોરની પલ્ટણમાંના હતા. તેઓ પણ જાલંધરના સિપાહીઓની પેઠે અતિશય ઉશ્કેરાઇ ગયા હતા. અને બંડ ઉઠાવવાની રાહ જોઇ બેઠા હતા. કિલ્લો અને તેજુરી કબજે કરવી એ તેઓનો મુખ્ય ઉદ્દેશ હતો. લુધિયાનામાં સોલ્જરો ન હોવાથી તેઓનો આ ઉદ્દેશ પાર પડે તેમ હતું. ફિલોર અને જાલંધરના સિપાહીઓ પણ દોડધામ કરતા ધસ્યા આવતા હતા. ડેપ્યુટિ કમિશનર આવી સંકડામણમાં આવી પડી બચવાની યુક્તિ ખોળવા લાગ્યો. જાલંધર અને લુધિયાનાની વચ્ચે સતલજ નદી હતી.

જાલંધરના સિપાહીઓ સતલજ ઉત્તરી ન શકે એવો કંઈ ઉપાય ખોળી કાઢવાની તૈયારી થઇ. બરાબર આ વખતે ૪ થી શિખપલ્ટણ કે જે દિલ્હી જતી હતી તે વિશ્રાંતિ લેવા ખાતર લુધિયાના આવી પહોંચી. લેફ્ટેનેન્ટ વિલિયમ્સ નામનો એક સેનાનાયક આ પલ્ટણના કેટલાક સિપાહીઓ સાથે સિપાહીઓને અટકાવવા તૈયાર થયો. આ તરફ નાભાના રાજાએ અંગ્રેજોની મદદમાં બે તોપો અને કેટલાક ઘોડેસ્વાર તથા પાયદળ સૈનિકો મોકલી આપ્યા. આ સૈન્ય લઇ લુધિયાનાનો ડેપ્યુટિ કમિશનર જાલંધરના સિપાહીઓને અટકાવવા રવાના થયો.

સિપાઇઓ કયે સ્થળે આવી પહોંચ્યા છે તે જાણવા માટે ડેપ્યુટિ કમિશનર નૌકામાં બેસી સામે કિનારે આવ્યો અને એ કિનારે થોડે દૂર ચાલ્યા બાદ બાતમી મળી કે સહકારી કમિશનર થોર્નટન સાહેબે પુલ તોડી નાખ્યો હોવાથી સિપાહીઓ સતલજ નદીમાં ૪ માઇલ ઉપલાણે ગયા છે અને ત્યાં નદી સાંકડી હોવાથી ઉતરવાની તૈયારી કરે છે. આ બાતમી મળતાંજ ડેપ્યુટિ કમિશનર આ કિનારે આવ્યા, અને સૈન્ય લઇ લેફ્ટેનેન્ટ વિલિયમ્સની સાથે સિપાહીઓને અટકાવવા તૈયાર થયા. આ વખતે બ્રિગેડિયર જોનસ્ટોને સોલ્જરોને સિપાહીઓ પાછળ મોકલ્યા હોત તો તેઓ બંને બાજુના હલ્લાથી કાયર બની જાત. અને કદાચ સતલજ નદીમાંજ ઘણા સિપાહીઓની કબર થઇ જાત. પણ જોનસ્ટોનના સોલ્જરોનું તો નામનિશાન જણાતું નહોતું. રાતના દસેક વાગ્યાને સુમારે રિકેટ્સ અને વિલિયમ્સે સિપાહીઓને જોયા. રસ્તો એવો ખરાબ હતો કે લશ્કરને આગળ વધતાં બહુ મુશ્કેલી પડતી હતી. વળી "લગભગ ૧૬૦૦ સિપાહીઓ "તો સતલજ ઉતરી ચૂકયા હતા. તેઓની સાથે અંગ્રેજોનાં સૈન્યને ભયંકર લડાઇ થઇ.

અંગ્રેજોની તરફથી શિખ સૈનિકો અપાર શૌર્ય દર્શાવવા લાગ્યા. અંગ્રેજોએ એક વખતે હિંદીઓની મદદથીજ હિંદપર સત્તા જમાવી હતી. આ વખતે પણ તેઓ હિંદવાસીઓની મદદ લઇ પોતાની સત્તા અચળ રાખવાનો પ્રયત્ન કરતા હતા. લગભગ બે કલાક સુધી ભયંકર લડાઇ થઇ. અંગ્રેજોની તોપોમાંથી ગોળાઓનો વરસાદ વરસવા લાગ્યો. સિપાહીઓની પાસે તોપો નહોતી છતાં તેઓ બંદુકની મદદથી સામા પક્ષનો વ્યૂહ ભેદવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મધરાતે જ્યારે ચંદ્રમા ગગનમાંથી ચાંદની રેડવા લાગ્યો ત્યારે ડેપ્યુટિ કમિશનર સિપાહીઓના પરાક્રમથી હતાશ બની ગયો. નાભાનું સૈન્ય નાસી ગયું, શિખો થાકી ગયા, દારૂગોળો ખૂટી ગયો. આ રેકેટ્સ તરફ સિપાહીઓ તો ઉત્સાહપૂર્વક આગળ ધસવા લાગ્યા. ડેપ્યુટિ કમિશનર અને વિલિયમ્સ કશો ઉપાય રહ્યો ન હોવાથી પાછા હઠી ગયા. તેઓ પોતાના લશ્કર સાથે છાવણીમાં આવ્યા.

અંગ્રેજી લશ્કરને હરાવ્યાથી સિપાહીઓમાં નવું તેજ આવ્યું. તેઓ હવે ઝપાટાબંધ લુધિયાના તરફ દોડવા લાગ્યા. ૯ મી જુને બપોરે તેઓ શહેરમાં પેઠા. કિલ્લામાંનું સૈન્ય તેઓને આવકાર આપવા લાગ્યું. શહેરની ચોતરફ વસતી લૂટફાટ કરતી જાતિના લોકો પૈસા મળવાની આશાથી બંડખોરોને આવી મળ્યા. એક ક્ષણમાં લુધિયાના અવ્યવસ્થાનું ક્ષેત્ર બની ગયું. કાબુલથી દેશનિકાલ થએલા લોકો બ્રિટિશ કંપનિના પૈસા વડે ગુજરાન ચલાવતા હતા તેઓ બધા લુધિયાનામાં રહેતા હતા. તેઓને નોકરચાકરોનો પાર નહોતો. કાશ્મીરી શાલ વેચનારા લોકોનું મથક પણ લુધિયાનામાં હતું. એ સિવાય સંખ્યાબંધ લૂટારાઓ લુધિયાનાના વતની હતા. અત્યારે એ બધા

લોકો અંગ્રેજો સામે લડવા તત્પર થયા. કાબુલી લોકોનાં ટોળેટોળાં ચોતરફ દોડવા લાગ્યાં. કાશ્મીરી શાલના વેપારીઓએ સરકારી ગુદામ અમેરિકન પાદરીઓના મકાનો વગેરે બધું લૂટી લીધું. દેવળ ભસ્મીભૂત કરી નાખવામાં આવ્યું, છાપખાનું તોડી ફોડી નાખવામાં આવ્યું અને દૂરથી આવતા સિપાહીઓને સરકારી અમલદારોના બંગલાઓ બતાવી દીધા. એ સિવાય સંખ્યાબંધ મુસલમાન ગુજરો એક ધર્મોન્મત્ત મૌલવીનાં વચનો સાંભળી બહુ ઉશ્કેરાઈ ગયા. આ મૌલવીને અંગ્રેજો વિરૂદ્ધ જેહાદ જાહેર કરવાની બહુ ઇચ્છા હતી. અત્યારે તે સ્વધર્મનાં રક્ષણ માટે અંગ્રેજો વિરૂદ્ધ સખત ભાષણો કરવા લાગ્યો. એટલે મુસલમાનો પણ સિપાહીઓની સાથે લૂટફાટમાં જોડાયા. જેલ તોડવામાં આવી. અંગ્રેજોની સત્તાની નિશાનીઓ રદ કરવામાં આવી. વેપારીઓ સિપાહીઓથી ડરી જઇ તેઓ માટે લોટ અને રૂપીઆ એકઠા કરવા લાગ્યા. બીજી તરફથી લૂટારા ગુજરોની બીકથી તેઓની દુકાનો બંધ થઇ. પૈસાદાર લોકો પોતપોતાનો પૈસો છુપાવવા લાગ્યા. આ રીતે લુધિયાનામાં ગડમથલ મચી રહી. લુધિયાનામાં અંગ્રેજી સત્તા જડમૂળથી ઉખડી ગઇ. શાંતિપ્રિય વતનીઓ પોતપોતાને યોગ્ય લાગે તે રસ્તો લઈ પોતાનો બચાવ કરવા લાગ્યા.

સિપાહીઓની સાથે બદમાસ લોકોએ મળી યુરોપિઅનોનાં ઘર લૂટયાં. સરકારી માલ પર હાથ માર્યો. યુરોપિઅનો પોતાના બચાવ માટે બ્રિગેડિયર જૉનસ્ટોનની રાહ જોતા બેઠા. પરંતુ જૉનસ્ટોને યોગ્ય સમયે લશ્કર મોકલ્યું નહિ. જે રાત્રે જાલંધર અને લુધિયાનાના માર્ગ પર ડેપ્યુટિ કમિશનરે સિપાહીઓ સાથે ટક્કર ઝીલી હતી તેજ રાત્રે સોલ્જરો લુધિયાના જવા માટે ઉતાવળા થઇ રહ્યા હતા, પણ બ્રિગે-

ડિયર જૉનસ્ટોને તેઓને કંઇ હુકમ આપ્યો નહિ. રેકેટ્સ તેમને મદદ માટે વારંવાર વિનંતિ કરવા લાગ્યો. પરંતુ આખો દિવસ પસાર થયો છતાં કોઇ મદદે આવ્યું નહિ. સિપાહીઓ રાત પડતાં સુધી લુધિયાનામાં રહ્યા, ત્યાર બાદ દિલ્હી તરફ રવાના થયા. છેવટે જ્યારે સોલ્જરો આવી પહોંચ્યા, ત્યારે સિપાહીઓ તો ચાલ્યા ગયા હતા. તેઓની પૂંઠ પકડવાનું કામ હવે નિષ્ફળ હતું.

બ્રિગેડિયર જોનસ્ટોનની શિથિલતાને લીધે અંગ્રેજોના પક્ષને નુકસાન થયું હતું, પણ સિપાહીઓ એકદમ દિલ્હી ચાલ્યા જવાથી અંગ્રેજોની જાતને ઇજા થઇ નહોતી. સિપાહીઓ કોઇપણ વ્યવસ્થા જાળવતા નહોતા. તેઓ જ્યારે લુધિયાના આવી પહોંચ્યા ત્યારે ત્યાં સોલ્જરોનું નામ નિશાન નહોતું. કિલ્લામાંના સિપાહીઓ પણ તેઓને અનુકૂળ હતા. શહેરના અને શહેર બહારના લોકો પણ તેમના પક્ષમાં હતા. તેજુરી તેઓના કબજામાં આવી હતી, કિલ્લો તેઓના વિજયની પ્રસાદી રૂપ બન્યો હતો. તેઓએ જો કિલ્લાની દિવાલો પર તોપો ગોઠવી દીધી હોત, તેજુરીમાંનો પૈસો લડાઇનાં હથિયારો ખરીદવામાં વાપર્યો હોત, અને શહેરના બદમાસ લોકોની મદદથી પોતાની સત્તા જાળવી રાખવાને પ્રયત્ન કર્યો હોત તો જરૂર તેઓને નિષ્ફળતા મળત નહિ. તેઓ લુધિયાનામાં પોતાનો પગદંડો જમાવી શકત. પંજાબથી દિલ્હી જવાના વિશાળ રાજમાર્ગ પરનું એક મોટું શહેર બંડખોરોના કબજામાં રહેત તો અંગ્રેજોને બહુ નુકસાન થાત એટલું જ નહિ પણ દિલ્હી કબજે કરવાનું કામ પણ અતિશય મુશ્કેલ થઇ પડત. દિલ્હી કબજે થયા વિના આ બળવો શાંત પડે તેમ નહોતું. પરંતુ હિંદનાં સુભાગ્યને લીધે સિપાહીઓમાં ઊંડી પહોંચ નહોતી. યોગ્ય

નાયકને અભાવે તેઓ સુકાન વિનાના વહાણની પેઠે ઘસડાયા જતા હતા. તેઓ તો ચોતરફનો વિચાર ન કરતાં દિલ્હી ભણી દોડયા ગયા હતા. આમ થવાથી દિલ્હીમાંના સિપાહીઓની સંખ્યા વધી ખરી પણ તેઓનું બળ વધ્યું નહિ. તેઓ એક કેન્દ્રમાં એકત્ર થઇ પોતે પોતાનું બળ ઘટાડવા લાગ્યા. જેમ અંગ્રેજો કોઇ કોઈ સ્થળે કાર્ય-શિથિલતા દર્શાવી ક્ષતિગ્રસ્ત થયા હતા, તેમ સિપાહીઓ પણ સર્વ સ્થળે પોતાની ભૂલને લીધે ઉદ્દેશ પાર પાડી શકયા નહોતા.

જાલંધરના બંડખોર સિપાહીઓ લુધિયાનાથી દિલ્હી ગયા. સોલ્જરોનું સૈન્ય તેમને પકડવા માટે લુધિયાના આવી પહોંચ્યું. પણ સિપાહીઓ તો તેઓ આવી પહોંચે તે પહેલાં રવાના થઈ ગયા હોવાથી હવે તેઓ બધું વેર લોકોપર વાળવા તત્પર થયા. સોલ્જરો આવી પહોંચતાં જ લુધિયાનામાં વ્યવસ્થા ફેલાઇ ગઇ. અંગ્રેજોએ પોતાની સત્તા જમાવી તેથી લોકો તો ભયના માર્યા દિગ્મૂઢ બની ગયા. હવે અંગ્રેજોનો સોટો ચોતરફ ફરવા લાગ્યો. ૨૦ કાશ્મીરી શાલના વેપારીઓ બીજા રહેવાશીઓ સાથે ફાંસીને લાકડે લટકવા લાગ્યા. જેઓએ ઉશ્કેરણી ફેલાવવામાં ભાગ લીધો હતો તેઓની પણ એજ દશા થઇ. એ હતભાગ્ય માણસો પકડાયા કે તરત ન્યાયાધીશે ચુકાદો આપી દીધો. ચુકાદાના ખબર તાર મારફતે અધિકારીઓને મોકલવામાં આવ્યા. અધિકારીઓએ એ સજાને અનુમોદન આપ્યું. એટલે જે દિવસે સજા થઇ તેજ દિવસે બપોરે એ અભાગીઆ લોકોની બધી આશાનું અવસાન થયું.

ત્યાર બાદ અધિકારીઓ લુધિયાનાના સૈનિકોને નિઃશસ્ત્ર કરવા તૈયાર થયા. સોલ્જરોની મદદથી ડેપ્યુટિ કમિશનરે આ કાર્ય અમલમાં

મૂક્યું. આજુબાજુનાં સ્થળોમાં જેઓ હથિયાર સહિત છુપાઇ રહ્યા હતા તેઓની શોધ ખોળ થવા લાગી. જેઓ છુપી રીતે હથિયારો મેળવી બ્રિટિશ સરકાર વિરુદ્ધ લડવાનો મનસુબો કરી રહ્યા હતા તેઓ આ પ્રમાણે પકડાયા. અમલદારોએ એક જાહેરનામું પ્રગટ કરી હથિયારબંધીનો કાયદો અમલમાં મૂક્યો. જેઓની પાસે હથિયાર હશે તેઓને સખત સજા કરવામાં આવશે એવો હુકમ જાહેર કરવામાં આવ્યો.

હથિયાર–બંધીનો કાયદો અમલમાં મૂકયા બાદ દિલ્હી તરફ જતાં લશ્કરને માટે સરસામાન રવાના થવા લાગ્યો. પંજાબથી દિલ્હી જતા રાજમાર્ગ દ્વારા સંખ્યાબંધ ગાડીઓ તથા ચોપગાં જાનવરો ભારથી લદાઇ દિલ્હી તરફ રવાના થવા લાગ્યાં. આ બાબતમાં કશી અડચણ નડી નહિ. સતલજ અને યમુના વચ્ચેના પ્રદેશના લોકો આ વખતે વટલાવાની બીકે બહુ ઉશ્કેરાઇ ગયા હતા, તેઓ બંડખોરો સિપાહીઓ તરફ પૂરેપૂરી સહાનુભૂતિ દર્શાવતા હતા, પરંતુ તે પ્રદેશમાં આવેલા રાજાઓ સરકારને મદદ આપવા તૈયાર હતા, ઝિંદ, નાભા, પત્યાળા વગેરે શિખ રાજ્યોના રાજાઓ એ ઉશ્કેરાએલા લોકોને વશ રાખવાનો ખૂબ પ્રયત્ન કરતા હતા. તેઓની મદદથી દિલ્હીના અંગ્રેજી લશ્કરને બધો સરસામાન મળ્યે જતો હતો. દિલ્હીમાંની અંગ્રેજી છાવણીના સૈનિકો આવશ્યક ચીજો મળવાથી બમણો ઉત્સાહ દર્શાવી સિપાહીઓ સાથે લડવા તત્પર થતા હતા.

મિરત અને દિલ્હીના સમાચાર સાંભળી સરહદ પરના અધિકારીઓએ શાંતિ જાળવવા માટે આજુબાજુની લડાયક જાતોમાંથી એક હંગામી લશ્કર ઉભું કર્યું હતું એ વાત અગાઉ આવી ગઇ છે.

કપ્તાન ડેલી નામના એક સેનાનાયકની સરદારી નીચે એ સૈન્ય મરદાન નામનાં સ્થળે છાવણી નાખી પડયું હતું. ૧૩ મી મે એ એ સૈન્ય અધિકારીઓના હુકમથી નૌશેરા તરફ રવાના થયું. મધરાત પહેલાં તે નિર્દિષ્ટ સ્થળે જઇ પહોંચ્યું. સેનાપતિ કોટને ત્યાંથી અટક જવાનો હુકમ આપ્યો. તેથી કપ્તાન ડેલી સવારમાં નૌશેરાથી રવાના થઇ બપોર પહેલાં અટક જઇ પહોંચ્યો. આ પ્રમાણે આ યુદ્ધકુશળ અને દૃઢતાસંપન્ન સૈનિકોએ પ્રચંડ તાપ અને થાકથી થાકયા છતાં અટકનો કિલ્લો સુરક્ષિત કર્યો. ત્યારબાદ તે સૈન્ય ૧૬ મી મેની મધરાતે અટક છોડી આગળ વધ્યું. સુંદર મજાની અજવાળી રાતમાં મુસાફરી કરતું કરતું એ સૈન્ય ૧૮ મી મે એ રાવળપિંડી જઇ પહોંચ્યું. આ સ્થળેથી કપ્તાન ડેલીને આજ્ઞા મળી કે તમારે તમારાં સૈન્ય સાથે દિલ્હી જવાનું છે. હુકમ મળતાં જ ડેલી દિલ્હી તરફ રવાના થયો. તે લુધિયાના પહોંચ્યો અને ત્યાંથી રવાના થઇ ૪થી જુને સવારમાં અંબાલા અને ૬ ઠ્ઠી જુને કર્નાળ જઇ પહોંચ્યો. દિલ્હીથી જે જે અધિકારીઓ નાસી આવ્યા હતા, તેમાંના કેટલાક સાથે અહીં મુલાકાત થઇ. આ અધિકારીઓને એવી ખાત્રી થઇ હતી કે આજુબાજુનાં ગામડાંઓ લૂટારાથી ભરપૂર થઇ રહ્યાં છે. તેઓ ફિરંગીઓનું સર્વસ્વ લૂટી લેવામાંજ મજા માને છે, આવા સંદેહને વશ થઇ એ અધિકારીઓ આજુબાજુનાં ગામડાંનો નાશ કરવા તૈયાર થયા હતા. એકાદ બે જણાને લીધે આખાં ગામડાંનો નાશ કરવો એ તેઓને ન્યાયપુર:સર લાગ્યું હતું. ડેલીએ આ કાર્યમાં ભાગ લીધો. તેના હુકમથી તેના સૈનિકોએ ગામડાંઓ પર હલ્લો કર્યો. ગામડિઆઓ ભયના માર્યા ચોતરફ નાસવા લાગ્યા. ઘણાખરા અચાનક હલ્લો થવાથી માર્યા ગયા અને કેટલાક

કેદ પકડાયા. તેઓનાં ઝુંપડાંઓ સળગાવી નાખવામાં આવ્યાં. નાસેલ રાજપુરુષોએ આ રીતે પોતાનું વેર વાળ્યું; અને આ સેનાનાયક પણ તેઓના આગ્રહને વશ થઇ નિરપરાધી ગામડિઆઓને જાનથી મારી નાખી પોતાની નિષ્ઠૂરતા દર્શાવવા લાગ્યો.

આ કાર્યમાં રોકાવાથી ડેલી યોગ્ય સમયે દિલ્હી પહોંચી શક્યો નહિ. ગંભીર ઉશ્કેરણીને વશ થવાથી આ વખતે ઘણાખરા અધિકારીઓને હિંદીઓ પર ભયંકર ક્રોધ ચઢયો હતો. તેઓમાં એટલું બધું ખુનસ ભરાયું હતું કે તેઓ સમગ્ર હિંદીઓને નાશ કરે તોજ તેને શાંતિ વળે એમ હતું. શિકારી જેમ હરણાંઓનો નાશ કરી સંતોષ પામે તેમ આ લોકો પણ હિંદીઓનાં ખૂન કરી બહુ તૃપ્ત થતા હતા. તેઓ હિંદીઓને ચોપગાં પશુ માની બેઠા હતા, આ ચોપગાં પશુઓનો સંહાર કરવામાં તેઓ જરા પણ પાપ માનતા નહોતા. પરંતુ આથી ભયંકર સ્થિતિમાં પણ કપ્તાન ડેલિ દયાશૂન્ય બની તદ્દન નીષ્ઠૂર બની ગયો નહોતો. જેઓ તદ્દન નિરપરાધી હતા તેઓ તેની આગળ દયા યાચતા તો તે તેઓને બચાવી લેતો હતો. કપ્તાન ડેલીએ ગામડાંઓમાંની સ્ત્રીઓ તથા છોકરાંને જીવતાં રાખ્યાં હતાં. કપ્તાનની મદદથી તેઓ પોતાની નજીવી સંપત્તિ લઇ દૂર ચાલ્યાં ગયાં હતાં.

ડેલીનું પંજાબી સૈન્ય ૯ મી જુને દિલ્હી જઇ પહોંચ્યું. એ સૈન્યે આવા પ્રચંડ તડકામાં પેશાવરથી દિલ્હી સુધીનો લગભગ ૮૦ માઇલનો રસ્તો ૨૨ દિવસમાં કાપ્યો હતો. પરંતુ એથી તે સૈન્યને જરાપણ થાક ચડયો હોય એવું જણાતું નહોતું. તે સૈન્ય દિલ્હી પહોંચ્યું કે તરત સિપાહીઓ સાથે હાથ અજમાવવા લાગ્યું. તે સૈન્ય દિલ્હી પહોંચ્યું તેજ દિવસે કેટલા ઘોડેસ્વાર અને પાયદળ

સિપાહીઓએ એ સૈન્ય સામે મોરચો માંડયો. ડેલિના સૈનિકોએ તેઓને પાછા હાંકી કાઢયા. આ લડાઈમાં ડેલિના સૈન્યનો એક જુવાન યુરોપિઅન ઓફિસર માર્યો ગયો. જે સિપાહીએ તેના પર ગોળીબાર કર્યો હતો તે સિપાહી ડેલિના સૈન્યના સુબેદાર મેરબનસિંહ નામના એક ગુરખા સૈનિકની તરવારનો ભોગ થઇ પડયો હતો.

## અધ્યાય ૨ જો

### દિલ્હી

વિષયનિર્દેશ:—દિલ્હી અને તેની આજુબાજુનું સ્થળ—અંગ્રેજોના સૈન્યની ગોઠવણી—સેનાપતિ બર્નાર્ડ—દિલ્હી જીતવાનો ઠરાવ— સિપાહીઓ સાથે વારંવાર લડાઈ—સેનાપતિ રીડ—તેણે ઓદ્ધો છોડયો. સેનાપતિ વિલ્સન—અંગ્રેજી છાવણીની વ્યવસ્થા— દેશી લોકોની વફાદારી—તેઓની સાથે અંગ્રેજ સૈન્યનો વ્યવહાર— દિલ્હીનો રાજમહેલ—વૃદ્ધ બહાદુરશાહ.

દિલ્હી જીતવા આવેલું અંગ્રેજ લશ્કર કઇ જગાએ ગોઠવાયું હતું તે આ ગ્રંથના પહેલા ભાગમાં જણાવવામાં આવ્યું છે, આ જગાની જમણી બાજુએ એક નાનો ડુંગર પ્રકૃતિનાં ગાંભીર્યનું નિદર્શન કરાવી રહ્યો હતો. દિલ્હી જીતવા માટે જે સૈન્યો એકત્ર થયાં હતાં તે સૈન્યોનું રહેઠાણ, સિપાહીઓ સાથેની પ્રાથમિક લડાઇ પછી ધીમે ધીમે સપાટ મેદાનપર ફેલાતું જતું હતું. સૈન્યની છાવણીની આજુબાજુનો પ્રદેશ પ્રાકૃતિક શોભાથી ભરપૂર હતો. તેની સામે સુંદર મકાનો વાળી

નગરી ભપકી રહી હતી. તેના વિશાળ સ્તંભો, સુદૃશ્ય મસ્જિદો, સુસજ્જિત હવેલીઓ અને શોભીતી બજારો નિપુણ કારીગરોની કારીગરી દર્શાવી રહ્યાં હતાં. તેની એક બાજુએ જમના નદી વહી જતી હતી અને બીજી બાજુએ લાલ પત્થરથી બાંધેલી દિવાલ બંડખોરોનું રક્ષણ કરી રહી હતી. આજુબાજુના ડુંગરાળ પ્રદેશની તળેટીમાં દિવાલવાળા બાગો, ઝાડોની ઘટાથી ભરપૂર ગામડાંઓ અને હરિઆળાં ખેતરો જાણે કોઇ ચિત્રાકારની સ્વપ્નસૃષ્ટિ હોય એવાં જણાતાં હતાં. અંગ્રેજોની છાવણીમાંથી દિલ્હી તરફ નજર નાખતાં કલ્પનાશીલ મગજવાળાના હૃદયમાં કંઇ કંઇ વિચારો આવતા હતા. દિલ્હીનું પ્રાચીન ગૌરવ, આધુનિક અધઃપતન, અને વર્તમાન પરિસ્થિતિ એક પછી એક વિચારશીળ માણસના હૃદયમાં ભારે તોફાન મચાવી મૂકતાં હતાં. જે શહેર એક વખતે અંગ્રેજોના કબજામાં હતું; અંગ્રેજોનો કૃપાપાત્ર એક વૃદ્ધ મોગલ જે નગરમાં સાક્ષીગોપાલની પેઠે બેઠો બેઠો પોતાના વંશના વિલુપ્ત ગૌરવનાં સ્વપ્નાં જોતો હતો; જે નગર અંગ્રેજોને લંડન કે લિવરપુલ, માંચેસ્ટર કે બર્મિંગહામના જેવું સુરક્ષિત અને સર્વ રીતે સ્વહસ્તગત જણાતું હતું; તે શહેર એકાએક હાથમાંથી ચાલ્યું ગયું; તેના સાક્ષીગોપાલ રૂપી રાજા એકાએક રાજાધિરાજ બની સાધારણ પ્રજાને પોતાનો અપૂર્વ પ્રભાવ દર્શાવવા લાગ્યો. આ અણધારી ઘટનાવલીથી વિચારશીલ માણસનું હૃદય ઉછળતું. પરંતુ અત્યારે કલ્પનાના ઘોડા દોડાવ્યે કંઇ વળે તેવું નહોતું, ભૂતકાળ સાથે વર્તમાન કાળની તુલના કરી નિયતિની અનંત શક્તિથી મુગ્ધ બની જવા જેટલો અવકાશ નહોતો. અંગ્રેજો આ વખતે કોઇપણ દિશા તરફ નજર નાખવા ઇચ્છતા નહોતા. વર્તમાન સમય ભૂતકાળને માટે લાંબા નિસાસા

નાખી દિલગીર થવા જેવો નહોતો. તેઓ તો ભૂતકાળમાં દિલ્હીના પાદશાહને વશ કરવા માટે જે યુક્તિઓ લડાવી હતી તે યુક્તિઓ અત્યારે પણ લડાવવા માટે તત્પર થયા હતા.

જૂની છાવણીમાં થઈને એક રસ્તો કર્નાળના વિશાળ રાજમાર્ગ સાથે જોડાતો હતો. એ રસ્તો શહેરની પાસે આવેલાં પરાંઓમાં થઈ કાબુલ દરવાજા ભણી જતો હતો. કર્નાળના બીજા બે રસ્તા છાવણીમાં થઈને દિલ્હીના જુદા જુદા દરવાજા તરફ ગયા હતા. આ બધા રસ્તા ચોતરફથી આવી અંગ્રેજ લશ્કરના મથક આગળ એકત્ર થતા હોવાથી અંગ્રેજોને બહુ સગવડ થતી હતી. એ સિવાય છાવણીની પાસેજ નહેરો હોવાથી પુષ્કળ ફાયદો થયો હતો. છાવણીના પાછલા ભાગમાં નુજાફગઢ ઝિલ નામની એક નહેર હતી તે જમના નદી સાથે જોડાએલી હોવાથી પાણી મેળવવાની અગવડ નડતી નહોતી. આ નહેર જમનાની નહેર સાથે જોડાયલી હતી. જમનાની નહેર દિલ્હી બહાર આવેલાં પરાંઓમાં થઇ શેહેરમાં જતી હતી અને વિશાળ રાજમાર્ગ તરફ થઇ પાદશાહના મહેલની દિવાલ પાસે જમના નદીને મળતી હતી. દિલ્હી તાબે કરવા માટે જે સૈન્યો એકત્ર થયાં હતાં તેઓનો ખરો આધાર પંજાબ હતું. પંજાબથીજ દિલ્હીનો ઉદ્ધાર કરવા માટે સૈન્ય આવતું હતું. પંજાબનો વડો કમિશનર દિલ્હીની લડાઇનો બંદોબસ્ત કરવા તૈયાર થયો હતો. પંજાબ અને દિલ્હીનો રસ્તો સુરક્ષિત રાખવો એ અંગ્રેજોનો ખાસ ઉદ્દેશ હતો. સુભાગ્યે છાવણી સાથે કર્નાળનો રસ્તો જોડાયો હોવાથી પંજાબ સાથે વ્યવહાર રાખવામાં કશી અડચણ નડતી નહોતી. વળી નુજાફગઢની નહેર પાસે હોવાથી પુરતા પ્રમાણમાં પાણી મળતું હતું. ઉનાળામાં આ નહેરનું પાણી તદ્દન

સુકાઇ જતું હતું, પણ કંપનિના સુભાગ્યે ઇ. સ. ૧૮૫૬ માં અતિ-વૃષ્ટિ થવાથી આ વખતે ઉનાળો પસાર થયા છતાં એ નહેરમાં પુષ્કળ પાણી રહ્યું હતું. આમ હોવાથી જમના નદી છાવણીથી બે માઇલ દૂર આવેલી છતાં લશ્કરને પાણીની હાડમારી ભોગવવી પડતી નહોતી. ભયંકર તાપથી પીડાઇ સિપાહીઓને ગળે શોષ પડતો ત્યારે આ નહે-રનું પાણી તેઓની તરસ છિપાવતું હતું. આ નહેરના પાણીમાં નાહી તેઓ ઉનાળાની ગરમીથી શાંત થતા હતા. આ પ્રમાણે શારી-રિક તંદુરસ્તી જળવાવા ઉપરાંત એ નહેરદ્વારા છાવણીનું રક્ષણ થતું હોવાથી એ નહેર અંગ્રેજોને બહુ ઉપયોગી નીવડી હતી.

એ નહેર સિવાય જુની છાવણીમાં એક નાનો પહાડ હતો. એ પહાડ લગભગ ૨ માઇલના વિસ્તારમાં હતો અને શહેરની સપાટ જમીન કરતાં લગભગ ૫૦ થી ૬૦ ફૂટ ઉંચો હતો. પહાડની એક બાજુએ એક વિશાળ મકાન હતું. એ મકાન વર્ત્તમાન સમયમાં બંધાયલું હતું અને હિંદુરાવના મકાન તરીકે જાણીતું હતું. ગ્વાલિ-યરના દોલતરાવ સિંધિયાની વહુ બાઇજી બાઇ એક વખતે સરકારી પેન્શન પર નિભાવ કરતી હતી. તેનો ભાઇ શ્રીજીરાવ પણ સરકારી પેન્શન ખાતો હતો. આ માણસ દિલ્હીમાં રહેતો હતો. એનું મકાન અત્યારે હિંદુરાવના મકાન તરીકે પ્રસિદ્ધ થયું હતું. શ્રીજીરાવ યુરોપિ-યન પોશાક પહેરતો અને વક્તા તરીકે વખણાતો. એવું કહેવાય છે કે ઇ. સ. ૧૮૩૮ માં લોર્ડ ઓકલાંડ પંજાબ કેસરી સાથે રાજકીય બાબત સંબંધી વાતચીત કરવા માટે ફિરોજપુર ગયો ત્યારે શ્રીજીરાવ પાસેના લોકોને હઠાડી ગવર્નર જનરલ અને રણજિતસિંહ પાસે જઇ પહોંચ્યો. તેને જોઇ એક શિખે પૂછ્યું કે “ આપ શું સરકારી પેન્સ-

નર છો ?" શ્રીજીરાવે ગંભીરપણે જવાબ આપ્યો કે "હા. આપ પણ જલદી થાઓ." આવો વાક્ચતુર અને વિલાયતી પોશાક પહેરનારો મરાઠો એક સમયે દિલ્હીમાં રહેતો હતો. તે અંગ્રેજોનું પેન્શન લઇ આ વાસભવનમાં અંગ્રેજી રહેણી કહેણીનું અનુકરણ કરવામાં આનંદ માનતો હતો. આ મકાન અત્યારે અંગ્રેજોના બચાવને માટે બહુ ઉપયોગી નીવડયું. આ વખતે એ મકાન ખાલી હતું. અંગ્રેજી છાવણી દિલ્હી શહેરની પાસે હોવાથી અંગ્રેજ સેનાપતિએ એ મકાનમાં પોતાનું સૈન્ય ગોઠવ્યું હતું.

હિંદુરાવના મકાન પાસે ગોલઘર—ફ્લેગસ્ટાફટાવર—આવેલું હતું. મે માસમાં આ ઘર નાસેલુ યુરોપિયનોનું આશ્રયસ્થાન થઇ પડયું હતું. આ ઘર પહાડ ઉપર હોવાથી ત્યાંથી શહેરના સૈનિકોની હિલચાલ તપાસી શકાતી હતી. એ સિવાય એમાં પણ ઘણું સૈન્ય રહી શકે તેવું હતું. એ સિવાય પહાડને છેડે, અંગ્રેજી છાવણીથી લગભગ બસો વારપર એક જુની વેધશાળા હતી. એ એક જ્યોતિષમાં પ્રવીણ રાજાએ બંધાવેલી હતી. જે મકાન એક વખતે ગૃહોની ગતિ નિહાળવામાં કામ આવતું હતું તે અત્યારે અંગ્રેજોને બહુ ઉપયોગી નીવડયું. બુદ્દલિકા સરાઇનાં યુદ્ધ પછી અંગ્રેજ સેનાપતિ સર હેન્રિ બર્નાર્ડે આ ચાર સ્થળે બંડખોરોની હિલચાલ તપાસવા માટે સૈન્ય ગોઠવ્યું. દરેક સ્થળે તોપો ગોઠવવામાં આવી.

દિલ્હી શહેરની ચોતરફ અનેક ગામડાં હતાં. એ બધાં ગામડાં તરફ છાવણી પાસેની નહેર અને ત્યાંથી ફાટતા રસ્તા ગયા હતા. ગામડાઓમાં કોઇ સ્થળે દિવાલ વાળા બાગો, કોઈ સ્થળે લીલાં ઝાડો, કોઈ સ્થળે ખેડેલાં ખેતરો અને કોઇ સ્થળે તંદુરસ્તી બગાડે એવાં

એવાં તલાવડાં હતાં. હિંદુરાવનાં ઘરથી થોડે દૂર કર્નાલ જતા રસ્તા પર એક સબ્જીમંદિર નામનું રઢિયાળું ગામડું હતું. અહીં કેટલાંક પાકાં મકાનો અને બાગો હતા. ગામડાની આજુબાજુ મનોરમ કુંજો અને દિવાલથી ઘેરાએલી વૃક્ષવાટિકાઓ હતી. આ બધું નહેરની એક બાજુએ આવેલું હતું. આ સ્થળે દિલ્હીના સિપાઇઓ અનાયાસે છુપાઈ બચાવ કરી શકત. પરંતુ આ સ્થળ અંગ્રેજોની છાવણી પાસે આવેલું હોવાથી તેમ કરવાની સગવડ મળે તેમ નહોતું. મંદિરથી થોડે દૂર પેલા વિશાળરાજ માર્ગની બાજુએ કૃષ્ણગંજ, ત્રિવેલીયનગંજ પહાડીપુર અને તેલીલાડી નામનાં ગામડાં કાબુલ દરવાજા તરફ પ્રસરેલાં હતાં. પહાડથી દિલ્હી સુધીના વિશાળ કેડાપર જે થોડી ઘણી હવેલીઓ હતી તેમાં મેટ્કાફ સાહેબની હવેલી અને લેડલોકેસલ ( આ બંગલામાં દિલ્હીનો કમિશનર ફ્રેઝર સાહેબ રહેતો હતો.) મુખ્ય હતાં.

દિલ્હી શહેરની ચોતરફ ઉંચો કોટ આવેલો છે. આ કોટ લગભગ સાત માઇલના વિસ્તારમાં છે. કોટની ઉંચાઇ લગભગ ૨૪ ફૂટ છે કોટની ચોતરફ લગભગ ૨૫ ફૂટ પહોળી અને ૨૦ ફૂટ ઉંચી ખાઇ હતી. આ વખતે ખાઇ તો સુકાઇ ગઇ હતી. આ કોટમાં જુદે જુદે સ્થળે ૧૦ દરવાજા હતા. દિલ્હીનો રાજમહેલ એક મજબુત કિલ્લો ગણાતો હતો. એ નગરને છેડે જમના નદીના કિનારાપર આવેલો હોવાથી બહુ સુંદર જણાતો હતો. આ વખતે મિરત અને દિલ્હીની પાંચ પાયદળ પલ્ટણો, એક ઘોડેસ્વાર પલ્ટણ અને એક તોપરક્ષક ટુકડી દિલ્હીમાં હતી. એ સિવાય ફિરોજપુર, ઝાંસિ, હિસાર અને મથુરાથી ઘણા સિપાહીઓ દિલ્હી જઇ પહોંચ્યા હતા. તોપો, દારૂગોળો વગેરે શહેરમાં પૂરતા પ્રમાણમાં હતું. આથી સિપાહીઓને

હથિયારોનો તોટો પડે તેમ નહોતું. શહેરનો જે ભાગ પહાડ તરફ આવેલો હતો તે ભાગ અંગ્રેજ સૈનિકોની નજરમાં હતો. તેથી એ ભાગપર સિપાહીઓ જે કંઇ હિલચાલ કરતા તે અંગ્રેજો જોઇ શકતા હતા. શહેરના બીજા ભાગમાં શું બને છે તે તેમના જાણવામાં આવતું નહિ. આખા શહેરનો એક સમમાંસ ભાગ પહાડ તરફ હતો. શહેરની વિશાળતાના પ્રમાણમાં અંગ્રેજોનું લશ્કર એટલું બધું થોડું હતું કે તેનાથી બધી દિશા તરફ નજર રાખી શકાતી નહોતી. શહેરમાંના સિપાહીઓ પોતાની મરજી મુજબ શહેરના બીજા દરવાજામાંથી આવજા કર્યા કરતા હતા. જેઓએ સેબાસ્ટપોલની લડાઇમાં બહાદુરી બતાવી હતી, તેઓને આ વિશાળ મહાનગરી અને તેમાંના સિપાહીઓની સંખ્યા બહુ ચિંતા કરાવતી હતી.

સેનાપતિ બનાર્ડ સાથે ત્રણ હજાર સોલ્જરો અને બાવીશ તોપો હતી. એ સિવાય એક ગુરખા ટુકડી અને પંજાબથી આવેલું સૈન્ય તેની મદદમાં હતું. સામા પક્ષ સાથે સરખાવતાં અંગ્રેજોનું સૈન્ય કુછ વિસાતમાં નહોતું. આટલાં નાનાં લશ્કરવડે દિલ્હી જેવાં મહાન શહેરનો ઉદ્ધાર કરવો એ અસંભવિત હતું. સેનાપતિએ સુરક્ષિત સ્થળે અતિ કુશળતા પૂર્વક છાવણી નાખી હતી, પણ દિલ્હી જીતવા માટે એ બધું પુરતું નહોતું. જેમ અંગ્રેજ લશ્કર સુરક્ષિત સ્થળે હતું તેમ સિપાહીઓ પણ સુરક્ષિત શહેરમાં બેઠા બેઠા અંગ્રેજો સમક્ષ પોતાની બહાદુરી બતાવવાનો લાગ જોતા હતા.

સીઝરે જંગલી લોકોનો મુલક ગોલ તાબે કર્યા બાદ રોમ જઇ કહ્યું હતું કે " ગયો, જોયું અને જીત્યો." આ વખતે જે અધિકારીઓ હિંદપર અધિકાર ચલાવતા હતા તેઓની ધારણા પણ કંઇક

આવીજ હતી. તેઓ ધારતા હતા કે સેનાપતિ બર્નાર્ડ જશે, જોશે ને જીતશે. સેનાપતિનાં પનોતાં પગલાં થતાં જ મોગલોની જુની રાજધાની પર બ્રિટિશ વાવટો ફરકશે. વધારે તો શું કહીએ ખુદ હિંદના ગવર્નર જનરલ લોર્ડ કેનિંગની પણ આવી માન્યતા હતી. તે ધારતો હતો કે આપણું સૈન્ય દિલ્હી જશે, કે તરત બંડખોરોને નસાડી મૂકશે; ત્યાર બાદ તેજ સૈન્ય લખનોર વગેરે સ્થળે ફરી વળશે અને આપણી સત્તા બદ્ધમૂલ કરશે. આવો વિશ્વાસ આ વખતે ઘણા રાજપુરુષોના હૃદયમાં દૃઢ થઇ બેઠો હતો. જુન માસનું પહેલું પખવાડિઉં પસાર થયું ન થયું ત્યાં તો હિંદના અંગ્રેજો એ વિશ્વાસને લીધે એમ ધારવા લાગ્યા કે દિલ્હી કબજે થયું છે; બંડખોરો છિન્ન ભિન્ન થઇ નાઠા છે; વૃદ્ધ મોગલ પાદશાહ શરણે આવ્યો છે; અને અમારૂં ભાગ્ય પાછું પ્રફુલ્લ બન્યું છે. અમારા સુભાગ્યનો સૂર્ય ઉદય પામ્યો છે અને તેનાં કિરણોથી પ્રજાની મોહનિદ્રા ઉડી ગઇ છે.

પરંતુ સેનાપતિ બર્નાર્ડ પર જે જવાબદારી મૂકવામાં આવી હતી, તે કંઇ બચ્ચાંની રમત જેવી નહોતી. બીજાઓ જે કાર્ય અનાયાસ થઇ શકશે એવું માનતા હતા, તે કાર્ય બર્નાર્ડને અતિશય દુઃસાધ્ય લાગ્યું. જ્યારે તે પોતાના તંબુમાંથી દિલ્હી તરફ નજર ફેંકતો ત્યારે તેનું આયતન, સુદૃઢ દિવાલ, સુરક્ષિત શસ્ત્રાગાર અને તે બધા ઉપરાંત તેમાં રહેલા માણસોની સંખ્યા તેને ગભરાવી નાખતી. તે પોતાના સૈનિકોની થોડી સંખ્યા અને સામા પક્ષની અપાર સંખ્યાનો વિચાર કરી મ્રિયમાણ બની જતો. આ વખતે ઘણા ખરા લોકો એમ કહેતા હતા કે બુદલિકા સરાઇની લડાઇ પછી જો સેનાપતિ બર્નાર્ડે બંડખોરો પાછળ ધસી તેમને હઠાવી દીધા હોત તો તે-

ઓમાંના ઘણા મરણ પામત અને ફરીથી એકત્ર થઇ શકત નહિ. આથી મોગલોની પ્રસિદ્ધ રાજધાની અતિ સહેલાઇથી અંગ્રેજોના કબજામાં આવત. આ બનાવથી આવું પરિણામ આવત કે નહિ તે ઇતિહાસ સિદ્ધ કરી શકે તેમ નથી. સેનાપતિએ જ્યારે એ રસ્તો ન લીધો ત્યારે પછી તેનું પરિણામ કેવું આવત તે નિશ્ચય પૂર્વક કોણ કહી શકે તેમ છે? સેનાપતિએ પોતાની જવાબદારી સમજીને બધી કાર્યપ્રણાલિ નક્કી કરી હતી. તેને કંઇ દિલ્હી આગળ પડયા રહેવાની મરજી નહોતી. સામા પક્ષની મજબુત સ્થિતિ પણ તેનો ઉત્સાહ ઓછો કહી શકી નહોતી. તે દિલ્હી જીતવા આવ્યો હોવાથી એ ઉદ્દેશ પાર પાડવા સદા મંડયો રહ્યો હતો. તે જાણતો હતો કે આ કાર્ય કરવામાં જેમ જેમ વિલંબ થતો જાય છે તેમ તેમ મારા સ્વદેશ બંધુઓમાં મારૂં વજન હલકું થતું જાય છે. પરંતુ તે સાથે તે એ પણ જાણતો હતો કે થોડું સૈન્ય લઇ સાહસ કરવા જતાં જો પ્રયત્ન નિષ્ફળ નીવડે તો હું અયોગ્ય ગણાઇ ધિક્કાર પામીશ. તે આ પ્રમાણે ધિક્કાર પામવાને પણ એક વખત તૈયાર થયો હતો. બર્નાર્ડ જ્યારે ચિંતામાં પડયો હતો, ત્યારે તેના સૈનિકોમાંના કોઇ કોઇ યુવકો તેની આગળ દિલ્હી જીતવાની સાહસિક યોજના રજૂ કરતા હતા.

અંગ્રેજી લશ્કરમાં જે ઇજનેરો હતા, તેઓમાંના એકે દિલ્હી જીતવાની યોજના સેનાપતિ બર્નાર્ડ આગળ રજૂ કરી, સેનાપતિએ તેને યોજના બીજા બે ત્રણ મદદનીશો સાથે મસલત કર્યા બાદ સ્પષ્ટ રીતે સમજાવવાનો હુકમ કર્યો. તેઓએ મસલત કર્યા બાદ એવું નક્કી કર્યું કે ૧૨ મી જુને ૩॥ વાગે પહાડ પાસે આવેલા બે દરવાજા ( કાબુલ અને લાહોર દરવાજા ) સુરંગથી ઉડાડી મૂકવા. આ ક્રિયા સાથે જ

લશ્કરની બે ટુકડી શહેરમાં દાખલ કરવી. લશ્કરે શહેરમાં પ્રવેશ કરી સૌ પહેલાં જમણી બાજુના કોટ પર જે તોપો ગોઠવી છે તે કબજે કરવી. બીજી કેટલીક ટુકડીએ શહેરના રાજમાર્ગ પર થઈ મહેલ તરફ જવું. આ ટુકડીના સૈનિકોએ મહેલની ચોતરફ ગોઠવાઇ જવું. આ પ્રમાણે ચાર જુવાનીઆઓએ મસલત કરી આ યોજના ઘડી કાઢી. તેઓની યોજના પર ચારે જણની સહી કરવામાં આવી. સેનાપતિએ એ યોજના મંજૂર કરી અને જેમ બને તેમ જલદી એ યોજના અમલમાં મૂકવાનો હુકમ આપ્યો. ૧૧ મી જુનની રાત્રે બે પહોર વીત્યા બાદ બધી તૈયારી થઇ ચૂકી. જે સૈનિકોને આ કાર્ય પાર પાડવા માટે પસંદ કરવામાં આવ્યા હતા તેઓને બધું સમજાવી દેવામાં આવ્યું. તેઓ જે બે દરવાજામાં થઈ શહેરમાં પેસવાના હતા તે દરવાજા તરફ રાત્રિના અંધકારમાં છુપી રીતે રવાના થઇ ગયા. આ પ્રમાણે બધો બંદોબસ્ત થયો. પરંતુ દૈવયોગે આ યોજના અમલમાં મૂકી શકાઇ નહિ. આ કાર્યમાં બ્રિગેડિયર ગ્રેબ્સની સરદારી નીચે ત્રણસો ગોરા લોકોને ગોઠવવામાં આવ્યા હતા; પરંતુ તેઓ બરાબર વખતે આવી પહોંચ્યા નહિ. આથી બીજા સૈનિકોનો ઉત્સાહ ઓછો થઇ ગયો. જે દિવસે એ યોજના અમલમાં મૂકવાની હતી તે દિવસે બ્રિગેડિયર ગ્રેબ્સ જે સોલ્જરોનો અધ્યક્ષ હતો તેને સેનાપતિનો હસ્ત-લિખિત હુકમ મળ્યો નહોતો. રાતના ૧૧ વાગે બ્રિગેડિયરે એક જણ મારફત આ હુકમની વાત સાંભળી. તે એ હુકમ ખરો છે કે નહિ તેની તપાસ કરવા દોડતે ઘોડે સેનાપતિના તંબુ તરફ દોડયો. ગોલઘર પાસે આવ્યા બાદ તેણે સાંભળ્યું કે સોલ્જરોને બદલે એ કામ માટે દેશી સિપાહીઓને ગોઠવવામાં આવ્યા છે. ત્યારબાદ તે સેનાપતિના

તંબુ પર ગયો. સેનાપતિએ તેને આ બાબત પર અભિપ્રાય આપવાનું જણાવ્યું. બ્રિગેડિયરે કહ્યું કે એકાએક છાપો મારતાં શહેર કબજામાં આવે ખરૂં પણ આટલાં નાનાં સૈન્ય વડે શહેર ટકાવી રાખવાનું કામ બહુ મુશ્કેલ છે; બ્રિગેડિયરનો અભિપ્રાય સાંભળી સેનાપતિને ભાન આવ્યું તેણે પોતાનો હુકમ અનિચ્છાપૂર્વક પાછો ખેંચી લીધો. જે સૈન્ય આગળ વધ્યું હતું તેને પાછા ફરવાનો હુકમ મળ્યો. આ પ્રમાણે પહેલી યોજના અમલમાં મુકાતી અટકી. જે ઇજનેરોએ આ યોજના ઘડી હતી તેઓ બહુ ગુસ્સે થયા. પરંતુ તેઓની યોજના વિચક્ષણ સૈનિક અધિકારીઓએ ન સ્વીકારી, સૈનિક અધિકારીઓએ જણાવ્યું હતું કે બ્રિગેડિયરે સેનાપતિની લેખિત પરવાનગી વગર પોતાનું મથક ન છોડયું તે સારૂં કર્યું છે. એટલું જ નહિ પણ તેણે સેનાપતિને આવું સાહસિક કાર્ય કરતો અટકાવી બહુ જ દીર્ઘ દૃષ્ટિ બતાવી છે.

જે લશ્કરી અમલદારોએ સૌ પહેલાં આ યોજના રજૂ કરી હતી, તેઓ આટલેથી અટકયા નહિ. બે દિવસ પછી તેઓએ એક બીજી યોજના રજૂ કરી, એન્સનના મરણ પછી સેનાપતિ રીડ વડો સેનાપતિનો ઓદ્ધો સ્વીકારી રાવળપિંડીથી દિલ્હી આવ્યો હતો. ૧૫ મી જુને સેનાપતિ રીડે આ યોજના સંબંધી વિચાર ચલાવવા માટે લશ્કરી કાઉન્સિલ બોલાવી. સેનાપતિ રીડના તંબુમાં આ સમિતિ મળી. આ સમિતિમાં હાજર રહેલા મુખ્ય અમલદારો કહેવા લાગ્યા કે જ્યાંસુધી ઓછામાં ઓછા એક હજાર સૈનિકો આપણી મદદમાં ન આવી પહોંચે ત્યાં સુધી શહેર પર હલ્લો કરવો એ એક પ્રકારનું દુઃસાહસ ગણાય. દિલ્હીનો કોટ બહુ મજબૂત હતો, તેમાં વળી તેની અંદર સિપાહીઓ તથા હથિયારો અસંખ્ય હતાં દરેક દરવાજાપર અંગ્રેજોને મારી

હઠાવવા માટે તોપો ગોઠવી દેવામાં આવી હતી. આથી ઉલટું અંગ્રેજોનું સૈન્ય થોડું હતું, હથિયારો પણ જુજ હતાં. આ વિશાળ શહેર સાથે સંગ્રામ કરવા માટે જે કંઇ જોઇએ તે અંગ્રેજો પાસે પુરતા પ્રમાણમાં નહોતું. આ બાબતમાં સફળતા મળે તો પણ બધી બાજુથી લાભ મળવાનો સંભવ નહોતો. તેમ સફળતા ન મળે તો સર્વ રીતે નષ્ટ થવાય એવી પૂરેપૂરી સંભાવના હતી. હલ્લો કરવા જતાં કદાચ હારી જવાય તો પાછા છાવણીપર આવવા જેટલી સગવડ અંગ્રેજોને મળે તેમ નહોતું. સિપાહીઓનાં અપાર ઝુંડમાં નષ્ટ થવા સિવાય બીજો રસ્તો તેમને માટે ખુલ્લો નહોતો. આ સૈનિક પુરુષોની બીજી યોજના આ પ્રમાણે હતી કે સુરંગવડે લાહોર અને કાબુલ દરવાજા એકી સાથે ઉડાડી દેવા. કાશ્મીર દરવાજા આગળ જે સિપાહીઓ ગોઠવાયા હોય તે પર બંદુકનો મારો ચલાવવો. બ્યુગલનો અવાજ થતાંજ આપણે આગળ વધવું અને સુરંગવડે ઉડી ગયેલા ભાગદ્વારા શહેરમાં પ્રવેશ કરવો. સિપાહીઓ પર સખત હુમલો કરવો. આપણી કોઇ ટુકડી નિષ્ફળ નીવડે તો તેના પ્રતિકાર માટે પુરતો બંદોબસ્ત રાખવો અને દરેક ટુકડીને કઇ રીતે કામ કરવાનું છે તે બરાબર સમજાવવું. લશ્કરી અમલદારો આ પદ્ધતિ મુજબ હલ્લો કરવા જતાં જે જે મુશીબતો ઉત્પન્ન થાય તે સંબંધમાં વિચાર કરવા લાગ્યા. મદદગાર લશ્કર આવી પહોંચે ત્યાં સુધી થોભવું એવો તેમનો મત થયો. આ મત સિવિલ અમલદારોને ન રુચ્યો. કમિશનર ગ્રિયેડ સાહેબ વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નરના પ્રતિનિધિ તરીકે આ સમિતિમાં હાજર રહ્યો હતો. તેણે સૈનિક અમલદારોના મતને અનુમોદન

આપ્યું નહિ. જરા પણ સમય ન વિતાડતાં હવે જેમ બને તેમ જલદી દિલ્હી પર હલ્લો કરવો એ તેને યોગ્ય લાગ્યું. કમિશનરે પોતાની દલીલના બચાવમાં કહ્યું કે " આ બાબતમાં જેમ જેમ વિલંબ થતો જાય છે તેમ તેમ સિપાહીઓ ઉત્સાહમાં આવતા જાય છે; જમીનદારો કંપનિની સત્તા ઓછી થઇ છે એમ માની સ્વતંત્ર થવાનો વિચાર કરે છે; તથા લોકો બદમાસ લોકોને મદદ આપે છે." આવી દલીલો આપી કમિશનર જેમ બને તેમ જલદી દિલ્હી પર હલ્લો કરવાનો વિચાર દર્શાવવા લાગ્યો. તે દિવસે તો કંઇ પણ નિશ્ચય થઇ નહિ. અમલદારો સમિતિનું કામ બંધ રાખી પોતપોતાને તંબુએ જતા રહ્યા.

બીજે દિવસે વળી સમિતિ શરૂ થઇ. બ્રિગેડિયર વિલ્સન અને સેનાપતિ રીડે આ વખતે પેલી યોજના સામે સખત વાંધો રજૂ કર્યો. સામા પક્ષને એમ જણાવ્યું કે જો એકદમ શહેરમાં હલ્લો કરીએ તો છાવણીમાંના બધા સૈનિકોને આ કાર્યમાં જોડાવું પડે. તેથી છાવણી તદ્દન અરક્ષિત સ્થિતિમાં રહે. આપણે જો અસાધારણ પરાક્રમ બતાવી શહેરમાં પેસીએ તો પણ શહેરમાંના અસંખ્ય સિપાહીઓ આગળ આપણું કંઇ ચાલશે નહિ. આવી સ્થિતિમાં એકાએક હલ્લો ન કરતાં મદદગાર સૈન્યની રાહ જોવી એ જ શ્રેયસ્કર છે. બંડખોર સિપાહીઓ શહેરમાંથી બહાર આવી પાસેનાં ગામડાંઓ પર હલ્લો ન કરી શકે તે તરફ ધ્યાન રાખવું એ જ અત્યારે આપણું કર્તવ્ય છે. આ બંને મહારથીઓના આવા અભિપ્રાયથી પેલી યોજના રદ થઇ. જે સૈનિકોએ આ યોજના રજૂ કરી હતી તેઓ પણ આટલેથી ગાંજ્યા જાય તેમ નહોતા. તેઓ વારંવાર એવી યોજનાઓ રજૂ કરવા લાગ્યા.

થોડા દિવસો બાદ વળી તેઓ કહેવા લાગ્યા કે દિલ્હી તુરતમાં તાબે નહિ થાય તો બંડખોરો પોતાનું બળ જમાવવા તૈયાર થશે. તેઓ પોતાના બચાવ માટે યોગ્ય ઉપાયો લેશે તો તેઓને હરાવવાનું કામ મુશ્કેલ થઇ પડશે. પરંતુ તેઓની આ વાતો પર સત્તાવાળાઓએ કંઇ લક્ષ આપ્યું નહિ. જયાં સુધી મદદગાર લશ્કર ન આવી પહોંચે ત્યાં સુધી શહેર પર હલ્લો કરવાનું બંધ રહ્યું.

જે રાજપુરુષો આ વખતે પોતાની મહત્તાનું પુનઃસ્થાપન કરવા માટે વ્યગ્ર થઇ રહ્યા હતા, તેઓમાંના કોઇ કોઇ એવું કહેતા હતા કે "બુદલિકા સરાઇનાં યુદ્ધ પછી દિલ્હી પર એકદમ હલ્લો કરવામાં આવ્યો હોત તો બંડખોરો નાસી જાત અને શહેરમાં કંપનિની સત્તા ફરી સ્થપાત.[1] જેઓએ શહેર પર હલ્લો કરવાની યોજનાઓ ઘડી હતી, તેઓમાંનો એક હડસન નામનો સૈનિક હતો. ગુપ્તચર વિભાગનો તે વડો હતો. તેણે જણાવ્યું હતું કે શહેરમાં ૭૦૦૦ સિપાહીઓ હતા. આપણી પાસે ૨૦૦૦ નું લશ્કર હતું. જો બહુ જ સાવચેતી રાખી કામ કરવામાં આવ્યું હોત તો આટલા લશ્કર વડે જરૂર સિપાહીઓને નસાડી શકાત. શહેરના લોકો બનતાં સુધી આપણી સામે થાત નહિ. એકાએક હલ્લો થતાં સિપાહીઓ ગભરાઇ નાસી જાત. પરંતુ જેઓએ આ પ્રમાણે જણાવ્યું હતું તેમના મત મુજબ કાર્ય કરવા જતાં પરિણામ એમણે ધારેલું જ આવત એવું કંઇ નક્કી કહી શકાય તેમ નહોતું. વળી જો અફળ થવાય તો પૂરેપૂરી મુશ્કેલીમાં ઉતરવું પડે એવો સંભવ હતો. આવી સ્થિતિમાં દીર્ઘદૃષ્ટિવાળા સૈનિક અમલદારો આવી જોખમદારી લેવાની ના પાડે એ સ્વાભાવિક છે.

---

૧. સર જોન લોરેન્સનો પણ એવો જ મત હતો. Holmes, Indian Mutiny, P. 359. note.

અંગ્રેજો મદદગાર લશ્કરની રાહ જોવા લાગ્યા. ભયંકર તાપને લીધે તેઓની છાવણીમાં રોગ ફાટી નીકળ્યો, હૉસ્પિતાલ રોગીઓથી ભરપૂર બની ગઇ. લશ્કરમાં કૉલેરા શરૂ થયો. આ તરફ દિલ્હીમાં ચોતરફથી સિપાહીઓ આવી એકત્ર થવા લાગ્યા. રોહતકની ૬૦ મી પલટણના સિપાહીઓ બંડ ઉઠાવી ૧૩ મી જુને દિલ્હી આવી પહોંચ્યા. ત્રણ ચાર દિવસ બાદ નસિરાબાદના સિપાહીઓ પણ દિલ્હી આવી વસ્યા. જલાલાબાદની પ્રસિદ્ધ લડાઇમાં જે તોપચીઓએ પોતાનાં પ્રબળ પરાક્રમ વડે ભયંકર અફગાનોને મારી હરાવ્યા હતા, તે તોપચીઓ પોતપોતાની તોપો સાથે અંગ્રેજોને મારી હઠાવવા માટે દિલ્હીના સિપાહીઓને આવી મળ્યા.

ચીફ કમિશનર તેઓનો પરિચાલક હતો. તેઓ તેને જ પોતાના ઉપરિ તરીકે માનતા હતા. હિંદના ગવર્નર જનરલ સાથે તેઓને કંઇ સંબંધ ન હતો. પંજાબથી દિલ્હી સુધીનો રસ્તો સુરક્ષિત હતો. તેઓ આ રસ્તા પરથી સહાયકારી સૈન્ય આવવાની રાહ જોવા લાગ્યા. તેઓ દિલ્હી ઘેરવા આવ્યા છતાં પોતે જ ઘેરાઇ રહ્યા હતા. દિલ્હીમાંના સિપાહીઓની આવજા પર અંકુશ રાખવા જેટલી શક્તિ તેઓમાં નહોતી. તેઓની સંખ્યા થોડી હતી, હથિયારો જુજ હતાં. તેઓ સર્વદા સિપાહીઓના હલ્લાના સંદેહથી ચિંતાતુર બની રહેતા. સિપાહીઓ એકાએક હલ્લો ન કરી શકે એવી યોજના અમલમાં મૂકવા જેટલી શક્તિ તેઓમાં નહોતી. તેઓ બિચારા સાપે છછુંદર ગળી હોય તેમ દિલ્હી પર હલ્લો કરી શકતા નહોતા તેમ પાછા પણ જઇ શકતા નહોતા. છેવટે ૨૨ મી જુને ૮૫૦ સૈનિકો અને ૫ તોપો તેમની મદદમાં હાજર થઇ. આથી તેઓનું બળ વધ્યું ખરૂં પણ સામો પક્ષ તો એ કરતાં પણ વધારે બળવાન બની ગયો હતો. કારણ કે જાલંધર અને ફિલોરથી ૬ ઠ્ઠી ઘોડેસ્વાર પલ્ટણ અને ૩, ૩૬ તથા ૬૧ મી પાયદળ પલ્ટણ અંગ્રેજોની ગુલામી છોડી દિલ્હીમાંના બંડખોરોને આવી મળી હતી.

૨૦ તથા ૨૧ મી જુન તો શાંતિમાં પસાર થઇ. સિપાહીઓએ એ તારીખોએ અંગ્રેજોને હેરાન કર્યા નહિ. ૨૧ મી જુને રવિવાર હતો. આ દિવસે અંગ્રેજોએ એકત્ર થઇ શાંત મન વડે પ્રભુપ્રાર્થના કરી. ૨૩ મી જુને પ્લાસીની લડાઇનો શત વાર્ષિક દિવસ હતો. બરાબર સો વર્ષ પહેલાં લૉર્ડ કલાઇવે પ્લાસીનાં વિશાળ આંબાવાડિયાંમાં મીરમદન અને મોહનલાલને મારી સિરાજુદૌલાનું પાયતખ્ત કબજે

કર્યું હતું. આજે બરાબર સો વર્ષ પછી અંગ્રેજોની સ્થિતિ દુર્દશાગ્રસ્ત બની ગઇ હતી. દિલ્હીના લશ્કરી સત્તાવાળાઓએ ધાર્યું હતું કે આજે આપણે ભયંકર વિપત્તિમાંથી પસાર થઇશું. અંગ્રેજો આવા વિચારથી ૨૨ મી જુને પોતાના સામ્રાજ્યને બચાવવાની પ્રભુપ્રાર્થના કરી ૨૩ મી જુને આવી પડનારી વિપત્તિ સામે લડવા તૈયાર થઇ રહ્યા. આ વખતે સિપાહીઓને ઉશ્કેરનારા લોકોનો તોટો નહોતો. સંન્યાસી અને ફકીર, મૌલવી ને મોલ્લા, આ સમયે પોતાના અભ્યસ્ત અભિચાર મંત્રો વડે સિપાહીઓને અતિશય ઉશ્કેરી મૂકવા લાગ્યા. દિલ્હીમાંના સિપાહીઓમાં પણ આવી જાતના લોકો ફુટી નીકળ્યા હતા. તેઓ દૃઢતાપૂર્વક કહેતા હતા કે કંપનિની આવરદા કેવળ ૧૦૦ વર્ષની છે. સો વર્ષ પછી કંપનિની સત્તા રહેવાની નથી. ૨૩ મી જુને આ સંખ્યા પૂર્ણ થાય છે. માટે તે દિવસે ફિરંગીઓનું સત્યાનાશ વળવાનું છે. દિલ્હીના દરેક સિપાહીને આ ભવિષ્યવાણીથી જાણીતો કરવામાં આવ્યો હતો. દરેક સિપાહી આ ભવિષ્યવાણીથી પ્રફુલ્લ બની એ દિવસની રાહ જોતો બેઠો હતો. હિંદુ અને મુસલમાનો એક સંપ થયા હોવાથી સંન્યાસી તથા મૌલવીઓની વાક્ચાતુરી વ્યર્થ નીવડી નહિ. તેઓની ઉદ્દીપનામય વક્તૃતાથી અને ભાંગના લોટા ઉડાવવાથી સિપાહીઓ ૨૩ મી જુને ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જીવનપાત કરવા તૈયાર થયા હતા. અંગ્રેજોની છાવણી દરરોજ મદદ વિના ક્ષીણ થવા લાગી ત્યારે સિપાહીઓ તો દહાડે દહાડે વૃદ્ધિ પામી બળવાન બનવા લાગ્યા.

૨૨ મી જૂનની રાત તો પસાર થઇ. ૨૩ મી જુનનો બાલસૂર્ય પોતાનાં પ્રખર કીરણો ફેલાવવા લાગ્યો. અંગ્રેજોએ જે સંદેહ

રાખ્યો હતો તે આજે ખરો પડયો. આજે હિંદુઓની રથયાત્રા હતી. વળી તેજ દિવસે બીજનો ચંદ્રમા દેખાયો હોવાથી મુસલમાનોનું પણ પર્વ હતું. આથી હિંદુ અને મુસલમાનો આ દિવસનો શુભ દિવસ માની જય પ્રાપ્ત કરવા માટે તત્પર થયા હતા. તેઓ ૨૩ મી જુને સવારમાં લાહોર દરવાજેથી બહાર નીકળ્યા. અંગ્રેજ પક્ષના જે સૈનિકો પોતાને આવવા જવાનો રસ્તો સુરક્ષિત રાખવા અને શત્રુઓનો રસ્તો અટકાવવા માટે નીમાયા હતા, તેઓ અગાઉથી સાવચેત થયા હતા. નુથુરગઢની નહેર પર એક પૂલ હતો. સિપાહીઓએ એ પૂલ પરથી તોપો લાવી અંગ્રેજોના વ્યૂહની પીઠપર હલ્લો કરવાની યોજના કરી હતી. પરંતુ અંગ્રેજોના સૈનિકોએ અગાઉથી એ પૂલ તોડી પાડયો હતો. તેથી સિપાહીઓ એ માર્ગે આગળ વધી શકયા નહિ. તેઓએ સબજીમંડી આગળ એકત્ર થઇ કેવળ અંગ્રેજ છાવણીના જમણા ભાગપર હલ્લો કર્યો. તેઓનામાં અપાર ઉત્સાહ હતો, સાહસ અને શક્તિનો પાર નહોતો. તેઓ પ્રબળ પરાક્રમ દાખવી હિંદુ રાવના ઘર પર હલ્લો કરી અંગ્રેજોને હેરાન કરવા લાગ્યો. બપોર વખતે તેઓની તોપોમાંથી ગોળાઓનો વરસાદ વરસવા લાગ્યા. પંજાબથી જે ૮૫૦ સૈનિકો અંગ્રેજોને મદદ કરવા આવ્યા હતા, તેઓ તરતજ લડાઇ કરવા તૈયાર થયા. બંને પક્ષ વચ્ચે દારુણ લડાઈ જામી. ૬૦ મી યુરોપિઅન પલ્ટણ અને ગુર્ખાઓ બહુ બહાદુરીથી લડવા લાગ્યા, તો પણ સેનાપતિ રીડને સ્પષ્ટ સમજાઇ ગયું કે જો તેઓની મદદમાં બીજું લશ્કર મોકલવામાં નહિ આવે તો સિપાહીઓનો હલ્લો ખાળી શકાશે નહિ. તેણે બીજું લશ્કર મદદમાં મોકલ્યું. સાયંકાળ વખતે સિપાહીઓ શહેરમાં પાછા ફરવાની તૈયારી

કરવા લાગ્યા. સાયંકાળે સબજીમંડી અંગ્રેજોના કબજામાં આવ્યું. બંડખોર સિપાહીઓ પોતાની તોપો લઇ શહેરમાં ચાલ્યા ગયા.[૧] આ લડાઇ લગભગ ૧૧ કલાક સુધી ચાલી હતી એવું કહેવાય છે. સિપાહીઓનો પ્રચંડ મારો અને સૂર્યનો અતિપ્રચંડ તાપ મળી અંગ્રેજોને બમણા હેરાન કરતો હતો. સેનાપતિ રીડે આ લડાઇ વિષે લખ્યું કે "બંડખોરોએ લગભગ ૧૨ વાગતાં મારાં રક્ષિત સ્થાનપર હલ્લો કર્યો હતો. તેઓએ એવી બહાદુરીથી લડાઇ કરી હતી કે બીજા કોઇ પણ સૈનિક તેથી વધારે બહાદુરી બતાવી શકે નહિ. તેઓએ વારંવાર ૬૦ મી સોલ્જરપલટણ, પંજાબી લશ્કર અને મારી ટુકડીપર મારો ચલાવ્યો હતો. એ વખતે મને લાગ્યું હતું કે આ લડાઇમાં જરૂર મારે મારી આબરૂ ગુમાવવી પડશે. શહેરમાંની તોપો તથા સિપાહીઓ સાથેના તોપોએ મારી છાવણીની દશા અસ્તવ્યસ્ત કરી મૂકી હતી.[૨]" સિપાહીઓ હતાશ થઇ પાછા ગયા છતાં તેઓએ કેવી બહાદુરી બતાવી હતી તે સેનાપતિ રીડનાં ઉપલાં વચનો પરથી સિદ્ધ થાય છે. આ લડાઇમાં સેનાપતિ રીડની છાવણીથી થોડે દૂર આવેલું એક મંદિર અંગ્રેજોના હાથમાં આવ્યું. કર્નાલ જતા વિશાળ રસ્તાની એક બાજુએ આ મંદિર અને બીજી બાજુએ એક ધર્મશાળા હતી. સેનાપતિએ આ બંને સ્થળે ૧૮૦ સોલ્જરો રાખી એના બચાવનો બંદોબસ્ત કર્યો.

---

૧ Cave Browne, Punjab and Delhi Vol I. P. 351.

૨ Reid's Letters and Notes. Comp, Kaye, Sepoy War. Vol. II. P. 556.

પ્લાસીનો શત વાર્ષિક ઉત્સવ વીતી ગયો. સિપાહીઓએ જે ધાર્યું હતું તે ન બન્યું. ભવિષ્યવેત્તાઓની ભવિષ્યવાણી ખોટી પડી. ભાંગ અને સિદ્ધિદાયક શુભ દિવસે કંઈ ધોળકું ધોળ્યું નહિ. ર૩ મી જુન પછી વળી અંગ્રેજોની છાવણીમાં શાંતિ ફેલાઇ ગઇ. આ તરફ સિપાહીઓનો પક્ષ તો દહાડે દહાડે પુષ્ટ થતો જતો હતો. જાલંધર વગેરે પ્રદેશના સિપાહીઓ આવ્યા બાદ હવે બરેલીના સિપાહીઓએ દિલ્હીમાં પ્રવેશ કરી ત્યાંની વિશાળ સૈનિક તરંગિણીને ભરપૂર કરી દીધી.

આ વખતે કંઇ જૉન લોરેન્સ આળસુ થઇને બેઠો નહોતો. તે સેનાપતિનો પક્ષ પ્રબળ બનાવવા માટે પંજાબથી શિખ અને યુરોપિઅન લશ્કર તથા તોપો મોકલવા લાગ્યો. અત્યાર પહેલાં એક પલ્ટણ મદદમાં મોકલવામાં આવી હતી. ત્યારબાદ બીજી કેટલીક પલ્ટણો પંજાબથી રવાના થઇ હતી. ર૪ મી જુને ચેમ્બર્લેન આજુટંટ જનરલનો કારભાર ગ્રહણ કરવા માટે દિલ્હી આવી પહોંચ્યો. સેનાનાયક હડસને આ બાબતમાં લખ્યું છે કે, ' નિવિલ ચેમ્બરલેન આવી પહોંચ્યા છે. તે એકલા હજાર જેવા છે. ''[૧] ચેમ્બરલેનના આવવાથી અંગ્રેજોનાં લશ્કરમાં આવી આશાનો સંચાર થયો હતો. ધીમે ધીમે બીજા સેનાનાયકો પણ બર્નાર્ડની મદદમાં આવી પહોંચવા લાગ્યા. રૂડકીની ઇજનેરી કોલેજનો અધ્યક્ષ કર્નલ બેવર્ડસ્મિથ યંત્રાદિ સાથે આવી પહોંચ્યો. તેણે પ્રથમ ઇંજનેરનું કામ માથે લીધું. ર૩ મી જુનની લડાઇમાં જીત ન મળવાથી સિપાહીઓ કંઇ આળસુ બની

---

૧ Hudson. Twelve year's Soldier's Life in India. P. 216.

બેઠા નહોતા. કર્નલ સ્મિથ આવી પહોંચ્યો એટલે ફરીથી દિલ્હી પર હુમલો કરવાની યોજના રજૂ થઇ. આ વિષે બધી તૈયારી કરવામાં આવી. જે લશ્કરને આ યોજનામાં ભાગ લેવાનો હતો તેને તૈયાર રાખવામાં આવ્યું. આ હુમલાની વાત અગાઉથી બહાર ન પડે તે સંબંધમાં ખાસ સાવચેતી રાખવામાં આવી. બધું નક્કી થયા બાદ સેનાપતિ બર્નાર્ડના જાણવામાં આવ્યું કે બરેલીથી આવેલા લગભગ ચારહજાર સિપાહીઓએ સેનાપતિ બખત્ ખાંની સરદારી નીચે મારી છાવણી પર હુમલો કરવાનો સંકલ્પ કર્યો છે. આમ હોવાથી બધી યોજના પાર પડી સૈનિકો રાત્રિના અંધકારમાં બંડખોરોથી છુપી રીતે શહેરના કોટ તરફ આગળ વધ્યા, છતાં હુમલો કરવાનો સંકલ્પ તજી દેવો પડયો. આ દરમ્યાન સિપાહીઓએ અંગ્રેજો પાસે જે પૈસા આવતા હતા તે કર્નાળ જવાના રાજમાર્ગપર આવેલાં અલીપુર નામનાં સ્થળ આગળ અટકાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેમાં તેઓને સફળતા મળી નહિ. બખતખાં થોડીવાર પછી પોતાની તોપો લઇ શહેરમાં ચાલ્યો ગયો. ત્યાર બાદ અંગ્રેજોનું ધ્યાન પોતાના આવજા કરવાના રસ્તાને સુરક્ષિત કરવા તરફ દોરાયું. બંડખોરો અંગ્રેજોનાં આવજા કરવાના રસ્તા પર સહેલાઇથી હલ્લો ન કરી શકે એ ખાતર જમના નદીની નહેરની પશ્ચિમ બાજુએ આવેલો લાકડાનો પુલ અને નુજાુફગઢની નહેરપર આવેલા બે પુલ ભાગી નાખવામાં આવ્યા. પરંતુ તેઓ એ નહેરપર આવેલો એક બીજો પુલ અને જમનાપર આવેલો વિશાળ પુલ તોડી શકયા નહિ. આ વિશાળ પુલ પરથી સિપાહીઓનાં ટોળેટાળાં દિલ્હીમાં આવજા કરતાં હતાં. એટલે સિપાહીઓએ પુલનો બચાવ કરવા માટે બહુ સારો બંદોબસ્ત રાખ્યો હતો.

પંજાબથી મદદગાર લશ્કર આવી પહોંચ્યું હતું છતાં સેનાપતિ બર્નાર્ડને એ મદદગાર લશ્કરની સંખ્યા પુરતી જણાઇ નહોતી. તે પોતાની હાલત બરાબર સમજી શકયો હતો. સરકારને પણ એ સ્થિતિ બરાબર સમજાવવા ખૂબ પ્રયત્ન કરતો હતો. શહેર પર હલ્લો કરવાની ઘણી યોજનાઓ ઘડાયા છતાં સૈન્ય અને હથિયારોની અલ્પતાને લીધે તે એ યોજનાઓ અમલમાં મૂકવા શક્તિમાન થયો નહોતો. આ ખાતર તે પોતાની છાવણીમાં બહુ વગોવાતો હતો. જે જુવાન સૈનિકો કેવળ વર્ત્તમાન પર દૃષ્ટિ રાખી ભવિષ્ય પર નજર કરવાની ના પાડતા હતા તેઓ પોતાની યોજનાઓ અમલમાં મૂકવામાં સેનાપતિને વારંવાર આનાકાની કરતો જોઇ કંટાળી ગયા હતા. તેઓ પોતાના સેનાપતિને કર્ત્તવ્ય બજાવવામાં ઉદાસીન જોઇ તદ્દન હતાશ થઇ ગયા હતા. તેઓને સેનાપતિ પર વિશ્વાસ રહ્યો નહોતો. પરંતુ સેનાપતિ બર્નાર્ડ કંઇ તેના જેવો ઉતાવળિઓ નહોતો. તે એક ભારે કામ કરવા તત્પર થયો હોવાથી તેને બહુ જ સાવચેતી રાખી આગળ વધવાની જરૂર પડતી હતી. કોઇ પણ બાબતમાં સહેજ ભૂલ થઇ તો વિપત્તિ અનિવાર્ય થઇ પડવાની છે, એ તરફ ઉતાવળિઆ જુવાનોની નજર નહોતી. આમ હોવાથી તેઓ મનમાં પોતાના સેનાપતિ પર બહુ જ બળી રહ્યા હતા. પરંતુ તેઓ કંટાળ્યા છતાં સેનાપતિની સુંદર મુખમુદ્રા તેઓને તેના તરફ ભક્તિભાવ ઉત્પન્ન કરતી. સેનાપતિ બર્નાર્ડ દયાળુ અને સમદર્શી હતો. આવી ચિંતાતુર પરિસ્થિતિમાં પણ બધા સૈનિકોનાં દુઃખો દૂર કરવાનો તેનો પ્રયત્ન બહુ પ્રસંશનીય હતો. આમ હોવાથી હલકામાં હલકા દરજ્જાથી માંડીને ઉંચામાં ઉંચા દરજ્જા સુધીના સૈનિકો તેને પોતાનો મિત્ર માનતા હતા. એક વખતે કપ્તાન હડસન

માંદો હતો. એક દિવસ મધરાતે તેની ઉંઘ ઉડી ગઇ. તે વખતે તેને જણાયું કે સેનાપતિ બર્નાર્ડ પોતાના ઓદ્ધાનું ગુમાન છોડી દઇ પોતાની પથારી પાસે ઉભો ઉભો સારવાર કરી રહ્યો છે.[1] પરંતુ આવો માયાળુ પુરુષ આ સંસારમાં ઝાઝા દહાડા ગાળી શકયો નહિ. નિયતિની શક્તિને લીધે તેને આ મર્ત્યલોકના અલંઘનીય નિયમને વશ થવું પડયું. ૫ મી જુલાઇએ સવારમાં તે સાજોતાજો હતો; પરંતુ તે જ દિવસે ૧૦ વાગ્યાને સુમારે એકાએક કોલેરાનું દરદ લાગુ પડવાથી તે પથારીવશ થયો, અને થોડા વખતમાં મરણ પામ્યો.

સેનાપતિ મરણ પામ્યો. દિલ્હી ન જીતાયું. સિપાહીઓના વારંવાર હુમલા થવાથી સૈનિકોની સંખ્યા ઘટી જવા લાગી. આવા સમયે સેનાપતિ સડ વડો સેનાપતિ બન્યો. વળી નગર પર હલ્લો કરવાની યોજના થઈ, વળી તે યોજના રદ થઇ, ૪૭ મી જુલાઇએ રીડ તંદુરસ્તી સારી ન હોવાને લીધે ઓદ્ધો છોડી અંબાલા ગયો. તેની જગાએ વિલ્સનની નિમણુક થઇ.

અંગ્રેજોનું લશ્કર દિલ્હી જીતવાને માટે અસમર્થ હતું, સેનાપતિ સૈનિકો વગર વેવલાં વીણતો હતો, ત્યારે ઇંગ્લાંડના અધિકારીઓના માનસપટ પર અનેક અવનવા દેખાવો પ્રતિફલિત થતા હતા. બોર્ડ ઓવ કન્ટ્રોલના પ્રમુખે ધાર્યું હતું કે દિલ્હી જીતવું એ કંઇ મુસ્કેલ વાત નથી. કદાચ સૈનિકોનાં બળથી ન જીતાય તો પણ આપણે દિલ્હી ઘેર્યું હોવાથી ભયંકર દુકાળને લીધે શહેર શરણ થવાનું.[2] બોર્ડના પ્રમુખ મહાશયે તો આ વાત પાર્લામેન્ટને પણ જણાવી દીધી

---

૧. Hudson, Tewlve years in India. P. 207.

૨. Martin, Indian Empire Vol. II. P. 211.

હતી. પોતાના સ્વદેશબંધુઓ હિંદમાં કેવી સ્થિતિમાં આવી પડ્યા છે, કેવાં દુઃખો ભોગવે છે, તેનો બરાબર ખ્યાલ ઈંગ્લાંડના અધિકારીઓને હોય એવું જણાતું નહોતું. ગમે તેટલો ભયંકર બળવો ફાટી નીકળ્યો હોય તો પણ બધી મુસ્કેલી જેમ બને તેમ જલદી ટળી જશે, સિપાહીઓ હારી માર્યા જશે, અને હિંદમાં કંપનિની સત્તા અગાઉથી પણ ઉત્તમ રીતે સ્થપાશે એવા વિચારો ઈંગ્લાંડના અધિકારીઓના મગજમાં ભરાઇ બેઠા હતા. પરંતુ તેઓની આશા ફળી નહિ. એક માસ ચાલ્યો ગયો. એક માસ થયાં સેનાપતિ દિલ્હીની બહાર માખીઓ માર્યા કરતો હતો. એ એક માસમાં તો ઘણા સૈનિકો માર્યા ગયા, ઘણા ઘાયલ થયા અને ઘણા રોગથી પિડાઇ ઇસ્પિતાલમાં આવી રહ્યા. પરંતુ દિલ્હી જીતાયું નહિ. જેઓ કહેતા હતા કે દિલ્હી એકદમ જીતાશે તેઓની મશ્કરી થવા લાગી. ચારે તરફ જાહેર થઇ ગયું કે દિલ્હી સિપાહીઓના હાથમાં રહ્યું છે. મોગલ પાદશાહ અંગ્રેજોની સમક્ષ પોતાની સત્તા પ્રવર્ત્તાવી રહ્યો છે. આવા સમાચાર ફેલાતાં લાંબી નજર વિનાના માણસો તથા સિપાહીઓ પ્રફુલ્લ બની અંગ્રેજો સાથે લડાઇ કરવાની તૈયારી કરવા લાગ્યા.

ઝાંસિ, રજપુતાના, પંજાબ, વાયવ્યપ્રાંત વગેરે ઠેકાણાના સિપાહીઓ દિલ્હી આવી પહોંચ્યા ત્યારે સેનાપતિ વિલ્સન અંગ્રેજોની છાવણીનો અધ્યક્ષ હતો. સેનાપતિ રીડે અધ્યક્ષની પદવી છોડી તે પહેલાં ત્રણ દિવસે સિપાહીઓએ હિંદુરાવના મકાન પર હુમલો કર્યો હતો. આ લડાઇમાં અંગ્રેજોનાં ૨૦ માણસો માર્યાં ગયાં હતાં અને ૨૦૦ ઘવાયાં હતાં. [૧]આજુટંટ જનરલ ચેમ્બરલેનને એટલો બધો સખત

૧. Martin, Indian Empire, Vol. II. P. 431.

માર પડયો હતો કે તેને ૬ અઠવાડિઆં સુધી પથારીવશ રહેવું પડયું હતું. આથી સેનાપતિ વિલ્સને સેનાપતિપદ ગ્રહણ કર્યું ત્યારે અંગ્રેજોની છાવણીમાં નિરાશા સિવાય બીજું કંઇ જણાતું નહોતું. બે સેનાપતિ માર્યા ગયા હતા. ત્રીજો માંદો થઇ ચાલ્યો ગયો હતો, આજ્યુટંટ જનરલ અને ક્વાર્ટર માસ્તર જનરલ ઘવાયા હતા. છાવણીમાંના સૈનિકો ધીમે ધીમે ઓછા થતા જતા હતા. વખતો વખત હલ્લો કરવાની યોજના થતી હતી, પણ તેની સામે થનારાઓનો તોટો નહોતો. સિપાહીઓ વારંવાર હુમલા કરતા હતા. તેઓએ એક માસમાં લગભગ ૨૦ થી વધારે વખત હુમલા કર્યા હતા. અંગ્રેજોને સદા તત્પર થઇ રહેવું પડતું રહ્યું. રાતદિવસ આહાર નિદ્રા તજી સિપાહીઓના હુમલાની રાહ જોતા બેસવું પડતું હતું. દિવસે તેઓ લડાઇ માટે તૈયાર થઇ રહેતા, રાત્રે બ્યુગલનો અવાજ સાંભળી સફાળા જાગી ઉઠતા. દિવસો જવા લાગ્યા, પણ તેઓના ભાગ્યમાં એકે દિવસ શાંતિથી બેસવાનો લખ્યો નહોતો. સિપાહીઓના ઉત્સાહમાં તો કશો ફેર જણાતો નહોતો તેઓ તો રાત કે દિવસ જાણ્યા સિવાય ગમે ત્યારે અંગ્રેજોની છાવણી પર હલ્લો કરતા. લડાઇ વખતે ખૂબ બહાદુરી બતાવતા. અંગ્રેજો કરતાં તેઓ કોઇ પણ રીતે ઉતરતું વીરત્વ બતાવતા નહોતા. વારંવાર લડાઇ થવા છતાં કંઇ પરિણામ આવતું ન હોવાથી સેનાપતિ દિવસે દિવસે ચિંતાતુર બનતો જતો હતો. તેનું થોડું સૈન્ય દિવસે દિવસે અવ્યવસ્થિત બનતું જતું હતું. લશ્કર કંટાળી ગયું હતું, થાકી ગયું હતું. વારંવાર પરાક્રમ બતાવ્યા છતાં સામા પક્ષને હરાવી ન શકવાથી તેનામાં એક પ્રકારની ખિન્નતા ફેલાઇ રહી હતી. વર્ષાઋતુ શરૂ થઇ, તેઓના પોશાક પલળવા લાગ્યા, તંબુઓ

ભીના થઇ ગયા, શરીર જડ બની ગયાં. જુલાઇ માસના મધ્ય ભાગમાં સેનાપતિ વિલ્સને જાણ્યું કે આવી સ્થિતિમાં બંડખોરોની સામે રહેવું અસાધ્ય છે. બંડખોરોની સંખ્યા એટલા મોટા પ્રમાણમાં વધતી હતી કે તે પોતાની છાવણી બચાવવા માટે ચિંતાતુર થઈ ગયો.

શહેરપર છાપો મારવાની યોજનાઓ રદ કરવામાં આવી હતી. ચેમ્બરલેન જેવા સૈનિક પુરૂષોએ એ યોજનાઓને ટેકો આપ્યો નહોતો. જ્યાં સુધી મદદગાર સૈન્ય સારી સંખ્યામાં ન આવી પહોંચે ત્યાં સુધી કંઇ હિલચાલ ન કરવાની ફરજ પડી હતી. દીર્ઘદૃષ્ટિવાળા અંગ્રેજો સિપાહીઓની સંખ્યા અને સાધનો પર લક્ષ આપી શહેરપર અચાનક છાપો મારવાની સલાહ આપતા. શહેરપર છાપો મારવાની યોજના રદ થઇ એટલે લશ્કરને બીજે સ્થળે ગોઠવવા સંબંધી એક યોજના રજૂ કરવામાં આવી. સેનાપતિ બર્નાર્ડના મરણ પહેલાં આ યોજના રજૂ થઇ હતી. દિલ્હીના કમિશનરે જોઈ લીધું હતું કે જુદે જુદે સ્થળેથી જે અસંખ્ય સિપાહીઓ દિલ્હી આવી પહોંચે છે, તેઓની સત્તા અટકાવી શકે એટલું બધું બળ અંગ્રેજોના લશ્કરમાં નથી. લશ્કર બંડખોર સિપાહીઓ હુમલો કરે છે તો તેને હઠાવી શકે છે ખરૂં પણ તેથી કંઇ પરિણામ આવતું નથી; સિપાહીઓ છિન્ન ભિન્ન થઇ જતા નથી; દિલ્હી પણ તેઓના હાથમાંથી મુક્ત થતું નથી. માટે આ પ્રમાણે અહીં પડયા રહેવા કરતાં જો બીજે સ્થળે શાંતિ સ્થાપવાનો પ્રયત્ન કરવામાં આવે તો કંઇ ફાયદો થાય. આવો વિચાર કરી કમિશનર સાહેબ લશ્કરને બીજે કોઈ સ્થળે ખસેડવા સંબંધી યોજના ઘડવા લાગ્યા. વિલ્સન સાહેબે સેનાપતિ પદ ગ્રહણ કર્યું ત્યારે આ યોજના વિષે વિચાર ચાલતો હતો. સેનાપતિએ પોતે આ યોજના

રજૂ કરી નહોતી. તેઓ જ્યારે આ વિષય પર ચર્ચા ચલાવતા હતા ત્યારે એક બીજો સૈનિક એ યોજના વિરૂદ્ધ દલીલો કરવા તેમની સમક્ષ હાજર થયો. વડા ઇજનેર કપ્તાન બેવાર્ડ સ્મિથે કહ્યું કે આપણે હજુ સુધી સર્વાંશે પંજાબપર આધાર રાખી રહ્યા છીએ; દિલ્હીથી પંજાબ અને કર્નાલનો રસ્તો સુરક્ષિત છે. બંડખોરોએ એ રસ્તા પર કંઈ ગડબડ મચાવી નથી. હવે જો અહીંથી છાવણી ઉઠાવી બીજે સ્થળે લઇ જવામાં આવશે તો એ રસ્તો રૂંધાઇ જશે. એટલું જ નહિ પણ આપણને પંજાબથી મળતી સગવડો બંધ પડશે. લોકો ધારશે કે અંગ્રેજો સિપાહીઓની બહાદુરીથી ડરી જઇ હઠી ગયા છે. દિલ્હી મોગલપાદશાહના કબજામાં રહ્યું છે. અંગ્રેજો તેનું પરાક્રમ ઓછું કરી શક્યા નથી. અત્યારે પંજાબનો રસ્તો મુક્ત છે, એ રસ્તેથી હજુ મદદ આવવાનો સંભવ છે. હજુ આપણું લશ્કર તદ્દન નિસ્તેજ થઇ ગયું નથી. તેને ખોરાકીની પણ અડચણ નડી નથી; આવી સ્થિતિમાં દિલ્હી છોડવું એ ઉચિત નથી. જો કદાચ મૃત્યુનું વિકટ દશ્ય છાવણીમાં સર્વત્ર ફેલાય, તો પણ આપણું માન, સત્તા અને આબરૂ જાળવવા માટે આ સ્થળ ટકાવી રાખવું એ આપણું કર્તવ્ય છે. સેનાપતિ વિલ્સનને પણ ઇજનેર સાહેબની વાત ખરી લાગી. કમિશનર સાહેબની યોજના ઉડી ગઇ.

સેનાપતિ વિલ્સને કારભાર ગ્રહણ કર્યો ત્યાર બાદ એક અઠવાડિઆમાં સિપાહીઓએ અંગ્રેજોની છાવણીના ડાબા તથા જમણા ભાગપર છાપો માર્યો. છેવટે તેઓને હઠાવી મૂકવામાં આવ્યા. ૨૩ મી જુલાઇએ વળી તેઓ કાશ્મીર દરવાજેથી બહાર નીકળી છાવણી કબજે કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ છેવટે તેમને દિલ્હી તરફ

નાસવું પડયું. અંગ્રેજોના લશ્કરે સિપાહીઓની પૂંઠ પકડી આવી રીતે પૂંઠ પકડવાથી તેઓને વારંવાર ખમવું પડતું. આ વખતે પણ તેઓના અનેક ઉત્તમ સૈનિકો ઘવાયા, કેટલાક માર્યા ગયા. સિપાહીઓને બહુ નુકસાન થયું નહિ. તેઓ તો પોતાની બધી તોપો શહેરમાં ઘસડી ગયા. આ પ્રમાણે જુલાઇ માસ પૂરો થયો. સિપાહીઓના વારંવાર હલ્લા થવા છતાં તેઓએ પોતાનું મથક ન છોડયું. ૩૦ મી જુલાઇએ વિલ્સને વાયવ્ય પ્રાંતના લેફટેનેન્ટ ગવર્નરને આ પ્રમાણે લખ્યું કે, "સિપાહીઓના હુમલા અટકાવવાની મેં પ્રતિજ્ઞા લીધી છે; ગમે તે થાય પણ હું છેવટ સુધી ટકી રહીશ. શત્રુઓની સંખ્યા ઘણી છે. તેઓ આપણો વ્યૂહ ભેદી શકે તેમ છે. પરંતુ મારા સૈનિકો કદી પણ મથક છોડે તેવા નથી. તેઓ મરણ પામશે પણ ડગલું પાછું નહિ ભરે. સુભાગ્યે શત્રુઓનો સેનાપતિ કોઇ નથી; તેઓમાં વ્યવસ્થા નથી; અમે એવું પણ સાંભળ્યું છે કે તેઓમાં કુસંપ જાગ્યો છે. નિકલ્સનની સરદારી નીચે મદદગાર લશ્કર આવે છે. અમે તે લશ્કર આવ્યા સુધી ટકી શકીએ તો ઘણું છે." આ સ્થળે જણાવવું જોઇએ કે કેલ્વિન સાહેબ દિલ્હી આગળથી લશ્કર ખેંચી લેવાની યોજના પસંદ કરતા નહોતા. સેનાપતિ વિલ્સને પણ દિલ્હીમાં ટકી રહેવાની દૃઢ પ્રતિજ્ઞા કરી આ પત્ર લખ્યો હતો.

આવા સમયમાં પણ અંગ્રેજોની છાવણીમાં સદા પ્રફુલ્લતા છવાઇ રહેતી. સૈનિકો ઘોડેસ્વાર થઇ ફરવા જતા, ક્રિકેટ રમતા, એકત્ર થઇ નાના પ્રકારની વાતચીત કરતા. સાયંકાળ વખતે સુંદર વાદ્યોના અવાજ સાંભળી ખુશ થતા. ઘાયલ સૈનિકોને ડોળીમાં ઘાલી

વ્યાધિસ્થાન આગળ લઇ જવામાં આવતા, તેઓ પણ ખુલ્લી હવામાં સુંદર વાદ્યધ્વનિ સાંભળી પોતાનું દુઃખ વીસરીજતા. ગુરખા અને પહાડી સૈનિકોએ સિપાહીઓના હુમલા અટકાવવામાં આગેવાની ભર્યો ભાગ લીધો હોવાથી સોલ્જરો તેઓ પર હેત રાખતા. તેઓની સાથે બેસી ભાષા ન સમજવા છતાં વાતચીત કરતા, ચિરૂટ ફુંકતા અને નાના પ્રકારની ઠઠ્ઠા મશ્કરી કરતા. જેઓ ઘાયલ થયા હતા, તેઓની સહનશક્તિ અસાધારણ હતી. તેઓ ધીરજથી બધી વેદના સહન કરતા. એક જણની બરડાની કરોડમાં ગોળી પેસી ગઇ હતી. એથી તેના હાથ અને બે પગનો ઉપલો ભાગચૈતન્ય હીન બની ગયો. એ માણસ બચે તેમ નહોતું. તોપણ એ પોતાના મિત્રો પાસે બેસી જાણે કંઇ બન્યું ન હોય તેમ ચિરૂટ ફુંકતો હતો. તેનો મિત્ર તેને ગોળીના ઘા વિષે પૂછપરછ કરવા લાગ્યો. તે હસતાં હસતાં કહેવા લાગ્યો, "કંઇ નથી થયું. પીઠપર જરા ધક્કો લાગ્યો છે. હું થોડા રોજમાં એ દુષ્ટ લોકો સાથે લડાઇ કરવા તૈયાર થઇ જઇશ." બીજે દિવસે આ માણસનું મરણ થયું.[1] આ પ્રમાણે ખુશ મિજાજમાં એક માસ પસાર થયો. મૃત્યુના ખોળામાં રમતા હોવા છતાં તેઓની પ્રસન્નતા ટકી રહી હતી. અપાર શત્રુઓ સામે પડયા છતાં તેઓને ચિંતા થતી નહોતી.

અંગ્રેજોનું સૈન્ય થોડું હતું છતાં સાહસ અને વીરત્વમાં અતિ પ્રબળ હતું. હિંદના ઘણા વીર પુરૂષોએ આ વખતે અંગ્રેજોને મદદ કરી હતી. પંજાબ કેસરીના ફ્રેંચ સેનાપતિ પાસે તોપો ફોડવાની વિદ્યા મેળવી હોશિયાર થયેલા તથા સોબ્રાઓન તથા ચિલિયનવાલાના

---

1 Hudson, Twelve years in India, 213.

રણક્ષેત્ર પર એ હોશિયારીની પરીક્ષા પસાર કરનારા લોકો આ વખતે અંગ્રેજોની મદદમાં આવી પહોંચ્યા હતા. લોર્ડ લોરેન્સે એ બધા રણનિપુણ ખાલસા સૈનિકોને દિલ્હી મોકલ્યા હતા. જેઓએ એક સમયે પોતાની જન્મભૂમિને બચાવવા અંગ્રેજો સામે જંગ માંડયો હતો, તેઓ અત્યારે એ બધું વીસરી મંત્રમુગ્ધ બનેલાની પેઠે તેઓને મદદ કરવા તન, મન અને ધન અરપી રહ્યા હતા.

સોલ્જરો તીવ્ર મદ્યના ઉપાસક હોય છે, તેમ શિષ્યો પણ કંઇ ઓછા મદિરાભક્ત હોતા નથી. જ્યારે પુષ્કળ પરિશ્રમ કર્યા બાદ થાકી લોથ બની જતા ત્યારે તેઓ સુરાદેવીની સહાયતાથી એ બધો થાક ઉતારી મૂકતા. વર્ષાઋતુ બેઠી હોવાથી વસ્ત્રાદિ પલળી જતાં એટલે શરીરમાં ગરમી લાવવા માટે સુરાદેવીની બહુ જરૂર પડતી. તેઓ આ જરૂરિયાત સમજવા માટે નાલાયક નહોતા. અધિનાયકોએ અંકુશ ન રાખ્યો હોવાથી સુરાદેવી નદીના પ્રવાહની પેઠે રેલાવા લાગ્યાં આખી છાવણીમાં દેવીનું સામ્રાજ્ય ફેલાઇ ગયું. દેવીના પ્રસાદથી મસ્ત બની સૈનિકો ઉચ્છૃંખલતા દર્શાવવા લાગ્યા.

જ્યારે લડાઈ બંધ પડતી, સૈનિકોને નવરાશ મળી ત્યારે તેઓ બીજાં શહેરોની સ્થિતિ જાણવા આતુર થઈ રહેતા. સોલ્જરોને આ બાબતમાં બહુ જિજ્ઞાસા થતી. કારણકે કાનપુર ઘેરાયું હતું. લખનોરમાં ભારે દંગો મચ્યો હતો, મધ્યહિંદ, રજપુતાના અને વાયવ્ય પ્રાંતનાં મોટાં શહેરો ભયંકર પ્રકોપનાં મથકો બની ગયાં હતાં. એ સ્થળોએ શું બને છે; બંડખોરોએ ત્યાં કેવી સત્તા જમાવી છે, અને અંગ્રેજો આ સર્વ સ્થળે કેવી રીતે ટકી રહ્યા છે તે જાણવા માટે સોલ્જરો બહુ આતુરતા બતાવતા હતા. પરંતુ તે વખતે સમાચાર જાણવાનાં

સાધનો નહોતાં. રેલ્વે ફેલાઇ નહોતી. તારનાં દોરડાં તોડી નાખવામાં આવ્યાં હતાં. કલકત્તા સાથે કશો સંબંધ રહ્યો નહોતો. ગવર્નરજનરલ કે વડો સેનાપતિ કલકત્તામાં શું કરે છે તે દિલ્હીના સૈનિકો જાણી શકતા નહિ. જાણવાનો આગ્રહ પણ દર્શાવતા નહિ. અત્યારે તો તેમનો મુખ્ય આધાર પંજાબ હતું. પંજાબના મુખ્ય કમિશનરને તેઓ વડો સેનાપતિ અને ગવર્નરજનરલ માનતા, પંજાબ તરફ જોઇ પ્રફુલ્લ થતા તથા પંજાબના શિખો અને સરહદના પહાડી પ્રદેશોના વતનીઓને લીધે પોતાને બળવાન માનતા. નવવિજિત પંજાબ આ પ્રમાણે તેઓની આશાનું ઉદ્દીપક બન્યું હતું. છતાં તેઓને બીજાં સ્થળોની ચિંતા થતી હતી. કાનપુર અને લખનોર આ વખતે તેઓની ચિંતાનાં કેન્દ્ર બની બેઠાં હતાં. વ્હીલર અને હેન્રિ લોરેન્સની વિપત્તિ તેઓને બહુ ડગમગાવતી હતી. એક વખતે તેઓએ સાંભળ્યું કે સેનાપતિ વ્હીલર કાનપુરને બચાવી શકયો છે, બંડખોરો હારી નાસી ગયા છે. સેનાપતિ પોતે વિજયી થઇ દિલ્હીનો ઉદ્ધાર કરવા આવે છે. બીજે દિવસે સાંભળ્યું તે લખનોર બંડખોરોના હાથમાંથી મુક્ત થયું છે. હેવલોકની બાહાદુરીથી સિપાહીઓ હાર્યા છે. આ વખતે કલકત્તાથી સીધે રસ્તે સમાચાર આવતા નહોતા. સિપાહીઓએ એ રસ્તો તો બંધ કરી દીધો હતો. કલકત્તાથી મુંબાઇ, મુલતાન થઇ સમાચાર દિલ્હી આવી પહોંચતા. આ પ્રમાણે ફરતા ફરતા બહુ લાંબી મુદ્દતે સમાચાર મળતા તે ખરા પડતા નહિ. એક વખત સમાચાર મળ્યા કે ફ્રેંચ લશ્કર ચીન જાય છે, હવે તે આપણને મદદ કરવા દિલ્હી આવે છે. એક વખત વળી એવા સમાચાર મળ્યા કે આ બળવાના સમાચાર લંડન પહોંચ્યા એટલે લંડનવાસીઓ એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે તેઓએ બોર્ડ

ઓવ ડિરેકટરના કાર્યાલયને સળગાવી મૂકયું છે, અને બધા ડિરેકટરોને પકડી જાહેર રસ્તાપરના દીવાના થાંભલા સાથે બાંધી ફાંસીએ લટકાવ્યા છે.

આ પ્રમાણે નાના પ્રકારના અસત્ય સમાચાર આવવા લાગ્યા. સમય વીતવા લાગ્યો. સમયના પરિવર્ત્તન સાથે અંગ્રેજોનું અદષ્ટ પરિવર્ત્તિન થયું નહિ. કાનપુરની ભયંકર ખૂનરેજીમાં અંગ્રેજોનું સત્યાનાશ વળ્યું. સેનાપતિ વ્હીલરે દેહત્યાગ કર્યો, લખનોરમાં હેન્રિ લોરેન્સ સખ્ત ઘાયલ થયો, અને મરણ પામ્યો આ બધા શોચનીય સમાચારો સાંભળી દિલ્હીની છાવણીમાં ભારે રડારોળ વ્યાપી રહી. ઓફિસરો પોતાનાં બૈરાં છોકરાંના માર્યા જવાથી અને પોતાના વહાલા સરદાર હેન્રિ લોરેન્સના દેહત્યાગથી અતિશય દુઃખી થયા. પંજાબમાં જેમ જોન લોરેન્સ તેમ અયોધ્યામાં હેન્રિ લોરેન્સ શક્તિ, સાહસ, અનુભવ અને ઉત્સાહની જ્યોતિરૂપ હતા. આ વખતે અંગ્રેજોની નજર આ બે ભાઇઓ પર ટકી રહી હતી. તેઓ આશાતુર હૃદયે એ બંને ભાઇઓ પર વિશ્વાસ રાખી આવી વિપત્તિમાં પણ સાહસ રાખી બેઠા હતા. આ રીતે આ બંને ભાઇઓ વિપત્તિમાં આવી પડેલા હિંદ સામ્રાજ્યના ટેકા રૂપ હતા. અત્યારે એ સ્તંભોમાંનો એક સ્તંભ તૂટી પડયો. આ સમાચારથી બધા અંગ્રેજો બહુ દુઃખી થયા. આખા હિંદમાં આ સમાચારે ભારે દિલગીરી ફેલાવી. એક સુલેખક અંગ્રેજ સ્વદેશના આ કર્મવીરના સંબંધમાં લખે છે કે "મને ખાત્રી છે કે વર્ત્તમાન સમયને વિષે કોઇ પણ ખ્રિસ્તી રાજ્યમાં આવો સર્વગુણ સંપન્ન અમલદાર દૃષ્ટિગોચર થતો નથી?"

જેઓના આક્રમણથી આવા ઉત્તમ પુરૂષોની જીવનલીલા સંપૂર્ણ થઇ તેઓ તરફ અંગ્રેજોને ગુસ્સો ચઢે એ સ્વાભાવિક છે, પણ એ

ગુસ્સો અમુકજ એકજ પક્ષ પર બંધાઇ ન રહેતાં હિંદનાં તમામ માણસોને ભયંકર રાક્ષસો માની તેના પર ઉતરે એ અસ્વાભાવિક ન ગણાય. આ વખતે ગોરા લોકો તો કાળા લોકોનો નાશ કરવાની પ્રતિજ્ઞા લઇ બેઠા હોય એવું જાણાતું હતું. દિલ્હીના અંગ્રેજોની છાવણીમાં પણ આ વૈરવૃત્તિ અપ્રગટ રહી નહોતી. 'પાંડે' નું નામ અંગ્રેજોને ભયંકર બનાવી મૂકતું. પાંડેનું નામ સાંભળી તેઓની આંખોમાંથી અંગારા ઝરતા. પાંડે પરનો વિદ્વેષ એટલો બધો પ્રગળ બની ગયો હતો કે તેઓએ દિલ્હીનું નામ 'પાંડે ભૂમિ' એવું પાડયું હતું પરંતુ પાંડેના સ્વદેશબંધુઓમાંના બધા કંઇ તેઓના દુશ્મનો નહોતા. આ ઇતિહાસ પર ચર્ચા કરતાં એવું જણાઇ આવે છે કે અંગ્રેજો એમ ધારતા હતા કે અમે હિંદીઓ સામે યુદ્ધ કરીએ છીએ પરંતુ ખરી રીતે તો હિંદીઓજ તેમના મુખ્ય મદદગાર હતા. તેઓ જેઓને પોતાના પરમ શત્રુ માની તિરસ્કારતા હતા, તેઓની મદદ વિનાનો તેઓ એક દિવસને માટે પણ પોતાની મહત્તા જાળવી શકત નહિ. આ વખતે હિંદીઓ કેવળ અંગ્રેજોની પડખે ઉભા રહી પોતાના સ્વદેશબાંધવો વિરૂદ્ધ લડયા હતા એટલુંજ નહિ પણ એવા સેંકડો હિંદીઓ હતા કે જેઓ લશ્કરમાં જોડાયા સિવાય અંગ્રેજોને માટે મરી ફીટતા હતા. તેઓ લડાઇના મેદાન પર પ્રતિસ્પર્દ્ધિ સાથે લડાઇ કરી વિજય મેળવવા ઇચ્છતા નહોતા. તેઓ તો જે કાર્ય કરવા નીમાયા હતા તે કાર્ય વિશ્વાસુપણે બનાવતા હતા. અંગ્રેજો અને અમારા સ્વદેશબાંધવો વચ્ચે લડાઇ ઉત્પન્ન થઈ છે, અંગ્રેજો અમારા સ્વદેશબાંધવો પર જુલમ કરે છે. એવો વિચાર પણ તેઓના અંતઃકરણમાં પ્રગટયો નહોતો. શાંતિના સમયની પેઠે આ વખતે પણ તેઓ અંગ્રેજોની સેવા બજાવી રહ્યા

હતા. વિદેશી યુરોપિઅનો નિત્યનાં કાર્ય માટે હિંદીઓ પર આધાર રાખે છે તે કોઇથી અજાણ્યું નથી. તેઓને સ્વદેશમાં સાધારણ હાલતમાં ગણાતા હોવાથી સાધારણ કામકાજ કરવાની ટેવ પડેલી હોય છે, તો પણ આ દેશમાં તો તેઓને બધી રીતે હિંદીઓ તરફ દૃષ્ટિ કરી બેસી રહેવું પડે છે. જો હિંદીઓ ક્ષણને માટે પણ તેઓનું કાર્ય કરવાની ના પાડે તો તેઓ સંસારક્ષેત્રને વિષે એક ડગલું પણ આગળ વધી શકે નહિ. આ વખતે જરૂરી કામકાજ માટે હિંદીઓ બહુ મદદ કરતા હતા. ગોરા પાયદળ સૈનકો, ઘોડેસ્વારો અને તોપચીઓએ લડાઇમાં બહાદુરી બતાવી હતી ખરી, પણ હિંદીઓ ન હોત તો તેઓ નિર્જીવ બની પડયા રહેત. તેઓને ખોરાકને પાણી કોણ લાવી આપત ? જેઓએ દિલ્હીની લડાઇનો ઇતિહાસ લખ્યો છે તેઓમાંના એક સહૃદય ઇતિહાસકારે લખ્યું છે કે અંગ્રેજોની છાવણીમાંના દરેક ગોરા દીઠ દસ દસ હિંદીઓ હતા. તોપચીઓમાં ગોરાઓની સંખ્યા કરતાં ૪ ગણી હિંદીઓની સંખ્યા હતી. ઘોડેસ્વાર ટુકડીમાં દરેક ઘોડા માટે બે હિંદીઓ કામ કરતા હતા. તેઓ વિના કોઇ પણ કાર્ય પાર પડી શકે તેમ નહોતું.[૧] આ પ્રમાણે હિંદીઓ ગોરાઓની સારવાર કરતા, તેઓના ઘોડાઓને ઘાસ-પાણી આપતા, યોગ્ય સ્થળે લઇ જતા, ઘાયલોને ઇસ્પિતાલમાં લઇ જઇ સારવાર કરતા. આ બધાં કાર્યમાં તેઓ કદી ગફલત કરતા નહિ. કોઇ પણ પ્રકારની અડચણને લીધે તેઓનું, આ કાર્ય વિલંબમાં પડતું નહિ. તેઓ બંડખોરોની સંખ્યા, તરફ, હથિયારો તરફ કે બળ તરફ ન જોતાં પોતાના થોડા સૈનિકોપ્રતિ વફાદારી દર્શાવતા. દિલ્હીની લડાઇનું વર્ણન કરતાં એક સૈનિકે લખ્યું છે કે "એક વખતે લડાઇના મેદાનપરથી

૧ Kaye Sepoy War. Vol. II. P. 604 Note.

પાછા ફરતી વેળા મારી તોપો વ્યૂહની બાજુએ લાવવામાં આવી હતી. મેં ગોળાઓનો વરસાદ વરસાવી સામા પક્ષને આગળ વધતો અટકાવ્યો હતો અને હવે હું જેઓ ઘવાયા હતા, તેઓને ડોળીમાં ઘાલી છાવણીમાં મોકલવાનો બંદોબસ્ત કરતો હતો. મારા એક હિંદી તોપ ચલાવનારના પગમાં ગોળી લાગી હતી, તેથી તેના પગનું હાડકું ભાંગી ગયું હતું. જે ઘોડાઓ તોપને જોડેલા હતા, તેઓમાંના એક પર આ માણસ બેઠો હતો. મેં તેની પાસે આવી આવી તોપ થોભાવવાનું કહ્યું અને તેને ઘોડા પરથી ઉતારવાની ઇચ્છા પ્રદર્શિત કરી: તેણે કહ્યું, "કુછ પરવા નહિ સાહેબ." મેં જો પરાણે તેને ઘોડા પરથી ઉતારી ડોળીમાં ન નાખ્યો હોત તો તે ઘોડા પરજ રહેત. અમારા બધા હિંદીઓએ આવી વફાદારી બતાવી આપી હતી.[૧] "થોડા પગારના બદલામાં હિંદીઓએ યુરોપિઅનોની આવી સેવા બજાવી હતી. તેઓના સ્વદેશબંધુઓ અંગ્રેજોને મારી નાખવા માગતા હતા છતાં તેઓ યથાસમયે પગાર મેળવવા માટે જે કામ માથે લીધું હતું તે પાર પાડવામાં ઉદાસીનતા બતાવતા નહોતા. તેઓ આ બળવાને જાતીય સમુત્થાન માનતા નહોતા, બંડખોરો પ્રતિ દયા બતાવતા નહિ, કેવળ પોતાના માલીકની સેવા બજાવવી એજ તેઓનું કર્તવ્ય ગણાતું હતું.

પરંતુ યુરોપિઅનો આ વિશ્વાસુ નોકરો સાથે કેવી વર્ત્તણુક ચલાવતા ? થોડા પગાર માટે જેઓ આ ભયંકર વખતે પોતાનું કર્તવ્ય બજાવતા હતા તેઓ કેવી સ્થિતિમાં દિવસો ગુજારતા હતા ? આ પ્રશ્નનો ઇતિહાસે આપેલો જવાબ હૃદયભેદક છે. હિંદીઓ પોતાના યુરોપિઅન માલીકો સમક્ષ આદરમાનને પાત્ર ગણાતા નહોતા.

---

૧ Kaye, Sepoy War. Vol. II. P. 604. Note.

યુરોપિઅનો તેઓના તરફ માનની દૃષ્ટિએ જોતા નહોતા. તેઓ પોતાનાં જીવન તરફ નજર ન કરતાં યુરોપિઅનોની સેવા બજાવતા, તેના બદલામાં યુરોપિઅનોએ તેમના તરફ કેવળ મીઠી નજરે જોયું હોત તો પણ ઠીક હતું. પરંતુ ગૌરાંગ પ્રભુઓ એ કૃષ્ણાંગ ગુલામો પ્રત્યે સારો વ્યવહાર ચલાવવા તત્પર નહોતા. તેઓ તો બધા હિંદીઓને નરપશુ માની બેઠા હતા. ગમે તે રીતે એ નરપશુઓનો નાશ કરવો એને જ પોતાનું કર્તવ્ય માની બેઠા હતા. કોઇ હિંદવાસી સૌજન્ય બતાવી, તેઓની સેવા બજાવતો તોપણ એ લોકો તો તેના તરફ જંગલી પશુના જેવો વ્યવહાર રાખતા. આમ હોવાથી દિલ્હીની છાવણીમાં હિંદી નોકરો વફાદારીના બદલામાં ગુસ્સો, શ્રદ્ધાના બદલામાં અવિશ્વાસ, દયાભાવના બદલામાં કઠોરતા, અને યત્ન તથા મમતાના બદલામાં ડગલે ડગલે તિરસ્કાર મેળવતા હતા. આ બાબતનાં દૃષ્ટાંતોનો તોટો નથી. રસોડાના બાળકો પર છાવણીના જુદા જુદા વિભાગોમાં ખોરાક લઇ જવાની જવાબદારી નાખવામાં આવી હતી. સામા પક્ષના ગોળીઓના વરસાદ વચ્ચે પણ તેઓને એ કામ બજાવવું પડતું. યુરોપિઅનો તેઓની આ મુસ્કેલી પર લક્ષ આપતા નહિ. જેઓ તેઓને ખોરાક લાવી આપતા તેઓનાં જીવન તરફ તેઓને જરા પણ મમતા નહોતી. તેઓ તેમની સમક્ષ મુસ્કેલી ભોગવતા હતા છતાં તેમનું લક્ષ તે તરફ જતું નહોતું. કેવળ આ એકજ દૃષ્ટાંત નથી પણ આવાં તો અનેક દૃષ્ટાંતો છે. જેઓ આવા સમયમાં તેઓની સેવા બજાવતા, તેઓને યુરોપિઅનો ગાળો આપતા, અને વખતે માર મારવામાં પણ સંકોચ વૃત્તિ દાખવતા નહિ. એક દયાળુ અંગ્રેજે દિલ્હીના ઘેરાનો ઇતિહાસ લખતાં જણાવ્યું છે કે " હંમેશાં લડાઇ

તથા ખૂનરેજી કરવાથી આપણા લોકો એવા નિર્દય બની ગયા હતા કે તેઓ હિંદીઓનાં જીવનને સાધારણ જંતુનાં જીવન કરતાં પણ હલકાં ગણાતા હતા. ઓફિસરો સદુપદેશ અથવા દૃષ્ટાંતદ્વારા તેઓનું ચરિત્ર સુધારવાનો પ્રયત્ન કરતા નહિ. તેઓનો કાર્યકલાપ નરહિતૈષી માણસોને સ્તંભિ કરી મૂકતો. આ વખતે હિંદીઓ તરફ જે પ્રચંડ ક્રોધ દર્શાવવામાં આવતો, તે યુરોપના લોકો સમજી શકે તેમ નથી જે હિંદી નોકરોએ અતિ આશ્ચર્યજનક વફાદારી બતાવી હતી તેઓ તરફ ઓફિસરોએ અતિ કઠોરતા દર્શાવવામાં કચાશ રાખી નહોતી આપણા લોકોએ એ લોકોને માર માર્યો છે, અને તે સિવાય બીજી રીતે પણ તેઓ તરફ હલકી વર્ત્તણુક ચલાવવામાં હદ કરી દીધી છે. સોલ્જરોએ લડાઇ વખતે તોપરક્ષકોના ટોળામાં ભિસ્તીઓને પાણી આપવા માટે બેસાડી રાખ્યા હતા. ગોળાઓના વરસાદથી એ હત-ભાગ્ય લોકોમાંના અનેક માર્યા ગયા હતા. આ લોકો પર બીજા સાધારણ લોકો કરતાં વધારે દયા દર્શાવવાની જરૂર હતી. ડોળી ઉપા-ડનારા લોકો વગેરે ઘણા આપણું કાર્ય બજાવતાં ઘવાયા હતા. તેઓ બધા દિવસના પ્રચંડ તડકામાં અને રાતની સખત ટાઢમાં ઉઘાડા સ્થાનને વિષે પડયા રહેતા. જેઓ એકાદ બે દાકતરોની સારવાર નીચે હતા તેઓને માટે એ દાકતરોએ મહા મહેનતે થોડા કોથળા અને એકાદ ઝુંપડી મેળવી હતી. તેઓને એ સાંકડા સ્થળે લદાઇ રહેવું પડતું. દિલ્હીના રહેવાશીઓનો ઘણો ખરો ભાગ આપણો હિતેચ્છુ હતો. તો પણ બધા રહેવાશીઓની કતલ કરવાની વાત જાહેર કરવામાં આવી હતી. આપણાં બાળકો પણ લોહીનાં તરસ્યાં થઇ ગયાં હતાં. તેઓ પણ એમ બબડતાં હતાં કે છાવણીમાંના બધો

કાળા લોકોને ગોળીએ મારવા જોઇએ."[૧] જો કે આ ગ્રંથકારે પોતાના ગ્રંથમાં પોતાનું નામ જાહેર કર્યું નથી, છતાં તેણે ખાત્રી-લાયક સાબીતિઓ એકત્ર કરી પોતાનું પુસ્તક લખ્યું છે.[૨] જેઓના વ્યવહાર પર પોતાનું જીવન અવલંબી રહ્યું હતું, તેઓ પર યુરોપિઅન લોકો આવો જુલમ ગુજારતા હતા. શાંતિને વખતે તો કદાચ ઉદ્ધત યુરોપિઅનો પોતાની સત્તા દેખાડવા ખાતર આવી ઉદ્ધતાઇ દર્શાવવા તૈયાર થાય તે માની શકાય તેવું છે. પરંતુ શાંતિનો સમય ચાલ્યો ગયો હતો. આખા હિંદમાં ભયાનક પ્રકોપ ફાટી નીકળ્યો હતો. બધા યુરોપિઅનોનું જીવન ભયમાં આવી પડયું હતું. આ દેશના લોકોની દયા અને વિશ્વાસ પરજ તેઓની જિંદગીનો આધાર હતો. સમય ફેરવાયો હતો છતાં યુરોપિઅનોનો સ્વભાવ ફર્યો નહોતો. એક પ્રસિદ્ધ ઇતિહાસકારે આ બાબતમાં લખ્યું છે કે "(શાંતિનો) સમય ફેરવાઇ ગયો હતો. પરંતુ આપણે એ સમય સાથે ફેરવાયા નહોતા. આપણી પોલાદ જેવી પ્રકૃતિ હજુ એવી ને એવી રહી હતી. ગ્રીષ્મઋતુના પ્રચંડ તાપને લીધે પણ તે પર જરા અસર થઇ નહોતી. આપણે એવા ઉચ્છૃંખલ, અસહનશીલ, અને ભયશૂન્ય હતા કે જેઓને આપણે તિરસ્કારતા હતા તેઓ જ આપણી રક્ષા કરે છે તે તરફ આપણું લક્ષ જ નહોતું. જે વિપત્તિ બીજા લોકોની પ્રકૃતિને નિસ્તેજ કરી નાખે તે વિપત્તિમાં પણ આપણી જાતિ સર્વદા કઠોર, દૃઢતા-સંપન્ન અને અનમનીય રહી હતી. મનુષ્યોના વિચારવિતર્ક અને

---

૧ Siege of Delhi. Kaye, Sepoy War. Vol. II. P. 605, Note.

૨ Kaye, Sepoy War, Vol. II. P. 605 Note.

દલીલો છતાં એટલું કબૂલ કરવું જ પડશે કે, એ કઠોરતા અને અસહનશીલતા આ વખતે આપણને નષ્ટ કરી શકત, તેજ ગુણોએ આપણને ક્ષેત્રકુશળ રાખ્યા છે. જે દઢતા, અનિયમિતતા અને પોતાના પર આધાર રાખવાની ટેવ જોઇ આપણા શત્રુઓમાંના માહાન પુરુષોએ કહ્યું છે કે અંગ્રેજો કદી હારવાનું સમજતા નથી. તેજ દઢતા અને આત્મ નિર્ભરની શક્તિએ હિંદીઓને ખાત્રી કરી આપી છે કે જો આ દેશમાં ફક્ત એક પણ ગોરો રહેશે તો પણ તે પોતાની જાતિને માટે આખું હિંદ ફરી મેળવી શકશે પરાધીન જાતિ પ્રતિ આવો વ્યવહાર ચલાવ્યા બાબત જેઓ તટસ્થપણે વિચાર કરશે તેઓને તે સમર્થન કરવા યોગ્ય નહિ જણાય છતાં આ સિદ્ધાંત કાયમ રહેશે કે આવી શક્તિના નિદર્શને આપણી દુર્બળતામાં પણ આપણને શક્તિસંપન્ન બનાવ્યા છે.”

ઉપલા ઇતિહાસકારનાં વચનો ખોટાં નથી. સર્વ પ્રકારની દઢતા દરેક વખતે મનુષ્યને અજીત બનાવી રાખે છે. પરંતુ અંગ્રેજોએ એક તાબેદાર પ્રજા તરફ નિર્દય વ્યવહાર ચલાવ્યો ન હોત તો પણ તેઓ આવી દઢતા દર્શાવી શકત. જ્યારે ચોતરફથી દુઃખ આવી પડે ત્યારે કેવળ દઢતા જ મનુષ્યનું રક્ષણ કરી શકે છે. પરંતુ દઢતા અને નિર્દયતા વચ્ચે ફેર છે. પરાક્રમી શત્રુના આક્રમણ વખતે અગર બીજી કોઇ ભયાનક વિપત્તિ વખતે ધીરજ અને સહનશીલતા સહિત પરાક્રમ દર્શાવવું અને કોઇ પણ રીતે એ વિપત્તિમાંથી મુક્ત થવું એ દઢતાનું લક્ષણ છે. શક્તિમાન શત્રુ વારંવાર હલ્લો કરતો હોય. દરેક હુમલા વખતે અપાર શૌર્ય દર્શાવતો હોય, પોતાના પક્ષના સેંકડો

---

૧ Kaye, Sepoy, War. Vol. II. P. 605-605

માણસો રણક્ષેત્ર પર મરતાં હોય ઘવાતાં હોય અને ઇસ્પિતાલનો આશરો લેતાં હોય, એવા વખતે જે કોઇ રીતે શત્રુની સમક્ષ માથું ન નમાવે, જયની આશા ન છોડે, પ્રબળ પરાક્રમ દર્શાવે તે ખરો દૃઢતા સંપન્ન પુરુષ ગણાય. પરંતુ જે આવે વખતે સ્વજાતિ અથવા સ્વદેશી સિવાયના બધાને દ્વેષની નજરે જુએ, સામા પક્ષના સ્વદેશબંધુઓ તેના પર ઉપકાર કરે તો પણ દયાળુ વર્તણુક ન મેળવી શકે, અને ડગલે ડગલે દારૂણ અપમાન વેઠે. તેવું જીવન એ લોકોની સારવાર પર ટકી રહેલું છતાં તે તો એ માણસોનાં જીવનને તણખલાં સમાન લેખે તો તેની આ પ્રકૃતિમાં દૃઢતાનાં લક્ષણો જણાતાં નથી. તેનામાં દૃઢતાને બદલે પ્રકૃતિગત ક્ષીણતા અને નમ્રતાને બદલે ઉદ્ધતાઇ જણાઇ આવે છે. કહેવાની જરૂર નથી કે યુરોપિઅનોએ આ વખતે કેવળ ઉદ્ધતાઇ અને અશાંતપણું દર્શાવ્યું હતું અને દૃઢતાને બદલે નિર્દયતા બતાવી ખરા વીરત્વનું અપમાન કર્યું હતું.

પરિણામ એ આવ્યું કે આ વખતે ઘણા યુરોપિઅનોની વૈરવૃત્તિ એવી પ્રબળ બની ગઇ કે તેઓ સમગ્ર ભારતવર્ષને જનશૂન્ય કરવા તત્પર થઇ રહ્યા. એક યુરોપિઅન ઓફિસરે મિરતથી લખ્યું હતું કે યુરોપિઅન સૈનિકોએ કાનપુર જતી વેળા જે જે દેશી લોકોને જોયા, તે બધાને મારી નાખ્યા. આથી મને બહુ સંતોષ થયો છે.[૧] એક બીજા ઓફિસરે લખ્યું છે કે " અમારૂં સૈન્ય જ્યારે દિલ્હીમાં પ્રવેશ કરશે ત્યારે દિલ્હીના બધા રહેવાશીઓ મરણ શરણ થશે, એમાં મને કશો શક નથી. અધિનાયકોમાંના કોઇ આ ખૂનરેજી બંધ પાડી

---

૧ Martin, Indian Empire. Vol. II. P. 436

શકશે નહિ."[1] જે સોલ્જરો દિલ્હી કબજે કરવા આવ્યા હતા તેઓને ડગલે ડગલે કષ્ટ વેઠવું પડયું હતું. વરસાદના પાણીથી તેઓના તંબુ પલળી જતા. સામા પક્ષની તોપોથી કેટલાક ઘવાતા અને કેટલાક માર્યા જતા. ભયંકર કોલેરાથી ઘણા માર્યા ગયા હતા. એક તો તેઓ બધા હિંદીઓને શત્રુ માની બેઠા હતા, તેમાં વળી આટલું બધું કષ્ટ પડવાથી તેઓની વિવેકશક્તિ નાશ પામી હતી. તેઓએ આખા હિંદને જનશૂન્ય કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. આમ હોવાથી તેઓ દયા માયા વર્જિત બની ગયા હતા. પોતાના પર ઉપકાર કરનારને પણ પીડવામાં આનંદ માનતા હતા. ગરીબ બિચારા હિંદીઓ નિમકહલાલ કુતરાની પેઠે તેઓને ખોરાક પૂરો પાડતા, ચાલતી લડાઇએ પાણી પૂરૂં પાડતા અને અથાક શ્રમ લઇ તેઓની શ્રાંતિ ઉતરે એવો પ્રયત્ન કરતા. પણ તેના બદલામાં કેવળ તુચ્છકાર સિવાય બીજું કંઇ મળતું નહિ. સર જોન લોરેન્સે જાહેર રીતે કહ્યું હતું કે "હિંદીઓની મદદ ન મળવાથી યુરોપિઅનોનાં મરણ થાય છે[2] સારવાર કરનારા નોકરો નિર્દય યુરોપિઅનોની સંગીનના અગર ગોળીઓના આઘાતથી, અથવા બંડખોર લોકોના હલ્લાથી મરી ખૂટયા હતા. આથી છાવણીમાં એવા લોકોનો તોટો પડયો હતો. સેનાપતિ વિલ્સને યુરોપિઅનોની બળવાન વૈરવૃત્તિ શાંત પાડવા ખાતર હુકમ ફરમાવ્યો હતો કે, "છાવણીના સંખ્યા બંધ નોકરો ગોરા સૈનિકોની સંગીનનો અગર બંદુકોની ગોળીઓના ભોગ થઈ પડયા છે. આ વાત બ્રિગેડિયર વિલ્સનથી અજાણી નથી. તે જણાવે છે કે

---

૧ Martin, Indian Empire Vol. II. P. 436.
૨ Martin, Indian Empire, Vol. II. P. 436.

આવી કઠોર વર્ત્તણુકથી આખું સૈન્ય અવ્યવસ્થિત બની જશે. વળી તેમ કરવાથી છાવણીમાંના નોકરોમાં ભય ફેલાશે. તેઓમાંના ઘણા પોતાના સહયોગીઓનું શોચનીય પરિણામ જોઇ છાવણી છોડી જશે. કોઈ કોઇ નોકરોએ તો છાવણી છોડી જવાનો વિચાર પણ કર્યો છે."[૧] એક પરાધીન જાતિનાં અમુક માણસોને પોતાની સામે બંડ ઉઠાવતાં જોઇ યુરોપિઅન સાહેબો કેટલા બધા ચિડાઇ ગયા હતાં તે આ પરથી સ્પષ્ટ જણાય છે. પરંતુ આટલું છતાં હિંદી લોકો પોતાનો દયાળુ સ્વભાવ વિસર્યા નહોતા. એક તરફ લોહીની નીકો વહેતી હતી અને બીજી તરફ દયાળુ હિંદુઓની સારવારથી ઘાયલ સોલ્જરો શાંતિ મેળવતા હતા. નિર્દય પ્રકૃતિના મનુષ્ય હણનારા લોકોના બાજુએ શાંતશીલ અને માનવહિતૈષી જનોનો આવિર્ભાવ થતો હતો. પોતાના આત્મીય જનોના વિયોગથી હો કે પોતાની દુર્દશાને લીધે હો પણ જ્યારે તેઓ હિંદીઓને મૂળમાંથી નષ્ટ કરવાની પ્રતિજ્ઞા લઈ બેઠા હતાં, ત્યારે તેજ ભારતવાસીઓ પોતાનું જીવન સંકટમાં નાખી તેઓના અસહાય સ્ત્રી પુત્રોનું રક્ષણ કરવા તૈયાર થયા હતા. આ કાર્ય કરતાં તેઓ બંડખોરોથી બીતા નહોતા; સિપાહીઓના ઇનામના લોભથી લોભાયા નહોતા. આવા ઉદાર દિલનાં કાર્યો આ ઇતિહાસમાં ઠામ ઠામ દૃષ્ટિગોચર થતાં હતાં. જે યુરોપિઅન બૈરાં છોકરાં જુદે જુદે સ્થળેથી દિલ્હીની છાવણીમાં આવી રહ્યાં હતાં તેઓ આ વાત મુક્ત કંઠે સ્વીકારતાં હતાં. અહીં એ દૃષ્ટાંતોમાંનું એક દૃષ્ટાંત રજૂ કરવામાં આવે છેઃ—ગુરગામના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું તેથી એક મડમ પોતાના બાળક પુત્ર સાથે અતિશય મુશ્કેલીમાં આવી પડી. એ વૃદ્ધને

૧ Martin, India Empire, Vol. II. P. 436.

તેનો પતિ ત્યાં હાજર નહોતો; પરંતુ પાસેના ગામડિઆઓના પ્રયત્નથી તે પોતાના પુત્ર સાથે સહીસલામત રહી શકી. ગામના લોકોએ આ અસહાય મડમને ત્રણ માસ સુધી છુપાવી રાખી હતી. આ ત્રણ માસ પર્યંત તેઓએ તેને અન્નવસ્ત્ર પૂરાં પાડયાં હતાં. બંડખોર સિપાહીઓએ એ લોકોને બીક બતાવવામાં બાકી રાખ્યું નહોતું છતાં તે લોકોએ એ બાઇને સોંપી નહોતી. સિપાહીઓએ ૧૦૦ રૂપીઆનું ઇનામ આપવાનું કહ્યું છતાં ગરીબ ગામડીઆઓ ડગ્યા નહોતા. છેવટે એક વૃદ્ધ માણસે તેને દિલ્હીની છાવણીમાં પહોંચાડી. આ બાઇએ કૃતજ્ઞતાપૂર્વક પોતાને આશ્રય આપનાર લોકોનાં બહુ વખાણ કર્યાં છે. તેનો પુત્ર જે બુઢ્ઢાના ખભા પર ચઢ્યો હતો તે બુઢ્ઢા તરફ તેણે બહુ માયા વ્યક્ત કરી હતી.[૧]

એક બીજા બનાવથી અંગ્રેજોની છાવણીમાં નવાઇ ફેલાઇ હતી. પંદરમી સદીમાં ફ્રાંસની વીર કુમારિકા જોન ઓવ આર્ક ઓર્લિઅન્સ આગળ અંગ્રેજી સૈન્યને હરાવી જે નવાઇ ફેલાવી હતી તેવી નવાઇ દિલ્હી પાસેની અંગ્રેજોની છાવણીના સિપાહીઓમાં એક મુસલમાનની છોડીનું પરાક્રમ જોઇ ફેલાઇ હતી. એક બાઇએ હથિયારબંધ થઇ ઘોડાપર ચઢી અંગ્રેજોપર હુમલો કર્યો હતો. લડાઇમાં તેણે અસાધારણ પરાક્રમ બતાવ્યું હતું. એ બાઇ છેવટે કેદ પકડાઇ અને સેનાપતિ વિલ્સનના હુકમથી મુક્ત થઇ તેના આગમનથી મુસલમાન સૈન્યમાં વધારે ઉત્સાહ ફેલાશે એવા વિચારથી કપ્તાન હડસને તેને ફરી કેદ કરવાની સલાહ આપી. તે મુજબ એ બાઇને ફરીથી કેદ કરી અંબાલા મોકલી આપવામાં આવી.[૨]

---

૧ Martin, Indian Empire, Vol. II. II. 346.

૨ Hudson, Twelve years in Indian, P. 250

અંગ્રેજોની છાવણીમાં આ પ્રમાણે જોન ઓવ્ આર્કનું પ્રગટ થવું એ કંઇ આ ઇતિહાસમાં ઓછી નવાઇની વાત નથી.[1]

હવે દિલ્હી શહેરમાં શું બનતું તે જોઇએ. વૃદ્ધ મોગલ પાદશાહ હિંદનો સર્વોપરિ સત્તાધીશ બન્યો હતો. તેના નામથી હુકમો બહાર પડતા હતા, ફિરંગીઓનો નાશ કરવાની નાના પ્રકારની યોજનાઓ ઘડાતી હતી, અને ઉમરાવો તથા સેનાપતિઓની કાર્યપ્રણાલી નક્કી થતી હતી. પરંતુ ખરી રીતે પાદશાહના હાથમાં તે. કશી સત્તા નહોતી. વૃદ્ધ ઉમરને લીધે તે શક્તિહીન બની ગયો હતો, સિપાહીઓની સત્તા આગળ તે સત્તાહીન બની ગયો હતો. શહેરના મુસલમાનો વિરુદ્ધ ચુંકારો કરવા જેટલી પણ તેનામાં શક્તિ નહોતી. કૌતુકપ્રિય જોશી લોકો તેને જણાવતા હતા કે અમુક દિવસે બધા ફિરંગીઓ નષ્ટ થવાના છે. તે બિચારો આ વચનો પર આધાર રાખી મુગ્ધ બની બેઠો હતો. તેના જે મહેલમાં સાધારણ માણસોથી પ્રવેશ થઇ શકતો નહોતો તે મહેલમાં અત્યારે સિપાહીઓની મેદની જામવા લાગી. મહેલના એક ભાગમાં સિપાહીઓના ઘોડા બંધાવા લાગ્યા, બીજા ભાગમાં હથિયારોનો ઢગલો કરવામાં આવ્યો. ત્રીજા ભાગમાં સિપાહીઓનું વિનોદસ્થાન બનાવવામાં આવ્યું. આ સિપાહીઓની ગતિ અટકાવવાનું કામ શહેનશાહને માટે અસાધ્ય બની ગયું. અંગ્રેજોની છાવણીમાં જ્યારે એકતાની સત્તા છવાઇ રહી હતી ત્યારે દિલ્હીમાંના સિપાહીઓ પરસ્પર વિચ્છિન્ન ભાવે રહી જુદી જુદી રીતે યોજનાઓ ઘડતા અને અમલમાં મૂકતા હતા. તેઓનો

---

૧ Greathed, Letters during the Siege of Delhi, P. 130.

ખરો સેનાપતિ કોઇ નહોતો. કોઇ તેઓની સરદારી લેવાની શક્તિ ધરાવતું નહોતું. દિલ્હીના શહેનશાહના નામથી બધું કાર્ય ચાલતું હતું ખરૂં પણ આજે જે હુકમનું જાહેરનામું પ્રગટ થયું હોય તેજ હુકમ આવતી કાલે સિપાહીદ્વારા તોડવામાં આવતો હતો. આજે જે કર્તવ્ય મનાતું હતું તે આવતી કાલે અકર્તવ્ય ગણાતું હતું. શહેરના હિંદુમુસલમાનો વચ્ચે સદ્‌ભાવ નહોતો. મુસલમાનો ગૌહત્યા કરવા તૈયાર થવાથી હિંદુઓ ઉશ્કેરાઇ ગયાં હતા. આ પ્રમાણે ગડબડ મચી રહી હોવાથી શાંતિનું નામનિશાન જણાતું નહોતું. શાહુકારોના પૈસાટકાની સલામતી નહોતી. સિપાહીઓની લૂટફાટ કરવાની પ્રવૃત્તિ એટલી બધી બળવાન હતી કે દુકાનદારો હંમેશાં પોતાની દુકાનો બંધ રાખતા હતા. તેઓ શહેનશાહ પાસે ફરિયાદો કરતા પણ શહેનશાહમાં એ ફરિયાદોનો ફેંસલો આપવા જેટલી તાકાત નહોતી. આ પ્રમાણે શહેનશાહને બદલે સિપાહીઓ દિલ્હીના કર્ત્તાહર્ત્તા થઇ પડયા હતા. આગ્રાની જેલમાંથી છૂટેલા કેદીઓના ટોળેટોળાં દિલ્હી આવી પહોંચ્યાં હતાં. તેઓના આગમનથી શહેરમાં વધારે અવ્યવસ્થા ફેલાઇ રહી. ઘાયલ સિપાહીઓની સારવાર માટે વ્યવસ્થા કરવામાં આવી નહોતી. તેઓના ઘા હંમેશાં ઉઘાડા રહેતા, ને મલમપટ્ટા બાંધવામાં આવતા નહોતા. આથી ઘામાં ધારાં પડતાં અને દુર્ભાગી ઘાયલ સિપાહીઓ તેની પીડાથી આર્ત્તનાદ કરતા. બરેલીના ગોલંદાજોમાંનો બખતખાં નામનો એક સુબેદાર દિલ્હીનો સેનાપતિ હતો. આ વખતે તેની ઉમર ૬૦ વર્ષની હતી. તેની લંબાઇ લગભગ ૬ ફૂટ હતી. જાડાઇ પણ કંઇ થોડી નહોતી. તે ચાળીસ વર્ષથી કંપાનની નોકરી બજાવતો હતો. બહુ જાડો હોવાથી ઘોડેસ્વારીમાં હોશિયાર નહોતો છતાં સાધારણ રીતે લશ્કરી કાર્યમાં કુશળ હતો[૧] આ માણસ

[૧] Cooper Crisis in the Punjab P. 201.

સેનાપતિ છતાં બધા સિપાહીઓ પર અંકુશ રાખી શકતો નહિ. નીચ-મથી જે સિપાહીઓ આવી પહોંચ્યા હતા, તેઓએ બખતખાંને સેનાપતિ તરીકે કબૂલ રાખ્યો નહોતો. વળી ઘાઉસખાં નામનો એક બીજો સેનાપતિ બખતખાંનો વિરોધી હતો. સેનાપતિ સરદારસિંહના સિપાહીઓ બખતખાંની ગફલતથી બે દિવસ સુધી વરસાદમાં ભીંજાયા હોવાથી તે પણ બખતખાં પર ગુસ્સે થઇ રહ્યા હતા. આ પ્રમાણે મહેલની દિવાલોમાંનું સૈન્ય પરસ્પર દ્વેષબુદ્ધિથી ખવાતું જતું હતું. કપ્તાન હડસન ગુપ્તચર વિભાગનો અધ્યક્ષ હતો તે અમે અગાઉ જણા-વેલું છે. આ વિભાગના રજબઅલી નામના એક મીર મુન્શીની કુશ-ળતાથી હકીમ આસાનઉલ્લાખાં નામનો પાદશાહનો એક મુખ્ય અમલદાર સિપાહી આગળ વિશ્વાસઘાતી ઠર્યો અને તેથી તેને બહુ વેઠવું પડયું.[1]

---

૧ કપ્તાન હડસન જુદે જુદે સ્થળેથી સમાચાર મેળવવા મથતો હતો. સર હેન્રિ લોરેન્સનો મીર મુન્શી રજબઅલી આ બાબતમાં તેનો મુખ્ય મદદગાર હતો. એ ચતુર મુન્શી શહેરના બધા સમાચાર લાવી આપતો હતો. એક દિવસે તેણે હડસનની સલાહથી હકીમ આસાનઉલ્લાખાંના નામે એક પત્ર લખ્યો. પત્ર એવી રીતે લખ-વામાં આવ્યો હતો કે તે સિપાહીઓના હાથમાં જતાં હકીમ મહા વિશ્વાસઘાતી ઠરે અને સખત સજા ભોગવે અને સિપાહીઓના હાથમાં ન જાય તો હકીમને લાગે કે અંગ્રેજોના પક્ષમાં જઇશું તો બહુ ફાયદો થશે. દૈવીયોગે આ પત્ર હકીમના હાથમાં ન જતાં સિપાહી-ઓના હાથમાં ગયો. તેઓ આ પત્ર વાંચી એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે હકીમ સાહેબનાં ઘરબાર ભસ્મીભૂત કરી નાખ્યાં. હકીમ

શહેરમાં ખોરાક અને પાણીનો તોટો નહોતો, પણ અંગ્રેજોની છાવણીની પેઠે અહીં પણ રોગ ફાટી નીકળ્યો હતો. રોગીઓને નિયમસર દવા મળતી નહોતી. એ સિવાય દરરોજના દંગાથી રૈયત એટલી બધી ત્રાસી ગઇ હતી કે આ કરતાં તો અંગ્રેજોનું રાજ્ય વધારે સારૂં એમ તેના મનમાં થતું હતું. સિપાહીઓમાં સંપ નહોતો, તેઓનો કોઇ સેનાપતિ નહોતો. સિપાહીઓ જે રાજમહેલમાં પડાવ નાખી રહ્યા હતા, તે રાજમહેલ એક મજબૂત કિલ્લાની ગરજ સારતો હતો. દુર્ભેદ્ય કોટ તેમની રક્ષા કરતો હતો. વિશાળ ખાઇ તેઓને અજીત બનાવી રહી હતી. તેઓના મથકની બહાર જેમ બચાવનાં સાધનો અભેદ્ય હતાં તેમ અંદરના ભાગમાં પણ હથિયારોનો તોટો નહોતો. દારૂગોળો પુષ્કળ હતો. તોપો યોગ્ય સ્થળે ગોઠવેલી હતી. બંદુક, સંગીન, તરવાર વગેરે યોગ્ય સ્થળે ગોઠવી દીધું હતું. એ સિવાય પુષ્કળ ખોરાક તથા સંખ્યાબંધ ઘોડા વગેરે સિપાહીઓનું બળ વધારવા માટે સંઘરી રાખવામાં આવ્યાં હતાં. આટલી બધી સગવડ છતાં યોગ્ય સેનાપતિને અભાવે સિપાહીઓ નિર્બળ થતા જતા હતા. કોઇ કોઇ ઇતિહાસકારોએ સેબાસ્ટપૉલના હલ્લા સાથે દિલ્હી પર અંગ્રેજોએ કરેલા હલ્લાને સરખાવ્યો છે. પરંતુ સૂક્ષ્મ વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે એવી સરખામણી કદી થઇ શકે તેમ નથી. સેબાસ્ટપૉલની માફક દિલ્હી એક પરાક્રમી સામ્રાજ્યનાં બળવાન હથિયારોથી સજ્જ થયું નહોતું. શ્રીરંગપટ્ટણ અથવા ભરતપુરની સાથે પણ આ

---

બિચારો નાસી પાદશાહને શરણે ગયો. Martin, Iadian Empire Vol. II. P. 434-435 Note. Comp. Cooper, Crisis in the Punjab, P. 206-207.

હલ્લાની તુલના થઈ શકે તેમ નથી. દિલ્હીમાં ટિપુ સુલતાનના જેવા કોઇ પ્રસિદ્ધ રણકુશળ રાજાઓ પોતાના કેળવાએલા સૈનિકોથી વીંટળાઇ પરાક્રમ દર્શાવતાં દર્શાવતાં પોતાના રાજ્યના બચાવ માટે પોતાના કિલ્લાના દરવાજામાં વીરશય્યા સ્વીકારી નથી. દિલ્હીમાં ભટ જેવા વીરોના જેવું સાહસ, વીરત્વ કે રણકૌશલ્ય અંગ્રેજોને હંફાવી શક્યું નથી. ટિપુના સાહસે અને જાટ લોકોના પરાક્રમે શ્રીરંગપટ્ટણ અને ભરતપુરની લડાઈઓને ઇતિહાસમાં પ્રસિદ્ધ કરી મૂકી છે. સૂક્ષ્મદર્શી ઇતિહાસકાર દિલ્હીની લડાઇ સાથે એ લડાઇઓને સરખાવવા તૈયાર થશે નહિ. એંશી વર્ષનો ડોસો દિલ્હીનો નામનો પાદશાહ હતો. એ પાદશાહ પાસે કેટલી સત્તા હતી તે અગાઉ દર્શાવવામાં આવ્યું છે. અંગ્રેજ ઇતિહાસકારોએ પણ વૃદ્ધ મોગલોની મર્મસ્પર્શી યાતનાનું વર્ણન કરવામાં બાકી રાખ્યું નથી.[૧] મોગલ સામ્રાજ્યનો સ્થાપક બાબર સેંકડો મુશ્કેલીઓ વચ્ચે કવિતા બનાવતો હતો. તેની કવિત્વશક્તિ વંશપરંપરા ઉતરી હતી. ઘણી વેળા તેઓનાં અપાર દુઃખનું નિવારણ એ કવિતાથી થતું હતું. વૃદ્ધ અને અંધ શાહઆલમ દારૂણ પીડા ભોગવતો હતો ત્યારે કવિતા સાંભળતો તથા બનાવતો, એથી તેને શાંતિ મળતી. વૃદ્ધ બહાદુરશાહ પણ પોતાની આવી દુર્દશાથી અધીરો બની કવિતાદ્વારા ગંભીર મનોયાતના પ્રગટ કરતો. બંડખોર સિપાહીઓએ તેને ઘેરી લીધો હતો, બધી સત્તા પડાવી લીધી હતી, વિશાળ રાજમહેલ છાવણીના રૂપમાં ફેરવી નાખ્યો હતો, પરિવારમાં

---

૧ Cooper, Crisis in the Punjab, P. 212–213. Cave. Brown, Punjab and Dealhi Vol. P. 37-36 Martin. Indian Empire, Vol. II. P. 439.

શહેરમાં ખોરાક અને પાણીનો તોટો નહોતો, પણ અંગ્રેજોની છાવણીની પેઠે અહીં પણ રોગ ફાટી નીકળ્યો હતો. રોગીઓને નિયમસર દવા મળતી નહોતી. એ સિવાય દરરોજના દંગાથી રૈયત એટલી બધી ત્રાસી ગઇ હતી કે આ કરતાં તો અંગ્રેજોનું રાજ્ય વધારે સારૂં એમ તેના મનમાં થતું હતું. સિપાહીઓમાં સંપ નહોતો, તેઓનો કોઇ સેનાપતિ નહોતો. સિપાહીઓ જે રાજમહેલમાં પડાવ નાખી રહ્યા હતા, તે રાજમહેલ એક મજબૂત કિલ્લાની ગરજ સારતો હતો. દુર્ભેદ્ય કોટ તેમની રક્ષા કરતો હતો. વિશાળ ખાઇ તેઓને અજીત બનાવી રહી હતી. તેઓના મથકની બહાર જેમ બચાવનાં સાધનો અભેદ્ય હતાં તેમ અંદરના ભાગમાં પણ હથિયારોનો તોટો નહોતો. દારૂગોળો પુષ્કળ હતો. તોપો યોગ્ય સ્થળે ગોઠવેલી હતી. બંદુક, સંગીન, તરવાર વગેરે યોગ્ય સ્થળે ગોઠવી દીધું હતું. એ સિવાય પુષ્કળ ખોરાક તથા સંખ્યાબંધ ઘોડા વગેરે સિપાહીઓનું બળ વધારવા માટે સંઘરી રાખવામાં આવ્યાં હતાં. આટલી બધી સગવડ છતાં યોગ્ય સેનાપતિને અભાવે સિપાહીઓ નિર્બળ થતા જતા હતા. કોઇ કોઇ ઇતિહાસકારોએ સેબાસ્ટપૉલના હલ્લા સાથે દિલ્હી પર અંગ્રેજોએ કરેલા હલ્લાને સરખાવ્યો છે. પરંતુ સૂક્ષ્મ વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે એવી સરખામણી કદી થઇ શકે તેમ નથી. સેબાસ્ટપૉલની માફક દિલ્હી એક પરાક્રમી સામ્રાજ્યનાં બળવાન હથિયારોથી સજ્જ થયું નહોતું. શ્રીરંગપટ્ટણ અથવા ભરતપુરની સાથે પણ આ

---

બિચારો નાસી પાદશાહને શરણે ગયો. Martin, Indian Empire Vol. II. P. 434–435 Note. Comp. Cooper, Crisis in the Punjab, P. 206–207.

હલ્લાની તુલના થઈ શકે તેમ નથી. દિલ્હીમાં ટિપુ સુલતાનના જેવા કોઇ પ્રસિદ્ધ રણકુશળ રાજાએ પોતાના કેળવાએલા સૈનિકોથી વીંટળાઇ પરાક્રમ દર્શાવતાં દર્શાવતાં પોતાના રાજ્યના બચાવ માટે પોતાના કિલ્લાના દરવાજામાં વીરશય્યા સ્વીકારી નથી. દિલ્હીમાં ભટ જેવા વીરોના જેવું સાહસ, વીરત્વ કે રણકૌશલ્ય અંગ્રેજોને હંફાવી શક્યું નથી. ટિપુના સાહસે અને જાટ લોકોના પરાક્રમે શ્રીરંગપટ્ટણ અને ભરતપુરની લડાઈઓને ઇતિહાસમાં પ્રસિદ્ધ કરી મૂકી છે. સૂક્ષ્મદર્શી ઇતિહાસકાર દિલ્હીની લડાઇ સાથે એ લડાઇઓને સરખાવવા તૈયાર થશે નહિ. એંશી વર્ષનો ડોસો દિલ્હીનો નામનો પાદશાહ હતો. એ પાદશાહ પાસે કેટલી સત્તા હતી તે અગાઉ દર્શાવવામાં આવ્યું છે. અંગ્રેજ ઇતિહાસકારોએ પણ વૃદ્ધ મોગલોની મર્મસ્પર્શી યાતનાનું વર્ણન કરવામાં બાકી રાખ્યું નથી.[૧] મોગલ સામ્રાજ્યનો સ્થાપક બાબર સેંકડો મુશ્કેલીઓ વચ્ચે કવિતા બનાવતો હતો. તેની કવિત્વશક્તિ વંશપરંપરા ઉતરી હતી. ઘણી વેળા તેઓનાં અપાર દુઃખનું નિવારણ એ કવિતાથી થતું હતું. વૃદ્ધ અને અંધ શાહઆલમ દારૂણ પીડા ભોગવતો હતો ત્યારે કવિતા સાંભળતો તથા બનાવતો, એથી તેને શાંતિ મળતી. વૃદ્ધ બહાદુરશાહ પણ પોતાની આવી દુર્દશાથી અધીરો બની કવિતાદ્વારા ગંભીર મનોયાતના પ્રગટ કરતો. બંડખોર સિપાહીઓએ તેને ઘેરી લીધો હતો, બધી સત્તા પડાવી લીધી હતી, વિશાળ રાજમહેલ છાવણીના રૂપમાં ફેરવી નાખ્યો હતો, પરિવારમાં

---

૧ Cooper, Crisis in the Punjab, P. 212–213.
Cave. Brown, Punjab and Dealhi Vol. P. 37–36
Martin. Indian Empire. Vol. II. P. 439.

અશાન્તિ ફેલાવી હતી. તે આવી સ્થિતિમાં આવી પડી કવિતા લખતો હતો કે, " મને સિપાહીઓનાં ટોળાંઓએ ઘેર્યો છે; હાય, અત્યારે મને શાંતિ નથી, મારી સ્થિરતા નાશ પામી છે. કેવળ મારૂં જીવન રહ્યું છે, તેનો પણ તેઓ જેમ બને તેમ જલદી સંહાર કરશે." બંડખોર સિપાહીઓના આગમનથી વૃદ્ધ પાદશાહને કેટલી પીડા થતી હતી તે આ કવિતા પરથી સ્પષ્ટ જણાય છે. તે કોઈ વખતે દરબાર ગૃહમાં અમીર ઉમરાવો સમક્ષ પોતાની ધોળી દાઢી મૂછોના વાળ વીંખતો અને માથા પરથી પાઘડી ઉતારી તેના ચીરા કરતો કરતો પોતાને આવી સ્થિતિમાં લાવનાર પર શાપ વરસાવતો.[1] આવી સ્થિતિમાં પણ મોગલોનો મહેલ નિરાશ્રિત અંગ્રેજોનું આશ્રયસ્થળ હતું. તેના પરિવારમાંનાં ઘણાં માણસોને આ ખાતર બહુ વેઠવું પડયું હતું. મીર્જા મોગલ નામના એક શાહજાદાએ અંગ્રેજોનો પક્ષ લીધાથી તેને લશ્કરી અદાલતમાં હાજર થવું પડયું હતું.[2] મીર્જા હાજી નામના એક બીજા શાહજાદાએ ખ્રિસ્તીઓને છુપાવી રાખ્યા હતા, તેથી તેને સિપાહીઓના ગુસ્સાને ભોગ થવું પડયું હતું. ખુદ બેગમ જીન્નતમહાલ યુરોપિઅનોનો જીવ બચાવવા ખાતર બંડખોર લોકોમાં નિંદાપાત્ર થઇ પડી હતી.[3]

વૃદ્ધ બહાદુરશાહ આવી કંગાલ હાલતમાં દિવસો ગુજારતો હતો. તેનાં કુટુંબીજનો પોતાની જિંદગી ભયમાં નાંખી અંગ્રેજોને બચાવવાનો

---

૧ Martin, India, Empire, Vol. II. P. 439

૨ કોઈ કોઇ ઇતિહાસકારોએ જણાવ્યું કે મીર્જા મોગલ સિપાહીઓનો ઉત્સાહદાતા હતો. Holmes, Indian meeting, 364.

૩ Martin Indian Empire, II. P. 439.

પ્રયત્ન કરતાં હતાં. તેની પ્રિયતમા પ્રણયિની, તેના પ્રાણાધિક પુત્રો અને પૌત્રો પોતાનાં શિર સાટે અંગ્રેજોનો બચાવ કરવા તત્પર થયા હતા. છેવટે વૃદ્ધ બહાદુરશાહ આવી દરરોજની અશાન્તિથી વિરક્ત થઇ અંગ્રેજોને શરણે જવા તૈયાર થયો. એક દિવસ અંગ્રેજોની છાવણીમાં જાહેર થયું કે શાહ બહાદુરશાહે—સમગ્ર હિંદના શહેનશાહે જાતે સંધિ કરવા માટે દૂત મોકલ્યો છે, તેણે સંધિ કરવાના ઉદ્દેશથી એવી માગણી કરી હતી કે દિલ્હીના રાજમહેલમાં અંગ્રેજોનું લશ્કર પેસી શકે એ ખાતર જમના નદીના પૂલ પાસેનો સાલિમગઢનો દરવાજો ઉઘાડવામાં આવશે. અંગ્રેજોએ આના બદલામાં અમારી પદવી અને અગાઉ અપાતું વર્ષાસન ચાલુ રાખવું.[૧] બેગમ જીન્નતમહાલ અને દિલ્હીના અનેક શાહજાદાઓ તથા ઉમરાવોએ આવી સંધિ કરવાનો પ્રયત્ન કર્યો હતો. આ માગણી સર જોન લોરેન્સની જાણમાં આવી હતી. કલકત્તાના ગવર્નર જનરલને પણ જણાવવામાં આવી હતી. પરંતુ એ માગણી સ્વીકારવામાં ના આવી. દુર્ભાગ્યે વૃદ્ધ બહાદુરશાહનો પીછો ન જ છોડયો.



૧ Cave Browne, Punjab and Delhi, Vol. II. P. 39.

# અધ્યાય ૩ જો



## પેશાવર

વિષય નિર્દેશઃ-પેશાવર છોડવાનો ઠરાવ-ઝેલમ અને શિયાલકોટ-સેનાનાયક નિકલ્સન દિલ્હી તરફ રવાના થયો-નુજફગઢની લડાઇ.



નાના પ્રકારની વિઘ્નવિપત્તિ ભોગવવા છતાં અંગ્રેજોનું લશ્કર દિલ્હીની બહાર પડી રહ્યું. પંજાબથી મદદ આવી પહોંચશે એવી તેને આશા હતી. પંજાબના વડા કમિશનર પર તેને શ્રદ્ધા હતી. તેથી તે દિલ્લી જીતવાની આશા તજી કોઇ બીજે સ્થળે ગયું નહિ. સર જોન લોરેન્સ પણ પોતાનું કર્ત્તવ્ય બજાવવામાં પાછો પડે તેવો નહોતો. દિલ્લી પર તેની નજર ચોંટી રહી હતી. ગમે તે રીતે દિલ્હી કબજે કરવું જ જોઇએ એવો તેનો દૃઢ નિશ્ચય હતો. એ નિશ્ચય પાર પાડવા માટે પંજાબમાંથી મળી શકે તેટલું સહાયકારી લશ્કર મોકલવામાં તેણે જરા પણ ગફલત કરી નહોતી. વડો કમિશનર જ્યારે દિલ્હીની ચિંતામાં ડુબી ગયો હતો ત્યારે એક બીજો અમલદાર પેશાવર માટે

ટકી શકીશું, જો આ સ્થાન આપણા હાથમાંથી જશે તો આખું પંજાબ ખળભળી ઉઠશે."

પરંતુ સર જોન લોરેન્સની નજર હતી બીજી દિશામાં તે તો બધી ચિંતા તજી દિલ્હી વિષે જ વિચાર કર્યા કરતો હતો. દિલ્હી કંપનિના હાથમાંથી ગયું હતું, આજુબાજુનાં સ્થળોએથી બંડખોરો આવી દિલ્હીની ઉન્નત દિવાલવડે સુરક્ષિત બનતા હતા. ત્યાંના વિશાળ રાજમહેલ બંડખોરોનું વિશ્રામભવન બન્યું હતું. બંડખોરોએ ત્યાંના વૃદ્ધ પાદશાહને સમગ્ર હિંદના શહેનશાહ તરીકે જાહેર કર્યો હતો. દિલ્હી સિપાહીઓના હાથમાં આવવાથી લોકો અંગ્રેજોને નબળા માની બેઠા હતા. બંડખોરોનાં પ્રાધાન્યથી હિંદના જુદા જુદા પ્રદેશના જુદા જુદા વર્ગના લોકો ઉત્સાહમાં આવી દંગોફિસાદ કરવા તરફ દોરાતા હતા. આ પરથી સર જોન લોરેન્સે ધાર્યું હતું કે હિંદમાં કંપનિની પ્રાધાન્યતું સ્થાપન કેવળ દિલ્હીની જીત પર આધાર રાખે છે. ફ્રાંસનું કેલે શહેર જેમ ઈંગ્લાંડની ખૂની મેરીના હૃદયમાં કોતરાઇ રહ્યું હતું, તે રીતે દિલ્હી પણ સર જોન લોરેન્સના હૃદયને વશ કરી રહ્યું હતું. મહારાણી મેરી મરતી વેળા કેલેના સંબંધમાં જે શબ્દો બોલી હતી, તે જ પ્રમાણે સર જોન લોરેન્સ પણ બોલત કે "જો મારૂં મરણ થશે તો તમે મારા હૃદયમાં દિલ્હીની છાપ છપાએલી જોઇ શકશો." જ્યારે સર જોન લોરેન્સના જાણવામાં આવ્યું કે દિલ્હી જીતવું કંઇ સહેલ નથી ત્યારે તે પંજાબમાંથી જેટલું મળી શકે તેટલું બધું સૈન્ય દિલ્હી તરફ મોકલવાની ઇચ્છા દર્શાવવા લાગ્યો. તેણે ૯ મી જુને એડવર્ડસને લખ્યું કે "જો મદદ વિના દિલ્હી આગળ પડેલું સૈન્ય વિપત્તિમાં આવી પડે તો પેશાવરના ગોરા સૈનિકોને તેની મદદે

મોકલવાનો મેં વિચાર કર્યો છે. આ વખતે પેશાવરના બચાવનો ભાર અમીર દોસ્તમહમ્મદ પર મૂકવામાં આવશે. તેની સાથે એવો બંદોબસ્ત કરીશું કે તમારે તમારાં સૈન્ય વડે પેશાવરનું રક્ષણ કરવું. જો તમે અમારા પ્રત્યે વફાદારી જાળવી રાખશો તો તમને પેશાવર કાયમને માટે આપી દેવામાં આવશે." આટલું લખ્યા બાદ સર જોન લોરેન્સે નીચેનાં વાક્યો લખી પત્ર પૂરો કર્યો. "પેશાવરનું રક્ષણ કરવું એ મારા હૃદયની ઊંડી ઇચ્છા છે. પરંતુ એક વાત નક્કી છે કે જો દિલ્હીમાં આપણે નિષ્ફળ નીવડીએ તો જે સિપાહીઓ અત્યારે આપણા પક્ષમાં છે, તેમાંનો ઘણોખરો ભાગ આપણને તજી જશે."

વડા કમિશનરની આ ઇચ્છા જાણી એડવર્ડસ તો ચમકી ગયો. સેનાપતિ કૉટન અને નિકલ્સન પણ તેની પેઠેજ દિગ્મૂઢ બની ગયા. પેશાવરને તેઓ સમગ્ર પંજાબની ચાવી માની બેઠાં હતા. આ ચાવી બીજાના હાથમાં ગઇ તો આખું પંજાબ ખળભળી ઉઠશે એવી તેમની દૃઢ ધારણા હતી. આમ હોવાથી તેઓ વડા કમિશનરને આ ઇચ્છા અમલમાં મૂકતો અટકાવવાની દૃઢ પ્રતિજ્ઞા લઇ બેઠા. દિલ્હી જીતવું જોઇએ એ વાત એડવર્ડસને ગળે ઉતરતી હતી ખરી પણ તેના મત મુજબ પેશાવર સર્વસ્વમાં ગણાતું હતું. તેણે સર જોન લોરેન્સને જણાવ્યું કે પેશાવર લંગર જેવું છે. જો આ લંગર ઉપાડી લઇશું તો આખું વહાણ તોફાની સમુદ્રમાં અથડાઇ નષ્ટ થશે. એ ઉપરાંત તેણે દોસ્ત મહમદની વફાદારી બાબત ભારે સંદેહ દર્શાવ્યો. આ બાબતમાં તે વડા કમિશનર સાથે એકમત થઇ શકયો નહિ. તેણે ચોકખા શબ્દોમાં જણાવી દીધું કે અમીર દોસ્તમહમ્મદ જો આપણો હિતેચ્છુ મિત્ર હોય તો તે મર્ત્યલોકવાસી અફગાન હોવો જોઇએ નહિં. હિંદમાં આપણા

અન્નપાણી ખૂટ્યાં છે. એવો વિચાર કરી અમીર આપણો શત્રુ ન બને તો હું તેને દેવલોકવાસી દેવદૂત માનું. તમારી ઇચ્છા અમલમાં મૂકાશે તો યુરોપિઅનો પાછા પેશાવર જોઈ શકાશે નહિ. કદાચ કાબુલની ઘટનાનું નાટક ફરી ભજવાશે."

એડવર્ડસનો પત્ર વડા કમિશનરને મળ્યો. તે પોતાના મદદનીશની દલીલો ધ્યાનપૂર્વક તપાસવા લાગ્યો. પરંતુ તે એ દલીલોનું મહત્વ સમજ્યા છતાં તેની સાથે એકમત થઇ શક્યો નહિ. હજુ પણ દિલ્હી તેનું ધ્યાન પ્રબળપણે આકર્ષી રહ્યું હતું, પેશાવરની મહત્તા વિષે પુરતું માન છતાં હજુ તેને સમાચાર મળ્યા કે દિલ્હીમાં બરેલીના બંડખોર સિપાહીઓ આવી પહોંચ્યા છે. આ સમાચાર સાંભળતાં જ તેણે એડવર્ડસને તાર કર્યો કે જો આવી સ્થિતિ ટકી રહેશે તો મારે મારી ઇચ્છા અમલમાં મૂકવી પડશે. આ વખતે પણ કોટન અને એડવર્ડસ શાંત રહ્યા નહિ. વળી તેઓ આ ઇચ્છા વિરુદ્ધ દલીલો દર્શાવવા લાગ્યા. પેશાવર છોડવાથી કેવાં ભયંકર પરિણામ આવશે એ બાબત તેઓએ બહુજ ખુલ્લા શબ્દોમાં વડા કમિશનરને જણાવી એડવર્ડસ પોતાની લાગણી છૂપાવી શક્યો નહિ. તેણે સ્પષ્ટાક્ષરે લખ્યું કે "જો સેનાપતિ રીડ ૮૦૦૦ નાં સૈન્યવડે દિલ્હી જીતી શકનો ન હોય તો પછી નવ કે દશ હજારનાં સૈન્યવડે પણ કંઇ કરી શકશે નહિ. જો આપ પંજાબ આપણા તાબામાં રાખશો તો સમુદ્રના કિનારા પાસેનાં સ્થળેથી હિંદ ફરીથી તાબે કરવાની સગવડ કરી શકાશે. મધ્ય હિંદમાં ગમે તે થાય તો પણ જો સમુદ્ર કિનારો અને આ પંજાબનો પ્રદેશ આપણા તાબામાં હશે તો આપણે કોઇ પણ રીતે હારવું પડશે નહિ. આ બાબતમાં આપણી વચ્ચે મતભેદ પડ્યો છે અને એ મતભેદે દંગા-

ફસાદનું રૂપ ધારણ કર્યું છે. હવે આપણે એવી રાજનીતિ અનુસરવી જોઈએ કે જેથી કાર્ય થાય. આપે સેનાપતિ રીડની મદદે જે લશ્કર મોકલ્યું છે, તે વડે જો દિલ્હી ન જીતાય તો દિલ્હી જીતવાનો પ્રયત્ન છોડી દેવો એજ શ્રેયસર છે. "[૧]

વડા કમિશનરે આ બાબત ગવર્નર જેનરલને જણાવી. પોતાના મદદનીશ સાથે મતભેદ પડયો છતાં સર જોન લોરેન્સે ધૈર્ય છોડયું નહોતું. તેણે બધી બાબતનો સંપૂર્ણ વિચાર કર્યા બાદ ગવર્નર જનરલને લખી જણાવ્યું; તે તેના હુકમની રાહ જોઈ બેઠો. એ વખતે કલકત્તાથી કાગળ પત્ર આવતાં બહુ વિલંબ થતો. સિપાહીઓએ બળવો ઉઠાવ્યો હોવાથી સીધે રસ્તેથી કશા સમાચાર આવતા જતા નહિ. સર જોન લોરેન્સે ગવર્નર જનરલનો હુકમ આવતાં વિલંબ થયો હોવાથી બીજી વાર લખી જણાવ્યું. પરંતુ આ પત્ર ગવર્નર જનરલને મળે તે દરમિયાન તેણે એડવર્ડસની તરફેણમાં ચુકાદો આપી દીધો હતો. આથી વડા કમિશનરની ઇચ્છા મુજબ કાર્ય ન થયું. અમીર દોસ્તમહમ્મદને પેશાવરના રક્ષણનું કામ ન સોંપાયું. પેશાવરમાં અંગ્રેજોનો વાવટો ઉડતો રહ્યો.

દિલ્હી જીતવા ખાતર પેશાવર છોડી દેવાનો ઠરાવ આ પ્રમાણે તજી દેવાયો. સર જોન લોરેન્સે આ બાબતમાં જેટલો વિચાર કર્યો હતો તેટલો વિચાર બીજા કોઇએ કર્યો જણાતો નથી. જુન અને જુલાઇ માસમાં દિલ્હીના અંગ્રેજ સેનાનાયકોએ અપાર દુર્દશામાં આવી પડી જે મર્મભેદી પત્ર લખ્યો હતો તે પત્રનાં દરેક વચનો સર જોન લોરેન્સના હૃદયમાં સોંસરાં ઉતરી ગયાં હતાં. તે સમજી ગયો હતો કે આ બળહીન અને

---

૧ Kaye, Sepoy War. Vol. II. P. 614–616.

વિપન્ન સૈનિકોનું બળ વધારવું એ કેવલ મારા પરજ આધાર રાખે છે. આ બાબતમાં હું બેદરકાર રહીશ તો મારે એક ભારેમાં ભારે કર્ત્તવ્ય ન બજાવવાના પાપમાં ઉતરવું પડશે. પેશાવર છોડી દેવાથી નુકશાન થાય તેમ હતું એ તે બરાબર જાણતો હતો પણ પેશાવર છોડી દેવાથી તથા દિલ્હી ન જીતવાથી જે નુકશાનો થાય તેમ હતાં તે બંનેની તુલના કરતાં તેને પહેલું નુકશાન ઓછું વિપત્તિજનક જણાયું હતું. દિલ્હી બંડખોરોનું મથક હતું મોગલ પાદશાહના નામથી અંગ્રેજોની વિરૂદ્ધ યુદ્ધ થતું હતું. હિંદુ અને મુસલમાન બંને કોમ ફિરંગીઓનો નાશ કરવા તત્પર થઇ હતી. હિંદના જુદા જુદા પ્રદેશો દિલ્હી અંગ્રેજોના હાથમાંથી ગયેલું જોઇ તેમને નબળા માની બેઠા હતા. માટે આ વખતે દિલ્હીની જીત એ અધિકારીઓને મન મહાન વસ્તુ થઇ પડી હતી. અંગ્રેજોનું લશ્કર દિલ્હીને ઘેરવા જતાં પોતે જ ઘેરાઇ રહ્યું હતું માસ પછી માસ જવા લાગ્યા પણ ઘેરવા ગએલાં લશ્કરપરનો ઘેરો તો નજ છૂટયો. એટલે બધાની નજર એ લશ્કર તરફ ખેંચાઇ બધા ધારવા લાગ્યા કે અંગ્રેજોની મહત્તા નાશ પામી છે સિપાહીઓનાં પરાક્રમથી અંગ્રેજોનું પરાક્રમ નષ્ટ થયું છે. મોગલોની પતાકા વળી ભારતવર્ષમાં ફરકવાની છે. હિંદીઓના હૃદયમાં જ્યારે આવા આવા વિચારો ઉદ્ભવવા લાગ્યા ત્યારે સર જોન લોરેન્સ શાંત રહી શકયો નહિ. તે પોતાને અતિપ્રિય પેશાવરનો ભોગ આપી દિલ્હી જીતવા તૈયાર થયો. સમય અને અવસ્થા તરફ ધ્યાન આપતાં તેનું આ કાર્ય નિંદનીય ગણી શકાય તેમ નથી. તેણે પેશાવર છોડી દેવાનો વિચાર કર્યો હતો છતાં એ પ્રદેશમાં વસતા અંગ્રેજોને હેરાન કરવાનો વિચાર કર્યો નહોતો. પેશાવર છોડયા પહેલાં એ પ્રદેશમાં વસતા પ્રત્યેક અંગ્રેજોને સિંધુનદીને આ પાર લઇ જવાનો બંદોબસ્ત કર્યો હતો.

પંજાબ ઉપરથી તો શાંત જણાતું હતું, પણ તેમાં કોઇ કોઇ સ્થળે અશાન્તિનાં ચિહ્નો દૃષ્ટિગોચર થતાં હતાં. મધ્ય હિંદુસ્તાનનો પવન પંજાબમાં પણ ફુંકાવા લાગ્યો હતો. એ પવનને લીધે ઝેલમ અને શિઆલકોટમાં આગ સળગી ઉઠી હતી.

ઝેલમને કિનારે આવેલી છાવણીમાં ૧૪ મી પલ્ટણ પડી હતી. સર જોન લોરેન્સ જ્યારે દિલ્હીની ચિંતામાં પડયો હતો ત્યારે આ પલ્ટણ અતિશય ઉશ્કેરાઇ ગઇ. સર જોન લોરેન્સે એ પલ્ટણનાં હથિયારો છોડાવી લેવા કેટલુંક ગોરૂં લશ્કર અને તોપો મોકલી આપી. કર્નલ એલિસ આ પલ્ટણનો અધ્યક્ષ હતો. વડા કમિશનરે હથિયારો છોડાવવાની જે પદ્ધતિ દર્શાવી હતી તે પદ્ધતિ મુજબ કર્નલ એલિસ વર્ત્યો નહિ. આવાં કાર્યોમાં સિવિલ અધિકારી કરતાં લશ્કરી અધિકારીનો વધારે અનુભવ હોય છે એમ ધારી તેણે પોતાની મરજી મુજબ વર્તન ચલાવ્યું. આવી બાબતમાં લશ્કરી અમલદારોને પોતાનો કક્કો ખરો કરવાની મરજી થાય એ સ્વાભાવિક છે. ઝેલમના સિપાહીઓએ પોતાની છાવણીની બીજી બાજુએ યુરોપિઅન સૈનિકોને હારબંધ ઉભેલા જોયા ત્યારે તેઓ આવી પડનારી વિપત્તિથી વાકેફ થઇ ગયા. તેઓની વફાદારી ઘડીના છઠ્ઠા ભાગમાં અંતર્ધાન થઇ ગઇ. તેઓ પોતાના ઓફિસરોના હુકમ ન માનતાં પોતપોતાની બંદુકો ભરવા લાગ્યા. ઓફિસરોએ જોઇ લીધું કે સિપાહીઓ પર હવે અમારી સત્તા ચાલવાની નથી. એક ક્ષણ પહેલાં જેઓ અમારા હુકમ વિના એક ડગલું પણ ચાલી શકતા નહિ, તેઓ અત્યારે સ્વતંત્રપણે પોતાનું પરાક્રમ દર્શાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આવા વિચારથી ઓફિસરોમાં વિષાદ અને ભયનો સંચાર થયો. ઓફિસરો હવે પોતાના અધીન સિપાહીઓ પાસે ઉભા ન

રહેતાં સોલ્જરોની પલ્ટણ તરફ રવાના થઇ ગયા. ત્યારબાદ સિપાહીઓ છાવણીમાં આવેલ એક વિશાળ ઇંટોનાં મકાનમાં એકત્ર થયા. કોઇ કોઇ પોતાનાં માટીનાં મકાનોમાં છુપાઇ સોલ્જરોનું કાર્ય જોવા લાગ્યા. આ તરફ સોલ્જરોએ તો પોતાની ગતિ છોડી મૂકી. તેઓ છાવણીમં આવી પહોંચ્યા. અંગ્રેજોના પક્ષમાં રહેલા મુલતાની ઘોડેસ્વારો આ વખતે પ્રબળ પરાક્રમ દર્શાવવા લાગ્યા. પરંતુ સિપાહીઓના ગોળીબાર આગળ તેઓનું કંઇ ન ચાલ્યું, સોલ્જરો તોપો ગોઠવી ગોળાઓ ફેંકવાની તૈયારી કરવા લાગ્યા. પરંતુ સિપાહીઓ અને તેમની વચ્ચે બહુ થોડું અંતર હોવાથી સિપાહીઓની ગોળીઓ વધારે કામ કરવા લાગી. સિપાહીઓના ગોળીબારથી સોલ્જરો બહુજ અકળાવા લાગ્યા. આમ સિપાહીઓ જ્યારે પ્રબળ પરાક્રમ દર્શાવી રહ્યા હતા ત્યારે યુરોપિઅન પાયદળ સેનાએ તેઓના પર હુમલો કર્યો. આ હુમલાથી સિપાહીઓનું ઇંટોનું મથક કબજે થયું, સિપાહીઓ પોતાનું આશ્રયસ્થાન તજી નાઠા. તોપોના ગોળાના વરસાદ વચ્ચે તેઓ છાવણીની ડાબી બાજુએ આવેલાં ગામડાંમાં પેઠા.

એ વખતે મધ્યાહ્ન કાળનો પ્રચંડ સૂર્ય ચોતરફ આગ વરસાવી રહ્યો હતો. સોલ્જરો અસહ્ય તાપને લીધે કાયર કાયર થઇ ગયા. તેઓના એક ઓફિસર રણક્ષેત્ર પર ભયંકર રીતે ઘવાયો હોવાથી તેને દૂર લઇ જવામાં આવ્યો હતો. બીજો એક ઓફિસર સિપાહીઓનાં હથિયારોને ભોગ થઇ પડયો હતો. એ સિવાય અનેક સૈનિકો અને ઘોડાઓ મરણ શરણ થઇ મેદાન પર પડયા હતા. સોલ્જરો મધરાતથી માંડીને બપોર સુધી કામમાં જોડાઇ રહ્યા હોવાથી ખૂબ થાકી ગયા હતા. આથી તેઓને વિશ્રાંતિ લેવાની રજા મળી. સૈનિકો, ભયંકર લડાઇ છોડી વિશ્રાંતિ લેવા લાગ્યા. બપોરના ચાર વાગ્યે તેઓને સિપાહીઓ ભરાઇ રહ્યા હતા તે

ગામડાપર હલ્લો કરવાનો હુકમ મળ્યો. એ વખતે પણ પ્રચંડ તાપ પોતાનું કામ કર્યે જતો હતો. આથી સખત ગરમીમાં સોલ્જરો પેલા ગામડા તરફ વધવા લાગ્યા સિપાહીઓ ઝાડોની ટોચે રહી વારંવાર ગોળીબાર કરવા લાગ્યા. સોલ્જરો સાથે તોપો હતો. પરંતુ સિપાહીઓ જોઇતાં અંતરપર ન હોવાથી તેઓની તોપોએ કંઇ કાર્ય કરી બતાવ્યું નહિ. એથી ઉલટું સિપાહીઓના ગોળીબારથી શોલ્જરોને બહુ નુકશાન થવા લાગ્યું. આથી સોલ્જરોને પાછું હઠી જવું પડયું. તેઓની એક તોપ સિપાહીઓના હાથમાં આવી. સિપાહીઓએ તોપ વડે પાછળ હઠતા સોલ્જરો પર ગોળા ફેંકવા લાગ્યા. આ લડાઇમાં તેઓએ પરાક્રમની પરાકાષ્ઠા બતાવી હતી. તેઓ પોતાની હરોળ તોડયા સિવાય દૃઢતાપૂર્વક લડાઇ કરતા હતા. તેઓનાં પરાક્રમ આગળ અંગ્રેજોને પાછળ હઠવુ પડયુ.

અંગ્રેજોનું લશ્કર પાછું હઠી ગયું. તે દિવસે તો યુદ્ધ શાંત રહ્યું. બીજે દિવસે મળસ્કામાં વળી લડાઇની તૈયારી થઇ. બંને પક્ષ સજ્જ થઇ વિશાળ મેદાનપર એકત્ર થવા લાગ્યા. પરંતુ સૂર્યોદય થતાં જ સિપાહીઓને મેદાન છોડવું પડયું. લડાઇમાં તેઓમાંના અનેક મરણ પામ્યા, કોઇ ઝેલમના જવાળમાં ડુબી મુવા, કોઈ કાશ્મીર નાસી ગયા અને કોઇ પોલિસના હાથથી પકડાયા. સરકારે એમાંના દરેકને માટે ત્રીશ ત્રીશ રૂપીઆનું ઇનામ જાહેર કર્યું હતું. જેઓ કાશ્મીરમાં નાઠા હતા તેઓને ત્યાંના સત્તાવાળાઓએ અંગ્રેજોના હાથમાં સોંપ્યા. તેઓનાં શરીર તોપના ગોળાવડે વાયુમાં મળી ગયાં. આ પ્રમાણે ઝેલમના બનાવની સમાપ્તિ થઇ. સિપાહીઓની ટુકડી તૂટી ગઇ અને તેઓમાંના અનેક મૃત્યુ પામ્યા છતાં વડા કમિશનરને સંતોષ થયો નહિ. અંગ્રેજ સેના-

નાયકે જે પદ્ધતિ મુજબ કામ બજાવ્યું હતું તેથી વડો કમિશનર બહુ જ ગુસ્સે થયો. ઝેલમના બનાવમાં અંગ્રેજોના લશ્કરનું વીરત્વગૌરવ અચળ રહ્યું નહોતું, તેની લશ્કરી વ્યવસ્થા જોઇએ તેવી રહી નહોતી. ટુંકામાં કહીએ તો બ્રિટિશ કંપનીનું ઘોડેસ્વાર પાયદળ અને ગોલંદાજ સૈન્ય એક પલ્ટણના કેટલાક સિપાહીઓના પરાક્રમથી પરાજિત થયું હતું.

શિઆલકોટ ઝેલમથી ૭૦ માઇલ દૂર આવેલું છે. પંજાબનાં બીજાં મથકોની પેઠે શિઆલકોટ પણ એક મુખ્ય લશ્કરી મથક ગણાતું હતું. શાંતિના સમયમાં અહીં સંખ્યાબંધ યુરોપિઅન લશ્કર રહેતું હતું. વિશાળ બરાકો, મોટી હવેલીઓ, મનોહર બાગબગીચા વગેરેથી શિઆળકોટ દીપી રહ્યું હતું. યુરોપિઅનોનાં અનેક દેવળો અહીં તેઓનું પ્રાધાન્ય જાહેર કરી રહ્યાં હતાં, યુરોપિઅનો સુલેહ-શાંતિના સમયમાં આ સ્થળે આવેલાં પોતાનાં સુસજ્જિત મકાનોમાં આનંદથી રહેતા હતા; મનોહર બાગોમાં હરીફરી મોજ કરતા હતા; ઉપાસના મંદિરમાં એકત્ર થઇ પ્રાર્થના કરતા હતા. આ પ્રમાણે શિઆળકોટ તેઓને માટે શાંતિ અને મોજમજાનું મથક થઇ પડયું હતું. મે માસની શરુઆતમાં ત્યાંના દેશી સિપાહીઓમાં એક એવી વાત ઉઠી કે ઈંગ્લાંડની રાજધાની લંડન શહેરથી એવા સમાચાર આવ્યા છે કે હિંદના બધા સિપાહીઓને વટલાવી નાખવા. આ ગપ-ગોળાથી સિપાહીઓ ઉશ્કેરાયા તો ખરા, પણ તેઓએ પોતાના અમલદારો કે ગોરા લોકો વિરૂદ્ધ કંઇ કર્યું નહિ. શિઆળકોટમાં જે સોલ્જરો હતા તે દિલ્હી તરફ જવા તૈયાર થઇ નિકલ્સનનાં લશ્કરમાં જોડાયા. એ સિવાય પર અને પ૩ મી પલ્ટણ તથા ૯ મી ઘોડેસ્વાર

પલ્ટણનો થોડો ભાગ પણ નિકલ્સનના લશ્કર સાથે જોડાયો. એટલે શિઆળકોટમાં કેવળ ૯ મી ઘોડેસ્વાર પલ્ટણના કેટલાક સિપાહીઓ અને ૪૬ મી પાયદળ પલ્ટણ રહી. બ્રિગેડિયર બ્રિન્ડ એ વખતે છાવણીનો અધ્યક્ષ હતો. શિખો સાથેની લડાઇમાં તેણે બહુ બહાદુરી બતાવી હતી. તેનું સ્થૂળ અને ઉન્નત કલેવર નિડરતાનો આબેહુબ નમુનો હતો. તે શિઆળકોટ જેવાં એક મુખ્ય લશ્કરી મથકને સોલ્જરો વિનાનું બનાવવા માગતો નહોતો; તેથી તેણે ફક્ત ૨૫૦ સોલ્જરો રાખવા દેવાની મંજૂરી માગી હતી. પરંતુ તેની એ માગણી કબુલ રાખવામાં આવી નહિ. અધિકારીઓએ તેને ભયમાંથી બચાવવા ખાતર દેશી સિપાહીઓનાં હથિઆરો લઇ લેવાની રજા આપી હતી. પરંતુ બ્રિગેડિઅરે એ બાબત કશાં પગલાં લીધાં નહિ. તેને ખાત્રી હતી કે દેશી સિપાહીઓ કદી પણ ઓચિંતું બંડ ઉઠાવશે નહિ. હથિઆરો લઇ લેવા જતાં તેઓ વધારે ઉશ્કેરાશે એવા ઇરાદાથી બ્રિગેડિયરે તો હથિયારબંધ સિપાહીઓ વચ્ચે પોતાનો ધામો ચાલુ રાખ્યો.

જુલાઇ માસના પહેલા અઠવાડિઆમાં શિઆળકોટના યુરોપિઅનોમાંના કોઇ કોઇને ઝેલમના બનાવની ખબર પડી. આ સમાચાર જ્યારે યુરોપિઅનોના જાણવામાં આવ્યા ત્યારે દેશી સિપાહીઓમાંનું કોઇ એ વિષે કંઇ પણ જાણતું નહોતું. ઝેલમ અને શિઆળકોટ વચ્ચે સંદેશાનો વ્યવહાર બંધ થયો હતો. કારણ કે સરકારે અગાઉથી ચેતી ઇરાવતી અને ઝેલમ પરના પૂલો તોડી નંખાવ્યા હતા. પરંતુ તેમ છતાં સિપાહીઓને સમાચાર મળતાં બહુ વિલંબ થયો નહિ. આ વખતે હિંદનાં બધાં શહેરો સિપાહીઓ સમક્ષ એક હોય એવું

જણાતું હતું. શહેરો કે મથકો ગમે તેટલાં દૂર હોય, વચ્ચે ગમે તેટલાં અંતર હોય છતાં સિપાહીઓ તો એ બધાં સ્થળોના સમાચાર જાણી શકતા. ઝેલમનો બનાવ બન્યા બાદ થોડી મુદતમાં એ સમાચાર શિઆળકોટના સિપાહીઓના જાણવામાં આવ્યા. ૯ મી ઘોડેસ્વાર પલટણમાંના જે સિપાહીઓ દિલ્હી જતાં લશ્કર સાથે જોડાયા હતા, તેઓમાંના એકાદ બે અમૃતસરથી રજા લઇ શિઆળકોટ આવ્યા હતા. તેઓએ ઝેલમની ૧૪ મી પલટણના સિપાહીઓની વાત પોતાના શિઆળકોટમાંના મિત્રોમાં ફેલાવી.

આ વાત સાંભળી સિપાહીઓ બહુ ઉશ્કેરાઇ ગયા. દિલ્હી જતું લશ્કર અમૃતસર આવી પહોંચ્યું છે. કદાચ તે લશ્કર શિઆળકોટ આવી પહોંચશે. એ લશ્કર આવી પહોંચશે કે તરત અમારાં હથિયારો લઇ લેવામાં આવશે. આવા સંદેહથી તેઓ અતિશય ઉશ્કેરાઇ ગયા. બીજી તરફથી તેઓને એવા સમાચાર મળ્યા કે દિલ્હીના પાદશાહનો પત્ર લઇ એક કાસદ આવી પહોંચ્યો છે, તે કાસદ સાથે પાદશાહે એક પત્ર મોકલ્યો છે તેમાં બધા સિપાહીઓને દિલ્હી આવવાનું નોતરું આપ્યું છે. આવી હકીકત સાંભળી તેઓ શાંત રહી શક્યા નહિ. ૮ મી જુલાઇની રાત્રે તેઓએ પોતાની કાર્યપદ્ધતિ નક્કી કરી અને ફિરંગીઓ કોઇપણ રીતે કોઇપણ દિશામાં નાસી જાય નહિ તેવા ઉપાયો કામે લગાડવા તત્પરતા દર્શાવી. તેઓની વફાદારી હવામાં ઉડી ગઇ. હવે તેઓ ફિરંગીઓનું લોહી રેડવાની દૃઢ પ્રતિજ્ઞા લઇ બેઠા. શિઆળકોટના હતભાગ્ય યુરોપિઅનોનું અદૃષ્ટચક્ર નીચી ગતિ કરવા લાગ્યું.

બીજે દિવસે સવારની તોપ પડે તે પહેલાં સિપાહીઓ તૈયાર થઇ પોતાનો સંકલ્પ પાર પાડવા દોડયા. તેઓના 'દીન દીન' પોકારથી મેદિની કંપી રહી. યુરોપિઅનો આ વિકટ સ્વર સાંભળી બેબાકળા બની પથારીમાંથી કુદી પડયા. આ અશ્રુતપૂર્વ કોલાહલનું કારણ જાણતાં બહુ વાર ન લાગી. ઓફિસરો એકદમ તૈયાર થઇ ગયા, ઘોડેસ્વાર થઇ તેઓ કવાયતનાં મેદાન ભણી દોડયા. તે વખતે ૯ મી ઘોડેસ્વાર પલ્ટણના સિપાહીઓ લશ્કરી પોશાક પહેરી, ઘોડેસ્વાર થતા હતા. ૪૬ મી પલ્ટણના પાયદળ સિપાહીઓ હથિયારો પકડી ભયંકર કાર્ય સાધવા તૈયાર થયા હતા. યુરોપિઅનો પર અણધારી વિપત્તિ આવી પડી. તેઓમાં કશી જાતનો બંદોબસ્ત નહોતો. મરદો કરતાં બૈરાંછોકરાંની સંખ્યા વધારે હતી. એક પણ સોલ્જર તેઓની મદદમાં નહોતો, આથી તેઓ ઉશ્કેરાએલા સિપાહીઓને અટકાવવાને તદ્દન અસમર્થ નીવડ્યા. શિઆળકોટમાં શિખ સરદાર તેજસિંહનું એક મકાન હતું. એ મકાન જુના કિલ્લાના નામથી ઓળખાતું હતું. એ કિલ્લામાં આશરો લીધા સિવાય યુરોપિઅનોના બચાવનું એક પણ સાધન અત્યારે મોજુદ નહોતું. યુરોપિઅનો એ કિલ્લા તરફ દોડયા, કોઇ કોઇ સહીસલામત ત્યાં પહોંચ્યા, કોઇ કોઇ રસ્તામાં જ દુશ્મનોની તરવારના ભોગ થઇ પડ્યા. આ વખતે બંદખોરોમાંના ઘણાખરાએ પ્રબળ વૈરવૃત્તિ તૃપ્ત કરવા ભયંકર કામો કર્યાં હતાં. તો પણ કેટલાક સિપાહીઓએ દયાની લાગણીને વશ થઇ યુરોપિઅનોના જીવ બચાવ્યા હતા ખરા. એક યુરોપિઅન ઓફિસરે બ્રિગેડિયર પાસે આવી તેને જેમ બને તેમ જલદી કિલ્લા તરફ રવાના થવાનું કહ્યું, પણ બ્રિગેડિયરે પ્રથમ તો જરા આનાકાની કરી. પણ છેવટે પેલા ઓફિસરના બહુ જ આગ્રહને લીધે

તે ઘોડેસ્વાર થઇ જુના કિલ્લા તરફ રવાના થયો. પરંતુ તેનો એટલેથી છૂટકો ન થયો. બંડખોર ઘોડેસ્વારોનું એક ટોળું તેની પાછળ પડ્યું. એ ટોળામાંના એક સિપાહીની પિસ્તોલની ગોળીથી એ વૃદ્ધ વીર પુરુષ પીઠ પાછળ ભયંકર રીતે ઘવાયો. તેના સાથીઓ તેને એવી સ્થિતિમાં કિલ્લામાં લઇ ગયા. ૪૬ મી. પલ્ટણનો એક યુરોપિઅન ઓફિસર પોતાની બૈરી તથા બાળબચ્ચાં સાથે ગાડીમાં બેસી કિલ્લા તરફ જતો હતો. કિલ્લાની દિવાલ પાસે આવી પહોંચતાં કેટલાક સિપાહીઓએ તેની ગાડી ઘેરી લીધી. સિપાહીઓને હુમલો કરવાની તૈયારી કરતા જોઇ પેલો ઓફિસર ગાડીમાંથી કુદી પડયો. તરત જ પેલા સિપાહીઓની ગોળીઓએ તેને વીંધી નાખ્યો. પરંતુ તે સિપાહીઓએ તેનાં બૈરી-છોકરાંને કંઇ ઇજા કરી નહિ. તેઓ ખીનહરકતે કિલ્લામાં આવી પહોંચ્યાં. ઇસ્પિતાલનો ઉપરિ પણ એજ રીતે માર્યો ગયો. તે જે ગાડીમાં બેસી કિલ્લા તરફ જતો હતો, તે જ ગાડીમાં તેની સ્ત્રી અને એક બીજી યુરોપિઅન મડમ પોતાનાં છોકરાં સાથે બેઠી હતી. બંને મડમોએ બંડખોરોની દયા માગી. બંડખોરોએ એ બંને મડમો પર દયા દર્શાવવામાં બખિલાઇ વાપરી નહિ. તેઓએ કહ્યું કે સાહેબ લોકો જ અમારા શત્રુ છે, અમે બીજા કોઇ પર હથિયારો ચલાવવા માગતા નથી. બંને મડમો અક્ષત શરીરે કિલ્લામાં જઇ પહોંચી.

એક ડાકટર પોતાની દીકરી સાથે છાવણીમાંથી રવાના થતો હતો, એ વખતે એક સિપાહીએ તેના માથામાં ગોળી મારી. ડાકટર સાહેબ પોતાની દીકરીના ખભા પર માથું નાખી અનંત નિદ્રામાં પોઢયા. તેની દીકરી અક્ષત શરીરે ઘોડેસ્વાર સિપાહીઓના મથક પર આવી પહોંચી. એ સ્થળે એક કર્નલ અને તેની સ્ત્રી રહેતાં હતાં-

કેટલાક વિશ્વાસુ સ્વારો તેઓનું રક્ષણ કરતા હતા. આ વિશ્વાસુ સ્વારો તેઓને બીનહરકતે કિલ્લામાં લઇ ગયા. ૯ મી ઘોડેસ્વાર પલ્ટણના કપ્તાન દાક્તર પોતાની સ્ત્રી, સંતાનો અને બે આયાઓ સાથે એક નાનાં ઘરમાં છુપાયાં હતાં. એ પલ્ટણનો ઘોડાનો દાક્તર તેઓની સાથે હતો. એક વિશ્વાસુ ચોકીદાર તેઓનું રક્ષણ કરતો હતો. તેઓ લગભગ ૧૩ કલાક સુધી એ સાંકડાં મકાનમાં કેદીની સ્થિતિમાં રહ્યા. ત્યારબાદ પેલો વિશ્વાસુ ચોકીદાર તેઓને કિલ્લામાં લઇ ગયો. ૪૬ મી પાયદળ પલ્ટણનો એક કપ્તાન સિપાહીઓએ બંડ ઉઠાવ્યું તે પહેલાંની રાત્રે પોતાના કાર્યક્ષેત્ર પર હતો. સવારમાં તે પાછો ફરતો હતો, ત્યારે તેને જણાયું કે કેટલાક સ્વારો પાયદળોની બરાકો તરફ જાય છે; પોતાના સિપાહીઓ પણ અતિશય ઉશ્કેરાઇ ગયા છે. તેઓ કવાયતના મેદાન પર પોતાની પાછળ ન આવતાં ઘોડેસ્વારો તરફ દોડે છે. આ રમત જોતાં જ કપ્તાને પોતાનો ઘોડો પોતાના બંગલા ભણી ઝપાટાબંધ દોડાવ્યો. બંગલે આવી પોતાની સ્ત્રીને જગાડી અને તેને એક ગાડી પર બેસાડી મહારાજ મિશ્ર નામના એક સિપાહીને એ ગાડી કિલ્લામાં લઈ જવાનો હુકમ આપ્યો. ત્યારબાદ તેણે પોતાની પત્નીએ વારંવાર મના કર્યા છતાં પોતાનો ઘોડો છાવણી તરફ દોડાવ્યો. છાવણીમાં પહોંચતાં જ એક સિપાહીએ તેને બળપૂર્વક એક કોટડીમાં છુપાવી દીધો. થોડીવારમાં એ પલ્ટણનો કર્નલ અને એક કપ્તાન ત્યાં આવી પહોંચ્યા. બધી પલ્ટણ તેઓને વીંટળાઇ વળી. સિપાહીઓ કહેવા લાગ્યા કે ફિરંગીઓનું રાજ્ય પૂર્ણ થયું છે, હવે અમે અમારા કર્નલ અને કપ્તાનને અનુક્રમે ૨૦૦૦ અને ૧૦૦૦ નો માસિક પગાર આપવા તૈયાર છીએ. તમે અમને દિલ્હી લઇ જાઓ તો ઠીક થાય.

અમે તમારી સગવડ જાળવવા તરફ પુરતું લક્ષ આપીશું. તમને ઉનાળામાં શીતળ ટેકરી પર હવા ખાવાનો બંદોબસ્ત કરી આપીશું. કહેવાની જરૂર નથી કે કર્નલ અને કપ્તાને આ માગણી ન સ્વીકારી. છતાં તેઓ તે બંનેને બચાવવા તત્પર થયા હતા. એક પાદરી પોતાની સ્ત્રી અને બાલબચ્ચાં સાથે કિલ્લા તરફ જતો હતો. રસ્તામાં એક ઘોડેસ્વારે તેના તરફ ગોળીબાર કર્યો. કચેરી અને જેલખાનાના ચપરાશીઓએ તેઓમાંનાં ત્રણ જણને મારી નાખ્યાં. શિઆળકોટના વિપ્લવમાં યુરોપિઅન સ્ત્રીઓમાં કેવળ આ એકજ—પાદરીની સ્ત્રી—મારી ગઇ હતી. મેજિસ્ટ્રેટની કચેરીનો એક પઠાણ ચપરાશી તેઓના ખૂનીઓનો આગેવાન હતો. આ ખૂનીને પકડવા ખાતર ૧૦૦૦ રૂપીઆનું ઇનામ જાહેર કરવામાં આવ્યું હતું. પણ ખૂની પકડાયો નહોતો. એવું કહેવાય છે કે મારી ગયેલી બાઇએ એક કન્યાશાળા સ્થાપી હોવાથી ધર્માંધ મુસલમાનો તેના પર બહુજ ગુસ્સે થયા હતા. કન્યાશાળા સ્થાપવી એ કાર્ય તેઓને મહાન અપરાધજનક જણાતું હતું. તેઓના મત મુજબ મૃત્યુ એ જ એ અપરાધને લાયક સજા ગણાતી હતી.

૪૬ મી પલ્ટણના ઓફિસરો પોતાની પલ્ટણ સાથે રહેતા હતા. તેઓને માટે કિલ્લા તરફ જવાનો રસ્તો બંધ હતો. એટલે તેઓએ પોતાના ઘોડા ગુજરાનવાલા તરફ દોડાવ્યા. બપોરના પ્રચંડ તાપમાં તેઓને ૪૦ માઇલનો રસ્તો કાપવો પડયો. તેઓ તાપથી અકળાઇ રહ્યા હતા; રસ્તાના શ્રમથી થાકી ગયા હતા; ઓચિંતું બંડ જાગવાથી ઘેલા બની ગયા હતા; છતાં તેઓને રસ્તામાં ભૂખતરસ વેઠવી પડી નહોતી. રસ્તાની આજુબાજુએ આવેલાં ગામડાંના લોકોએ તેઓને

ખાવાનું આપ્યું હતું, વિશ્રામને માટે સગવડ કરી આપી હતી એટલું જ નહિ પણ કોઇ કોઇએ તો પૈસા આપી તેઓની અગવડો દૂર કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેઓની સાથે એક ઓફિસરની મડમ બગીમાં મુસાફરી કરતી હતી. તેનું શરીર સારૂં નહોતું. ગાડીના હડદોલાથી તે બુધપુર નામના ગામડા આગળ અતિશય થાકી ગઇ. કેટલાક ગાર્મડિઆ લોકો તેને ખાટલા પર સુવાડી ખાટલો ઉપાડી આગળ વધવા લાગ્યા. ઘોડેસ્વાર ટુકડીનો એક ૧૭ વર્ષનો ઓફિસર પોતાના બે ઉપરિ અમલદારો સાથે પોતાના સિપાહીઓને શાંત કરવા માટે તેઓનાં મકાન તરફ ઘોડો દોડાવી ગયો. એ વખતે સૈનિકો બંડખોર બન્યા હતા, બેવફા બન્યા હતા છતાં તેઓમાંના અનેક પોતાના ઓફિસરને બચાવવા તત્પર થયા. ઓફિસરો તેઓની પાસે આવી પહોંચ્યા ત્યારે તેઓએ તેઓને કોઇ સુરક્ષિત સ્થળે જતા રહેવાનું જણાવ્યું. કારણ કે આ વખતે તેઓ તેઓને બચાવી શકે તેમ નહોતું. પોતાના સૈનિકોની ચેતવણીથી બે ઓફિસરો તો નાઠા, પણ પેલા જુવાનિઆની પાછળ છ સ્વારો દોડયા. સ્વારોમાંના એકે તેના પર ગોળીબાર કર્યો. ગોળી લક્ષ્યભ્રષ્ટ થઇ તેની તરવારને અથડાઇ નીચે પડી. આ રીતે છ જણા પાછળ પડયા છતાં એ તરૂણ પોતાનો બચાવ કરવા અસમર્થ નીવડયો નહિ. તેણે બપોરના ૪II વાગે શિઆળકોટ છોડયું અને ૩૦ માઇલ કાપી બીજે દિવસે સવારના ૧૧ વાગતાં તે વજીરાબાદ આવી પહોંચ્યો. આ પ્રમાણે યુરોપિઅનોમાંના ઘણા મૃત્યુના મુખમાંથી બચ્યા. તેજ રીતે કેટલાક માર્યા ગયા. અમે અગાઉ જણાવ્યું છે તેમ સિપાહીઓએ બંડ ઉઠાવ્યું છતાં તેઓ લોહી પીનાર રાક્ષસો જેવા બની ગયા નહોતા. તેઓમાંના અનેક દયાવશ થઇ

બૈરાંછોકરાંને સુરક્ષિત સ્થળે જવાં દીધાં હતાં. કેટલાકે પોતાના ઓફિસરોને અગાઉથી ચેતવ્યા હતા, ઘટનાસ્ત્રોતમાં તણાયા હોવાથી તેઓ ભાન ભૂલ્યા હતા, છતાં તેઓએ પોતાનો સ્વભાવ બદલી નાખ્યો નહોતો, તેઓએ કઠોરતા દર્શાવવા બંડ ઉઠાવ્યું હતું છતાં તેઓએ કોઇ કોઇ સ્થળે કોમળ લાગણીને માન આપી ગોરા લોકોને સાજાતાજા જવા દીધા હતા.

યુરોપિઅનો જુના કિલ્લામાં આશ્રય લઇ પોતાનો બચાવ કરવાનો બંદોબસ્ત કરતા હતા, ત્યારે સિપાહીઓ પોતાની સર્વધ્વંસમયી પ્રકૃતિ દર્શાવી રહ્યા હતા. એ સંબંધમાં વારંવાર દરેક સ્થળે જે બનતું તેજ શિઆળકોટમાં પણ બનવા લાગ્યું. બંડખોરોએ જેલ તોડી, કેદીઓને છોડી મૂકયા, તજુરી લૂટી, બધા દસ્તાવેજો સહિત ઓફિસો નષ્ટ કરી અને ખ્રિસ્તીઓનાં મકાનો ઘેર્યાં. યુરોપિઅનોના નોકરોએ પણ આ કાર્યમાં પોતાથી બનતો ફાળો આપ્યો. જેઓ એક સમય પોતાના માલીકના પગ ચાટતા હતા તેઓ પણ અત્યારે પોતાના માલીકનું અહિત કરતાં પાછું વાળી જોવા તૈયાર થયા નહિ. બ્રિગેડિયરના પરમ વિશ્વાસુ નોકરે પણ પોતાનો માલીક ઉંઘતો હતો ત્યારે તેની પાસે પડેલી પિસ્તોલની કૅપ કાઢી લેવામાં સંકોચ દર્શાવ્યો નહોતો. બ્રિગેડિયરના એક ખાનસામાએ તો યુરોપિઅનો સામે લડાઇ કરતાં પાછું વાળી જોયું નહોતું. તેઓ પોતાના માલીકનો સ્વભાવ જાણી ગયા હતા. સિપાહીઓ બંડ ઉઠાવે ત્યારે અમારો માલીક કેવો હિંસાતુર થઇ જશે અને તેની વૈરવૃત્તિને ભોગ સૌ પહેલા અમેજ થઇ પડીશું એ વાત તેઓનાથી અજાણી નહોતી. આથી આ વખતે તેઓ પોતાના હિંસાપરાયણ માલીક પર વિશ્વાસ રાખી શકયા નહિ.

કેમળ અવિશ્વાસને લીધેજ તેઓની શાંતિ નષ્ટ થઈ હતી. તેઓ બંડખોર સિપાહીઓના પક્ષમાં જઇ પોતાના હિંસાપરાયણ માલીકનું અનિષ્ટ કરવા તૈયાર થયા હતા.[1] આ પ્રમાણે શિઆળકોટના બંડખોર સિપાહીઓ, કેદખાનામાંથી છૂટેલા કેદીઓ, આજુબાજુના ઉદ્ધત ગુજરો અને યુરોપિઅનોના નોકરોએ એકત્ર થઇ સવારથી સાંજ સુધી સંહારકાર્ય મચાવ્યું. જે જે વસ્તુ ખસેડી શકાય તેવી હતી તે બધી વસ્તુ તેઓ હજમ કરી ગયા. એટલુંજ નહિ પણ જે તોપ દરરોજ

---

૧ સિપાહીઓના બળવાનો ઇતિહાસ લખનાર કે સાહેબે એક વાતનો ઉલ્લેખ કર્યો છે. યુરોપિઅનોના નોકરો પોતાના માલીકોને કેવા હિંસક માનતા હતા, તે એ વડે બરાબર જણાશે. વાત આ પ્રમાણે છેઃ—કલકત્તાના એક ગૃહસ્થે ભોજન વખતે પોતાના ખિજમતદારને બદલે એક બીજા નોકરને જોઇ તેની ઓળખાણ માગી. પેલા નોકરે જણાવ્યું કે "હમ બદલિ હય સાહેબ" અર્થાત્ હું જુના નોકરને બદલે આવ્યો છું. કોઇ નોકર માંદો પડે તો તેને બદલે નવો માણસ કામ પર હાજર થતો. આમ વારંવાર બનતું હોવાથી પેલા ગૃહસ્થે ધાર્યું કે જુનો નોકર માંદો પડયો હશે. એમ ધારી તેણે પેલા નવા નોકરને કંઇ પૂછ્યું નહિ. થોડા દિવસ પછી જુનો નોકર હાજર થયો. તેનું શરીર તો અગાઉના જેવુંજ સાજુંતાજું હતું. સાહેબે તેને ગેરહાજર રહેવાનું કારણ પૂછ્યું. નોકરે કહ્યું કે હું નવા નોકરને મૂકી ગયો તે પહેલાં મને એવી બાતમી મળી હતી કે સાહેબ લોકો પોતાના દેશી નોકરોને ગોળીએ મારવાના છે. એ ખાતર હું મારો જાન બચાવવા બીજા માણસને મૂકી નાસી ગયો હતો. Kaye, Sepoy War, Vol. II. P. 631, Note.

સૂર્યોદય અને સૂર્યાસ્તનો સમય જણાવતી હતી તે પણ સિપાહીઓએ કબજે કરી. એ સિવાય યુરોપિઅનોની બીજી ચીજો નષ્ટ થઇ, ઉલટી સુલટી થઇ ગઈ કે વેરણસેરણ થઇ ગઇ. કેવળ યુરોપિઅનોનું દેવળ આ બધા નાશમાંથી અક્ષત રહ્યું.

રાત પહેલાં શહેરના ઉચ્છૃંખલ લોકો દિલ્હી જવા માટે ચંદ્રભાગા નદી તરફ દોડયા. જુના કિલ્લામાં જે યુરોપિઅનો હતા, તેઓ હવે પોતાને સુરક્ષિત માનવા લાગ્યા. ઉચ્છૃંખલ પ્રકૃતિના લોકો શહેરમાંથી ચાલ્યા ગયા હતા. આથી હવે તેઓને ધાસ્તી જેવું કંઇ નહોતું. તેઓએ આખી રાત શાંતિમાં પસાર કરી. બંડખોર સિપાહીઓ દારૂખાનું સળગાવી નાખી શિઆળકોટ તજી ગયા. જ્યાં જ્યાં બંડ ઉઠયું હતું ત્યાં ત્યાં સિપાહીઓએ અંગ્રેજોનાં હથિયારોનો નાશ કર્યા બાદ અથક છોડયું હતું. અહીં પણ એજ પદ્ધત્તિનું અવલંબન થયું હતું. અહીંના ઘણાખરા યુરોપિઅનો માર્યા ગયા હતા; દારૂખાનું સળગી ગયું હતું; બંગલા નાશ પામ્યા હતા; ચીજો ચોરાઇ હતી કે ભાંગીતૂટી ગઇ હતી; ટુંકામાં આખું શહેર ઓચિંતા વિપ્લવને લીધે અગાઉનું સૌંદર્ય ગુમાવી બેઠું હતું. ઉન્મત્ત સિપાહીઓ અને ઉચ્છૃંખલ લોકો આવાં ઉથલપાથલ મચાવનારાં કાર્યો કરી પોતાની ક્ષણિક સ્વાધીનતાથી પ્રફુલ્લ બની કલ્પનાના બળવડે માનસપટ્ટ પર કેટલાંય મનોહર ચિત્રો આંકતા હતા. આવા કલ્પનામત્ત બંડખોરોના જવાથી યુરોપિઅનોના ચિત્તને શાંતિ વળી ખરી, પરંતુ તેઓમાંના એક જણના અદૃષ્ટમાં શાંતિ લખાઇ નહોતી. બ્રિગેડિયર બ્રિન્ડ સખત ઘવાયો હતો. તે ઘવાયો હતો છતાં કિલ્લો બચાવવા માટે યોગ્ય હુકમો આપતો હતો. પરંતુ દૈવયોગે તેનું જીવન ટુંકું થતું જતું હતું. તે જીવ્યો હોત તો શિઆળ-

કોટના યુરોપિઅનોને બહુ ફાયદો થાત. એક સ્વારની ગોળીએ એ બધો સુયોગ રદ કર્યો. બીજે દિવસે સવારમાં બ્રિગેડિયર મરણ પામ્યો.

શિઆળકોટના સિપાહીઓ જય મેળવી પ્રફુલ્લ ચિત્તે દિલ્હી તરફ રવાના થયા ખરા પણ તેઓની પ્રફુલ્લાવસ્થા કાયમ રહી નહિ. તેઓને તરતજ એક પરાક્રમી સેના સામે ઝૂઝવું પડયું. નિકલસન યુરોપિઅન અને દેશી સૈનિકો સાથે દિલ્હી જતો હતો. તે કાબુલ અને પંજાબની લડાઇમાં પ્રસિદ્ધ થયો હતો. શિખોમાં તેની આબરૂ ખૂબ ફેલાયલી હતી. પંજાબ કંપનિના તાબામાં આવ્યા બાદ નિકલસને એ રાજ્યમાં શાંતિ સ્થાપવા માટે જે કાર્યકુશળતા દર્શાવી હતી તેથી લોર્ડ ડેલ્હાઉઝીએ અતિશય સંતોષ બતાવ્યો હતો. શિખો તેનું સાહસ, કર્મપટુતા અને દૃઢતા જોઇ તેના પર આફ્રીન હતા. નિકલસન જેમ શિખોનો માનીતો હતો, તેજ પ્રમાણે શિખોપર પણ તેને બહુ વિશ્વાસ હતો. પરંતુ બંગાળાના સિપાહીઓ પર તેને જરા પણ વિશ્વાસ નહોતો. તેઓનાં હથિયારો લઇ લેવાથી તેને બહુ શાંતિ વળતી. તેના તાબાના લશ્કરમાં ૩૩ અને ૩૫ મી પલટણ અને ૯ મી ઘોડેસ્વાર પલટણના કેટલાક સ્વારો હતા. નિકલસને તે બધાનાં હથિયારો લઇ લેવાનો દૃઢ સંકલ્પ કર્યો. પરંતુ તેણે એ વાત જાહેર કરી નહિ. નિકલસન આ બાબતમાં બહુ સાવધ રહેતો. એવું કહેવાય છે કે જ્યારે સિપાહીઓ બ્રિટિશ સરકાર સામે બંડ ઉઠાવવા તૈયાર થતા હતા ત્યારે નિકલસન પેશાવર હતો. સહેજ સંશય પડતાંજ તેણે આ બાબતમાં સૂક્ષ્મ તપાસ કરવાની દૃઢતા દર્શાવી. તેણે અટક જઇ ટપાલ રોકી અને સિપાહીઓના ઘણાખરા કાગળોનું ટપાલ ખાતાના અમલદારોની મદદથી ભાષાંતર કરાવ્યું. ત્યારબાદ મૂળ પત્રો યોગ્ય સ્થળે મોકલી તે બધા પત્રોનું ભાષાંતર

પોતાની પાસે રાખ્યું. આ પત્રોમાંથી સિપાહીઓનાં કાવતરાંની ઘણી ખાતમી મળી. આ બાતમી મુજબ હવે શું કરવું તે પ્રશ્ન ઉભો થયો. પેશાવરના કમિશનરે જુદા જુદા ઓફિસરોને આ બાબતમાં મસલત કરવા બોલાવ્યા. સમિતિમાં સૌ પહેલો એ પ્રશ્ન ચર્ચાયો કે દેશી સિપાહીઓ પર વિશ્વાસ રાખવો કે નહિ? ઓફિસરો પોતપોતાના હાથ નીચેના સિપાહીઓનાં ગુણગાન કરવા મંડયા. નિકલસને આ સંબંધમાં કશો મત ન આપતાં પેલા પત્રોનું ભાષાંતર સભામાં રજૂ કર્યું. અને કહ્યું કે "મને લાગે છે કે આ બધા પત્રો આપને આનંદદાયક નીવડશે." એ બધા પત્રોમાં સરકાર પ્રત્યે બંડ ઉઠાવવાનો ઇરાદો જણાવવામાં આવ્યો હતો.[1] જો કે બળવાના ઇતિહાસમાં ટપાલ અટકાવવી, સિપાહીઓના પત્રોનું ભાષાંત્તર કરાવી લેવું ઇત્યાદિ કાર્યો નિકલસને કરેલાં હતાં તેની ખાત્રી લાયક બાતમી મળતી નથી. એ બનાવ અમુક ભાગે સત્ય હોવા છતાં તે વડે નિકલસનની કાર્યતત્પરતા અને દીર્ઘદૃષ્ટિ જણાઇ આવે છે. આ વખતે પણ નિકલસને હથિયારો લઇ લેવાની વાત ગુપ્ત રાખી. ૩૩ મી પલ્ટણ હોશિયારપુરમાં ચઢી હતી. તે ૩૫ મી પલ્ટણના સિપાહીઓ સાથે ૨૫ મી જુનની સવારે ફિલોરના કિલ્લાની દિવાલો ભણી કુચ કરવા લાગી. નિકલસને એજ વખતે પોતાનો સંકલ્પ અમલમાં મૂકવાની તૈયારી કરી. રસ્તામાં તોપો ગોઠવી દેવામાં આવી. બંને બાજુએ પર મી યુરોપિઅન પલ્ટણું ભરેલી બંદુકો લઈ ગોઠવાઇ ગઇ. ફિલોરને છેડે સતલજ નદીપર એક પુલ હતો નિકલસને પોલિસોને હુકમ આપી મૂક્યો હતો કે તોપનો

---

૧ Wilberforce, An Unrecorded Chapter of the Indian Mutiny P. 34-35 Note.

પહેલો અવાજ થાય કે તરતજ પૂલ તોડી નાખવો સિપાહીઓ હથિયારો લઇ નાસી જઇ શકે નહિ માટે આવો હુકમ આપવામાં આવ્યો હતો. ત્યાર બાદ તેણે તોપચીઓ અને સોલ્જરોને સંબોધી કહ્યું કે "સિપાહીઓ એ હથિયારો છોડવાની આનાકાની કરે, અને લડવાની તત્પરતા દર્શાવે તો તમારે તરતજ ગોળીબાર શરૂ કરવા. સતલજનો પુલ નાશ પામશે એટલે આપણે પણ નાના સરખા બીજા સોબાઓનના યુદ્ધ માટે તૈયાર થઇશું." સિપાહીઓ નિશ્ચિંતપણે કિલ્લા તરફ આવતા હતા. છેવટે જ્યારે તેઓ કિલ્લા પાસે આવી પહોંચ્યા ત્યારે બંને બાજુએ તોપો ને સોલ્જરોને તૈયાર ઉભેલા જોયા. તેઓની બંડ ઉઠાવવાની ઇચ્છા આ બધી તૈયારી જોઈ કોણ જાણે કયાં નાસી ગઇ. તેઓએ કશી આનાકાની ન કરતાં સેનાનાયકના હુકમ મુજબ પોતપોતાનાં હથિયારોનો એક જગાએ ઢગલો કર્યો.

આ પ્રમાણે સિપાહીઓની બે પલ્ટણોનાં હથિયારો ઉતારી નિકલ્સન ૫ મી જુલાઇએ અમૃતસર આવી પહોંચ્યો. ત્યાં આવ્યા બાદ બે દિવસે ઝેલમના સમાચાર તેની પાસે આવી પહોંચ્યા. તેથી તેણે બીજા સિપાહીઓનાં હથિયારો ઉતારી લેવાની તૈયારી કરી. ૫૯ મી પલ્ટણના સિપાહીઓ આ ભયંકર દંડ ભોગવવા તૈયાર થયા. તેઓનાં હથિયારો ઉતાર્યા પહેલાં કેટલાક બંડખોરોને તોપને મોંએ બાંધી ઉડાડી દેવાની તૈયારી થઇ. કેટલીક તોપો યોગ્ય સ્થળે ગોઠવવામાં આવી. ગુનેહગાર સિપાહીઓ શાંત ચિત્તે તોપો તરફ પીઠ રાખી, અદબવાળી, નીચું માથું કરી ઉભા. એક ક્ષણમાં તેઓનાં શરીરના ચુરેચુરા થઇ ગયા. ગુનેહગાર સિપાહીઓનું સાહસ જોઇ યુરોપિઅન

સૈનિકો અતિશય વિસ્મય પામ્યા.[૧] ત્યારબાદ ૫૯ મી પલ્ટણને હથિયારો ઉતારવા માટે બોલાવવામાં આવી. એક દિવસ પહેલાં આ સિપાહીઓ પોતાની રાજભક્તિને માટે પ્રશંસા પામ્યા હતા. અત્યારે એકાએક હથિયારો છોડવાનો હુકમ થવાથી તેઓ બહુ નવાઇ પામ્યા. પરંતુ તેઓએ કશી ઉશ્કેરણી દર્શાવી નહિ. પોતાનો હંમેશનો ધંધો તજવાથી તેઓને અતિશય ક્ષોભ થયો ખરો, પણ તેમ છતાં તેઓએ યુરોપિયનો સામાં હથિયાર ઉપાડયાં નહિ. પોતાના ઓફિસરોના હુકમ મુજબ તેઓએ હથિયારો ઉતાર્યાં, વસ્ત્રાભૂષણ ઉતાર્યાં, અને તે બધાંનો એક જગાએ ઢગલો કર્યો, આ પલ્ટણના ઘણાખરા સિપાહીઓ હથિયારો ઉતારતી વખતે નિશ્ચિંત સ્થળે હાજર થયા નહોતા. તેથી તેઓની પાસે હથિયારો હતાં, પરંતુ હથિયારો પાસે છતાં તેઓએ પોતાની સરળતા ન છોડી. પોતાના સાથીઓનાં અધઃપતનથી તેઓ અતિશય દિલગીર થયા છતાં કંઈ ઉશ્કેરણી ન બતાવતાં એક પછી એક નિશ્ચિત સ્થળે આવી હથિયારો ઉતારી જવા લાગ્યા. નિકલ્સન જેવા સિપાહીઓના દ્વેષી અમલદારે પણ કબૂલ કર્યું હતું કે તેઓ છેવટ સુધી શાંત રહ્યા હતા. તેઓના વ્યવહારથી ઓફિસરોમાંના કોઇના મનમાં સંદેહની છાયા પડી નહોતી. નિકલ્સને કેવળ સાવચેતી ખાતર જ બહુ દિલગીરી સાથે આ પગલું ભર્યું હતું.

આ બનાવ બન્યા પછી રાવળપિંડીની ૫૮ મી પલ્ટણનાં હથિયારો ઉતારી લેવામાં આવ્યાં. ૨૮ મી પલ્ટણની પણ એવી જ દશા કરવામાં આવી. આ હથિયાર વિનાના સિપાહીઓને બહુ જાપતાપૂર્વક પેશાવર લઇ જવામાં આવ્યા.

---

૧. An unrecorded Chapter of the Indian Mutiny P. 42–43

દિલ્હી જતાં લશ્કરનો નાયક જ્યારે એક પછી એક પલ્ટણોનાં હથિયારો ઉતારતો ઉતારતો આગળ વધતો હતો, ત્યારે તેને શિઆળકોટમાં બનેલા બનાવોની બાતમી મળી. અગાઉ જણાવેલું છે તેમ ૯ મી ઘોડેસ્વાર પલ્ટણના કેટલાક ઘોડેસ્વારો આ સૈન્ય સાથે હતા. તેથી આ બાતમી મળતાં જ નિકલ્સન એ ઘોડેસ્વારોને નિઃશસ્ત્ર કરવા તૈયાર થયો. તેણે એ સિપાહીઓના ઘોડા, હથિયારો, પોશાક ઈત્યાદિ સર્વ કબજે કરી લીધું. તેઓએ કંઇ અડચણ કરી નહિ. ત્યારબાદ નિકલ્સન શિઆળકોટના સિપાહીઓને દબાવી દેવા રવાના થયો. તે અમૃતસરથી ગુરૂદાસપુર તરફ જવા લાગ્યો; કારણ કે તેને ખાત્રી હતી કે શિઆળકોટના સિપાહીઓ એ સ્થળે એકત્ર થશે. અમૃતસરથી ગુરૂદાસપુર ૪૧ માઈલ દૂર આવેલું હતું. નિકલ્સનના સૈનિકો ૨૦ કલાકમાં ૪૧ માઇલ ચાલી ગુરૂદાસપુર આવી પહોંચ્યા. પ્રચંડ તાપ તરફ તેમણે જરા પણ લક્ષ આપ્યું નહિ. દ્વેષી પ્રતિપક્ષીની બળવાન વૈરવૃત્તિની માફક ઉના ફણફણતા વાયુપ્રવાહથી તેઓ નિરંતર દગ્ધ થતા હતા, પરંતુ તેથી તેઓની ગતિ પર કંઈ અસર થઇ નહિ, તેઓમાંના કેટલાક અતિશય તાપને લીધે રસ્તામાં મરણ પામ્યા, કેટલાક રોગને લીધે મૃત્યુવશ થયા, તો પણ તેઓ અટક્યા સિવાય નિર્દિષ્ટ સ્થાને જવા લાગ્યા. તેઓ ગુરૂદાસપુર આવી પ્રતિપક્ષીઓની ગતિ નિહાળવા લાગ્યા. તેઓને બાતમી મળી કે બંડખોરો ત્રિમુઘાટ આગળ ચંદ્રભાગા નદી પાર ઉતરે છે. વર્ષાઋતુને લીધે ચંદ્રભાગામાં પાણી પુષ્કળ હતું. તેથી અંગ્રેજોને ભારે સગવડ મળી. નિકલ્સને ૧૨ મી જુલાઇના મધ્યાહ્નકાળ વખતે શિઆળકોટના આ સિપાહીઓ પર હુમલો કર્યો. સિપાહીઓ થોડી વાર તો લડ્યા, પણ

છેવટે હથિયારો તથા લૂટફાટનો સરસામાન તજી દઇ નાઠા. તેઓમાંના ૧૨૦ જણા મરાયા. ઘણાખરા ચંદ્રભાગામાં કુદી પડયા. અંગ્રેજી સૈન્યના સિપાહીઓ લાંબી મુસાફરીને લીધે થાકી ગયા હતા, વળી તે સૈન્ય સાથે ઘોડેસ્વાર સૈન્ય નહોતું, તેથી તેઓ ન્હાસેડુઓની પૂંઠ પકડી શકયા નહિ. લગભગ ૩૦૦ સિપાહીઓ અંગ્રેજોના હલ્લાને અટકાવી, હથિયારો સાથે, નદીના મધ્ય ભાગમાં આવેલા એક બેટમાં જઇ પહોંચ્યા. તેઓનું સાહસ અને દૃઢતા હજુ અચળ રહ્યાં હતાં. ગમે તે રીતે અંગ્રેજોના હાથમાંથી બચવું એવો તેમણે નિશ્ચય કર્યો હતો. તેઓ શિઆલકોટથી જે તોપ લાવ્યા હતા તે તોપ એ બેટમાં યોગ્ય સ્થળે ગોઠવવામાં આવી. પરંતુ દુર્ભાગ્યે તેઓમાંના કોઇને તોપ ફોડવાનું કામ આવડતું નહોતું. છેવટે બ્રિગેડિયર બ્રિન્ડના ખાનસમાએ એ કાર્ય સ્વીકાર્યું. એ ગોલંદાજોમાં રહ્યો હોવાથી તોપો ફોડવાનું કામ શીખેલો હતો. સિપાહીઓએ આ રીતે ચંદ્રભાગા નદીના મધ્ય સ્થળે આવેલા બેટમાં પોતાના બચાવની ગોઠવણ કરી. નિકલ્સને ૧૬ મી જુલાઇએ કેટલાક હોડીઓ એકઠી કરી એ બેટ તરફ પ્રયાણ કર્યું; સિપાહીઓ અંગ્રેજોનો હલ્લો અટકાવી શકયા નહિ. તેઓમાંના કેટલાક ખરા વીરની માફક લડતાં લડતાં તોપ પાસે જ મરણશરણ થયા. કેટલાક જીવ બચાવવા નદીમાં કુદી પડયા, પણ તેઓ અંગ્રેજોના પંજામાંથી છૂટયા નહિ. તેઓમાંના કોઇ કોઇ નદીમાં ડુબી ગયા, અને કોઈ અંગ્રેજોની ગોળીથી વિંધાઇ ગયા. જેઓ નાઠા તેઓ તરત જ પકડાયા. તેઓ જે ગામડાંમાં જઇ ભરાયા તે ગામડાં બળી ભસ્મ થઇ ગયાં. તેઓએ લૂટેલો સામાન અંગ્રેજોના કબ્જામાં આવ્યો.

જે સામાન ન મળ્યો તે ખાતર ગામડિઆઓને જામીન આપવા પડ્યા. ત્યારબાદ ખૂનરેજીનું કામ શરૂ થયું. લગભગ ૬૦૦ સિપાહીઓ કાશ્મીરમાં પકડાયા હતા. સત્તાવાળાઓએ તેઓને અહીં આણ્યા. એક દિવસમાં તેઓમાંના ૭૮ સિપાહીઓને ગોળીવડે વીંધી નાખવામાં આવ્યા. બંટખોર સિપાહીઓના દેશી ઓફિસરોને દેહાંતદંડની સજા ભોગવવા માટે શિઆલકોટમાં રાખવામાં આવ્યા. યુરોપિઅનોના જે નોકરો બંડખોરોને જઇ મળ્યા હતા. તેઓને પણ સખ્ત સજા થઇ. તેઓમાંના દરેકને ૪૦ ફટકાની સજા થઇ. એક દિવસમાં ૧૨૫ જણને આ સજા કરવામાં આવી. એ સિવાય દરરોજ એકથી ૭ જણને ફાંસીને લાકડે ઝુલાવવામાં આવ્યા. શિઆલકોટના બળવાની સમાપ્તિ કરતાં અમલદારોએ આ રીતે પોતાની વૈરવૃત્તિને ચરિતાર્થ કરી.

સેનાપતિ નિકલ્સન ત્યારબાદ અમૃતસર પાછો ફર્યો અને ત્યાંથી તે લાહોર ગયો. પંજાબનો વડો કમિશનર પણ રાવળપિંડીથી લાહોર આવી પહોંચ્યો હતો. સેનાપતિ ૨૧ મી જુલાઇએ લાહોર આવ્યો. તેને બીજે દિવસે વડા કમિશનરે પોતાના સેક્રેટરીદ્વારા દિલ્હી જતાં લશ્કરના સંબંધમાં તેના પર એક પત્ર લખ્યો. અગાઉ જણાવવામાં આવ્યું છે તેમ સર જૉન લોરેન્સ દિલ્હી કબજે કરવા માટે જોઇતું લશ્કર એકત્ર કરવામાં તનતોડ મહેનત કરતો હતો. લશ્કરમાં જોડાએલ બલુચી, શિખ, અને યુરોપિઅન સૈનિકોનાં સૈન્યોને તેણે દિલ્હી તરફ કુચ કરવાનો હુકમ આપ્યો હતો. એ સિવાય ઘોડા, તરવારો, બંદુકો, તોપો વગેરે સરસામાન પણ એકત્ર કરવામાં આવતો હતો. વડા કમિશનરે આ બધો સરસામાન એકત્ર કરી નિકલ્સન જેવા તરૂણ વીરને સહાયકારી લશ્કરનો સરદાર નીમ્યો. યુરોપિઅન સૈનિકોની પલ્ટણો

વિશ્વાસુ શિખ સૈનિકો ખડા થયા. દૃઢ કાયાવાળા બલુચીઓ તેઓના પક્ષમાં આવી ઉભા. સેનાપતિ નિકલ્સન આ બધું સૈન્ય લઇ દિલ્હી તરફ રવાના થયો. ૨૫ મી જુલાઇએ તેના સૈનિકો બિઆસ નદી ઉતરી સતલજ કિનારે આવી પહોંચ્યા. ત્યાંથી તેઓ ઝપાટાબંધ યમુના નદીનાં દર્શન કરવા ધસવા લાગ્યા. ૩ જી ઓગસ્ટે રસ્તામાં સેનાપતિ વિલ્સનનો એક પત્ર મળ્યો. પત્રમાં લખ્યું હતું કે "નુજફગઢની નહેર પરનો પુલ અમે ભાગી નાખ્યો હતો, પણ બંડખોરોએ એ પુલ ફરીથી બાંધ્યો છે. અત્યારે તેઓ તે સ્થળે મોરચો માંડી પડ્યા છે, તેઓ અલિપુર નામના સ્થાન તરફ અને આપણી બાજુના ભાગ તરફ આગળ વધવાનો ઇરાદો રાખે છે. માટે ખાસ જેમ બને તેમ જલદી આવી તેઓને અમારી બાજુએ વધતા અટકાવશો." ૬ ઠ્ઠી ઓગસ્ટે નિકલ્સન અંબાલા આવી પહોંચ્યો. તેને બીજે દિવસે તેનું સૈન્ય કર્નાલ આવી પહોંચ્યું.

૭ મી ઓગસ્ટે નિકલ્સન મોગલોની પ્રસિદ્ધ રાજધાની પાસે આવી પહોંચ્યો. મહા નગરી દિલ્હી તેની પ્રતિમાને વિકસાવવા લાગી. તે એ મહા નગરીની નિશાળના, ગઢન કૌશલ અને ઉન્નત દિવાલની દૃઢતા જોઇ પોતાનું કર્તવ્ય નક્કી કરવા લાગ્યો. તેની કાર્યપ્રણાલી વિષે વિવેચન કરતા પહેલાં પંજાબની એક છેવટની ઘટનાનો ઉલ્લેખ કરી જવો જોઇએ. નિકલ્સન અનેક સિપાહીઓનાં હથિયારો છોડાવી, કઠોરતા અને વીરતા દર્શાવી દિલ્હી તરફ ધસ્યો જતો હતો સિપાહીઓ તેની આગળ ગરીબ ગાય જેવા બની આત્મ વિસર્જન કરતા હતા. સિપાહીઓએ કોઇ કોઇ સ્થળે અપાર શૌર્ય દર્શાવ્યું હતું, પરંતુ એ વીર પુરુષોનું છેવટ શું થયું તે પ્રત્યક્ષ નિહાળવાનો અવસર નિકલ્સનને મળ્યો નહોતો. બંડખોરોનો ફેંસલો કરવાનું કામ એક બીજા માણ-

સને સોંપવામાં આવ્યું હતું. એ લશ્કરી વિભાગનો અમલદાર નહોતો તેથી લડાઇના મેદાનપર તેણે કશી ચતુરાઇ દર્શાવી નહોતી. છતાં તે તો વીરપુરુષની માફક પ્રસિદ્ધિ મેળવવા બહુ આતુર હતો. આવી આતુરતાને લીધે તેણે જે જે કાર્યો કર્યાં તેથી તેની સાહસિકતા જણાઓ કે ન જણાઓ પણ એટલું તો ખરૂં કે એથી તેનો રાક્ષસી સ્વભાવ તો બરોબર પ્રદર્શિત થયો છે.

ઇ. સ. ૧૮૫૭ ના સપ્ટેમ્બરની ૧૮ મી તારીખ પંજાબના સિપાહીઓના બળવાના સંબંધમાં લંડનમાં એવા સમાચાર ફેલાયા કે “ ૩૦ મી જુલાઇએ લાહોરની ૨૬ મી હિંદી પાયદળ પલ્ટણે સરકાર સામે બંડ ઉઠાવી પોતાના સરદારને મારી નાખ્યો છે. છેવટે એ આખી પલ્ટણ જડમૂળમાંથી નાશ પામી છે.” એ સમયે અમલદારો બંડખોરોને જે શિક્ષા કરતા તે દૂરનાં સ્થળોએ “ જડમૂળમાંથી વિનષ્ટ જેવાં વિશેષણોથી પલ્લવિત થતી. આ બળવાના ખરા સમાચાર ગવર્નર જનરલ સમક્ષ યોગ્ય વખતે આવી પહોંચતા નહિ. જે સિપાહીઓ આમતેમ નાસભાગ કરતા તેઓને સજા કરવાનું કામ ઘણેભાગે સિવિલ અમલદારોજ કરતા હતા. ગામડાં સળગાવી નાખવા જેવાં ભયંકર કાર્યો કરવામાં પણ જેઓ સર્વસત્તાધીશ ગણાતા. ૨૬ મી પલ્ટણના સિપાહીઓ એક સિવિલ અમલદારના હુકમથી માર્યા ગયા. આ ખૂનરેજી કરનારનું નામ હતું ફ્રેડરિક કુપર તે અમૃતસરનો ડેપ્યુટિ કમિશનર હતો.

૩૦ મી જુલાઇએ મિયાંમીરની ૨૬ મી પલ્ટણ અતિશય ઉશ્કેરાઇ ગઇ. એ વખતે પ્રચંડ વાવાઝોડાથી ચારે દિશા અંધકારમય બની ગઈ હતી. આવાં ઓચિંતાં તોફાનથી સિપાહીઓમાં ભારે બીક પેઠી.

ઓફિસરોએ નિશ્ચય કર્યો હતો કે આ ભયને લીધે જ સિપાહીઓ ઉશ્કેરાયા હતા. આ પલ્ટણને ૧૩ મી મેએ નિઃશસ્ત્ર કરવામાં આવી હતી. શિખ અને યુરોપિઅન સૈનિકો આ નિઃશસ્ત્ર સિપાહીઓ પર લક્ષ રાખી રહ્યા હતા. આ પલ્ટણમાંના અનેક નિર્દોષ સ્વભાવના હતા. ચાવાઝોડાનું તોફાન થતાં બીધેલા સિપાહીઓ ધાંધલ મચાવી રહ્યા હતા ત્યારે શિખો વગરવિચાર્યે તેઓ પર ગોળીબાર કરવા લાગ્યા. આથી આખી પલ્ટણ નાસી જવા તૈયાર થઇ. આ ગડબડમાં એ પલ્ટણનો સરદાર માર્યો ગયો. કુપર સાહેબે જણાવ્યું હતું કે એ પલ્ટણના પ્રકાશસિંહ નામના એક સિપાહીની તરવારના ઘાથી સેનાપતિનું મરણ નીપજ્યું હતું.[1] પરંતુ આ બાબતમાં મતભેદ છે. મતલબ કે ખરો ખુની જણાયો નથી. સર રોબર્ટ મોન્ટગોમરિએ પ્રથમ આખી પલ્ટણ પર ખૂનનો ગુનો ચઢાવ્યો હતો પણ છેવટે લખ્યું હતું કે તપાસ કરતાં જણાયું છે કે કોઇ ખાસ માણસના અસ્ત્રાઘાતથી ૨૬ મી પલ્ટણના સરદારનું મરણ નીપજ્યું છે? સરદારના મરણથી સિપાહીઓ ભયના માર્યા નાસવા લાગ્યા. એ વખતે દંડ વિધાતા ફ્રેડરીક કુપર સાહેબ આવી પહોંચ્યા. તેમણે આપેલો દંડ કેવો ભયંકર હતો, કેવો રાક્ષસી હતો, તે નીચેની વિગતપરથી બરાબર સમજાશે.

સિપાહીઓ જ્યારે ઇરાવતી તરફ દોડ્યા, ત્યારે કુપર સાહેબ ૮૦-૯૦ ઘોડેસ્વારો લઈ તેમની પાછળ પડ્યા. સિપાહીઓ ઇરાવતી નદીને કિનારે આવી નદી ઉતરવા માટે પાસેથી નૌકા માગવા લાગ્યા. પણ ગામડિયાઓએ તેમને મદદ ન કરી. ઉલટા તેઓ તો સિપાહી-

૧. Cooper, Crisis in the Punjab. P. 153.

ઓને રોકી રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એ દરમિયાન ઉજનાલા નામના સ્થળનો તેસીલદાર પોલીસ સૈન્ય સાથે ત્યાં આવી પહોંચ્યો. ગામડીયાઓએ તેને મદદ કરી તેઓનાં એકત્ર આક્રમણથી લગભગ ૧૫૦ સિપાહીઓ માર્યા ગયા. થોડીવારમાં ડેપ્યુટી-કમિશનર સાહેબ આવી પહોંચ્યા. તેમણે આ બનાવનું વર્ણન આ પ્રમાણે કર્યું છેઃ—

“ગામડિયાંઓના હલ્લાથી સિપાહીઓમાંના ઘણાખરા નદીમાં ડુબી મુવા. કેટલાક લાકડાના ટુકડાને વળગી નદીના મધ્ય ભાગમાં આવેલા એક બેટ તરફ જવા લાગ્યા. ખોરાક વિના તેઓ ઘાયલ બની ગયા હતા; મુસાફરીના થાકથી તેઓ થાકી ગયા હતા, તે ઉપરાંત આ ઓચિંતા હલ્લાથી તેઓ જીવનની આશા તજી બેઠા હતા. જંગલી પક્ષીઓ જેમ નદીમાં તરફડિઆ મારતાં મારતાં જીવ બચાવવા માટે તરે તેમ આ સિપાહીઓ પણ જીવ બચાવવા ખાતર તરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓને પકડવા માટે તરત જ બે હોડીઓ નદીમાં ઉતારવામાં આવી. એ વખતે સૂર્ય પોતાનાં પ્રચંડ કિરણો વરસાવી રહ્યો હતો. સિપાહીઓ ૨૦ મિનિટમાં પેલા બેટમાં જઇ પહોંચ્યા. અતિશય નિરાશ થઇ ૪૦-૪૫ સિપાહીઓએ નદીમાં ઝંપલાવ્યું હતું. તેઓને પકડવા માટે જે સ્વારો દોડાવવામાં આવ્યા હતા, તેઓ સિપાહીઓના માથાં પર ગોળીબાર કરવા તૈયાર થયા. પરંતુ તેઓને ગોળીબાર કરતા અટકાવવામાં આવ્યા. આથી સિપાહીઓએ ધાર્યું કે ડેપ્યુટિ કમિશનર આપણા પર દયા કરશે. આવાં વિચારથી તેઓ શરણે આવ્યા. તેઓના હાથમાં હાથકડીઓ નાખવામાં આવી, છતાં તેઓએ કશી આનાકાની ન કરી. તેઓએ ધાર્યું હતું કે લશ્કરી

૧. Martin, Indian Empire, Vol. II. P. 427

અદાલતમાં અમારું કામ ચાલશે. કામ ચાલ્યા પહેલાં અમને ખાવા-પીવાનું મળશે. આથી ૩૬ બળવાન સિપાહીઓને એક માણસે પકડયા છતાં તેઓએ ચું કે ચાં ન કર્યું. મધરાત સુધીમાં ૨૮૨ સિપાહીઓને ઉજમાલાના પોલિસ સ્ટેશને આણવામાં આવ્યા. એ સિવાય તંબુવાહક, ડોળી ઉપાડનાર વગેરે અનેક નોકરચાકરોને ગામઠિયાઓના પહેરા નીચે રાખવામાં આવ્યા. બીજે દિવસે થોડો થોડો વરસાદ વરસતો હોવાથી હત્યા કરવાનું કામ બંધ રહ્યું. ૧ લી ઓગસ્ટે કામ શરૂ થયું. એ દિવસે મુસલમાનોની બકરી ઇદ હતી. એ દિવસે સિપાહીઓને મરણશરણ કરવાની તૈયારી થઈ. મેં સિપાહીઓને બાંધવા માટે પુષ્કળ દોરડાં એકત્ર કરવાનો હુકમ આપ્યો હતો. શિખો મારા હુકમ મુજબ પુષ્કળ દોરડાં લઇ નક્કી કરેલ સ્થળે આવી ઉભા. એ સ્થળે ઝાડોની સંખ્યા બહુ નહોતી. તેથી બધા સિપાહીઓને ફાંસીએ લટકાવવાની સગવડ થાય તેમ નહોતું. છેવટે દશ દશ સિપાહીઓના ટોળાને અનુક્રમે મજબુત દોરડાં વડે બાંધી ગોળીએ વીંધી નાખવાનો ઠરાવ થયો. સિપાહીઓએ જ્યારે આ વાત જાણી ત્યારે તેઓ અતિશય નવાઇ પામ્યા અને ગુસ્સાથી અધીરા થઇ ગયા. કેવળ એક જ એંગ્લો સેકસન મેજિસ્ટ્રેટ (કુપર સાહેબ પોતે) ઘટના સ્થળે હાજર રહી હત્યા કરવાની વ્યવસ્થા કરવા લાગ્યો. દર વખતે દશ દશ સિપાહીઓ દોરડાં વડે બાંધી બલિદાન ભૂમિ પર લાવવામાં આવ્યા. શિખો ગોળીબાર કરવા માટે તૈયાર જ હતા. મેજિસ્ટ્રેટ પોલિસ સ્ટેશન પર બેઠો હતો. તેના હાથ નીચેના અમલદારો તેની ચારે તરફ વીંટળાઇ આ ભયંકર કાર્ય નિહાળતા હતા. ગુનેહગાર સિપાહીઓ તેમની પાસેથી પસાર થયા, મેજિસ્ટ્રેટ અને શિખો એ મરવાની અણી પર

આવેલા લોકોનો તિરસ્કાર કરવા લાગ્યા. તેઓ બલિદાન ભૂમિ પર આવી દશ દશની ટોળીમાં એકી સાથે આત્મવિસર્જન કરવા લાગ્યા. આ પ્રમાણે ૧૫૦ સિપાહીઓના અમર આત્મા કોઇ અજાણ્યે સ્થળે ઉડી ગયા, ત્યારે એક જલ્લાદ મૂર્છાવશ થઇ પડયો. થોડીવાર આ ભયંકર કાર્ય બંધ રાખવામાં આવ્યું. ત્યારબાદ પાછું એ વિનાશકારક કાર્ય શરૂ કરવામાં આવ્યું. ૨૩૭ સિપાહીઓ માર્યા ગયા બાદ એક અમલદારે મેજિસ્ટ્રેટને જણાવ્યું કે બાકીના સિપાહીઓ કોટડીમાંથી બહાર નીકળવા માગતા નથી. તેઓને એ કોટડીમાં થોડી વાર માટે પૂરી રાખવામાં આવ્યા હતા. આ સમાચાર મળતાં હું એ સ્થળે ગયો. કોટડીનું બારણું ઉઘાડવામાં આવ્યું એટલે જણાયું કે હોલ્વેલ સાહેબે વર્ણવેલી કાળી કોટડીના બનાવનું પુનરાવર્તન થયું છે. ભયથી, થાકથી, ગરમીથી, અને શ્વાસ રૂંધાઇ જવાથી એ કોટડીમાંના ૪૫ સિપાહીઓ મરણ પામ્યા છે. સ્થાનિક ફરાસદ્વારા મુડદાં બહાર કાઢવામાં આવ્યાં. પોલિસ સ્ટેશનથી ૧૦૦ ગજ દૂર એક ઉંડો કુવો હતો. મારી નાખેલા સિપાહીઓનાં મુડદાંને એ કુવામાં ફેંકી દેવામાં આવ્યાં. પેલા ૪૫ સિપાહીઓનાં મુડદાંને પણ એ જ કુવામાં ફેંકી દેવામાં આવ્યાં. કાનપુરમાં એવો એક કુવો છે, ઉજનાલામાં એવો જ એક કુવો થયો. "[૧]

આ પ્રમાણે ઉજનાલાનો નરમેધ યજ્ઞ સમાપ્ત થયો. યજ્ઞ કરનાર કુપર સાહેબને આ કાર્યના બદલામાં ઉપરિ અમલદારો તરફથી માન-અકરામ મળ્યાં. વડા કમિશનર સર જોન લોરેન્સે તેને ધન્યવાદ આપ્યો, વડા ન્યાયાધીશ સર રોબર્ટ મોન્ટગોમરિએ પત્રદ્વારા તેનાં

૧. Cooper, Crisis in the Punjab P. 160-167.

કાર્યને વખાણ્યું. ગવર્નર જનરલે પણ તેની બહુ પ્રશંસા કરી. હિંદના દેશી રાજાઓ તરફથી પણ કુપર સાહેબને બહુ માન મળ્યું, કપુરથલાના રાજા રણધીરસિંહે તેનું માન જાળવ્યું, નરમેધકર્ત્તા અવિકાર ચિત્તે માણસોનું લોહી રેડી આ પ્રમાણે ઉત્તમ જનોની પ્રશંસા, અને આદરમાન મેળવવા લાગ્યો.

સર રોબર્ટ મોન્ટગોમરિએ આ બાબતમાં કુપર સાહેબની ખાસ પ્રશંસા કરી લખ્યું હતું કે જ્યાં સુધી કુપર સાહેબ જીવતા રહેશે ત્યાં સુધી આ કાર્યનું જયચિહ્ન તેની ટોપી પર ઝળકયાં કરશે. માણસોનું લોહી રેડનારા શિખોને ઇનામ તરીકે પુષ્કળ પૈસા આપવામાં આવશે. અહીં (લાહોરમાં) સિપાહીઓની ત્રણ ટુકડીએ બંડ ઉઠાવ્યું હોવાથી ભારે ચિંતા થાય છે. તેઓની પણ આવી જ દશા થશે.[૧] એક નિષ્પક્ષપાત ઇતિહાસ કર્ત્તાએ આ પ્રસંગના સંબંધમાં લખ્યું છે, કે "ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવામાં ઉત્સાહી માણસ આની ખૂનરેજીને જયચિહ્ન સ્વરૂપ માને એ સાંભળી ભારે નવાઇ ઉત્પન્ન થાય છે. લાહોરની બીજી ત્રણ ટુકડીઓએ તેઓ સાહેબને મુસ્કેલીમાં મૂકયા હોવાથી એ મુશ્કેલીમાંથી મુક્ત થવા માટે તેઓ સાહેબ એવું જયચિહ્ન મેળવવાની સગવડ કરી આપતા હશે. કુપર સાહેબ કલકત્તાની કાલીકોટડી અને કાનપુરના કુવા સાથે ઉજનાલાની કોટડી અને કુવાની તુલના કરે છે. જો મનુષ્યોની અસહ્ય વેદનાની ઉપેક્ષા કરવાના વિષય પર લખવામાં આવે તો સિરાજુદૌલા, નાનાસાહેબ અને આ અંગ્રેજ મેજિસ્ટ્રેટે કરેલી ખૂનરેજીની તુલના થઇ શકે. જ્યાં સુધી કારાગૃહના રક્ષકો સુરક્ષિત હતા ત્યાં સુધી નાનાસાહેબના હતભાગ્ય બંદીવાનો

૧. Cooher, Crisis in the Punjab. P. 168

અક્ષતશરીરે રહ્યા હતા. જ્યારે તેઓનું રક્ષણ કરવું કારાગૃહના રક્ષકોને અગવડ ભર્યું થઇ પડયું ત્યારે તેઓએ એકદમ અતિશય નિર્દય રૂપે બંદીવાનોને મારી નાખ્યા. આવા કાર્યનો એકજ બચાવ થઇ શકે કે જેઓનું જીવન ભયમાં આવી પડયું હતું, તેઓએ જ આવું કાર્ય કર્યું હતું.

પરંતુ સિરાજુદ્દૌલા ઉપર એવો આરોપ મૂકવામાં આવે છે કે તેણે કાળીકોટડીમાં જીવતા રહેલા માણસો માટે કશી કાળજી દર્શાવી નહોતી. કુપરનાં વર્ણન પરથી જણાય છે કે ઉજનાલાની કાળીકોટડીમાં પણ જીવતાં માણસો હતાં. તેઓનું શું થયું તે જણાવવામાં આવ્યું નથી. એક ઘવાયેલ સિપાહીને મહારાણીના સાક્ષી તરીકે રાખ્યો હતો એ સિવાયના બીજા બધા બંદીવાનોને મારી નાખવામાં આવ્યા હતા. એવું કહેવાય છે કે સિપાહીઓએ ગુનો કર્યો તે બાદ ૪૮ કલાકમાં કાયદા અનુસાર લગભગ ૫૦૦ માણસોને મારી નાખવામાં આવ્યાં. વાચક પૂછી શકે કે આ બધાં અસહાય-અમલદારોના વર્ણન મુજબ નિઃશસ્ત્ર, ભયાવિહ્વળ, ભૂખ્યાં અને થાકયાંપાકયાં માણસોની ખૂનરેજી કયા અપરાધથી-કયા કાયદા મુજબ થઇ હતી? કુપર સાહેબે જવાબ આપ્યો છે કે "તેઓનો અપરાધ બળવો ઉઠાવવાનો હતો. આ બધાં માણસોએ જો ભયંકર અપકીર્તિ રૂપ ખૂનનું પાપ ન કર્યું હોત તો તેઓના સંબંધમાં કાયદાનો નિયમ જુદોજ હોત પણ ખૂન કર્યું હોવાથી તેઓના અપરાધની સજા મૃત્યુ સિવાય બીજી હોઇ શકે જ નહિ." જે સિપાહીને મહારાણીના સાક્ષી તરીકે રાખ્યો હતો, તેને લાહોર મોકલવાની માગણી મોન્ટગોમરિએ કરી હતી. તે મુજબ એ માણસને લાહોર મોકલવામાં આવ્યો હતો. ત્યારબાદ બીજા ૪૧ સિપાહીઓ

પકડાયા. તેને પણ લાહોર મોકલવામાં આવ્યા. ત્યાં તે બધાને તોપના મોંએ બાંધી ઉડાડી દેવામાં આવ્યા. આ પ્રમાણે કુપર સાહેબે દૃઢતાપૂર્વક જે કહ્યું હતું તેજ બન્યું. ૨૬ મી પલ્ટણના સિપાહીઓનું નિકંદન નીકળી ગયું."[૧]

દીર્ઘદૃષ્ટિવાળા અંગ્રેજ ઇતિહાસકારોએ પોતાના સ્વદેશ બાંધવોનાં કાર્યનું ઉપર પ્રમાણે વર્ણન કરેલું છે. કાળીકોટડીનો બનાવ હોલ્વેલ સાહેબની કલ્પનામાંથી ઉદ્‌ભવેલો છે કે નહિ તે બાબતમાં મતભેદ છે. ઘણા ઇતિહાસકારો એ બનાવને હોલ્વેલ સાહેબની કલ્પનામાંથી ઉદ્‌ભવેલો માને છે. કદાચ એ બનાવ સત્ય હોય તો પણ સિરાજુદ્દૌલાએ બાકી રહેલા કેદીઓનાં જીવનને નુકસાન કર્યું ન હોતું. ઘણા ખરા અંગ્રેજ ઇતિહાસકારો સિરાજુદ્દૌલાને જૂલમી તરીકે ઓળખાવી ગયા છે. પણ એ જૂલમી નવાબ આગળ પણ તેઓના સ્વદેશબાંધવો અક્ષત રહ્યા હતા. પરંતુ ઉજનાલાની ઘટનામાં તો અંગ્રેજ ન્યાયાધીશે બાકી રહેલા સિપાહીઓને મૃત્યુદંડ આપ્યો હતો. નિરૂપાય બનેલા, અસહાય શત્રુઓ તરફ સિરાજુદ્દૌલાએ ધૈર્ય દાખવ્યું હતું, પણ અંગ્રેજ ન્યાયાધીશ તેવું ધૈર્ય દર્શાવી શક્યો નહોતો. દેશકાલ અને પાત્રાનુસારે મનુષ્યોના નિર્દયભાવ સંબંધમાં વિચાર કરીએ તો ઉજનાલાની આ ભયંકર ખૂનરેજી હોલ્વેલે વર્ણવેલા કાળી કોટડીના બનાવ કરતાં પણ વધારે રાક્ષસીપણું દર્શાવી આપે છે.

૨૬મી પલ્ટણના નિઃશસ્ત્ર સિપાહીઓના આવા શોચનીય પરિણામની વાતો સાંભળી લોકો બહુ જ બીધા અને ઉશ્કેરાયા. ઘોડેસ્વાર સિપાહીઓ જે ઘોડાઓ વાપરતા હતા, તે ઘોડાઓ તેમના પોતાના

---

૧. Martin, Indian Empire. Vol. II. P. 428–429.

હતા. પરંતુ સરકારે એ બધા કબજે કર્યા હોવાથી સિપાહીઓ બહુ ઉશ્કેરાયા. મોન્ટગોમરિ સાહેબે એ વિપત્તિજનક લોકોના હાથમાંથી મુક્ત થવા માટે પૂર્વોક્ત પ્રણાલી મુજબ વર્તવાનો નિશ્ચય કર્યો. તેણે લાહોરના ૩૦૦૦ સિપાહીઓનું નિકંદન કાઢી નાંખવાની ઇચ્છા પ્રદર્શિત કરી.[૧] આ વખતે સિપાહીઓ પર અમલદાર વર્ગને કેટલો બધો ગુસ્સો ચઢયો હતો તે આ ઘટના પરથી સ્પષ્ટ સમજાય છે. એટલું ખરૂં કે લાહોરના સિપાહીઓ ઉશ્કેરાતા જતા હતા, તેઓમાંના અનેક અંગ્રેજો વિરૂદ્ધ હથિયારો ચલાવવા તત્પર થયા હતા છતાં બધા એ વિચારના ન હોતા. તેઓમાંના કોઈ કોઇ તો અંગ્રેજોના બચાવ માટે પુષ્કળ પ્રયત્ન કરી રહ્યા હતા. તેઓની વફાદારી હજુ સુધી અચળ રહી હતી. પરંતુ અમલદારો કોઈ કોઇ સ્થળે એ વફાદારીનું માન જાળવી શકતા નહોતા. તેઓ તો બધા સિપાહીઓને ચોપગાં જનાવર માની બેઠા હતા. ગમે તે ઉપાયે એ ચોપગાં પશુઓને આ પૃથ્વી પરથી વિદાય કરી દેવામાં જ તેઓ કૃતકૃત્યતા માની બેઠા હતા. આ ઉદ્દેશ પાર પાડવામાં તેઓ પોતાની અપરિસીમ કાર્યતત્પરતા અથવા અનંત રાક્ષસીપણું દેખાડી રહ્યા હતા.

પરંતુ અમલદારોની આવી દૃઢતા નજરોનજર નિહાળ્યા છતાં પંજાબના લોકો અંગ્રેજોની સત્તાના સ્થાયિત્વના સબંધમાં સંદેહ શૂન્ય થયા નહોતા. આ બાબતમાં તેઓની આસ્થા ધીમે ધીમે ડગમગતી જતી હતી. તેઓને અંગ્રેજી સત્તાપર અવિશ્વાસ પેદા થયો હતો.[૨] પેશાવરમાં બનેલા એક બનાવપરથી આ બાબતની સાબીતિ મળી

૧. Martin, Indian Empire. Vol. II. P. 429

૨. Holmes, Indian Mutiny P. 373.

આવે છે. જુલાઇ માસના મધ્ય ભાગમાં એડવર્ડસે પેશાવરના આબરૂદાર માણસો પાસેથી અંગઉધારે પૈસા લેવાનો ઠરાવ કર્યો. તેઓ સાધારણ પ્રજાની માફક કંપનિનું આધિપત્ય નષ્ટ થયું છે એમ માનતા નહોતા, છતાં તેઓને પોતાની દોલત માટે બહુ ચિંતા થતી હતી. આથી તેઓએ એડવર્ડસની માગણીનો બરાબર જવાબ વાળ્યો નહોતો. છેવટે તેઓએ એડવર્ડસની પાસે પોતાના આગેવાનોને મોકલવાનું વચન આપ્યું. આગેવાનોએ પણ આ બાબતમાં કંઇ ઉત્સાહ બતાવ્યો નહિ. ઉલટા તેઓ એક બીજાપર બમો ભાર નાખવા લાગ્યા. છેવટે એડવર્ડસની દૃઢતા અને કાર્યતત્પરતા આગળ તેઓનું કંઈ ચાલ્યું નહિ.

સેનાપતિ નિકલ્સન ૭ મી ઓગસ્ટે દિલ્હી આવી પહોંચ્યો. તે સેનાપતિ વિલ્સન સાથે મસલત કરવા માટે અગાઉથી દિલ્હી આવ્યો હતો. તેણે દિલ્હી પહોંચ્યા બાદ તરત સેનાપતિ વિલ્સનની મુલાકાત લીધી. તેનો ઉન્નત દેહ, દીપ્તિમય આંખો અને મુખમંડલનું અનિવાર્યનીય તેજ આખા લશ્કરમાં પ્રતિભા પાડી રહ્યું હતું. બધા સૈનિકો પ્રથમ દર્શનેજ તેને વીર પુરુષ માનવા લાગ્યા. તેઓની એ ધારણા ખોટી નહોતી. નિકલ્સન ખરા વીર પુરુષને લાયક ગુણોથી વિભૂષિત હતો. તેણે આવતાં જ પોતાના ગુણોની ઓળખાણ કૃતિવડે આપી દીધી. તે આખી છાવણીમાં ફરી વળ્યો; દરેક બાબત પર સૂક્ષ્મતાપૂર્વક લક્ષ આપવા લાગ્યો. તે જ્યારે બીજા સૈનિકો સાથે ભોજન કરવા બેસતો ત્યારે તેનો મૌનભાવ નિહાળી અનેક સૈનિકોને તેના તરફ તિરસ્કાર આવતો. તે જ્યારે વ્યૂહરચના નિહાળવા એક જગાએથી બીજી જગાએ જતો ત્યારે તેનો રૂક્ષભાવ નિહાળી અમલદારોના મનમાં અસંતોષ પેદા થતો હતો. દિલ્હીના ઘેરાનો ઇતિહાસ લખનાર

આ સંબંધમાં નીચે પ્રમાણે જણાવે છે: " એ વખતે એક મજબૂત બાંધાનો અજાણ્યો પુરુષ અમારી લશ્કરી છાવણીમાં ભટકતો હતો. તે હરેક સ્થળનું સૂક્ષ્મ વિવરણ, બલાબલ અને ઇતિહાસનું ઉંડું જ્ઞાન મેળવવા ઇચ્છતો હતો. તેના પહેરવેશ પરથી તેની પદવી વિષે જરા પણ ભાન થતું નહોતું. આ વખતે અનેક સૈનિક અમલદારો પોતપોતાની ઇચ્છા મુજબ પોશાક પહેરતા હતા. એક અમલદારના પહેરવેશ સાથે બીજા અમલદારના પહેરવેશનું મળતાપણું જવલ્લેજ જણાતું હતું. થોડીવાર પછી અમારા જાણવામાં આવ્યું કે એ અજાણ્યો આદમી તો સેનાપતિ નિકલ્સન છે. અગાઉ કોઇએ એ સાહેબની આકૃતિ જોઇ નહોતી. આ વાતની ખબર પડતાંજ લોકોમાં છાની વાતો થવા લાગી કે સેનાપતિ નિકલ્સન લશ્કરી બાબતમાં અસાધારણ માણસ ગણાય છે. તેનો આકાર જાણે રાક્ષસોના નમુનાપર બનાવ્યો હોય એવો જણાતો હતો. તેની છાતી વિશાળ હતી, હાથ પગ અતિશય શક્તિ સંપન્ન હતા; હાવભાવ ઉત્સાહ અને કર્તૃત્વવ્યંજક અને રૂક્ષભાવ બતાવી આવતા હતા, દેહ સુંદર હતો; મૂછો લાંબી ને કાળી હતી; કંઠસ્વર ઉન્નત અને ગંભીર હતો; તેનામાં જે શક્તિ, દૃઢતા અને ગુણો હતા તે તેની આકૃતિ પરથી બધા સમજી શકે તેમ હતું."[1] આવો વીર હવે દિલ્હીનો ઉદ્ધાર કરવા આવી પહોંચ્યો હતો. સૈનિકો શરૂઆતમાં આ વીરપુરુષના ઉદ્ધત સ્વભાવથી અસંતુષ્ટ થયા છતાં છેવટે તેના ગુણોથી જાણીતા થઇ, તેને પોતાનો ઉદ્દેશ પાર પાડનાર પ્રધાન સહાયક માનવા લાગ્યા.

---

૧ History of the Siege of Delhi. Kaye Sepoy War. Vol. II. P. 619, note.

વિના વિલંબે કાર્ય શરૂ કરવામાં આવ્યું. નિકલ્સનના સૈનિકો ઝપાટાબંધ દિલ્હી તરફ કુચ કરતા હતા; તેઓને લાવવા માટે નિકલ્સને છાવણી છોડી. તે ૧૪ મી ઓગસ્ટે પોતાના સૈન્ય સાથે છાવણીમાં આવી પહોંચ્યો. છાવણીમાંના સૈનિકો તેનાં આગમનથી બહુજ ખુશી થયા. તોપો પણ પાછળ આવતી હતી. દિલ્હી અને પંજાબનો રસ્તો બંધ ન હોવાથી અંગ્રેજોને બહુ સગવડ મળતી હતી. સિપાહીઓ એ રસ્તો બંધ કરવાનો પ્રયત્ન કરતા હતા. ૧૪ મી ઓગસ્ટે તેઓ પ્રયત્ન કરવા માટે નગર બહાર નીકળ્યા હતા. સિંધનો રાજા અંગ્રેજોનો પરમ મિત્ર હતો. તે રાજાના મુલકપર હુમલો કરવો એ સિપાહીઓનો પ્રધાન ઉદ્દેશ હતો. સેનાનાયક હડસન પોતાના ઘોડેસ્વારોને લઇ તેઓની પાછળ પડયો. તેની સાથે સિપાહીઓને થોડી ઘણી ઝપાઝપી થઇ. આ ઝપાઝપીમાં સિપાહીઓ જીત મેળવી શકયા નહિ. વરસાદ વરસવાથી એ સમયે સ્થળે સ્થળે ખાબોચિઆં ભરાઇ રહ્યાં હતાં. આવજા કરવાનો રસ્તો દુર્ગમ બનેલો છતાં હડસન આજુબાજુનાં સ્થાનો તપાસી ૨૨ મી ઓગસ્ટે છાવણીમાં પાછો ફર્યો.

નિકલ્સનનાં સૈન્યની પાછળ ફિરોજપુરથી દિલ્હી આવવા નીકળેલું તોપખાનું ઝપાટાબંધ ધસ્યું આવતું હતું. એ તોપખાનાને ઘેરવા માટે દિલ્હીમાં આવી રહેલી બરેલી અને નિમચની પલ્ટણોએ ૧૮ તોપો લઇ તા. ૨૪મી જુલાઇએ મુસાફરી શરૂ કરી. બીજે દિવસે સવારમાં સેનાપતિ નિકલ્સન ૧૦૦૦ યુરોપિઅન અને ૨૦૦૦ દેશી સૈનિકો લઇ એ પલ્ટણોને અટકાવવા બહાદુરગઢ નામનાં ગામડાં તરફ ગયો. કારણ કે તેને એવી બાતમી મળી હતી કે સિપાહીઓ એ ગામડાં

તરફ આગળ વધે છે. એ વખતે ધોધમાર વરસાદ પડતો હતો. રસ્તો કાદવ અને પાણીનાં ખાબોચિયાંથી ભરપૂર બની ગયો હતો. પાયદળ સેના બહુ મુશ્કેલીથી આગળ વધવા લાગી. કાદવવાળા રસ્તામાં લપસી ન પડાય એ ખાતર તેઓ બહુ સાવચેતીથી ચાલવા લાગ્યા. તોપચીઓ કાદવવાળા રસ્તામાં તોપો ચલાવવા માટે વખતો વખત પૈડાં ઠેલવા લાગ્યા. આ પ્રમાણે બહુ મહેનતે ૬ કલાકે ફક્ત ૯ માઇલ રસ્તો કપાયો. એ દરમિઆન નિકલ્સનના જાણવામાં આવ્યું કે બંડખોરો બહાદુરગઢ છોડી નુજાુરગઢની ખાઇ તરફ ગયા છે. તેણે તરતજ નુજાુરગઢ તરફ કુચ કરવાનો હુકમ આપ્યો. લગભગ ૪ વાગ્યાને શુમારે ખાઇની એક શાખા પાસે આવી પહોંચતાં જણાયું કે શત્રુઓ પેલેપાર લડવા માટે તૈયાર થઇ ઉભા છે. નહેરનો પૂલ તેમની જમણી બાજુએ છે. આગળના ભાગમાં એક ધર્મશાળા અને તેની ડાબી અને જમણી બાજુએ બે નાનાં ગામડાં આવેલાં છે. એ બંને ગામડાં બંડખોરોના કબજામાં રહ્યાં છે. તેઓએ બંને ગામડામાં ત્રણ, ધર્મશાળામાં ચાર અને નહેર ઉપર ૩ તોપો ગોઠવી છે. તેઓની ડાબી બાજુએ આવેલું નુજાુરગઢનું ગામડું પણ કબજે થયું છે. લગભગ ૫ વાગે અંગ્રેજોનું બધું સૈન્ય નહેર ઉતરી સામે પાર ગયું. નિકલ્સનને સિપાહીઓની ગોઠવણ તપાસી ધર્મશાળા પર હુમલો કરવાનો સંકલ્પ કર્યો. કારણ કે સિપાહીઓના તાબામાં આવેલાં સ્થાનોમાં ધર્મશાળા એ જ પ્રધાન વ્યૂહ તરીકે ગણાતી હતી. આવો નિશ્ચય કરી નિકલ્સને ૬૧મી યુરોપિઅન પાયદળ પલટણને સંબોધી કહ્યું, "સર કોલિન કેમ્પબેલે ચિલિયનવાલાની લડાઇ વખતે તેમને

જે કહ્યું હતું તે તમારાથી અજાણ્યું નથી અને આલ્માના[1] મેદાન પર એજ મતલબનાં જે વચનો ઉચ્ચારાયાં હતાં તે તમે સાંભળેલાં છે. અત્યારે હું પણ તમને એવાં જ એકાદ બે વચનો કહું છું. તમે જ્યાં સુધી પેલી બધી તોપોથી ૨૦ થી ૩૦ ગજ દૂર ન પહોંચો ત્યાં સુધી ગોળીઓનો વરસાદ વરસાવો, આપણે જેમ બને તેમ જલદી કાર્ય પાર પાડી શકીશું."[2]

અંગ્રેજ લશ્કરની તોપોએ સૌ પહેલાં લડાઇ શરૂ કરી. થોડો વખત ગોળા ફેંકયા બાદ પાયદળ લશ્કર આગળ વધ્યું. તે લશ્કર સેનાપતિ નિકલ્સનની પાછળ રહી ગોળીઓનો વરસાદ વરસાવતું વરસાવતું તોપોથી ૨૦ ગજ જેટલે અંતરે પહોંચ્યું. સેનાપતિએ હવે તેને સંગીન ચલાવવાનો હુકમ આપ્યો. થોડીવારમાં તોપો કબજે કરવામાં આવી; સિપાહીઓ ધર્મશાળા આગળથી દૂર હઠી ગયા. તેઓએ બહુ જ બહાદુરીપૂર્વક લડાઇ કરી હતી. તેઓમાંના અનેક સિપાહીઓએ પાછું પગલું ન ભરતાં મરણ સ્વીકાર્યું હતું. પરંતુ રસ્તો કાદવવાળો હોવાથી તેઓ તોપો ખસેડી લઇ જઇ શકયા નહોતા. વળી એ જ કારણથી યુરોપિઅન સૈન્યને પણ તેમની પાછળ પડવામાં વિલંબ થયો. અંગ્રેજ લશ્કરે જ્યારે સામી બાજુએથી ફરી ડાબી બાજુએ ધર્મશાળા અને નહેરના મધ્ય ભાગમાં તોપો ગોઠવી, ત્યારે સિપાહીઓ બધી તોપો તજી પૂલ પર થઇ નાસી ગયા. એ દરમિઆન

---

૧ આલ્મા—ક્રિમિયાની એક નાની નદી. ક્રિમિયન વિગ્રહમાં આ નદી કિનારે એક લડાઇ થઇ હતી. ઇંગ્લાંડ અને ફ્રાંસના સૈનિકોના પરાક્રમથી આ લડાઇમાં રશિયનો હાર્યા હતા.

૨ Holmes, Indian Mutiny. P. 378.

૧ લી પંજાબી પલ્ટણના પાયદળ સૈનિકોએ નુજ્જુરગઢ કબજે કર્યું. પાસેનાં એક ગામડામાં કેટલાક સિપાહીઓ રહેતા હતા; પંજાબીઓએ તેમના પર હલ્લો કર્યો. પણ તેઓએ પોતાનો બચાવ એવી બહાદુરથી કર્યો કે પંજાબી સૈન્યને હારી જવું પડયું. એ હાર અટકાવવા ખાતર નિકલ્સનને તેઓની મદદમાં બીજા સૈનિકો મોકલવા પડયા.

સેનાપતિ નિકલ્સન વિજય પામી આ ખાબોચિયાંથી ભરપૂર સ્થાનમાં છાવણી નાખી પડયો. ઉતાવળે કુચ કરવાની હોવાથી ખોરાકી સાથે લાવેલી નહોતી એથી તેને તથા તેના સૈનિકોને બહુ સહેવું પડયું. આખી રાત એ ભયાનક સ્થાનમાં ભૂખ્યાં પડી રહેવું પડયું. બીજે દિવસે સવારમાં ખાઇપરનો પૂલ તોડી પાડવામાં આવ્યો. વિજયી સૈન્ય દિલ્હી પાછું ફર્યું.

૪ થી સપ્ટેમ્બરે શહેરને ઘેરો ઘાલવાને ઉપયોગી થઈ પડે એવી તોપો વગેરે આવી પહોંચ્યું. સર જોન લોરેન્સે દિલ્હી જીતવા માટે આટલી બધી સગવડ કરી આપ્યાથી સૈનિકોમાં ભારે ઉત્સાહ ફેલાયો. લગભગ ત્રણ માસ થયાં આ મહાન નગરી સિપાહીઓના કબજામાં હતી. એ શહેર જીતવા માટે અતિ કુશળ ગણાતા સેનાપતિઓ પ્રયત્નો કર્યા કરતા હતા, પણ તે દરેક નિષ્ફળ ગયા હતા. અંગ્રેજ લશ્કર શહેરમાંના સિપાહીઓને મુકાબલે સંખ્યામાં ને હથિયારોમાં ઉતરતું હતું. આવી દશામાં તેઓ અત્યાર સુધી મોગલોની પ્રસિદ્ધ રાજધાની સમક્ષ દીનપણે પોતાના પક્ષની ન સહી શકાય તેવી અધોગતિ નિહાળી રહ્યા હતા. પણ હવે તેઓની દશા ફરી. તેઓની મદદમાં પંજાબથી એક, પ્રસિદ્ધ સેનાપતિ યુદ્ધકુશલ સૈનિકો સાથે આવી પહોંચ્યો હતો. તે ઉપરાંત તોપોનો મોટો જથ્થો પણ તેમની મદદમાં આવી પહોંચ્યો

હતો. તેથી હવે તેઓ મોગલોની રાજધાની જીતાશે એવી આશામાં મસ્ત બની ગયા. અંગ્રેજ સેનાપતિઓ પણ હવે પ્રફુલ્લ ચિત્તે એ મજબુત કિલ્લેબંધીવાળી મહા નગરીને જીતવા માટે પોતાની બધી શક્તિનો ઉપયોગ કરવા તૈયાર થયા. દિલ્હી સિપાહીઓના કબજામાં રહેવાથી અત્યાર સુધી લોકો એમ માનતા હતા કે હિંદમાં અંગ્રેજોની સત્તા નાશ પામી છે. છેવટે તેઓની એ ધારણા ખોટી છે એ સાબીત કરવા માટે અંગ્રેજ લશ્કરે કમર કસી.



# અધ્યાય ૪ થો



## બંગાળા અને બિહાર



## પ્રકરણ ૧ લું.



### કલકત્તા

વિષય નિર્દેશ–કલકત્તા–યુરોપિઅનોનો ભય અને ઉશ્કેરણી–ગવર્નર જનરલની ચિંતા–તેની શાંત વૃત્તિ–જુદે જુદે સ્થળે સૈનિક ટુકડીઓનું મોકલવું–વોલન્ટીયર સૈનિકની ટુકડીઓ–છાપખાના પર દાબ–બરાકપુરના સિપાહીઓનાં હથિયારો ઉતાર્યાં—કલકત્તાના યુરોપિઅન અને ફિરંગીઓની ભયગ્રસ્ત દશા—અયોધ્યાના નવાબ પર જપ્તી—હથિયાર બંધીનો કાયદો ગવર્નર જનરલનો મહેલ અને દેહનું રક્ષણ કરવા માટે યુરોપીઅન સૈનિકો નિમાયા.

ભરતખંડના ઉત્તર ભાગમાં જ્યારે આગ ધૂંધવાતી હતી, ત્યારે અંગ્રેજ સેનાપતિ હેવલોક અને નીલ કાનપુર અને લખનૌર તરફ ધસતા જતા હતા. સર જૉન લોરેન્સ પંજાબથી દિલ્હીને બચાવવા માટે લશ્કર અને તોપો મોકલી રહ્યો હતો, ત્યારે આ વિશાળ ભરતખંડના લગભગ દરેક વિભાગમાંના યુરોપિઅનોના દિલમાં ભય પેસી ગયો હતો. જ્યારે જીવન અને સંપત્તિ ભયમાં આવી પડે, ઉશ્કેરાયેલા લોકોનાં ભયંકર આક્રમણથી સર્વત્ર અંધાધુંધી વ્યાપી જાય, જુદાં જુદાં સ્થળોમાં વસી રહેલાં કુટુંબી જનોનાં ઓચિંતાં મરણના સમાચાર સાંભળી હૃદય નિરાશાથી છવાઇ જાય, ત્યારે સ્વભાવિક રીતે દરેક મનુષ્યની નજર રાજા તરફ પડે છે. હિંદના યુરોપિઅનોની સ્થિતિ પણ આવી જ થઇ પડી હતી. ચોતરફ વિપતિ આવી પડેલી હોવાથી મુંઝાઇ રહેલા યુરોપિઅનો લોર્ડ કેનિંગનું પ્રત્યેક કાર્ય ઉત્સુકતા પૂર્વક નિહાળી રહ્યા હતા. ગવર્નરલ-જનરલની અચળ શાંતિ જોઇ ઘણા ખરાના મનમાં નાના પ્રકારના સંદેહ ઉઠતા હતા, સંદેહ વશ થઈ ઘણા યુરોપિઅનો ગવર્નર જનરલને બેદરકાર માનતા હતા. કલકત્તામાંના યુરોપિઅન મુસાફરોનાં મનમાં પણ એવો જ સંદેહ ઉત્પન્ન થયો હતો. લૉર્ડ કેનિંગ ધૈર્યપૂર્વક આ વધતા જતા બળવા તરફ નિહાળી રહ્યો હતો. દરેક બાજુનો વિચાર કરી ધીમાં પણ મક્કમ પગલાં ભરી રહ્યો હતો. કલકત્તાના યુરોપિઅનો એ ધીર પગલાંને બેદરકારીનું મૌન્ન સ્વરૂપ માની બેઠા હતા. લૉર્ડ કેનિંગને કલકત્તામાં બેઠાં ઉત્તર હિંદના જે સમાચાર મળતા હતા, તેથી તેનું હૃદય ચિંતાતુર બની ગયું હતું. છતાં તેના અંતઃકરણમાં રહેલી ચિંતા મુખ પર વ્યક્ત થતી નહોતી. તે બેબાકળો ન બનતાં ધીરજથી બધુ જોઇ રહ્યો હતો.

જૂન માસમાં વાયવ્ય પ્રાંતમાંના યુરોપિઅનો વિષે વિચાર કરતાં તેનું હૃદય અધિક ચિંતાતુર બની ગયું. એજ વખતે કલકત્તાના યુરોપિઅનો તેનો ઉદ્દેશ ન સમજતાં અતિશય ઉશ્કેરણી દર્શાવવા લાગ્યા, તેથી તેની ચિંતા અતિશય વધી ગઇ. આવી બંને તરફની વિપત્તિમાં પણ લૉર્ડ કેનિંગનું સ્વાભાવિક ધૈર્ય ખૂટ્યું નહિ.

આ વખતે હિંદના જુદા જુદા વિભાગમાંથી ગવર્નર જનરલ સમક્ષ જે સમાચાર આપી પહોંચતા તે પર ધ્યાન આપી લોર્ડ કેનિંગ આગળ વધતો હતો. પરંતુ સ્થાનિક અમલદારો પ્રથમતો બળવાનું ખરૂં સ્વરૂપ સમજી શક્યા નહોતા. ૧૬ મી મેએ કેલ્વિન સાહેબે વાયવ્ય પ્રાંતમાંથી ગવર્નર જનરલને તાર કર્યો કે ભયંકર વિપત્તિ દૂર થઇ છે, હવે બધી બાજુએથી સ્થિતિ સુધરતી જાય છે. ત્યારબાદ ચાર દિવસ પછી તેણે દિલ્હીના કમિશનર ગ્રિથેડ સાહેબનાં વચનો ટાંકી ગવર્નર જનરલ પર તાર કર્યો કે, હવે થોડા દિવસમાં આ ભયંકર બળવો પૂરો થશે. આ આશ્વાસન પૂર્ણ વાતો છેવટે ગગનકુસુમ જેવી નીવડી. દિવસ માસ પછી માસ જવા લાગ્યા, પણ કોઇ પણ સ્થળે બંડખોર સિપાહીઓ શાંત થયા નહિ. હિંદના લગભગ દરેક વિભાગમાં બંડખોરોનું જોર વધવા લાગ્યું. વાયવ્ય પ્રાંત તો સળગતી આગમાં સપડાયો હતો. ગવર્નર જનરલ દરેક સ્થળના સમાચાર જાણવા માટે જેના પર આધાર રાખતો હતો, તેઓની વાત હવે મિથ્યા જણાવા લાગી. ઘણા લોકો આ બળવો કેવળ સિપાહીઓની ઉશ્કેરણીને લીધે ફાટી નીકળ્યો છે એમ માનતા હતા. પરંતુ બળવો તો સિપાહીઓમાંથી સાધારણ પ્રજામાં પણ ફેલાવા લાગ્યો હતો. જુદા જુદા સ્થાનના બદમાસ લોકો ગામડાંમાં અશાન્તિ ફેલાવી રહ્યા હતા, તેઓને આવી

દશામાં જોઇ અમલદારો દિગ્મૂઢ બની ગયા અને પોતાની નાશ પામતી સત્તાને ટકાવી રાખવા તનતોડ મહેનત કરવા લાગ્યા.

અંગ્રેજ ઇતિહાસકારોમાંના કોઇ કોઇ લૉર્ડ કેનિંગ પર એવો આરોપ મૂકે છે કે તેનામાં આ વિપત્તિનું યથાર્થ સ્વરૂપ સમજવાની શક્તિ નહોતી, તેમ આ ભયાનક બળવો અટકાવવા જેટલું સામર્થ્ય પણ નહોતું. આવા સમયમાં તો લોર્ડ હેસ્ટિંગ્સ જેવા ગવર્નર જનરલની જરૂર હતી. જ્યારે પોતાની સત્તા તૂટવાની અણી પર આવે, એક સમયના અવજ્ઞાપાત્ર લોકોની ઉશ્કેરણીથી સરકારના સ્વદેશ બાંધવો પીડાય, કેદ પકડાય અને માર્યા જાય, ત્યારે ધૈર્ય ધારણ કરવું એ મહા મુશ્કેલ છે. લૉર્ડ કેનિંગ પર આરોપ મૂકનારા ઇતિહાસકારો કદાચ તેના ધૈર્યથી અધીરા બની ગયા હશે. ગર્વનર જનરલ તેઓની માફક બધા હિંદીઓને આતતાયી ગણવા તત્પર ન થયો, એ તેઓને તેનો મહાન અપરાધ ભાસ્યો હશે. હિંદમાંના યુરોપિઅનો જ્યારે જીવ પર આવી જઇ હિંદીઓના લોહીથી આખું હિંદ ખરડવા માગતા હતા, ત્યારે લોર્ડ કેનિંગ તેઓના જેવો દયાહીન બન્યો નહિ, અને તેઓની સાથે એકમત થઇ, સર્વત્ર હિંસકવૃત્તિ પ્રગટ કરવાનો આગ્રહ દર્શાવી શક્યો નહિ. આવી વૃત્તિને લીધે જ ઇતિહાસકારોએ તેને નિંદ્યો છે. આવી ધીરજને લીધેજ તે લોકો તેને કર્તવ્ય બજાવવામાં બેદરકાર, વિપત્તિનું સ્વરૂપ સમજવામાં અસમર્થ અને ચાલુ સમયને માટે અયોગ્ય ગણી ગયા છે.

પરંતુ ગવર્નર જનરલ તેઓની માફક એક દેશદર્શી હતો નહિ. ભયમાં આવી પડેલાં સ્થાનોમાંથી સમાચાર મેળવવામાં પણ તેણે આળસ કરી નહોતી. વાયવ્ય પ્રાંતમાંથી તેને જે સમાચારો મળતા તે

અધુરા અને અસત્ય હતા. તેની પાસે જે ખબરો આવતી તેપર સંપૂર્ણ વિચાર કરવામાં તે કદી આળસ કરતો નહિ. અધુરા સમાચાર મળ્યાં છતાં તેની કાર્ય તત્પરતા છુપાઇ રહેતી નહિ. કલકત્તેથી જે લશ્કર મોકલવામાં આવ્યું હતું તે લશ્કરવડે બનારસ અને અલાહાબાદના બળવા શાંત થયા હતા. પરંતુ કાનપુરનો બચાવ ન થયો, લખનોર પણ ભયંકર વિપ્લવમાંથી મુક્ત ન થયું. આખો વાયવ્ય પ્રાંત ભયંકર આગના ભડકાથી ઝળહળી રહ્યો હતો. તે તો જેમનો તેમ રહ્યો.

લોર્ડ કેનિંગનો સ્વભાવ શાંત અને દયાળુ હતો. પોતાના સ્વદેશ–બાંધવોને વિપત્તિમાં આવી પડેલા જોઇ તે સદા ઉદ્વેગમાં રહેતો હતો. જુદાં જુદાં સ્થળોના યુરોપિઅનો પોતાનું રક્ષણ કરવા માટે સોલ્જરોની ટુકડી માગતા હતા. તે વખતે એ બધાને પૂરા પડે તેટલા સોલ્જરો નહોતા. જે થોડી ઘણી સંખ્યા હતી તેને છૂટી છવાઇ કરી નાખતાં કોઇ પણ સ્થળનો બચાવ થઇ શકે તેમ નહોતું. લોર્ડ કેનિંગે જુન માસમાં આ સંબંધમાં લખ્યું છે કે "રાજધાનીની બહારના, જુદે જુદે સ્થળે વસતા યુરોપિઅનોએ પોતાંના બચાવ માટે સોલ્જરોની ટુકડી મોકલવાની આજીજી પૂર્વક માગણી કરી છે, તેઓની આ માગણી નામંજૂર કરતાં હૃદય ફાટી જાય છે. પરંતુ આપણું થોડું સૈન્ય રાજ્યના જુદા જુદા વિભાગોમાં વહેંચી નાખતાં ઇચ્છિત ફળ મળવાની સંભાવના દૂર થશે." જુદાં જુદાં સ્થળના યુરોપિઅનોની માગણી નાકબુલ કરતાં લોર્ડ કેનિંગને કેટલું દુઃખ થતું હતું, તે ઉપલા પત્ર પરથી જણાય છે. છતાં તેને આ બાબતની બહુ ચિંતા થતી હતી. છેવટે તેણે કાનપુરના સેનાપતિ વ્હીલરની સ્થિતિ બરાબર અનુભવમાં ઉતારી. એ વૃદ્ધ સેનાપતિને બચાવવો જોઇએ એવો નિ-

શ્રય કર્યો. તેણે દિલ્હીના સેનાપતિ બર્નાર્ડને વ્હીલરની મદદે સૈન્ય મોકલવાની રજા આપી. પરંતુ ગવર્નર જનરલની આ મંજૂરી યોગ્ય સમયે મળી હતી કે નહિ તે બાબત હજુ સુધી નિશ્ચિત થઇ નથી. જો સેનાપતિ બર્નાર્ડને ગવર્નર જનરલનો પત્ર મળ્યો હોય તો તે નક્કી બહુ નવાઇ પામ્યો હશે. અલાહાબાદથી મદદગાર સૈન્ય કાનપુર જઈ, એ સ્થળનો બચાવ કરે અને ત્યારબાદ લખનોરનો બચાવ કરવામાં સફળ નીવડે, એ જેટલું અસંભવિત હતું, તેટલુંજ અસંભવિત દિલ્હીથી કાનપુરના બચાવ માટે સૈન્ય મોકલવું એ હતું. પરંતુ આ વખતે વાયવ્ય પ્રાંતના બનાવો વિષે કલકત્તાના અધિકારીઓ તદ્દન અજાણ્યા હતા. ટપાલનો રસ્તો બંધ થયો હતો. તારનાં દોરડાં તૂટી ગયાં હતાં. પંજાબ અને વાયવ્ય પ્રાંતમાં શું બને છે, તેના સમાચાર ગવર્નર જનરલ પાસે યોગ્ય સમયે પહોંચતા નહોતા. ઘણી વેળા તદ્દન જૂઠા સમાચારો કલકત્તાના બજારોમાં ફેલાતા હતા. આવા સમાચારોથી અમલદારવર્ગ ગભરાઇ જતો હતો. એક વેળા એવા સમાચાર આવતા કે આપણી જીત થઇ છે, પણ થોડીવાર પછી એ સમાચાર જૂઠા છે એવું જાણવામાં આવતાંજ દિલગીરી ફેલાઇ રહેતી. કલકત્તામાં એકથી વધારે વાર સમાચાર આવ્યા હતા કે દિલ્હી જીતાયું છે. કેવળ કલકત્તામાંજ નહિ પણ અલાહાબાદ, આગ્રા, કાનપુર, લખનોર વગેરે સ્થળોએ પણ એવાજ જૂઠા સમાચારો ફેલાયા હતા. આ જૂઠા સમાચારપર આધાર રાખી કોઇ કોઇ સ્થળના સત્તાવાળાઓએ તો તોપોનો બાર કરી પોતાનો હર્ષ દર્શાવવામાં પાછી પાની કરી નહોતી.

બળવાનાં મથકોની સત્ય સ્થિતિથી અજાણ્યો છતાં લોર્ડ કેનિંગે આ વખતે જે પત્રો લખ્યા હતા, તે પત્રો પરથી તેના હૃદયના

વિચારો જણાઇ આવે છે. તેના પર જે પત્રો આવતા તેના જવાબો તે તરત જ આપતો. ઘણી વેળા લશ્કરી અમલદારો અતિ કોપાવેશમાં આવી જઇ પોતાનો કોપ ગરીબડા હિંદીઓનું લોહી રેડી શાંત પાડવા ગવર્નર જનરલ પર પત્રો લખતા. એક મુખ્ય લશ્કરી અમલદારે સિપાહીઓને ત્રાસ આપવા માટે તેઓને કઠોરમાં કઠોર સજા કરવાની માગણી કરી. લોર્ડ કેનિંગે તેને જવાબ આપ્યો કે " આપ સિપાહીઓમાં ભય ઉત્પન્ન કરવાનું આવશ્યક ગણો છો, પરંતુ જે સિપાહીઓ હજુ સુધી પોતાની જાતિ અને ધર્મ નષ્ટ થવાના, પોતાના સાથીઓ સમક્ષ અપમાન પામવાના, અગર પોતાના બીજા ગુનેહગાર સાથીઓની માફક પોતાનો નાશ કરવા માટે યુરોપિઅન સૈન્ય આવવાના સંદેહથી ઉશ્કેરાયા નથી, તેઓ દ્વારા તેઓને ઠેકાણે પાડવાનું કાર્ય અતિશય દુઃસાધ્ય બની જશે. આપની ભ્રમપૂર્ણ માગણી આ રોગનો ખરો ઉપાય નથી. હું આપને સાવચેતી આપું છું કે સરકારે આપને જે પદ્ધતિ મુજબ વર્તવાનું કહ્યું છે તે પદ્ધતિથી જરા પણ ઉલટા વરતશો નહિ. એ પદ્ધતિ પર હમેશાં શ્રદ્ધા રાખશો. કઠોરતાપૂર્વક જૂલ્મ ગુજારવો એ કંઇ ઉત્સાહનું કાર્ય ગણી શકાય નહિ." લોર્ડ કેનિંગના દીર્ઘ દષ્ટિવાળા અને અનુભવી મદદગારોએ પણ આ મતને ટેકો આપ્યો હતો. સર હેન્રિ લોરેન્સે જેમ વચનો વડે નિર્દોષ લોકોને અભય આપ્યું હતું, શાંત લોકોને રાજભક્તિ દર્શાવવાને ઉત્સાહ ચડાવ્યો હતો, અનિષ્ટકારી લોકોને સજા કરવામાં અપાર શૌર્ય દાખવ્યું હતું તે જ રીતે કાર્યદ્વારા પણ તે જ સિદ્ધ કરી બતાવ્યું હતું. સર હેન્રિના લાયક સહોદરે ( સર જોન લોરેન્સ ) કહ્યું હતું કે " આપણી કઠોર શિક્ષાપદ્ધતિથી સાધારણ પ્રજામાં ઉદ્વેગ અને શંકા

લાંબા સમય સુધી અચળ રહેશે." સર જેમ્સ આઉટરામે પણ એક અમલદારને જૂલમનો બદલો જૂલમથી લેવાની માગણી કરતાં તેની માગણીનો તિરસ્કાર કરતાં જણાવ્યું હતું કે "મેં દરેક વખતે લક્ષપૂર્વક નિહાળ્યું છે કે વ્યવસ્થાપક સમિતિમાં જે સભાસદો માણસોનું લોહી રેડવાનો અતિશય આગ્રહ દર્શાવે છે તે જ સભાસદો કાર્ય કરતી વખતે નમાલા ને બાયલા માલમ પડે છે." મતલબ કે આ વખતે યુરોપિઅનોની વૈરવૃત્તિ એટલી બધી પ્રબળ બની ગઇ હતી કે આવા ઉંચા દરજ્જાના અમલદારોને એની ગતિ અટકાવવા માટે જાહેરમાં આવાં વચનો ઉચ્ચારવાં પડયાં હતાં. ચાલુ બળવાની તૈયારી કંઈ એક દિવસમાં થઇ ગઇ નહોતી. કેવળ એક જ દિવસમાં બધા સિપાહીઓ અસંતોષી બની ગયા નહોતા કે નિરક્ષર પ્રજા એકી સાથે, એક જ દિવસમાં કંપનિની સત્તા તોડી પાડવા માટે ઉસ્કેરાયલા સિપાહીઓની પાછળ ચાલી નહોતી. બળવાનાં બીજ ઘણાં વર્ષોથી વવાતાં આવ્યાં હતાં, ધીરે ધીરે તેના ફણગા ફુટયા હતા અને છેવટે તે મોટી મોટી ડાળીવાળું વૃક્ષ બન્યું હતું. એ વૃક્ષનાં વિષમય ફળ પ્રત્યક્ષ જણાયાં ત્યારે અંગ્રેજો હૃદયની તીવ્ર જ્વાલાથી અધીરા થઇ ગયા. તેઓનું ધૈર્ય અને સહનશીલતા જતાં રહ્યાં, તેઓ અમુક માણસોને હાથે પોતાના સ્વદેશબાંધવોને મરાતા જોઇ બધાને શત્રુઓ માની બેઠા. અમુક માણસોના અપરાધના ગુનેહગાર આખા દેશના લોકોને માનવા લાગ્યા, એકના ગુનાનો દંડ અનેકને આપવા તત્પર થયા. ગોરા લોકો આ ઉદ્દેશ પાર પાડવાની પ્રતિજ્ઞા લઇ બેઠા. હિંદના બધા કાળા લોકોનો નાશ કરવા માટે તેઓનો ઉત્સાહ પરિપૂર્ણપણે વિકાસ પામવા લાગ્યો.

લોર્ડ કેનિંગ આવો ભેદભાવ નિરખી બહુ જ દુઃખી થયો. આવા ભેદભાવથી પરિણામ બહુ બુરૂં આવશે એ વિચાર તેના દિલમાં પ્રથમથી જ આવ્યો હતો. વાયવ્ય પ્રાંતમાંથી તેને જે જે સમાચાર મળતા તે પરથી તે જાણી શક્યો હતો કે વિપત્તિમાં સપડાએલાં ગામડાંમાં ન્યાયને બદલે ભયંકર વૈરવૃત્તિનું સામ્રાજ્ય જામતું જાય છે. આથી કદાચ આખો વાયવ્ય પ્રાંત લાંબા વખતને માટે વેરાન બની ગરિબાઇના પંજામાં સપડાશે અને શોચનીય દશામાં આવી પડશે. તેના જાણવામાં આવ્યું હતું કે વાયવ્ય પ્રાંતના લશ્કરી અને દિવાની ખાતાના અમલદારોને જે સત્તા આપવામાં આવી હતી, તે સત્તાનો તે લોકોએ વખતોવખત દુરૂપયોગ કર્યો હતો. આ જાણતા છતાં તેણે ઉશ્રૃંખલ ગામડાંઓમાં શાંતિ સ્થાપવા માટે એવી અસાધારણ સત્તા આપવામાં બિલકુલ આનાકાની કરી નહોતી. એકંદર રીતે વિચાર કરતાં હિંદીઓનાં ટોળેટોળાંને ફાંસીએ લટકાવી દેવાની સત્તા એ અસાધારણ સત્તા ગણાવી જોઇએ. આ વખતે પ્રત્યેક અંગ્રેજ અમલદારને આવી અસાધારણ સત્તા મળી હતી. લોર્ડ કેનિંગ પોતાના સ્વદેશબંધુઓને વિપત્તિમાં આવી પડેલા જોઇ આવી અસામાન્ય સત્તા આપતાં અચકાયો નહોતો. એ પરથી સાબીત થાય છે કે તેને મુશ્કેલીનો ખ્યાલ પૂરેપૂરો હતો. ગવર્નર-જનરલનો ઊંડો ઉદ્વેગ અને ભયંકર વિપત્તિનું નિવારણ કરવાના પ્રયત્ન નજરેનજર નિહાળતાં છતાં તેને ઉદાસીન અને બેકાળજીવાળો કહી નિંદનારા ખરેખર માનવપ્રકૃતિની મોટાઈ જાણવામાં નિષ્ફળ નીવડયા છે.

પરંતુ કલકત્તામાંના અંગ્રેજોનાં હૃદયમાં તો ઉનું તેલ રેડાયું હતું. તેઓ તો વોલન્ટિયર સૈન્યમાં જોડાવા માટે ગવર્નર જનરલ પર

અરજીઓ પર અરજીઓ કર્યાં કરતા હતા. પણ તેઓની અરજી એ સમયે સ્વીકારવામાં ન આવી. આથી તેઓ ગવર્નર જનરલ પર બહુ ગુસ્સે થયા. તેઓએ બીજી વાર પ્રયત્ન કરી જોયો. જુન માસના બીજા અઠવાડિઆમાં એ બાબત પર ફરીથી ચર્ચા ચાલી. આ વખતે એક મુખ્ય અધિકારી અંગ્રેજોની માગણી સ્વીકારવા માટે લોર્ડ કેનિંગને સમજાવવા લાગ્યો. લોર્ડ કેનિંગ જ્યારે સંશયને હિંડોળે હિંચતો હતો ત્યારે તેની મંત્રી સભાના એક સભ્ય ગ્રાન્ટ સાહેબે તેને કલકત્તાના અંગ્રેજોની માગણી સ્વીકારવાની સલાહ આપી. આ સંબંધના બધા કાગળ પત્રો ગવર્નર જનરલ સમક્ષ રજૂ કરવામાં આવ્યા. આ વખતે લોર્ડ કેનિંગે કશી આનાકાની કરી નહિ. પોતાના એક મુખ્ય મંત્રીની સલાહથી તેણે કલકત્તાના યુરોપિઅનોને વોલન્ટિઅર સૈન્યમાં જોડાવાને જોઇતા હુકમો બહાર પડયા. રાજધાનીના સેનાપતિ કર્નલ કાએના પર જેમ બને તેમ જલદી આ બાબતનો બધો બંદોબસ્ત કરવાની જવાબદારી નાંખવામાં આવી.

હવે યુરોપિઅનો સંતોષાયા. તેઓનાં ટોળેટોળાં વોલન્ટિઅર સૈન્યમાં જોડાવા માટે આવવા લાગ્યાં. સૂર્યના પ્રચંડ તાપમાં અસહ્ય દુઃખ વેઠી વકીલ, કારકુન, વેપારી, દુકાનદાર વગેરેનાં ટોળેટોળાં યુદ્ધ-પ્રણાલી શીખવા લાગ્યાં. તેઓનું જેમ બને તેમ જલદી પાયદળ અને ઘોડેસ્વાર સૈન્ય બનાવવામાં આવ્યું. સેનાપતિ કાએના શિષ્યો કાંઇ મૂર્ખ નહોતા, તેઓ થોડા સમયમાં યુદ્ધકલાકુશલ બની ગયા અને આવી પડેલી વિપત્તિ સામે થવા તૈયાર થયા.

કલકત્તાના એક શકિતમાન સંપ્રદાયની ઇચ્છા પૂર્ણ થઇ. તેઓના હૃદયમાં જે અશાન્તિની આગ 'સળગી રહી હતી,' તે હવે હોલાઇ

ગઇ. યુરોપિઅનોનાં અંતઃકરણ શાંતિની સુધારાનો અનુભવ કરવા લાગ્યાં. સરકાર પરનો ગુસ્સો શાંત થયો. પરંતુ એક બીજા લોકોએ તેઓનું સ્થાન લીધું. મે ને જુન માસમાં એ લોકો તરફથી સરકાર પર વચનબાણો છૂટવા લાગ્યાં. તેઓનાં વચનબાણની ઉગ્રતાએ ઉનાળાના પ્રચંડ તાપની ઉગ્રતાને પણ હરાવી દીધી. યુરોપિઅન તંત્રીઓના આશરા તળે પ્રકટ થતાં વર્ત્તમાનપત્રોએ તો કમાલ કરી. તેઓ પોતપોતાના વ્યકિતગત સ્વાર્થમાં લુબ્ધ બની સાર્વજનિક હિત વિસરી જવા લાગ્યા. દેશી વર્તમાનપત્રોમાંના મહાશયોનું અનુકરણ કરવા લાગ્યાં.* ગવર્નર જનરલને હવે એ બધાં વર્ત્તમાનપત્રોને વધારે વિદ્વેષ ફેલાવતાં અટકાવવાના ઉપાયો કરવા લાગ્યાં.

આ વખતે હિંદમાં જે જે વર્તમાનપત્રો નીકળતાં હતાં, તે બધાં સાચા સમાચાર ફેલાવતાં નહિ. ગુસ્સાને લીધે હો કે સરકાર પરના દ્વેષને લીધો હો, પણ વર્ત્તમાનપત્રના તંત્રીઓએ વખતોવખત ન્યાયનો માર્ગ છોડી અન્યાયનો માર્ગ ગ્રહણ કરતા એમાં કશો શક નથી. જે વર્ત્તમાનપત્રો દેશી ભાષામાં પ્રગટ થતાં હતાં તેના ગ્રાહકો બહુ ન હોતા. તેના વાંચનારાઓ પણ ડાહ્યા અને અનુભવી નહોતા. મુખ્યત્વે કરીને અધકચરા જ્ઞાનવાળા લોકોમાં જ આ વર્ત્તમાનપત્રો ખબરો ફેલાવતાં હતાં. આવાં સંવાદપત્રોના મુઠીભર વાંચકો જો ખોટા સમાચાર સાંભળી ઉશ્કેરાઇ જાય તો તેમાં સરકારને કંઇ વધુ નુકસાન થાય તેમ નહોતું. પણ એ વર્ત્તમાનપત્રોના વાંચકો કરતાં સાંભળનારા ઘણા હતા. જે બળવાના આઘાતથી ચોદિશ કંપી રહી હતી, ગામડાં-

* કે સાહેબે જણાવ્યું છે કે બંગાળાનાં વર્તમાનપત્રો આવો દોષ કરતાં નહોતાં. Kaye, Sepoy War. Vol. III. P. 13

ઓમાં વ્યવસ્થાનું રાજ્ય નાશ પામ્યું હતું, દેશી અને યુરોપિઅનોનાં જીવન સંશયમાં આવી પડચાં હતાં, તેની હકીકત સાંભળવા માટે ગૃહસ્થથી માંડીને રસ્તામાં ભટકતા ભિખારી પર્યંતના બધા લોકો ઉંચાનીચા થઇ રહ્યા હતા. આથી દરેક સ્થળે વર્ત્તમાનપત્રો વંચાતાં હતાં અને, તે સાંભળવા માટે લોકોનાં ટોળે ટોળાં એકત્ર થતાં હતાં. આ વખતે જો કોઇ ઉશ્કેરણી ફેલાય તેવા સમાચાર સાંભળવામાં આવતા તો શ્રોતાજનો પોતાની કલ્પનાને પૂરેપૂરી વિકસાવી એ સમાચાર અતિશયોક્તિ પૂર્ણ કરી બીજા લોકોમાં ફેલાવતા, અને એ રાઇનો પર્વત થયેલ વાત જોત જોતામાં બધા લોકોમાં ફેલાઇ જતી. એ વાતને ખોટી પાડવાનું કામ મુશ્કેલ બની જતું. અંગ્રેજી વર્ત્તમાનપત્રોનું અનુકરણ થઇ દેશી વર્ત્તમાનપત્રો ઉત્પન્ન થયાં હતાં. ગુણોનાં અનુકરણ કરતાં દોષોનું અનુકરણ બહુ સહેલાઇથી થઇ શકે છે. એથી દેશી વર્ત્તમાનપત્રોમાં અંગ્રેજી વર્ત્તમાનપત્રોના દોષો અધિક પ્રમાણમાં જોવામાં આવતા. આ વખતે અંગ્રેજ સંપાદકો જે ઉશ્કેરણી ભરી ખબરો પ્રગટ કરતા હતા, તે ખબરોનું ભાષાંતર દેશી વર્ત્તમાનપત્રોમાં પ્રગટ થતાં વાર લાગતી નહિ. આવાં ભાષાંતરોથી સાધારણ પ્રજામાં ઉશ્કેરણી ફેલાય એ સ્વાભાવિક હતું. વળી એ સમયનાં અંગ્રેજી વર્ત્તમાનપત્રોમાં પણ તદ્દન સત્ય સમાચારો પ્રગટ થતા નહિ. સંપાદકો પણ પોતાના જુસ્સાને આધીન થઇ સખત ભાષા વાપરતા હતા. તેઓમાંના ઘણાખરાઓએ હિંદી પ્રજાનો નાશ કરી નાખવાના ઇરાદાથી કલમ પકડી હોય એમ જણાતું હતું. હિંદીઓના લોહીનો પ્રવાહ વહેવડાવવાથી જાણે પરમ આનંદ થતો હોય, એવાં લખાણો તેમનાં પત્રોમાં વારંવાર આવતાં. આથી શાન્તિ સ્થાપવાના કાર્યમાં ભારે, મુશ્કેલી થતી. વદેશી વર્ત્તમાન-

પત્રોમાં એ લખાણોનાં ભાષાંતરો પ્રગટ થતાં તેથી સાધારણ પ્રજા અંગ્રેજોના વિચારો જાણી બહુ શંકાશીલ બની જતી. લૉર્ડ કેનિંગ તથા તેનું મંત્રીમંડળ આ પરિણામો અનુભવી શક્યું હતું. તેને આ અનિષ્ટને અટકાવવા માટે કાયદો ઘડવાની જરૂર જણાઇ હતી. હવે લૉર્ડ કેનિંગ એ કાયદો ઘડવા તત્પર થયો. તેણે ૧૩ મી જુને પોતાની મંત્રીસભા આગળ આવા કાયદાની જરૂરીઆત સાબીત કરી બતાવી. ૪૦ મિનિટમાં ચર્ચા પુરી થઇ અને કાયદો ઘડાયો. આ કાયદાની રૂયે નક્કી કરવામાં આવ્યું કે એક વરસ સુધી કોઇ પણ માણસ સરકારનું લાઇસેન્સ લીધા સિવાય કોઈ પણ પ્રકારનું છાપખાનું ચલાવી શકશે નહિ. સરકારના અમલદારો જરૂર પડતાં કલકત્તા ગેઝેટમાં જાહેરાત આપી કોઇ પણ વર્ત્તમાનપત્ર, ચોપાનિઉં વગેરેનો ફેલાવો અટકાવી શકશે.

જો લોર્ડ કેનિંગે આવો કાયદો કેવળ દેશી ભાષામાં પ્રકટ થતાં વર્તમાનપત્રોને જ લાગુ પાડયો હોત તો તેના વિરૂદ્ધ બહુ ઝુંબેશ ઉઠત નહિ પરંતુ તે સમદૃષ્ટિવાળો અને ઉદાર હતો. તેના વિચારમાં યુરોપિઅનો અને દેશીઓ સરખા હતા. છાપખાનાના કાયદામાં તેણે આ સંબંધમાં કંઇ ભેદ રાખ્યો નહોતો. આ કાયદો કેવળ દેશી ભાષાનાં છાપખાનાંને જ લાગુ પડયો હોત તો ભારે અન્યાય થાત. આ કાયદા વિરૂદ્ધ અંગ્રેજો એમ કહી શકે કે અમે રાજભકત છીએ. અંગ્રેજી છાપખાનાવાળાઓ તો આ દેશમાં કંપનીનું રાજ્ય ટકાવી રાખવા પુષ્કળ પ્રયત્ન કરી રહ્યા હતા. જેઓએ કંપનિ વિરૂદ્ધ બંડ જગાવ્યું હતું તેમના તરફ અમારી જરાપણ સહાનુભૂતિ નહોતી માટે અંગ્રેજોની આગેવાની નીચે પ્રકટ થતાં વર્ત્તમાનપત્રોને આ કાયદો

લાગુ પાડવામાં ગંભીર ભૂલ થઇ હતી. પરંતુ એ સમયે અંગ્રેજ સંપાદકો પોતાની લાગણી પર કાબુ રાખી શક્યા નહોતા. તેઓની સમદષ્ટિ અને સત્યપ્રિયતા હિંદીઓ તરફના દ્વેષને લીધે ગૂમ થઇ ગઇ હતી. દેશી લોકો વિરૂદ્ધ સરકારને ઉશ્કેરવી એજ તેઓનો મુખ્ય ઉદ્દેશ થઇ પડયો હતો. ભૂલથી હો, બુદ્ધિની ચપલતાને લીધે હો, વૈર વાળવાની વૃત્તિને લીધે હો, કે દીર્ઘ દૃષ્ટિના અભાવે હો, પણ એટલું તો ખરૂં કે તેઓનાં વર્તમાનપત્રોમાં અન્યાયથી ભરપૂર ઘણી વાતો છપાતી. આવી વાતોથી સરકાર વધારે મુશ્કેલીમાં મુકાતી જાય છે એ તરફ તેઓની નજર રહેતી નહિ. અદેખાઇથી આંધળા બની ગમે તે ઉપાયે હિંસક વૃત્તિને તૃપ્ત કરવી એજ તેઓની ઇચ્છા હતી. તેથી તેઓ પોતાનાં છાપાંમાં પ્રગટ થતી ઘટના સત્ય છે કે અસત્ય તે તરફ બરાબર લક્ષ આપતા નહોતા. જે સમાચારોથી સરકાર હિંદી લોકોપર ગુસ્સે થાય તે સમાચારો છાપવા તરફ તેમનું ધ્યાન તરતજ ખેંચાતું હતું. આ બાબતમાં તેઓ કલ્પનાનો આશ્રય લેતાં પણ અચકાતા નહિ. દૃષ્ટાંત તરીકે ૧૯ મી જુનને રોજ પ્રગટ થએલાં ‘ હલકારો ’ નામનાં વર્તમાન પત્રનો ઉલ્લેખ થઇ શકે તેમ છે. એ વર્તમાનપત્રના એ તારીખના અંકમાં નીચેના સમાચાર પ્રગટ થયા હતા. “મુર્શિદાબાદના નવાબને કેદ કરવા માટે બહરમપુરમાં યુરોપિઅન સૈન્ય મોકલવામાં આવ્યું છે. સરકારે નવાબના જે કાગળપત્રો અટકાવ્યા હતા તે પરથી પ્રગટ થયું છે કે નવાબ પોતાના મુખ્ય અમલદારો સાથે બળવામાં જોડાયો છે.” લોર્ડ કેનિંગે છાપખાનાના કાયદાના સંબંધમાં બોર્ડ ઓવ કન્ટ્રોલપર જે પત્ર લખ્યો હતો, તેમાં ‘ હલકારો ’ નામનાં વર્તમાન પત્રના આ સમાચાર સંબંધમાં નીચે પ્રમાણે મત

દર્શાવ્યો છે. આ સમાચાર સત્યથી તદ્દન વેગળા છે. નવાબ સંપૂર્ણ વિશ્વાસુ અને સરકારનેજ વફાદાર છે. વર્ત્તમાનપત્રમાંની આ હકીકત તેના વાંચવામાં આવતાં તે અગાઉના જેટલો વિશ્વાસુ ને વફાદાર રહેશે કે નહિ તે શંકાભરી વાત છે. મુર્શિદાબાદના ધર્માંધ મુસલમાનો પણ આ સમાચાર વાંચી શાંત રહેશે કે નહિ એ બાબત પણ અનિશ્ચિત બની ગઇ છે. તેઓ બહરમપુરના બંડખોર સિપાહીઓ સાથે મળી સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવવાની પેરવી કરે છે. બહરમપુરમાં એ વર્ત્તમાનપત્રનો ફેલાવો અટકાવવાનો ઉપાય સફળ થાય નહિ તો યુરોપિઅનો વિરૂદ્ધ મુસલમાનો બંડ ઉઠાવે એવી સંપૂર્ણ સંભાવના છે. બહરમપુરના રક્ષણ માટે સૈન્ય મોકલવામાં આવ્યું છે, ત્યાં સૈન્ય મોકલવાનો બીજો કોઈ ઉદ્દેશ નથી. સૈન્ય ત્યાં પહોચશે તે પહેલાં બે દિવસ અગાઉ ટપાલમાં આ વર્ત્તમાનપત્ર ત્યાં પહોંચશે."[૧] લોર્ડ કેનિંગ કેટલી સાવચેતીથી આગળ વધતો હતો, કેટલી ધીરજથી આગળ ડગલાં ભરતો હતો, તે આ પરથી જણાય છે. તેની સરલતા સંબંધમાં ઉદાર મનુષ્યો શંકાશીલ બનવાના નથી.

કુદરતી વિષય અગર મનુષ્યની કાર્યપરંપરા કાળને આધીન છે. કાળ તેમાં ફેરફાર કરે છે. જે વિષય સમાજનું ભલું કરવામાં સાધનભૂત થયો હોય તે જ વિષય વખત જતાં સમાજનું બુરૂં કરનારો થઇ પડે છે. અંગ્રેજો છાપખાનાની સ્વતંત્રતાને પોતાની સ્વતંત્રતા જેટલી જ અમૂલ્ય માને છે, તેઓ ઘણા લાંબા કાળથી એ સ્વતંત્રતા ભોગવતા આવે છે, તેથી એ સ્વતંત્રતા તેમને બહુ વહાલી થઇ પડી છે. એ

૧. Kaye, Sepoy War, Vol. III. P. 21.

સ્વતંત્રતા થોડી મુદ્દત માટે પણ જતી રહે તો તેમને બહુ લાગી આવે છે. પરંતુ વખતે કોઇ એવી ગંભીર ઘટના ઉપસ્થિત થાય કે તે ઘટનાની શાંતિ માટે છાપખાનાનાં મુખ બંધ કરવાં પડે તો એ સનાતન સ્વતંત્રતા પર હસ્તક્ષેપ કરવાની જરૂર પડી હતી કે નહિ એટલું જ વિચારવાનું છે. આ વખતે સંપાદકોની કલમ પર અંકુશ ન મૂકાયો હોત તો સરકાર જે મુશ્કેલી સામે લડતી હતી તે મુશ્કેલી વધારે મુશ્કેલ બનત કે નહિ? તેમ ન કર્યું હોત તો ખ્રિસ્તીઓની સંપત્તિ અને જિંદગી વિપત્તિમાં આવી પડત કે નહિ? લોર્ડ કેનિંગને લાગ્યું હતું કે વર્તમાનપત્રોની સ્વતંત્રતાને લીધે મુશ્કેલી વધતી જાય છે, ખ્રિસ્તીઓની સંપત્તિને જિંદગી વધારે ભયમાં આવી પડે છે. વ્યવસ્થાપક સભાના બધા સભાસદોને પણ એમ જ જણાયું હતું. કલકત્તાના મોટામાં મોટા વકીલોએ પણ એવો જ સિદ્ધાંત બાંધ્યો હતો. જીભ વશ ન રાખવાથી વખતો વખત કજીઆ કંકાસનાં પગરણ મંડાય છે. જ્યારે બળવાના આઘાતથી આખો દેશ કંપવા લાગે, લોકોનાં જીવન સંશયમાં આવી પડે, દેશના એક છેડાથી બીજા છેડા સુધી ભયંકરતા ફેલાઇ જાય, ત્યારે વિવેકબુદ્ધિ વાપરી વાણીનો સંયમ જાળવવો એ ઉચિત છે. આ વખતે સરકારે છાપખાનાનો કાયદો ઘડી એવો સંયમ જાળવવાનો પ્રયત્ન કર્યો હતો.[૧]

ત્યારબાદ જુન માસનું પહેલા અને બીજા અઠવાડિઆના બે ત્રણ દિવસો તો શાંતિથી પસાર થયા. એ દરમિઆન કલકત્તાના યુરોપિઅનોએ કશી ઉશ્કેરણી બતાવી નહિ. આ શાંતિ પરથી એવું જણાવા લાગ્યું કે હિંદની રાજધાની તો તદ્દન શાંત છે. જેઓ

---

૧. Kaye, Sepoy War, Vol. III. P. 22-23.

ગવર્નર-જનરલ પર ગુસ્સે થયા હતા, તેઓ પણ હવે શાંત થયા હતા. સરકાર પર વચનબાણો છૂટતાં બંધ થયાં હતાં. પરંતુ મનુષ્યનાં વિચારો મુજબ બધું બનતું નથી. મનુષ્યો પોતાના બધા વિચારો પાર ચાડી શકતો નથી. પ્રભુનાં અલંઘનીય વિધાનો કદી ચળતાં નથી. જોતજોતામાં કલકત્તાની શાંતિ અશાંતિના રૂપમાં ફેરવાઇ ગઇ, યુરોપિઅનો ભયથી અધીરા થઇ ગયા. જુન માસનું બીજું અઠવાડિઉં પસાર થતા ન થતામાં તો કલકત્તામાંના અંગ્રેજો સશસ્ત્ર સિપાહીઓને પોતાના પરમ શત્રુ માનવા લાગ્યા. તેઓ એ સિપાહીઓનાં હથિઆરો લઇલેવા માટે બરાડા પાડવા લાગ્યા. તેઓની આ શંકા અને તેને લીધે ઉત્પન્ન થએલો ગંભીર મનોવેદનાદર્શક તીવ્રસ્વર અરણ્ય રૂદન સમાન ન નીવડયો.

જયારે સરકારની મદદમાં દૂર દેશથી યુરોપિઅન સૈન્ય આવી પહોંચ્યું ત્યારે બરાકપુરના સિપાહીઓ કંપનિ પર અથાગ પ્રીતિ દર્શાવવા લાગ્યા, ૨૫ મી મેએ ૭૦ મી પલ્ટણના સિપાહીઓ દિલ્હીના સિપાહીઓ સામે લડવા જવાનો આગ્રહ દર્શાવવા લાગ્યા, સિપાહીઓની આવી વફાદારી નિરખી ઘણા યુરોપિઅનોને શાંતિ વળી. લોર્ડ કેનિંગ ગાડીમાં બેસી બરાકપુર આવ્યો અને તેણે એ પલ્ટનને ઉત્સાહ ચડાવ્યો. ૭૦ મી પલ્ટણની પેઠે ૪૩ મી પલ્ટણે પણ દિલ્હીના સિપાહીઓ સામે લડવા જવાનો આગ્રહ દર્શાવ્યો. જુન માસના પહેલા અઠવાડિઆમાં બરાકપુરના સિપાહીઓએ સરકાર પાસે એનફીલ્ડ રાઇફલ નામની નવી બંદુક આપવાની માગણી કરી. ૭૦ મી પલ્ટણના એક ઓફિસરે આ બાબતમાં સ્પષ્ટાક્ષરે કહ્યું કે, "અમે આ બાબત પર ખાસ વિચાર ચલાવી જોયો છે. હવે અમે વાયવ્ય પ્રાંતોમાં જવા

તૈયાર થયા છીએ. જે નવી બંદુક માટે અત્યાર સુધી પ્રજામાં નાના પ્રકારની વાતો ચાલી છે, તે બંદુક આપવાની અમે માગણી કરીએ છીએ. એ બંદુક વાપરી અમે સરકારને અમારી વફાદારી બતાવી આપીશું, અને જેઓની સાથે અમારો મેળાપ થશે, તેને સમજાવીશું કે આ બંદુક વાપરવામાં કશો વાંધો નથી. જો વાંધો હોત તો અમે વાપરત ખરા? અમે શું અમારી જાતિ અને ધર્મસંબંધમાં સાવચેત નથી?"[1] આ વચનો પરથી સિપાહીઓની વફાદારી જણાય છે પણ તેઓ વફાદારીને બહાને નવી બંદુકો મેળવી એ જ બંદુકો અંગ્રેજો સામે નહિ વાપરે તેની ખાત્રી નહોતી. ઘણાખરા અંગ્રેજોને આ બાબતમાં બહુ શંકા હતી. વળી સરકાર જો આ માગણી પ્રમાણે બંદુકો ન આપે તો પણ સિપાહીઓ અતિશય ગુસ્સે થાય તેમ હતું. આથી સરકાર બંને બાજુથી સંકડામણમાં આવી હતી. દૈવયોગે આ વખતે ત્રણ ટુકડીને પુરી પડે તેટલી જ બંદુકો મોજુદ હતી. તેથી સરકાર અનાયાસે આ બંને બાજુના સંકટમાંથી મુક્ત થઇ.

પરંતુ બીજું એક અઠવાડીઉ પસાર થતા ન થતામાં ઘટનાચક્ર ફર્યું. સિપાહીઓ નવી બંદુકથી સજ્જ થઇ દિલ્હી તરફ જાય એ તો દૂર રહ્યું પણ હવે તો સરકાર તેઓની જુની બંદુક બ્રાઉન બેસ પણ લેવાનો વિચાર ચલાવવા લાગી. સેનાપતિ હિયર્સેએ ૮ મી જુનને રોજ નવી બંદુકો વાપરવાની રજા આપવાની ૪૩ અને ૭૦ મી પલટણની અરજી કલકત્તા મોકલી આપી હતી. ૧૩ મી જુને તેજ સેનાપતિએ ગવર્નર જનરલને ખબર આપ્યા કે બરાકપુરના સિપાહીઓ આજ રાત્રે સરકાર વિરૂદ્ધ બળવો જગાવવા બહાર પડવાનાં કાવતરાં કરે છે.

૧. Kaye, Sepoy War. Vol. III. P. 27, note.

માટે જરા પણ વખત ગુમાવ્યા સિવાય તેઓનાં હથિયારો લઇ લેવાની જરૂર છે. ગવર્નર જનરલે પોતાની ઇચ્છા ન છતાં આ માગણી કબુલ કરી. લૉર્ડ કેનિંગ આ બાબતમાં બહુ સખ્તાઇ કરવા માગતો નહોતો. છતાં તેનાથી સિપાહીઓનાં હથિયારો ઉતારી લેવાની ના કબુલ થઇ શકી નહિ. તેણે તરત જ હુકમ જાહેર કર્યો. તેજ રાત્રે બરાકપુરના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવા માટે એક સોલ્જર સૈન્ય રવાના થયું. બીજું એક યુરોપિઅન સૈન્ય ચુંચુડાથી બરાકપુર તરફ આગળ વધવા લાગ્યું.

૧૩ મી જુનની રાત શાંતિમાં પસાર થઇ બરાકપુરના અંગ્રેજો રાત્રે અતિશય મુંઝાયા હતા, પરંતુ સિપાહીઓએ કંઇ છમકલું કર્યું નહિ. બીજે દિવસે સવારમાં યુરોપિઅન સૈન્ય આવી પહોંચ્યું. યુરોપિઅન સૈન્યને આખી રાત મુસાફરી કરવી પડી હતી, કેટલાક સૈનિકો પાસે જોડા કે મોજાંનું નામ નહોતું. કેટલાક પાસે રાતના પોશાક સિવાય શરીરના રક્ષણ માટે બીજું કંઇ નહોતું, કેટલાકના પગ ક્ષત-વિક્ષત થઇ ગયા હતા. આવી સ્થિતિમાં જ્યારે તે સૈન્ય બરાકપુર આવી પહોંચ્યું ત્યારે સિપાહીઓ શાંત હોવાથી કાર્યક્રમ જેમ બને તેમ જલદી અમલમાં મૂકાયો નહિ. દિવસ તો જેમ તેમ કરીને પસાર થયો સાયંકાળ વખતે સિપાહીઓને કવાયતના મેદાન પર હાજર રહેવાનો હુકમ આપવામાં આવ્યો. આ ઓચિંતો હુકમ સાંભળી સિપાહીઓ કંઇક શંકિત હૃદયે મેદાન પર ગયા. મેદાન પર તોપો ગોઠવાઇ ગઈ હતી. યુરોપિઅન સૈનિકો ભરેલી બંદુકો તાકી પોતાના અધિનાયકના હુકમની રાહ જોઇ રહ્યા હતા. એકાએક આ દેખાવ જોઈ સિપાહીઓ ચમક્યા. સેનાપતિ હિયર્સેએ તેઓને હથિયારો છોડી દેવાનો

હુકમ બહુજ શાંતિપૂર્વક આપ્યો. તેઓ જરાપણ વિલંબ ન કરતાં એ હુકમ બજાવવા લાગ્યા. તેઓના અંગ્રેજ ઓફિસરો આ મર્મવિદારક દૃશ્ય જોઇ બહુ દીલગીર થયા. સિપાહીઓની માફક તેઓનાં મુખ પર પણ ઊંડા ખેદની નિશાનીઓ જણાવા લાગી. ઘણાખરા ઓફિસરોએ તો સિપાહીઓને ફરીથી હથિયારો આપવાની માગણી કરી. પરંતુ તેઓની માંગણીનું કંઇ પરિણામ આવ્યું નહિ. આ તરફ નિઃશસ્ત્ર સિપાહીઓ યુરોપિઅન સૈનિકોનો હલ્લો થવાની બીકથી છુટા છવાયા. વિખરાઇ ગયા. સેનાપતિ હિયર્સેએ આ કાર્ય બીનગડબડે પાર પડયાનો તાર ગવર્નર જનરલ પર કરી દીધો. કલકત્તાના કિલ્લાપર, અને ડમ-ડમમાં બરાકપુરના સિપાહીઓ પહેરો ભરતા હતા. જ્યારે તેઓની પલ્ટણ નિઃશસ્ત્ર થઇ ત્યારે તેમનાં હથિયારો ઉતારી લેવાની પણ જરૂર જણાઇ. આ કાર્ય પાર પાડવામાં પણ કંઇ ગડબડ મચી નહિ. આ રીતે બરાકપુરના સિપાહીઓનાં હથિયારો ઉતારી લેવામાં આવ્યાં.

૧૪ મી જુનને રવિવારે બરાકપુરમાં કંઇ નવીન બનાવ બન્યો નહિ. પરંતુ એજ દિવસે કલકત્તામાં ભારે ધમાલ મચી. ગવર્નર જન-રલનું ભાગીરથી નદીના કિનારા પર આવેલું લતાકુંજ વેષ્ટિત વિનોદ-સ્થાન જ્યારે શાંતિના સાગરમાં ગળીકાં ખાતું ત્યારે તેનું રાજધાની-માંનું મુખ્ય મથક લોકોનાં ટોળેટોળાંથી વિંટળાઇ ગયું હતું. ૧૪ મી જુન બળવાના ઇતિહાસની એક પ્રસિદ્ધ યાદગાર તારીખ છે. એ દિવસે કલકત્તામાં રહેતા ખ્રિસ્તીઓ ખોટી શંકાથી પાગલ બની, ટોળા-બદ્ધ થઇ પોતાની જાતને છુપાવવાના પ્રયત્નો કરી રહ્યા હતા. કલક-ત્તામાં વાત ઉડી હતી કે બરાકપુરના સિપાહીઓએ ગઇ રાત્રે અંગ્રેજો વિરુદ્ધ બંડ ઉઠાવ્યું છે. તેઓ હવે કલકત્તા પર ધસ્યા આવે છે. એ

સાથે એવો પણ ગપ્પો ઉડયો કે અયોધ્યાના પદભ્રષ્ટ નવાબના અનુચરો ખ્રસ્તીઓને મારી નાખવા માટે બંડખોર સિપાહીઓ સાથે ભળવાની તૈયારી કરે છે. આવાં ગપ્પાંથી કલકત્તાના યુરોપિઅનો અને યુરેઝિયનોમાં ભારે ત્રાસ ફેલાયો. બધાં ભયનાં માર્યા કોઇ સુરક્ષિત સ્થળે જઇ રહેવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. કેટલાક યુરોપિઅન વેપારીઓ આ ગપ્પાં ખોટાં છે એમ સાબીત કરવા લાગ્યા, પણ કોઇએ તેમનું કહ્યું માન્યું નહિ. મંત્રીસભાના જે સભાસદો અને મુખ્ય અમલદારો અગાઉ પોતાને સુરક્ષિત માની બળવાની વાતોને મશ્કરીમાં ઉડાવતા હતા, અને સાહસિક સેનાપતિઓને અધીરા માની પોતાના સાહસનાં વખાણ કરતા હતા, તેઓ જ અત્યારે પોતાનાં ઘરબાર સુરક્ષિત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કોઈ કોઇ એટલા બધા બીધા કે ઘરબાર તજી કોઇ ગુપ્ત સ્થાને જઇ રહેવાનો પ્રયત્ન કરવા લાગ્યા. નીચા દરજ્જાના અમલદારો ભયથી વિહવળ બની ચૌરંગી છોડી ગઢનાં મેદાન તરફ દોટવા લાગ્યા. તેઓ કિલ્લાના દરવાજા પાસે આવી કિલ્લાના અધ્યક્ષને અંદર પેસવા દેવાના કાલાવાલા કરવા લાગ્યા. સવાર પડતાં જ આવો દેખાવ ચોતરફ જણાવા લાગ્યો. આખું શહેર કોઇ અચિંતનીય શક્તિથી ખળભળી ઉઠ્યું. શહેરના કોઇ કોઇ વિશાળ રસ્તા ઘોડાગાડીથી ભરપૂર બની ગયા. યુરોપિઅનોનાં બાલબચ્ચાં એ ગાડીઓમાં લદાવા લાગ્યાં. ન્હાસેહુ લોકો પોતાના સરસામાનની માયા તજી દોડવા લાગ્યાં. કેટલાક લોકો પોતપોતાનાં બિછાનાં, વાસણકુસણ વગેરે બહુજ પ્રયોજનીય સરસામાન બાંધી ગાડીનાં છજાં પર ફેંકવા લાગ્યા. કિલ્લાનાં મેદાનપર લોકોનો પ્રવાહ વહેવા લાગ્યો; ગંગાના કિનારાપર માણસોની મેદની મળી. ન્હાસેહુઓએ કિલ્લામાં અગર ગંગાનદી પરનાં

વહાણોમાં ભરાઇ આત્મરક્ષણ કરવાનું ધાર્યું હતું. આથી એ બંને સ્થળો માણસોથી ખદબદવા લાગ્યાં. જેઓ કિલ્લા તરફ દોડયા હતા તેઓ તેમાં સૌ પહેલા પેસવા માટે આતુર થઇ રહ્યા હતા. જેઓ વહાણમાં જઇ રહેવા માગતા હતા તેઓ નદી કિનારે જઇ પોતાને સૌ પહેલાં વહાણ પર લેવા માટે ખલાસીઓને વિનંતિ કરી રહ્યા. યુરોપિઅનોની પેઠે ફિરંગીઓ પણ પોતાની જાત સંભાળવાનો પ્રયત્ન કરતા હતા. મુખ્યત્વે કરીને ઇટાલિ અને સર્કુલરરોડ પર ફિરંગીઓનાં મકાનો આવેલાં છે. એ મકાનોમાંના લગભગ બધાં ખાલી થઇ ગયાં હતાં. ઘણાં ઘરોનાં બારણાં ઉઘાડાં હતાં, કેટલાંક ઘરોની બારીઓ ઉઘાડી પડી હતી. ચોર લોકોને માટે આ સુંદર તક હતી. પરંતુ ચોર લોકો પણ આ સુંદર તકનો લાભ લેવા બહાર પડયા નહિ. કારણકે તેઓ પણ સિપાહીઓની બીકે કોઈ અજાણ્યા સ્થળે જઇ ભરાયા હતા. એક દયાળુ ડાક્ટરે ( ડાક્ટર મૌયેર ) એ દિવસે સાંજરે એ બધાં સ્થાનોમાં ભ્રમણ કરી, બંધી સ્થિતિ નજરેનજર નિહાળી સિપાહીઓના બળવાનો ઇતિહાસ લખનાર કે સાહેબને જણાવ્યું હતું કે મકાનોમાં રહેતાં કુતરાં બિલાડાં પણ કોણ જાણે કયાં છુપાઇ ગયાં હતાં. આવી નિર્જનતા કદી પણ દૃષ્ટિગોચર થઇ નહોતી.[૧] આ પ્રમાણે ઉચ્ચ દરજ્જાના અમલદારો પિસ્તોલ તૈયાર રાખી, ઘરનાં બારણાં બંધ કરી બચાવ કરવાની તૈયારી કરી બેઠા હતા. અને મંત્રી સભાના સભાસદો ઘરબાર છોડી, બાલબચ્ચાં સાથે વહાણ પર જઇ આત્મરક્ષા કરવા તૈયાર થયા હતા. ત્યારે પછી સાધારણ લોકોનું તો કહેવું જ શું. ગંગાના બધા ઘાટ લોકોથી ભરપૂર બની ગયા હતા. જેઓને વહાણપર આશ્રય

૧ Sepoy War. Vol. III., P. 32, Note.

નહોતો મળ્યો, તેઓ કિલ્લા તરફ દોડયા, જોતજોતામાં કિલ્લો માણસોથી ભરપૂર બની ગયો. એ વખતે ઘણા લોકોએ એવું સાંભળ્યું કે દિલ્હીના સિપાહીએ પણ ઝપાટાબંધ કલકત્તા તરફ આવે છે. જેઓ કેવળ બરાકપુરના સિપાહીઓના હલ્લાથી જ આટલા બધા બીધા હતા. તેઓ આ ગપગોળો સાંભળી દિગ્મૂઢ બની ગયા. ચૌરંગી અને ખિદિરપુરની પાસેનાં સ્થળો જનશૂન્ય બની ગયાં. કિલ્લો અને ગંગાનદીમાંનાં વહાણો ન્હાસેડુઓથી ભરપૂર બની ગયાં. જે ઘરો મુકાબલે મજબુત હતાં તે ઘરોમાં સેંકડો માણસો આવી ભરાયાં. હોટલો પર પહેરો મૂકવામાં આવ્યો. વહાણોના ખલાસીઓ જાહેર રસ્તાપર હથિયારોથી સજ્જ થઇ ફરવા લાગ્યા. તેઓ લડાઇ થવાની આશાથી પ્રફુલ્લ બની આમ તેમ અથડતા હતા, લૂટફાટમાં દારૂના શીશા મળવવાની આશાથી આનંદમાં ડુબી ગયા હતા. દેશી લોકોના દરેક ટોળાને બારીકીથી તપાસતાં હતાં. કલકત્તાના ઇ. સ. ૧૮૫૭ ની ૧૪ મી જુનને રવિવારનો દેખાવને વિસ્મૃતિના સાગરમાં ગરક થઇ જતાં ઘણાં વર્ષો લાગશે.[૧] પરંતુ આવો ત્રાસજનક સમય લાંબો ચાલ્યો નહિ. ૧૪ મી જુનની રાત શાંતિથી પસાર થઈ. સાંજ પડ્યા બાદ લોકો શાંત પડવા લાગ્યા હતા. ન્હાસેડુઓ પાછા પોતપોતાને ઘેર આવવા લાગ્યા. બીજે દિવસે સવારમાં અગાઉની પેઠે પૂર્ણ શાંતિ વિરાજવા લાગી.

રવિવારે ફેલાએલો ભય ગયો, સોમવારે વળી વેપારની ધમાલ શરૂ થઇ. પરંતુ તે દિવસે વળી એક યાદગાર ઘટના બની. કેટલાંક અઠવાડિઆં થયાં અયોધ્યાના પદભ્રષ્ટ નવાબના અનુચરોના સંબંધમાં

---

૧ Friend of India, June, 18, 1857.–Kaye War. Vol. III P. 35. Note.

જનશ્રુતી ફેલાઈ હતી કે તેઓ કલકત્તાના કિલ્લામાંના મુસલમાન સિપાહીઓને સરકાર વિરૂદ્ધ ઉશ્કેરવાનો પ્રયત્ન કરે છે.[૧] નવાબના હજુરિઆઓમાંના ઘણાખરા બળવો કરવામાં જોડાયા હોય એવો વહેમ લોકોમાં સજડ થઇ ગયો હતો. કલકત્તાના સેનાનાયક કાબેનાને તેના એક મુસલમાન મિત્રે જણાવ્યું હતું કે કિલ્લાના દરવાજા પર પહેરો ભરતા સંત્રીઓને નવાબના અનુચરો વારંવાર મળે છે. વળી અયોધ્યાના મુખ્ય તાલુકદાર રાજા માનસિંહ કલકત્તામાં આવી નવાબ સાથે કંઇ છુપી મસલત કરે છે.[૨] આ સમાચાર ખરા હો કે ખોટા પણ એ પરથી એટલું તો સાબીત થતું હતું કે નવાબના એવકુફ નોકરો નવાબની જાણ સિવાય તેને નામે કંઇનાં કંઇ ગપ્પાં ફેલાવી શકે છે. ગવર્નર-જનરલ આ બાબતનો પ્રતિકાર કરવા તૈયાર થયો. નવાબ વાજિદઅલી, તેના મુખ્ય મંત્રી અલીનકીખાં અને બીજા ત્રણ અમલદારોને જેમ બને તેમ જલદી કેદ કરવાનો નિશ્ચય થયો.

આ ભારે કામ પાર પાડવાની જવાબદારી પરદેશ ખાતાના સેક્રેટરી એડમન્સ્ટન સાહેબને સોંપવામાં આવ્યું. એડમન્સ્ટન સાહેબ, ગવર્નર-જનરલના કેટલાક અમલદારો, થોડા સોલ્જરો અને પોલિસ

---

૧. જુન માસમાં અધિકારીઓને જણાયું કે આ જનશ્રુતિ ખોટી નથી. એક માણસે કિલ્લાના એક સિપાહીને સરકાર વિરૂદ્ધ ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો. તેના પર કામ ચાલતાં તેને ફાંસીની સજા થઇ. પરંતુ જે દિવસે તેને ફાંસી અપાવાની હતી, તેની આગલી રાતે તે નાસી ગયો. Kaye, Sepoy War, Vol. III. P. 36. note.

૨. Kaye, Sepoy War, Vol. III. P. 36.

મંત્રીઓ સાથે પ્રભાતના પહોરમાં નવાબના બંગલા પર જઇ પહોંચ્યા. બંગલાને ઘેરી લેવામાં આવ્યો. એડમન્સ્ટન સાહેબ કેટલાક સૈનિકો સાથે બંગલામાં ગયા. નવાબના બંગલાના વિશાળ કમ્પાઉન્ડમાં તેના નોકરચાકરોને રહેવા માટે કેટલાંક ઝુંપડાં હતાં. એ ઝુંપડાંની ગોઠવણી પદ્ધતિસર નહોતી. ઝુંપડાં એવી રીતે બનાવેલાં હતાં કે તેના સમૂહ-માંથી પસાર થતાં હરકોઇ માણસને અડચણ પડે. સરકારી સૈનિકોને પણ આ બધાં ઝુંપડાં પસાર કરતાં બહુ અગવડ નડી. પણ કોઈએ તેઓને બંગલા તરફ જતાં અટકાવ્યા નહિ. નવાબના નોકર ચાકરો પ્રભાતની ગુલાબી ઉંઘમાંથી જાગ્રત થતા હતા. તેઓએ પથારીમાંથી ઉઠતાં જ સરકારના સિપાહીઓ જોયા. તેઓએ કશો બચાવ કરવાની તૈયારી રાખી નહોતી. તેઓ તો અચાનક આવી પડેલી વિપત્તિથી દિગ્મૂઢ બની ગયા. એડમન્સ્ટન સાહેબ સૌ પહેલાં નવાબના મંત્રી અલીનકીખાંને ઘેર ગયા. થોડીવારમાં અલીનકીખાં અને બીજા કેટલાક મુખ્ય અધિકારીઓ કેદ થયા. તેઓને સૈનિકોના પહેરા નીચે કલ-કત્તાથી જે વહાણ આવ્યું હતું, તેમાં મોકલી દીધા.

એડમન્સ્ટન સાહેબ હવે નવાબના મહેલમાં આવી પહોંચ્યા. નવાબ વાજિદઅલીએ સરકારના સેક્રેટરી સાથે મેળાપ કર્યાં પહેલાં નાહીધોઇ નમાજ પઢી લીધી. ત્યારબાદ એડમન્સ્ટન અને તેના સાથી-ઓને નવાબ પાસે જવાની રજા મળી. નવાબ પોતાના હજુરિઆથી વીંટળાઈ એક ખુરશી પર બેઠો હતો. સરકારના સેક્રેટરીને ત્યાં આદરમાનપૂર્વક લઇ જવામાં આવ્યો. બધા બેઠા બાદ એડમન્સ્ટન સાહેબે નવાબને કહ્યું કે "ગવર્નર-જનરલને સમાચાર મળ્યા છે કે છુપા જાસુસો આપને નામે સરકાર સામે સિપાહીઓને ઉશ્કેરે છે.

આથી ગવર્નર-જનરલની એવી મરજી છે કે આપે મારી સાથે કલકત્તા આવવું."

સરકારના પરદેશ ખાતાના સેક્રેટરીને મોઢે આ વચનો સાંભળી નવાબ વજિદઅલીએ દૃઢતાપૂર્વક પોતાનું નિર્દોષપણું સાબીત કર્યું. પરંતુ એડ્મન્સ્ટન સાહેબે આ સંબંધમાં વાદવિવાદમાં ન ઉતરતાં ફક્ત એટલું જ કહ્યું કે "આ બાબતમાં હું કંઇ કરી શકું તેમ નથી. હું તો સરકારનો હુકમ બજાવવા આવ્યો છું." નવાબ હવે કશો ઉપાય ન જોતાં એડમન્સ્ટન સાહેબને ખભે હાથ મુકી બહાર આવ્યો. બહાર ગવર્નર-જનરલની ગાડી તૈયાર ઉભી હતી. તે પર બંને જણા ચઢયા.

ગાડી સુચિખોલાથી કિલ્લા તરફ દોડવા લાગી. નવાબ જ્યારે પોતાનો મહેલ છોડી નીકળ્યો હતો ત્યારે તેના મુખ પર કોઇ પણ જાતની અધિરાઇ માલુમ પડી નહોતી. પરંતુ રસ્તામાં તેને બહુ લાગી આવ્યું. તે પોતાની આવી પડતી દશા નિહાળી, આવું અપમાન જોઇ બહુ દિલગીર થયો. તેની બંને આંખોમાંથી આંસુનો પ્રવાહ ચાલ્યો. તે ગળગળા સુરે પોતાના વડવાઓની જાહોજલાલી અને પોતાની આવી હીનદશાનો ઉલ્લેખ કરી બોલવા લાગ્યો કે "જ્યારે મારી પાછળ વીશ લાખ માણસો હતાં, ત્યારે હું બ્રિટિશ સરકાર સામે ન થયો, જનરલ આઉટ્રામને પૂછો તો ખરા કે મેં કેવી ચુપકીદીથી આખું રાજ્ય સમર્પણ કરી દીધું હતું?" નવાબ આટલું બોલી થોડીવાર શાંત રહ્યો, તે બેભાન બનતો જતો હતો. થોડીવાર બાદ તેના ગળાપટ્ટાપર કુરાન'નાં કેટલાંક વચનો ગુંથેલાં હતાં. તે પર હાથ ફેરવી રડતો રડતો બોલ્યો, "જ્યારે મેં 'હલકારો' નામનાં વર્તમાનપત્રમાં

લખ્યું કે મારા પર સરકાર વિરૂદ્ધ સિપાહીઓને ઉશ્કેરવાનો આરોપ મૂકવામાં આવ્યો છે, ત્યારે મેં આ પવિત્ર ગ્રંથને નામે પ્રતિજ્ઞા કરી હતી કે હું દરેક બાબતમાં તટસ્થ રહીશ." એડમન્સ્ટન સાહેબે કહ્યું કે "આપના પ્રત્યે પૂરેપૂરૂં માન દર્શાવવામાં આવશે." નવાબ કશું ન બોલ્યો, બાકીનો રસ્તો બોલ્યા ચાલ્યા વગર પસાર કરવામાં આવ્યો. નવાબને આઠેક વાગ્યાને સુમારે કિલ્લામાં લાવવામાં આવ્યો. તેના રક્ષણની જવાબદારી કર્નલ કાબેના પર મૂકવામાં આવી.

આ પ્રમાણે ૧૫ મી જુને નવાબ વાજિદઅલી શાહ ત્રણ હજુરિઆઓ સાથે ફોર્ટ વિલિયમના કિલ્લામાં કેદ થયો. કિલ્લામાંના સરકારી મહેલમાં તેને ઉતારો આપવામાં આવ્યો. નવાબ અને તેના મંત્રીઓના નાના પ્રકારનાં કાવતરાંથી છુટા કરવાનો આ ઉત્તમ ઉપાય હતો. પરંતુ નવાબ કોઇ પણ કાવતરા સાથે જોડાએલો હતો તે સાબીત થયું નહોતું, એક દીર્ઘદૃષ્ટિવાળા અંગ્રેજે (વિલાયતના ટાઇમ્સપત્રના પ્રખ્યાત ખબરપત્રી રસલ સાહેબે) જણાવ્યું છે કે નવાબનાં કોઇ પણ કાર્યથી લોકોના મનમાં અણુમાત્ર સંદેહ ઉપજ્યો નથી કે તે બળવાખોરો સાથે જોડાયો છે. જ્યારે અયોધ્યા કંપનિના અધિકારમાં આવ્યું ત્યારે કેવલ નવાબ વાજિદઅલીને લીધે જ ત્યાં કોઇ પણ જાતના બંડબખેડા થયા નહોતા.[૧] આ સંબંધમાં એક અંગ્રેજ ઇતિહાસકારે જણાવ્યું છે કે, "બળવાના આ સમય સુધી નવાબે સરકારનું પેન્શન ગ્રહણ કરવાની ચોકખી ના પાડી હતી. તે આપણો બંદી છતાં પેન્શનર થવા માગતો નહોતો. પદભ્રષ્ટ નવાબની આવી

૧. Martin, Indian Empire. Vol. II. P. 275. Russel, Diary in India Vol. I. P. 226–227.

દીનદશા આ બળવાના સમયમાં ખરેખર સરકારનો પક્ષ સબળ કરતી નહોતી. જ્યારે કાનપુરનો બનાવ બન્યો અને પોતાના વંશની સમૃદ્ધ રાજધાની લખનોર (જે જાતિએ હક્ક વિના બીજાનો માલ ઝુંટવી લીધો હતો, તે જાતિના થોડા સૈનિકો, તેના જ પગારદાર બળવાખોરોના હલ્લાથી જે સ્થાનનું રક્ષણ કરતા હતા તે સ્થાન) ભયમાં આવી પડ્યું ત્યારે નવાબ વાજિદઅલીખાં સમજી ગતો હતો કે મારૂં અવ્યવસ્થિત રાજ્ય અધિકાર તળે લેવાની આ યોગ્ય શિક્ષા થાય છે. અયોધ્યા દેશી રાજાના હાથમાં હોત તો તે અગાઉની લડાઇઓની માફક આ વખતે પણ અંગ્રેજી સરકારની બાજુએ ઉભું રહેત. પરંતુ અત્યારે તો એજ રાજ્ય ભયનું સ્થાન થઇ પડ્યું હતું. જો વાજિદઅલી વેર વાળવા માગતો હોત તો તે કેદમાં પૂરેપૂરૂં વેર વાળી શકત. પરંતુ તેના મકાનમાંનું કોઇ વેર વાળવાની ઇચ્છા ધરાવતું નહોતું. નવાબે પોતાના ભોગવિલાસનું પરિણામ નજરો નજર નિહાળ્યું હતું, તે ઘરથી તેને ઉપદેશ મળ્યો હતો કે અંગ્રેજો પણ મારી પેઠે પોતાનાં કરેલાં કર્મોનું ફળ ભોગવશે અને બીજાના પ્રત્યે ન્યાય દર્શાવવાની જરૂરિઆત સમજી શકશે."[1]

બરાકપુરના સિપાહીઓનાં હથિયારો લઇ લેવાથી અને અયોધ્યાના પદભ્રષ્ટ નવાબને નજરકેદ રાખવાથી કલકત્તા શાંત થયું. ત્યાંના ખ્રિસ્તીઓ થોડા વખતને માટે નિશ્ચિંત થયા. બાદ મદ્રાસના સેનાપતિ સર પેટ્રિક ગ્રાંટ કલકત્તા આવી પહોંચ્યો, અને કામચલાઉ વડો સેનાપતિ બન્યો; સેનાનાયક સર હેન્રિ હેવલોક બળવો સમાવવા અયોધ્યા તરફ ગયો; એટલે કલકત્તાના યુરોપિઅનો બહુ રાજી થયા.

૧ Martin, Indian Empire. Vol. II. P. 275.

પરંતુ તેઓની એ શાંતિ, એ આનંદ લાંબો વખત પહોંચ્યો નહિ. તેઓ વળી ગવર્નર-જનરલનું ધૈર્ય જોઇ બહુ ગુસ્સે થયા. ગવર્નર જનરલ એ લોકોની પરવા કર્યા સિવાય કર્તવ્ય બજાવ્યે જતો હતો. યુરોપિઅન સૈન્ય એકત્ર કરી. જેમ બને તેમ જલદી વાયવ્યપ્રાંતો તરફ મોકલતો હતો. તે સિવાય તેણે વિલાયતના અધિકારીઓ પાસેથી પણ સૈન્ય સિવાય બીજી કેટલીક બાબતોપર પણ તે તીક્ષ્ણ નજર રાખવા લાગ્યો. તે ખર્ચમાં કરકસર કરવા લાગ્યો, કેટલાંક ખરચાળ કામો મુલતવી રાખી બધો પૈસો લડાઇની તૈયારી કરવામાં ખરચવા લાગ્યો. વળી પ્લાસીની લડાઇનો શતવાર્ષિક દિવસ પાસે આવતો હતો. એ દિવસે પ્રજા કંઇક કરશે એવી શંકા પડવાથી સરકાર અગાઉથી સાવચેત થઈ હતી. એ દિવસ આવ્યો ને ગયો. સરકારની સાવચેતીથી એ દિવસે કંઈ વિશેષ તોફાન ન થયું. આવી આવી અનેક બાબતોમાં લોર્ડ કેનિંગનું ચિત્ત પરોવાયું હતું. પણ જે અંગ્રેજો રાજકીય વિષય પર તીક્ષ્ણ નજર રાખી રહ્યા હતા, સરકારને સદુપદેશ આપવો એ અમારો ધર્મ છે એમ માનતા હતા, તેઓમાંના ઘણા ખરા આ વખતે ધૈર્ય દર્શાવી શકયા નહિ. સીરામપુરના ‘ ફ્રેન્ડ ઓફ ઈંડિઆ ’ નામના વર્ત્તમાનપત્રમાં પ્લાસીના શતવાર્ષિક ઉત્સવ સંબંધમાં એક લેખ પ્રગટ થયો. આ લેખ વાંચી સરકારને એમ જણાયું કે આવા લેખોથી લોકોના હૃદયમાં તેલ રેડાય અને કદાચ તેઓ સરકાર તરફ બેવફા બને. આમ ધારી તેણે તે પત્રના તંત્રી સાહેબને હવેથી સાવધાન રહેવાનું જણાવ્યું. પરંતુ તંત્રી સાહેબે એ સૂચના ન ગણકારી પાછો એવોજ લેખ પ્રગટ કર્યો, આ વખતે તે સાહેબ સાધારણ પ્રજાને શાંત રાખવા જતાં પોતેજ અશાંત બની ગયા હતા.

હવે સરકારે નવા કાયદા મુજબ આગળ પગલાં લેવાનો ઠરાવ કર્યો. આ વખતે જો એ પત્રના માલેકોએ વચ્ચે પડી હંગામી તંત્રી સાહેબને ગડગડિઉં ન આવ્યું હોત તો એ વર્તમાનપત્રનો પ્રચાર બંધ થઇ જાત.[1]

આવી ધીરજ રાખ્યા છતાં લોર્ડ કેનિંગ પોતાના દેશબંધુઓનાં વખાણ મેળવી શકયો નહિ. જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ વાયવ્ય પ્રાંતની સ્થિતિ બગડવા લાગી. નાના પ્રકારના શોચનીય સમાચારો કલકત્તા આવી પહોંચવા લાગ્યા. જેઓને પોતાના દાસાનુદાસ માની સદંતર છોડયા છે, જેઓને ગુલામ તરીકે રાખવામાં જ કૃતકૃત્યતા માની છે, તેઓને પોતાની સામે ઉઠેલા, પોતાના દેશબંધુઓનાં ગળાં વાઢતા, પોતાની પ્રિયતમાઓ અને બાલબચ્ચાંઓનું લોહી રેડતા સાંભળી કલકત્તાના યુરોપિઅનોનું વેર વાળવાને અધીરા બની ગયા. વાયવ્ય પ્રાંતમાંથી જે ન્હાસેડુ યુરોપિઅનો કલકત્તા આવી પહોંચ્યા હતા તેઓએ તો પોતાના સ્વદેશબંધુઓને બહુ જ ઉશ્કેરી મૂકયા. કલકત્તામાંના યુરોપિઅનો તેઓને મુખે પોતાનાં સગાવહાલાંના મરણ સમાચાર સાંભળી બહુ દીલગીર થયા, થોડા સમયમાં એ દીલગીરી વેર વેર પોકારવા લાગી. ગવર્નર-જનરલનો દાખલો લઈ તેઓ ધૈર્ય

૧. આ વખતે ફ્રેન્ડ ઑવ્ ઇંડિઆના માલેક અને તંત્રી ગેર હાજર હતા. તે પત્રનું કામ એક બીજો માણસ કરતો હતો, જો સંપાદક અને માલેકમાંનો કોઇ ૧૮૫૭ના જુન માસમાં હાજર હોત તો કદાચ આવા ઉશ્કેરણી ફેલાય તેવા લેખો ફ્રેંડ ઑવ ઇંડિઆનું નામ ડુબાવત નહિ.–Kaye. Sepoy War. Vol. III. P. 44. Note.

ધારી શક્યા નહિ. ગવર્નર-જનરલની શાંતિ તેઓનાં ચિત્તને બાળવા લાગી. તેઓ આખા ભરતખંડને કુતરાં-બિલાડાંથી ભરપૂર માનવા લાગ્યાં. એ કુતરાં-બિલાડાંને જાનથી મારી નાખવાથી તેઓને શાંતિ થાય તેમ હતું. પરંતુ ગવર્નર જનરલ તેઓની પેઠે વેરદેવીને ભજતો નહોતો, તેઓની પેઠે આખા ભરતખંડને લોહીથી તરબોળ કરવા માગતો નહોતો. લોર્ડ કેનિંગની આવી શાંતિથી કલકત્તામાંના યુરોપિઅનો એટલા બધા ગુસ્સે થયા કે તેને પાછો બોલાવી લેવા વિલાયતના સત્તાવાળાઓને વિનંતિ કરવા લાગ્યા.[૧]

પરંતુ સ્વદેશબંધુઓના ગડબડાટથી પણ લોર્ડ કેનિંગની શાંતિ અટૂટ રહી. જેમ જેમ યુરોપિઅનો વધારે અશાંત થતા ગયા, તેમ તેમ તે વધારે શાંત અને સાવચેત થતો ગયો. દિવસે દિવસે અંગ્રેજોની અશાંતિ વધવા લાગી. હિંદના જુદા જુદા ભાગમાંના યુરોપિઅનો વેરદેવીના પૂરેપૂરા ભક્ત બની ગયા. હવે લોર્ડ કેનિંગ આ ઉત્તેજિત સ્વદેશબંધુઓના કઠોર હાથમાંથી નિર્દોષ દેશીઓનો બચાવ કરવાની દૃઢ પ્રતિજ્ઞા લઇ બેઠો. અંગ્રેજોની વેરવૃત્તિ એટલી બધી પ્રબળ બની ગઇ હતી કે જો તેઓને અટકાવવામાં આવ્યા ન હોત તો આખું ભરતખંડ માણસોનાં લોહીથી ખરડાત. કેવળ લોર્ડ કેનિંગ જ આ વખતે આવી બળવાન વૈરવૃત્તિને ચરિતાર્થ કરવામાં અંતરાય રૂપ હતો. જુલાઇ માસની આખરે બંગાળા અને વાયવ્ય પ્રાંતના અમલદારો પર એક હુકમ મોકલવામાં આવ્યો. ગવર્નર જનરલે આ હુકમમાં જણાવ્યું હતું કે “જે પલટણના સિપાહીઓએ સરકાર વિરૂદ્ધ બળવો

૧. Kaye, Sepoy Wor, Vol. III. P. 152.

કર્યો ન હોય, અને જે સિપાહીઓએ બળવો ઉઠાવ્યો હોય છતાં પોતાના ઓફિસરોના ખૂનમાં ખુલ્લો ભાગ ન લીધો હોય તેઓ જો નિઃશસ્ત્ર હોય તો તેઓનો ન્યાય ચુકવવા માટે તેમને લશ્કરી અમલદારો પાસે મોકલવા જોઇએ. જેઓએ સરકાર સામે લડાઇ કરી હોય, ઓફિસરો કે બીજા કોઇ યુરોપિઅનોનાં ખૂન કર્યાં હોય અથવા કોઇ ભારે જૂલમ વર્ત્તાવ્યો હોય તો તેઓને અદાલતમાં ખડા કરવા. ન્યાયાધીશે કરેલી શિક્ષા સરકારના અનુમોદન વિના અમલમાં મૂકવી નહિ." સરકારના આ હુકમમાં અપરાધીઓને છોડવાની બાબતમાં કંઇ જણાવવામાં આવ્યું નથી. પક્ષપાત વિના ન્યાય આપવાથી ગુનેહગારને યોગ્ય સજા થાય છે અને નિર્દોષ છુટી જાય છે, એવા ઉદ્દેશથી સરકારે આ હુકમ બહાર પાડયો હતો. આ વખતે કલકત્તાના યુરોપિઅનોએ હિંદીઓ પ્રત્યેની દુશ્મનાવટને લીધે લશ્કરી કાયદો જાહેર કરવાની માગણી કરી હતી. પરંતુ સરકારે તેઓની માગણી કબુલ કરી નહોતી. છેવટે તેઓએ જણાવ્યું કે પરદેશમાંથી પુષ્કળ હથિયારો આવે છે માટે તે સંબંધમાં કંઇ કરવું જોઇએ. સરકારે એ માગણી સ્વીકારી હથિયારબંધીનો કાયદો જાહેર કર્યો. આ કાયદાની રૂયે અમલદારોને પોતપોતાના વિભાગના રહેવાશીઓમાંના હથિયારોવાળા માણસોની યાદી રાખવાની સત્તા મળી. આ યાદી મુજબ રહેવાશીઓને જરૂર મુજબ હથિયારો રાખવાનો પરવાનો આપવાનો નિયમ શરૂ થયો. લોર્ડ કેનિંગે આ કાયદો હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે હિંદમાં રહેતી દરેક જાતિને લાગુ પાડયો હતો. હિંદના યુરોપિઅનો આથી તે કાયદા તરફ સંતોષની નજરે જોતા નહોતા. કાળા આદમીઓની સાથે એક જ વર્ગમાં ગણતરી થતાં તેઓનો ગુસ્સો 'સાતમે આસમાન

પહોંચી જતો. પરંતુ લોર્ડ કેનિંગ તેઓના જેવો અન્યાયી નહોતો. તે જાણતો હતો કે આ વખતે હિંદનાં જે રાજારજવાડાં અને જમીનદારો પોતપોતાના અનુચરો સાથે પોતાની જિંદગી મુશ્કેલીમાં નાખી સરકારને મદદ કરે છે, તેઓ અને ખ્રિસ્તીઓ વચ્ચે જરા પણ જુદાઇ દર્શાવવામાં આવે તો તે અતિશય નિંદ્ય ગણાય. આમ ધારી તેણે એ કાયદો બધાને લાગુ પાડયો હતો.[૧] પરંતુ એથી અંગ્રેજોનો ક્રોધ શાંત થયો નહિ. જેઓ ઉશ્કેરણીને વશ થઇ સ્વહસ્તે હિંદીઓનું લોહી રેડવાની મઝા માણવા ઇચ્છતા હતા, તેઓ ગવર્નર જનરલનો હુકમ વાંચી શાંત રહી શક્યા નહિ. આ અશાન્તિ અને ઉશ્કેરણીનો પ્રવાહ કેવળ હિંદમાં બંધાઇ ન રહેતાં ઇંગ્લંડમાં પણ જઇ પહોંચ્યો હતો. ઇંગ્લાંડનાં સમાચારપત્રોમાં ગવર્નર જનરલની અનીતિ અતિશય નિંદનીય ગણાઇ. અને લોર્ડ કેનિંગ મશ્કરીમાં 'દયાળુ કેનિંગ'ના નામથી ઓળખાવા લાગ્યો.

પરદેશથી હથિયારો આવતાં હોવાથી તે ઘણા માણસો ખરીદતા. એથી ખ્રિસ્તીઓ કરતાં હિંદુ અને મુસલમાનને બહુ બીક લાગતી હતી. તેઓ જોતા હતા કે સરકાર સિપાહીઓને નિઃશસ્ત્ર કરતી જાય છે, તેથી ઉલટું યુરોપિઅનો તો હથિયારો વધારતા જ જાય છે. આ પરથી તેઓને સંદેહ પેસી ગયો હતો કે ગોરા લોકો આત્મરક્ષા સિવાય બીજા કોઈ ઉદ્દેશથી આ બધું કરે છે. તેઓ આપણા પર વેર વાળવા માટે આ હથિયારોનો ઉપયોગ કરવા માગે છે. આવી ચિંતાને લીધે હિંદીઓ બહુ જ મુંઝાતા હતા. આથી સરકારને બંને તરફ સમાન દૃષ્ટિ રાખવી પડી હતી. સરકારે યુરોપિઅનોને સંતુષ્ટ કરવા

---

૧. Martin, Indian Empire Vol. II. P. 267.

આંતર કેવળ દેશી લોકોને જ હથિયારો વાપરતા અટકાવ્યા હોત તો આખું ભરતખંડ ત્રાસથી કકળી ઉઠત. જે ઉશ્કેરણીના સમયમાં પણ ધીરજ રાખી ન્યાયવૃત્તિ દાખવી શકે તે ખરેખર મહાપુરુષ ગણવો જોઇએ. આ વખતે લોર્ડ કેનિંગે મહાપુરુષને લાયક કામ કરી બતાવ્યું હતું.

યુરોપિઅનો ગમે તેટલા ધમપછાડા નાખે પણ એટલું તો ખરૂં કે લોર્ડ કેનિંગે આ બાબતમાં બહુ જ સરળતા બતાવી હતી. તેણે એટલી બધી ન્યાયશીલતા દર્શાવી હતી કે અત્યાર સુધી પોતાના દેશી દેહરક્ષકોનાં હથિયારો લઇ લેવાની રજા આપી નહોતી. તે એ લોકો વિના કોઇ પણ સ્થળે જતો નહિ. તેના દેહરક્ષક સિપાહીઓ સુંદર ઘોડા પર ઉંચામાં ઉંચાં હથિયારોથી સજ્જ થઇ બેસતા હતા. તે સૈનિકો સમક્ષ ઘણી વાર લોર્ડ કેનિંગને તેઓનાં હથિયારો લઇ લેવાનું જણાવવામાં આવ્યું હતું, પરંતુ તેણે તે કબુલ કર્યું નહોતું. તેના મહેલના બચાવ માટે ગોરા સોલ્જરો તૈયાર હતા, પરંતુ તેણે દેશી સિપાહીઓને બદલે ગોરા સોલ્જરોની સેવા ગ્રહણ કરવાની ઇચ્છા દર્શાવી નહોતી. જેઓના સ્વદેશ બાંધવોએ ગોરા લોકોનાં લોહી રેડયાં હતાં, તેઓના હાથમાં લોર્ડ કેનિંગે પોતાના દેહનું રક્ષણ કરવાની જવાબદારી સોંપી હતી. પોતાની જિંદગી સુરક્ષિત રાખવા આટલી બધી ઉદાસીનતા દર્શાવવી એ લોર્ડ કેનિંગ માટે કદાચ યોગ્ય ન ગણાય, પરંતુ તેણે આ વખતે મોટાઇ દર્શાવી આપી હતી, તે બાબતમાં મતભેદ હોઇ શકે નહિ. બળવાની શરૂઆતમાં જ જો ગવર્નર જનરલે પોતાના દેશી દેહરક્ષકોને રજા આપી હોત, સરકારી મહેલ સાચવવાને ગોરા સોલ્જરોની નિમણુક કરી હોત તો આ સમાચાર હિંદના એક

છેડાથી બીજા છેડા સુધી ફેલાઇ જાત અને હિંદી લોકો આ સમાચાર સાંભળી બહુ જ શંકાશીલ બની જાત. બધા ધારત કે સરકારને આપણા પર વિશ્વાસ નથી. લોર્ડ કેનિંગે હિંદીઓને સરકાર પ્રત્યે વિશ્વાસુ રાખવા માટે પોતાના જીવનની પરવા કરી નહોતી. તેના સેક્રેટરીઓ આ બાબતમાં તેને વારંવાર વિનયપૂર્વક સાવધાન કરતા હતા પણ તેણે તેઓની માગણી પર ધ્યાન આપ્યું નહોતું. તેના મંત્રીઓએ પણ સોલ્જરોને દેહરક્ષક તરીકે નીમવાની સલાહ આપી હતી, પરંતુ તેણે એ સલાહ ગણકારી નહોતી. છેવટે એક બીજા વિચારવાન માણસે આવી એજ માગણી કરી. બંગાળાના લેફ્ટેનેન્ટ ગવર્નર હાલિડે સાહેબે દાર્જિલિંગથી આવી ગવર્નર જનરલને એ માગણી કબુલ કરવાની વિનંતિ કરી. જે જીવન પર સમગ્ર સામ્રાજ્યનો આધાર છે; તે જીવન બધી તરફથી સુરક્ષિત કરવુંજ જોઇએ એ વાત હાલિડેએ લોર્ડ કેનિંગને ધીરજથી સમજાવી. છેવટે લોર્ડ કેનિંગે અનિચ્છાપૂર્વક તેમની માગણી સ્વીકારી. પરંતુ તેમ છતાં લેફ્ટેનેન્ટ ગવર્નરને આ માગણી અમલમાં મૂકાવતાં બહુ શ્રમ પડયો. દેશી સૈનિકોને જેમ બને તેમ જલદી ખેંચી લેવામાં આવ્યા નહિ. ઓગસ્ટ માસની આખર તારીખે અગર સપ્ટેમ્બર માસની પહેલી તારીખે લેફ્ટેનેન્ટ ગવર્નરના હુકમથી દેશી સૈનિકોને બદલે સોલ્જરો ગવર્નર જનરલના મહેલ પર પહેરો ભરવા લાગ્યા.

કલકત્તાના અંગ્રેજો તો લોર્ડ કેનિંગનાં દરેક કાર્યની નિંદા કરવામાં જ મશગુલ હતા. ત્યારે આવા સંકટના વખતમાં તેની મદદે તેના સ્વદેશી વીરો દૂર દેશાવરથી આવી પહોંચ્યા. ૧ લી ઓગસ્ટે સર જેમ્સ આઉટરામ ઇરાન સાથેની લડાઇમાં જય મેળવી કલકત્તા આવી પહોં-

ચ્યો. ત્યારબાદ સાત દીવસે નૌકાખાતાનો અધ્યક્ષ કપ્તાન પીલ પોતાના સાથીઓ સાથે આવી પહોંચ્યો. ૧૩ મી ઓગસ્ટે સર કોલિન કેમ્પબેલે આવી વડા સેનાપતિનો ચાર્જ સંભાળી લીધો. લોર્ડ કેનિંગ આ બધા વીરપુરૂષોના આગમનથી બહુ ખુશી થયો અને પોતાનું કાર્ય આગળ વધારવા લાગ્યો. લોર્ડ એલ્જિન ચીનની લડાઇમાં જતો હતો. તે કપ્તાન પીલના વહાણમાં કલકત્તા આવ્યો. લોર્ડ કેનિંગ તેનો સહાધ્યાયી હતો. સહાધ્યાયી બંધુના મેળાપથી તેના હૃદયને બહુ આશ્વાસન મળ્યું. લોર્ડ એલ્જિન એ મનવારો લોર્ડ કેનિંગની મદદમાં રાખી બાકીની એક પર સ્વાર થઇ ચીન ઉપડી ગયો. એ સમયે તેણે લખ્યું છે કે, "ગવર્નરજનરલ સિવાય કલકત્તામાંનું કોઇ ભયશૂન્ય નથી. લોર્ડ કેનિંગ સવારના ૫-૬ વાગ્યાથી આખો દિવસ કામ કરે છે, છતાં તેનાં શરીરને કે મનને થાક લાગતો નથી. આવા ભયંકર સમયમાં પણ તે અને તેની સ્ત્રી સર્વદા પ્રસન્ન રહે છે."

લોર્ડ કેનિંગને કેવળ વાયવ્ય પ્રાંતોની જ ચિંતા નહોતી. બિહાર પણ બળવાની ચિણગારીઓથી સળગી ઉઠ્યું હતું. વળી બંગાળામાં પણ બળવાનો ફેલાવો વધવાની ચિંતા હતી. તેણે એ પ્રદેશોના બચાવ માટે જે પગલાં લીધાં તે પણ તેના સ્વદેશ બાંધવોને પસંદ પડ્યાં નહિ.

# પ્રકરણ ૨ જું

## બિહાર

વિષય નિર્દેશઃ—બિહારના રહેવાશીઓ—દાનાપુરના સિપાહીઓ—પટણાનો બનાવ—દાનાપુરનો બનાવ—વળી કેદ—કુમારસિંહ—તેની મહત્તા ને સત્તા—તે સિપાહીઓની સાથે ભળ્યો તેનાં કારણો—બેકર્સબેલનું ઘર—કપ્તાન ડન્બાર—વિન્સેન્ટ આયર—ફરી તાબે—જગદીશપુરનો નાશ—કુમારસિંહની શાસિરામ તરફ મુસાફરી—તેનું જુદે જુદે સ્થળે ભટકવું—અંગ્રેજો સાથે લડાઈ—તેનું યુદ્ધકૌશલ્ય—તેની જગદીશપુર તરફ મુસાફરી—તેને લાગેલા ઘા—જગદીશપુરમાં અંગ્રેજોની હાર—કુમારસિંહનું મરણ—અમરસિંહ.

---

ઇ. સ. ૧૮૫૩ના કાયદા મુજબ બંગાલા, બિહાર અને ઓરિસ્સાપર અમલ ચલાવવા માટે એક લેફ્ટેનેન્ટ ગવર્નર નીમાયો હતો. વિશાળતા, સમૃદ્ધિ અને ફળદ્રુપતામાં આ ત્રણે દેશો બહુ પ્રસિદ્ધ છે. એક તરફ ગંગા અને બ્રહ્મપુત્રા અને બીજી બાજુએ સુવર્ણરેખાના જળપ્રવાહથી આ વિશાળ ભૂમિ ફળદ્રુપ થઇ રહી છે. હિંદના ઇતિહાસમાં એ ત્રણે દેશના લોકોએ બહુ મોટો ભાગ ભજવ્યો છે. દિગ્વિજયી પાલ અને સેતનવંશના રાજાઓએ આ પ્રદેશના સિંહાસનને દીપાવ્યું હતું. મૌર્યવંશના ચક્રવર્તી રાજાઓ આ પ્રદેશમાં રહી ઠેઠ પંજાબના સીમાડા સુધી હકુમત ચલાવતા હતા. પરાક્રમી કેસરીવંશના રાજાઓએ અહીંથી, જુદા જુદા પ્રદેશ પર સત્તા ચલાવી આ પ્રદેશનું ગૌરવ

વ્યાપ્યું હતું. એક વખત આ ત્રણે પ્રદેશો એ જ્ઞાનબળમાં તેમજ શસ્ત્રબળમાં આખા હિંદમાં નામ કાઢ્યું હતું. બંગાળી અને ઓરિસ્સાવાસી અત્યારે બાયલાના નામથી સંબોધાતા છતાં એક વખતે સાહસ, વીરત્વ અને રણકુશળતા માટે ઇતિહાસમાં પંકાતા હતા. ઇ. સ. ૧૮૫૭માં બંગાળાએ શસ્ત્રો છોડયાં હતાં, પણ બિહારે શસ્ત્રો છોડયાં નહોતાં. ઘણાં બિહારવાસીઓ સૈનિકશ્રેણીમાં જોડાયા હતા. તેથી એ લોકો ઉશ્કેરાતાં ભયંકર બનાવો બને એમાં કંઈ નવાઇ જેવું નહોતું. તેમાં પણ પટણામાં ઘણા મુસલમાનો રહેતા હતા, વહાબી લોકો એ સ્થળે રહી કાફરો તરફ પોતાનો દ્વેષ દર્શાવવાની તક જોયા કરતા હતા. વળી પટણાની પાસે આવેલા દાનાપુરમાં સિપાહીઓની પલ્ટણ પડી હતી. તેઓએ લડાઇની તૈયારી કરી હોત અને પટણાના મુસલમાનો તેઓની મદદમાં ઉભા રહ્યા હોત તો આખું બિહાર સળગી ઉઠત એમાં કંઇ શક નહોતો. બિહારના ઘણા ભાગમાં ગળીની ખેતી થતી હતી. યુરોપિઅનો ગળીનો વેપાર કરી ધનવાન થવા માટે ઠેકઠેકાણે ધામો નાખી પડયા હતા. એ સિવાય બિહારમાં સરકાર અફીણ ઉગાડતી હતી. પટણાની વખારમાં લાખો રૂપીઆનું અફીણ રહેતું હતું. ઘણા અંગ્રેજો અફીણ વિભાગમાં કામ કરતા હતા. બિહારમાં બળવો ફાટી નીકળતાં એ બધા યુરોપિઅનોનું જીવન ભયમાં આવી પડે તેમ હતું. પટણાના કમિશનર ટેલર સાહેબે સરકારને જણાવ્યું હતું કે " તિરહુતના અંગ્રેજો પોતાના બચાવ માટે સરકારની મદદ માગે છે કારણ કે તેને ખાત્રી થઇ ગઇ છે કે પ્રજા બળવો ઉઠાવવાની છે; બકસર અને શાહબાદના બધા લોકો ટોળાબદ્ધ થઇ દાનાપુર જશે અને ત્યાંની પલ્ટણ સાથે જોડાઇ બળવો ઉઠાવવાની પેરવી કરશે. " પટણાના કમિશનરે બિહારની પ્રજાને

આટલી બધી અવિશ્વાસુ ધારી હતી. બિહારના યુરોપિઅનોને પ્રજામાં ઉશ્કેરણીનાં ચિહ્નો જણાતાં હતાં. તેમને એવી આસ્થા બંધાઇ ગઇ હતી કે જો દાનાપુરનાં સિપાહીઓ સરકાર વિરૂદ્ધ બળવો ઉઠાવી પટણા આવે, અને ત્યાંની તેજુરી અને અફીણની ગુદામ લૂંટી ગળીની ખેતી કરનારા યુરોપિઅનોનાં મથક તિરહુત તરફ ધસારો કરે તો બંગાળામાં પણ એ ચેપ ફેલાશે. બંડખોર સિપાહીઓ મુર્શિદાબાદ જઇ ત્યાંના નવાબ નાજિમની સત્તા જાહેર કરશે. દિલ્હીમાં જે બન્યું છે તે બંગાળામાં બનશે. આવી સ્થિતિમાં દાનાપુરના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવા એજ શ્રેયસ્કર છે. એ વખતે દાનાપુરમાં ૧૦ મી યુરોપિઅન. તથા ૭, ૮ અને ૪૦ મી દેશી પાયદળ પલટણ રહેતી હતી. દેશી ગોલંદાજોની એક ટુકડી પણ ત્યાંની છાવણીમાં પડાવ નાખી રહી હતી. મેજર જનરલ લોઇડ નામનો એક વૃદ્ધ સૈનિક તે બધી પલટણોનો અધિનાયક હતો. કમિશનર ટેલર સાહેબે પૂર્વોક્ત વિશ્વાસને વશ થઇ સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાનું ઉચિત ધાર્યું હતું. બિહારમાંના યુરોપિઅનો પણ એજ મતના હતા. પરંતુ ગવર્નર જનરલ એ પ્રમાણે કરવાના અખાડા કર્યા કરતો હતો.

ઘણા લોકો એમ ધારતા હતા કે લોર્ડ કેનિંગની આ મોટી ભૂલ હતી. દાનાપુરના સિપાહીઓને આવા સમયમાં હથિયારબંધ રાખ્યા એ બરાબર નહોતું. તિરહુતના ગળીવાળાઓ પોતાને વિપત્તિગ્રસ્ત માની સરકાર પર આધાર રાખી રહ્યા હતા. દાનાપુરના સિપાહીઓ નિઃશસ્ત્ર થાત તો તેઓને શાંતિ વળત પરંતુ ગવર્નર જનરલે આ વખતે અમુક વ્યક્તિઓ અથવા અમુક સંપ્રદાય તરફ નજર રાખી નહોતી. આખા ભરતખંડમાં શાંતિ સ્થાપવી એજ તેનો મુખ્ય

ઉદ્દેશ હતો. જે કાર્યથી અમુક માણસોનો સંદેહ દૂર થાય પણ બીજા અસંખ્ય માણસો સંદેહવશ થાય તે કાર્ય લોર્ડ કેનિંગ ન કરે એ સ્વાભાવિક છે. દાનાપુરના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવામાં આવ્યા હોત તો ગળીવાળાઓ સુરક્ષિત થાત એ ખરી વાત છે, પણ તેથી આખું બંગાળા ત્રાસથી ધ્રુજી ઉઠત, બંગાળામાં યુરોપિઅન સૈનિકોની સંખ્યા બહુ થોડી હતી જુદી જુદી છાવણીઓમાં કેવળ સિપાહીઓજ કંપનિનું પ્રાધાન્ય જાળવતા લોર્ડ કેનિંગ મદદગાર સોલ્જરોનાં આગમનની રાહ જોતો હતો. જો આ વખતે દાનાપુરના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવામાં આવ્યા હોત તો બંગાળાના સિપાહીઓ ધારત કે અમારી પણ આવીજ દશા થવાની છે. સિપાહીઓ એમ ધારતા હતા કે નિઃશસ્ત્ર થવું અને મરવું એ બંને એકજ છે. અમારા હાથમાંથી હથિઆરો જશે એટલે ગોરા લોકો અમને કુતરાને મોતે મારશે, અગર કોણ જાણે કયા અજાણ્યા દેશમાં સાત સમુદ્ર ને તેર નદીને પેલેપાર ધકેલી દેશે. આવા વિચારોને લીધે તેઓનાં ચિત્ત નિઃશસ્ત્ર થવાની શંકાથી ખળભળે એ સ્વાભાવિક છે. દાનાપુરના સિપાહીઓને નિઃશસ્ત્ર કરતાં બંગાળાના સિપાહીઓ આવા સંદેહને લીધે બંડ ઉઠાવે અને બંગાળાના યુરોપિઅનોનાં લોહીવડે હાથ ખરડવા તૈયાર થાય તો શું કરવું? લોર્ડ કેનિંગ આવા વિચારથી દાનાપુરના સિપાહીઓને પોતાનું બળ વધાર્યા વિના નિઃશસ્ત્ર કરવા માગતો નહોતો. અને જો લોર્ડ કેનિંગે બિહારના યુરોપિઅનોનું કહ્યું કર્યું હોત, તો ગંગા નદીના બંને કિનારા પર આવેલાં બધાં ગામડાંમાં ભયંકર બળવો ફાટી નીકળત.

લોર્ડ કેનિંગને દાનાપુરના સેનાપતિ તરફથી જે સમાચાર મળ્યા

હતા, તે પરથી તેને દૃઢ ખાત્રી થઇ હતી કે ત્યાં કશી ગડબડ મચશે નહિ. સેનાનાયક લોઇડે જુન માસની શરૂઆતમાં તેને લખી જણાવ્યું હતું કે "જો કે અહિંના સિપાહીઓની રાજભક્તિપર પુરતો વિશ્વાસ રાખી શકાય તેમ નથી છતાં જ્યાં સુધી કંઈ પ્રબળ લાલચ કે ઉશ્કેરણી નહિ ફેલાય ત્યાં સુધી અહિંના સિપાહીઓ શાંત રહેશે એવી મને ખાત્રી છે." આ સમાચાર મળ્યા બાદ થોડા દિવસમાં દાનાપુરના સિપાહીઓએ બનારસના સિપાહીઓને નિઃશસ્ત્ર કર્યાના સમાચાર સાંભળ્યા. પરંતુ એથી કંઈ નઠારૂં પરિણામ આવ્યું નહિ. દાનાપુરના સિપાહીઓ અગાઉની પેઠે વફાદાર રહ્યા. ત્યારબાદ એક પ્રબળ લાલચ તેઓની આગળ આવી ઉભી- છાપરા અને આરાથી પટણાની તેજુરીમાં ૨૦ લાખ રૂપીઆ આવી પહોચ્યા. છતાં આ લાલચથી પણ સિપાહીઓનું મન ન ચળ્યું તેઓ જુલાઇ માસની ૧૫ મી તારીખ સુધી પોતાની વફાદારીપર કલંક ચઢાવવા તત્પર ન થયા. આવી શાંતિથી સેનાનાયક લોઈડને ખાત્રી થઇ કે અહીંના સિપાહીઓ નિમકહરામ બનશે નહિ. કોઇ પ્રબળમાં પ્રબળ ઉશ્કેરણીથી અચાનક ઉશ્કેરાઇ જાય તો ભલે પણ સાધારણ બનાવો તેઓને બળવાખોર બનાવી મૂકશે નહિ.

દાનાપુરના સિપાહીઓ ઉશ્કેરણીને વશ થઇ સરકાર સામા ઉઠ્યા નહોતા છતાં તેઓના હૃદયમાં સંદેહે ઘર ઘાલ્યું હતું. તેઓને બાતમી મળી હતી કે જળ માર્ગે સોલ્જરોનું સૈન્ય આવવાનું છે. એ સૈન્ય દેશી સિપાઇઓનું સત્યાનાશ વાળશે. આ સમાચાર કોણે ફેલાવ્યા હતા તે જણાવ્યું નથી. જો કે આ સમાચાર તદ્દન ખોટા હતા છતાં સિપાહીઓની શંકા દૂર થઇ નહિ. સેનાપતિએ આ ગપ્પો ખોટો પા-

કવા માટે ખાસ પ્રયત્ન કર્યો હતો. પરંતુ સિપાહીઓને શાંતિ વળતી નહોતી. તેઓ જો કે કંઇ ભયંકર પગલું લેવા તૈયાર નહોતા છતાં તેમનાં હૃદયમાં અશાન્તિની આગ સળગતી હતી. તેઓ કંપનિના સ્વદેશી સૈનિકોને મિત્ર માનવા તૈયાર નહોતા.

અગાઉ જણાવ્યું છે તેમ આ વખતે પટણાના કમિશનર તરીકે ટેલર સાહેબ કામ કરતા હતા. તેઓની કાર્યપટુતા અને રાજ-નીતિજ્ઞતા બહુ વખાણાતી હતી. પરંતુ લોકો તરફ અનુકંપાની લાગણી દર્શાવવાનું કાર્ય તેઓને રૂચતું નહોતું. જે દેશમાં તેઓ લાંબા કાળથી વસતા હતા, તે દેશની પ્રજાનો સ્વાભાવ જાણ્યા હતાં તેના તરફ અનુ-કંપા દર્શાવવી એ તેમને ઉચિત લાગતું નહોતું. તેમનામાં કોમળતાનો ગુણ નહોતો. મગજની શક્તિ જોરાવર હતી. છતાં હૃદય ન હોવાથી તેમની પ્રખર બુદ્ધિ કેવળ શુષ્ક જણાતી. તેઓ અધિકારી તરીકે દેશી લોકો પર પાખંડી પંજો ફેરવવા માગતા. જ્યારે બિહારના યુરોપિ-અનોમાં ભય ફેલાયો હતો, મુસલમાન વસ્તીમાં ઉશ્કેરણી ફેલાઇ હતી અને સિપાહીઓમાં ત્રાસ ફેલાયો હતો, ત્યારે બિહારના દિવાનીને લશ્કરી અમલદારોમાં જેઓ શિર્ષ સ્થાને હતા તેઓમાં શું કરવું તે સંબંધમાં એકતા રહેવી જોઇતી હતી. પરંતુ તેઓમાં એવી એકતા નહોતી જેઓ સૈનિક વ્રત ગ્રહણ કરે, શત્રુઓને મારવામાં પોતાનું ગૌરવ માને, માણસોનાં લોહીમાં તરબોળ થવામાં આનંદ માને, તેઓ ઉશ્કેરણીને વશ થઇ હિંદીઓનાં જીવન તુચ્છ માને એ સ્વાભાવિક છે. પણ જેઓ દિવાની કાર્યમાં જોડાએલા હોય, સમવેદના અને શાંતિ બતાવવી એ જેનું મુખ્ય કર્તવ્ય ગણાતું હોય તેઓએ માણસોનું લોહી રેડવાના કાર્યથી દૂર રહી, પોતાના હૃદયની કોમળતા દર્શાવી આપવી જોઇએ.

બિહારમાં તો આ સ્વાભાવિક ક્રમ ઉલટાઇ ગયો હતો. દાનાપુરનો સેનાપતિ જ્યારે ગોરા અને કાળા લોકો વચ્ચે સદ્ભાવ સ્થાપવા મથતો હતો ત્યારે પટણાનો દિવાની અમલદાર સારાસારનો વિચાર કર્યા સિવાય દેશી લોકોને ફાંસીને લાકડે લટકાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી બેઠો હતો.

કમિશનર ટેલર જે વિભાગનો ઉપરિ હતો તે વિભાગમાં પટણા, બિહાર, સારણ, શાહબાદ, તિરહુત અને ચમ્પારણ આ છ જિલ્લાઓનો સમાવેશ થતો હતો. આ છ જિલ્લાનાં મુખ્ય મથક અનુક્રમે પટણા, ગયા, છાપરા, આરા, મુજફ્ફરપુર અને મતિહારી હતાં. એ બધાં શહેરોમાં જજ, મેજિસ્ટ્રેટ, અફીણ વિભાગનો એજંટ વગેરે સરકારી અમલદારો રહેતા. તેઓના તાબામાં કારાગાર, ધનાગાર, અફીણની ગુદામ વગેરે હતું. નજીબ નામના હથિયારબંધ પોલિસ પ્રહરીઓ બધાં સ્થળો પર પહેરો ભરતા હતા. સિપાહીઓએ બળવો ઉઠાવ્યો ત્યારે આ નજીબો પર સરકારને પુરતો વિશ્વાસ નહોતો. બળવાખોર સિપાહીઓ સાથે જોડાય તો આ નજીબો કબજે કરી ખ્રિસ્તીઓનું સત્યાનાશ વાળી શકે તેમ હતું. જ્યારે દિલ્હીથી સમાચાર આવ્યા કે શહેર હસ્તગત થયું છે, વૃદ્ધ મોગલ પાદશાહ પોતાના બાપદાદાના સિંહાસન પર બેઠો છે, અંગ્રેજ માર્યા ગયા છે, જે જીવતા છે તેઓ કોણ જાણે ક્યાં છુપાઇ ગયા છે કે તેનો પત્તો મળતો નથી, ત્યારે પટણાના મુસલમાનો અંગ્રેજોનું રાજ્ય જવા બેઠું છે એમ માની ઉશ્કેરાવા લાગ્યા. કમિશનરે ધારી લીધું હતું કે મારા વિભાગમાં સર્વત્ર આવી ઉશ્કેરણી ફેલાઇ છે. તેણે આ બાબત સરકારને જણાવી. દાનાપુરથી ખબર આવ્યા કે અહીંના સિપાહીઓ બળવો ઉઠાવવા તૈયાર થયા છે. તેઓ જેમ બને તેમ જલદી પટણા તરફ આગળ વધશે.

આ સમાચારથી આખું પટણા હલમલી ઉઠયું. યુરોપિઅનો બેબાકળા બની બચાવ કરવા તત્પર બન્યા. કમિશનર સાહેબે દરેક યુરોપિઅનને પોતાના વિશાળ બંગલામાં આવી રહેવાનું લખી મોકલ્યું. પોતાના બંગલાની નજીક જે ગોરા લોકો વસતા હતા તેઓને તો તે જાતે જઇ કહી આવ્યા. સંધ્યાકાળ થયા પહેલાં યુરોપિઅનોએ કમિશનરને બંગલે જઇ આશ્રય લીધો. કોઇ કોઇ અફીણની ગુદામ પર જઇ પોતાનો બચાવ કરવા લાગ્યા. કમિશનરના બંગલાનું વિશાળ કમ્પાઉન્ડ ગાડીઘોડાથી ભરપૂર થઇ ગયું. સ્ત્રીઓ પોતપોતાના સરસામાન સાથે આવી પહોંચી. આયાઓ બિચારી બેબાકળી બની પોતાની સંભાળ નીચેનાં બાળકોની સેવા કરવા લાગી. યુરોપિઅનો બીકના માર્યા પાગલ બની ગયા, તેઓ દાનાપુરના સમાચાર જાણવા આતુર બની ગયા. પટણાથી લગભગ ૧૦૦ માઇલ દૂર મેજર હોલ્મેસ નામના સેનાનાયકના ઉપરિપણા નીચે ૧૨ મી ઘોડેસ્વાર પલ્ટણ પડી હતી. એ પલ્ટણના કેટલાક ઘોડેસ્વારો પટણામાં રહેતા હતા. તેઓ ઘોડેસ્વાર થઈ યુરોપિઅનોનું આશ્રય સ્થળનું ને નવા કિલ્લાના મુખ્ય દરવાજાનું રક્ષણ કરવા લાગ્યા. ગલિઓલ રંગના પોશાકવાળા નજીબો મકાનની બહાર સજ્જ થઇ રહ્યા. સંધ્યાકાળ વીત્યો. પૂર્ણિમાનો ચંદ્ર આકાશમાં વિરાજવા લાગ્યો. ચંદ્રના અજવાળામાં ઘણે દૂર સુધી નજર પહોંચતી હતી. આ અજવાળામાં કમ્પાઉન્ડના મધ્યભાગમાં આવેલા બાગમાં બાળક બાલિકાઓ રમત રમવા લાગ્યાં. તેઓ પોતાનાં માબાપની વ્યાકૂળતાનાં કારણો સમજવા અશક્ત હતાં. તેઓ પોતાની પ્રસન્નતા વડે તેઓની મશ્કરી કરતાં હોય તેમ ખડખડાટ હસતાં હતાં. પરંતુ આવાં નિર્દોષ બાળકોના આનંદથી

કોઇ આનંદ પામ્યું નહિ. તેમનાં માબાપનાં ચિત્ત તો મૃત્યુના ભયથી કંપતાં હતાં. પટણાથી ૪૦ માઇલ દૂરારાષ્ટ્રે નામના એક સૈનિકના ઉપરિપણા નીચે એક શિખ ટુકડી હતી. ટેલર સાહેબે એ ટુકડીને જેમ બને તેમ જલદી પટણા આવવાનું લખી જણાવ્યું હતું. યુરોપિઅનો આતુર ચિત્તે તે ટુકડીની રાહ જોવા લાગ્યા. ધીમે ધીમે રાત પૂરી થઇ, સવાર પડી, દાનાપુરના સિપાહીઓ તો હજી આવી પહોંચ્યા નહોતા. રાષ્ટ્રના તાબાની ટુકડી આવી પહોંચી. યુરોપિઅનો તેના આગમનથી બહુ ખુશી થયા, અને કમિશનરનો બંગલો છોડી પોતપોતાને ઘેર ગયા.

આ વખતે ટેલર સાહેબે જે કાર્ય તતપરત્તા દર્શાવી હતી તે સંબંધમાં કોઇનો મતભેદ હોઇ શકે નહિ. જ્યારે તેના સ્વદેશ બાંધવો ભયમાં આવી પડયા હતા ત્યારે તેણે સાહસપૂર્વક તે બધાને અભયદાન આપ્યું હતું. તેના આ સાહસ અને કાર્ય તતપરતાનો થોડો ભાગ પણ દયા અને સમવેદના દર્શાવવામાં વપરાયો હોત તો સરકાર તેમના કાર્યથી સંતોષ પામત. પરંતુ તેઓ સાહેબ આ વખતે એટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા કે જે પ્રજાપર અમલ ચલાવતા હતા તે પ્રજા તરફનું કર્ત્તવ્ય વિસરી ગયા હતા. પટણા જિલ્લાના મુસલમાન રહેવાશીઓમાંના ઘણા ખરા આ વખતે ઉશ્કેરાઇ ગયા હતા એ વાત ખરી હતી. અયોધ્યા કંપનિના અધિકાર નીચે આવ્યા બાદ કેટલાક લખનોરવાસી પટણા આવી રહ્યા હતા. કંપનિપર એ લોકોને ગુસ્સો હોય એ સ્વાભાવિક છે પોતાના હૃદયમાં છુપાએલી વૈરવૃત્તિને વશ થઇ તેઓ પટણાની પ્રજાને કંપનિ વિરૂદ્ધ ઉશ્કેરે તો તે કંઇ અસાધારણ બનાવ ગણાય નહિ. પરંતુ એ મુઠ્ઠીભર લોકો ખાતર બધી પ્રજાને મારી નાખવા તૈયાર થવું એ કદી ન્યાયવૃત્તિ ન કહેવાય.

આ પ્રસંગે એક બનાવનો ઉલ્લેખ કરવામાં આવે છે. જુન માસની આખરે તિરહુતના અધિકારીઓને સમાચાર મળ્યા કે અહીંની પોલિસનો વારિસઅલી નામનો એક જમાદાર પટણાના ઉશ્કેરાએલા મુસલમાનો સાથે પત્રવ્યવહાર ચલાવે છે. સમાચાર મળતાં અધિકારીઓએ એક જુવાન અંગ્રેજ સિવિલિઅન અને કેટલાક અંગ્રેજ ગળીવાળાઓને તપાસ કરવા મોકલ્યા. તેઓની તપાસમાં જણાવ્યું કે વારિસઅલી અલીકરીમ નામના એક ધનવાન મુસલમાનને અંગ્રેજો વિરૂદ્ધ પત્ર લખે છે. એમ કહેવાતું હતું કે એ અલીકરીમ અંગ્રેજ સરકારપર બહુ ગુસ્સે હતો. ગયા અને પટણાની વચ્ચે આવેલા કોઇ ગામમાં તે રહેતો હતો. તે જેવો પૈસાદાર હતો તેવોજ સત્તાવાળો અને આબરૂદાર ગણાતો હતો. વારિસઅલીને પકડવામાં આવ્યો. તેની જિંદગી પૂર્ણ થવા આવી. તેને ફાંસી આગળ લઇ જવામાં આવ્યો. ફાંસી ચડતી વેળા તે મોટે અવાજે બોલી ઉઠયો કે "જો અહીં કોઈ દિલ્હીના પાદશાહનો સગો હોય તો તે મને મદદ કરે."

વિશ્વાસઘાતી વારિસઅલી મરણ પામ્યો. તેના બધા કાગળપત્રો કમિશનરના હાથમાં આવ્યા. હવે કમિશનર અલીકરીમને કેદ કરવા તૈયાર થયો. પટણાનો માજીસ્ટ્રેટ અને કપ્તાન કેટલાક રાષ્ટ્ર કેટલાક શિખ અને દશ સ્વાર લઇ એ કાર્ય બજાવવા ગયા, પણ તેઓ અલીકરીમને પકડી શકયા નહિ. અલીકરીમ એ લોકો આવી પહોંચે એ પહેલાં હાથી પર ચઢી નાશી ગયો. મેજીસ્ટ્રેટની સાથેના સ્વારો તેની પાછળ પડયા. મેજીસ્ટ્રેટ પોતે ઘોડાને બદલે ગાડી પર રવાના થયા, અલીકરીમનો હાથી ખેતરોને ખૂંદતો ખૂંદતો દોડયો જતો હતો. પરંતુ મેજીસ્ટ્રેટની ગાડી એ રસ્તે ઝપાટાબંધ જઈ શક્તી નહોતી. કમિશનર ટેલરે લખ્યું

છે કે આ વખતે સ્થાનિક લોકોએ મેજીસ્ટ્રેટને કંઇ મદદ કરી નુ હોતી. તેઓએ તો અલીકરીમ તરફ સહાનુભૂતિ દર્શાવી હતી.[1] આ વખતે અધિકારીઓ બિહારના બધા લોકોને પોતાના શત્રુ માની બેઠા હોવાથી કેવું પરિણામ આવ્યું હતું તે કમિશનરના આ એકરાર પરથી સ્પષ્ટ જણાય છે. તેઓએ જો દયાભાવ રાખ્યો હોત તો તેઓને મદદ કરવામાં પ્રજા પાછી હઠત નહિ. જો લોકોને અંગ્રેજોપર કંટાળો આવ્યો હોય તો તેનું કારણ અંગ્રેજોની કઠોરતાજ હતી. એમાં કશો શક નથી. ગમે તે હો પણ પણ એટલું તો ખરૂં કે પટણાનો મેજિ-સ્ટ્રેટ અલીકરીમને પકડી શક્યો નહિ. તે થાકી લોથ થઈ પાછો ઘેર આવ્યો. અલીકરીમની માલમિલ્કત જપ્ત કરવામાં આવી અને તેના માથા માટે ૫૦૦૦ રૂપીઆનું ઇનામ જાહેર કરવામાં આવ્યું.

આ તરફ પટણામાં નાના પ્રકારની ગરબડ મચી. અહીં ધર્મો-ન્મત્ત વહાબી લોકો રહેતા હતા, તેઓની ઉશ્કેરણીથી મુસલમાન પ્રજા બહુ ઉશ્કેરાઇ ગઇ હતી.

પટણાના મુસલમાનો બીજાની ઉશ્કેરણીથી ઉશ્કેરાઇ ફિરંગી લોકોને હાંકી કાઢવાની તક જોતા હતા. કમિશનર ટેલર સાહેબે આવા કટા-કટીના વખતે પોતાની અધીરતાને લીધે લોકોને વધારે ઉશ્કેરી મૂક્યા. પટણાના લોકોને કુતરાના મોતે મારવા એ જ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો. કમિશનરની ઉતાવળને લીધે એ ઉદ્દેશ અનેકાંશે પાર પડ્યો હતો. કમિશનરે ભવિષ્ય તરફ દૃષ્ટિ રાખી નહોતી; આજુબાજુનો વિચાર કરી ધીરતાથી કાર્ય કરવાની તૈયારી બતાવી નહોતી. પોતાની

૧ Tayler Patna Crisis P. 58.

ડાબી કે જમણી બાજુએ જે કોઇ જણાય તેને ફાંસીને લાકડે લટકાવવા એ જરૂર કઠોરમાં કઠોર કાર્ય ગણાય, ટેલર સાહેબ આ વખતે આવી કઠોરતા બતાવવા તૈયાર થયા હતા. તેનો સ્વભાવ જ કઠોર બની ગયો હતો. પટણાનો કોઇ પણ મુસલમાન રહેવાશી પોતાને સહીસલામત ધારતો નહોતો. તેઓ બીકમાં ને બીકમાં પ્રતિક્ષણ પસાર કરતા હતા. કવચ્યતનું વિશાળ મેદાન ફાંસીના માંચડાથી ભરપૂર થઇ રહ્યું હતું. ત્યાં ઉભા કરેલા માંચડા લોકોને દિગ્મૂઢ બનાવી દેતા હતા. લોકો એક પછી એક એ માંચડાનું બલિદાન થતા હતા. લોકો પોતાનો જાન મુઠીમાં લઇને ફરતા હતા. કોણ ક્યારે પકડાશે તેનું કંઇ ઠેકાણું નહોતું. રાતના નવ વાગ્યા પછી બધા લોકોને પોતપોતાને ઘેર રહેવાનો હુકમ થયો હતો. મધરાતે અનેક વિશ્વાસુ અને રાજભક્ત લોકો વેર વાળવાની વૃત્તિવાળા નોકરચાકરો અને વિશ્વાસઘાતી કુટુંબીજનોનાં કાવતરાને ભોગ થઇ પોતાના ઘરમાં કેદ થતા હતા. કમિશનરના યથેચ્છાચારને લીધે બધી જાતના કાયદાઓએ થોડા વખતને માટે રજા લીધી હતી. કમિશનરે કેટલાક આબરૂદાર મુસલમાનોને છુપી રીતે પીડવાનું પણ બાકી રાખ્યું નહોતું, એ સંબંધની એક ઘટના નીચે વર્ણવવામાં આવે છે.

પટણામાં શાહ મહમુદહુસેન, અહમદઉલ્લા અને વજીલહક નામના ત્રણ મૌલવી રહેતા હતા. તેઓ પોતાના રિવાજ મુજબ ધર્મોપદેશ આપતા હતા. મુસલમાનોમાં તેઓનું બહુ માન હતું. અસંખ્ય મુસલમાનો તેઓની આજ્ઞા પાળવા તૈયાર હતા. મુસલમાનોમાંનો કોઇ તેઓની સત્તાની ઇર્ષ્યા કરતો નહોતો, તેમ તેઓની સત્તા ઓછી કરવાનો પ્રયત્ન કરતો નહોતો. કમિશનરને શંકા પડી કે આ મૌલવીઓ

સરકાર સામે કાવતરાં કરે છે. તેણે એ લોકોને જેમ બને તેમ જલદી કેદ કરવાનો વિચાર કર્યો. જાહેર પ્રજા સમક્ષ આ કાર્ય કરવા જતાં ધર્મપરાયણ લોકો બહુ ગુસ્સે થાય, અને કદાચ આખું શહેર ખળભળી ઉઠે એવી બીકથી કમિશનરે એ વિચાર પડતો મૂક્યો. તેણે આ સંબંધમાં એક વિચિત્ર યુક્તિ કરી. તેના હુકમથી રાજકીય વિષયની ચર્ચા ચલાવવા માટે શહેરના આબરૂદાર લોકોને આમંત્રણ મોકલવામાં આવ્યું. એ સાથે એ ત્રણે મૌલવીઓને પણ આમંત્રણ મોકલાયાં. નોતરેલા લોકો બરાબર વખતે કમિશનરને ઘેર આવી પહોંચ્યા. બધા બેઠા બાદ કમિશનર સાહેબ પોતાના સોબતીઓ સાથે આવી પહોંચ્યા. તેની સાથે કેટલાક સૈનિકો પણ હતા. ત્યારબાદ નોતરેલા લોકો સાથે બળવા સંબંધમાં વાતચીત શરૂ થઇ. થોડીવાર વાતચીત થયા બાદ તેઓએ કમિશનરની રજા લીધી. તેઓની સાથે પેલા મૌલવીઓ પણ રજા માગવા લાગ્યા એટલે કમિશનર સાહેબે તેઓને રોકાવાનું જણાવ્યું. આથી મૌલવીઓ કંઇ પણ વાંધો ન દર્શાવતાં રોકાયા. તેઓના મનમાં નાના પ્રકારની શંકાઓ થવા લાગી. પરંતુ તેઓ કમિશનર સાહેબની માગણી રદ કરી શક્યા નહિ. થોડી વાર પછી કમિશનરે તેઓને કહ્યું કે જ્યાં સુધી બળવો શાંત ન પડે ત્યાં સુધી પ્રજાના હિત માટે તમને કેદ રાખવાની મારી ઇચ્છા છે. કમિશનરનાં વચનો સાંભળી મૌલવીઓ જરા પણ ગભરાયા નહિ. તેઓએ ગંભીરતાપૂર્વક કમિશનરને જણાવ્યું કે, “ આપ દયાળુ છો તેવા જ અનુભવી છે. આપ જે હુકમ કરો છો તે આપને માટે હિતકર છે. અમારા શત્રુઓ હવે અમારી વિરૂદ્ધ ખોટી ફરિયાદો કરી શકશે નહિ. ” કમિશનર સાહેબે તેઓની માફક ધૈર્યપૂર્વક જણાવ્યું કે “ જે આપને ઠીક લાગે છે, તે મને પણ ગમે

છે.” ત્યાર બાદ હસતે મુખડે સલામ કરી એ નિરપરાધી મૌલવીઓ પોતપોતાની પાલખીઓ પર ચઢ્યા. કેટલાક હથિયાયબંધ શિખ સૈનિકો તેઓની પાલખી સાથે ચાલ્યા. તેઓને સર્કિટ હાઉસમાં કેદ કરવામાં આવ્યા. કદાચ ફાંસીને લાકડે લટકવું પડશે એવી બીક તેઓના હૃદયને હચમચાવ્યા કરતી હતી. અહમ્મદઉલ્લાના પિતા મૌલવી ઇલાહિબક્ષ જીવતા હતા. તે અતિશય વૃદ્ધ અને આંધળા હોવાથી કમિશનરે તેને કેદ કર્યા નહોતા. ટેલર સાહેબે ધાર્યું હતું કે તે હવે સરકાર વિરુદ્ધ કંઇ કરી શકશે નહિ. મૌલવી અહમ્મદઉલ્લાને કેદ કરતી વેળા ટેલર સાહેબે તેમને જણાવ્યું હતું કે “યાદ રાખશો કે મેં આપના પિતાને છુટા રાખ્યા છે. પરંતુ તેમનું જીવન આપના હાથમાં છે અને આપનું જીવન તેના હાથમાં છે.” આ પરથી સ્પષ્ટ જણાય છે કે ટેલર સાહેબ પુત્રના દોષથી પિતાને અને પિતાના દોષથી પુત્રને હેરાન કરવા માગતા હતા.

આ બનાવ બન્યા બાદ એક વરસે કમિશનર સાહેબે ગર્વપૂર્વક લખ્યું હતું કે એ મૌલવીઓને કેદ કરતી વેળા મેં જે યુક્તિ કરી હતી તે સંપૂર્ણ સફળ નીવડી છે.[૧] એક અંગ્રેજ અમલદારે ત્રણ કુલવાન મુસલમાનો સાથે આવી વર્ત્તણુક ચલાવવામાં બહાદુરી માની છે. જો અંગ્રેજો વિરુદ્ધ આવી વર્ત્તણુક ચલાવવામાં આવી હોત, તો અંગ્રેજ ગ્રંથકારો એવી વર્ત્તણુક ચલાવનારને ઉતારી પાડવામાં પાછું વાળી જોત નહિ. સિપાહીઓના બળવાના ઇતિહાસ લખનાર કે સાહેબે આ સંબંધમાં લખ્યું છે કે, “કુળવાન માણસોને મિત્રભાવે મળવા બોલાવી જે આવી વર્ત્તણુક ચલાવે તેને વિશ્વાસઘાત સમાન ન માનતાં ખરેખર

૧ Tayler, Patna Crisis, P. 51.

વિશ્વાસઘાત જ માનવો વધારે યુક્ત છે. જો મૌલવીઓએ જરાપણ આનાકાની કરી હોત તો કદાચ તરવારના આઘાતથી તેઓનાં માથાં કપાઇ ગયાં હોત. સર વિલિયમ મેકનોટનના ખૂન માટે સરદાર મહમ્મદ અકબરખાં વિષે મેં જે ભાષા વાપરી છે, તેજ ભાષા મુસલમાન ઇતિહાસકાર ટેલર સાહેબ માટે વાપરી શકશે."[1] કે સાહેબનાં આ વચનો એક બીજા ઇતિહાસકારને ગમ્યાં નથી. એ ઇતિહાસકાર ટેલર સાહેબની તરફેણમાં લખી ગયો છે કે "મહમ્મદ અકબર અને સર વિલિયમ મેકનોટન જુદી જુદી જાતના પ્રતિનિધિ હતા. એ બંને જાત એક બીજા સાથે લડાઇમાં જોડાઇ હતી. મહમ્મદ અકબરે નોતરેલા અંગ્રેજ પ્રતિનિધિની જિંદગીની ખાત્રી આપ્યા છતાં તેને ગોળીવડે ઠાર કર્યો હતો. એથી ઉલટું ટેલર સાહેબ દેશના અધિપતિના પ્રતિનિધિ હતા. મૌલવીઓ એ અધિપતિની પ્રજા હતી. તેઓને નોતરવામાં આવ્યા નહોતા. રાજનો હુકમ સાંભળી તેઓ કમિશનરને બંગલે આવ્યા હતા. અને રાજના હુકમથી જ તેઓને કેદ કરવામાં આવ્યા હતા.[2] ઇતિહાસ લેખકની આ દલીલ તટસ્થ લોકો માનવાના નથી. મૌલવીઓ બ્રિટિશ સરકારની પ્રજા હતી પણ પ્રજાની સાથે વિશ્વાસઘાત કરવો એ બ્રિટિશ સરકારના પ્રતિનિધિ માટે શોભા ભર્યું નહોતું. જો વિપત્તિ આવી પડે તેવી શંકા હતી તો ટેલર સાહેબે જાહેર રીતે મૌલવીઓને કેદ કરવા હતા. પરંતુ તેણે તો વિશ્વાસ આપી મૌલવીઓને પોતાને ઘેર બોલાવ્યા હતા. એ લોકો સાથે બીજા લોકોને પણ આમંત્રણ કરી એ વિશ્વાસ દૃઢ કર્યો હતો. આ બધા લોકો ધારતા હતા

૧. Kaye, Sepoy War. Vol III. P. 83-84.

૨. Malleson, Indian Mutiny. Vol. I. P. 53.

કે કમિશનર સાહેબ રાજકીય બાબતમાં સલાહ લેવા માટે આપણને બોલાવે છે. આથી તેઓ બધા કમિશનરપર વિશ્વાસ રાખી આવ્યા હતા. પણ છેવટે કમિશનર જેવા ઉચ્ચ દરજ્જાના અધિકારીએ પ્રજાનો વિશ્વાસઘાત કર્યો. જે વિશ્વાસઘાતથી બહાદુર અફગાન જાતિ કલંકિત થએલી છે તેજ વિશ્વાસઘાતે ટેલર સાહેબનાં આ કાર્યને કલંકિત બનાવ્યું છે. અણધારી વિપત્તિના સમયમાં લોકોની જિંદગી અને દોલતના રક્ષણ માટે આવું કાર્ય કરવું એ નીતિ યુક્ત ગણાય ખરૂં? પણ કમિશનરે જેઓને કેદ કર્યા હતા તેઓવડે સાધારણ પ્રજાના જાનમાલની હાનિ થઇ હોય યા થવાની હોય એવું સાબીત થયું નથી. એવી કોઇ પણ સાબીતિ મળી નથી કે જે વડે ટેલર સાહેબનું આ પગલું યોગ્ય ગણી શકાય.

કમિશનરની આ નીતિથી ગમે તેવું સારૂં ફળ આવ્યું હોય પણ એટલું તો ખરૂં, પટણાના લોકોની શાંતિ એ પગલાંથી તરતને માટે તો નષ્ટ થઇ. હવે પછી બનનારા બનાવો એ વાતની ખાત્રી આપે છે. મૌલવીઓને કેદ કર્યા બાદ પટણાના લોકોને નિઃશસ્ત્ર કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. પણ એ પ્રયત્ન સંપૂર્ણ સફળ થયો નહિ. ઘણા લોકોનાં અસ્ત્રશસ્ત્રો લઇ લેવામાં આવ્યાં પણ કેટલાક માણસોએ પોતપોતાનાં હથિયારો છુપાવી રાખ્યાં. આવાં કાર્યથી ધર્મોન્મત્ત મુસલમાનોના હૃદયને બહુજ આઘાત લાગ્યો. તેઓએ પોતાના પવિત્ર ધર્મોપદેશકોને કમિશનરના વિશ્વાસઘાતને પાત્ર થતા જોયા હતા. કમિશનરના હુકમથી પોતાનાં હથિયારો લઇ લેવાતાં નિહાળ્યાં હતાં. હવે તેઓની ધીરજ છૂટી ગઈ. તેઓની શાંતિ ડગમગી. ૩ જી જુલાઇએ સંધ્યાકાળ વખતે તેઓ પોતાની લીલી ધજા ફરકાવતા ફરકાવતા

રસ્તામાં ફરવા નીકળ્યા. ઢોલ પીટાવી બીજા ધર્મના લોકોને પોતાની સાથે જોડાવાનું જણાવવા લાગ્યા. તરતજ હથિયારબંધ શિખસૈન્ય તેઓને વિખેરી નાખવા આગળ વધ્યું. જેમ બને તેમ જલદી સોલ્જરોની ટુકડીને પટણા મોકલવાનું કહેણ દાનપુર મોકલવામાં આવ્યું. અફીણ વિભાગનો ડૉક્ટર લાઇલ નામનો એક અમલદાર ઉશ્કેરાએલા મુસલમાનોને શાંત કરવા ખાતર ઘોડેસ્વાર થઇ આગળ આવ્યો; પણ તેનો પ્રયત્ન સફલ નીવડયો નહિ. મુસલમાનોનાં ટોળાં આગળ આવી પહોંચતાંજ ગોળી છૂટી. લાઇલ સાહેબ એ ગોળીના મારથી મરણ પામ્યો. એ દરમિઆન શિખ સૈન્ય આવી પહોંચ્યું. લોકોનું ટોળું વિખેરાઇ ગયું. લોકો આમ જેમતેમ ફાવ્યું તેમ છુપાઈ ગયા. થોડી વારમાં શહેરમાં શાંતિ ફેલાઇ.

થોડા દિવસોમાં એ ગડબડમાં ભળેલા લોકોને પકડવામાં આવ્યા. પકડાએલા લોકોમાં પીરઅલી નામનો એક બુકસેલર હતો. એ માણસ મૂળ લખનોરનો વતની હતો. પીરઅલી દેશી સાહિત્ય વાંચી બુદ્ધિમાન બન્યો હતો ખરો પણ એથી તેની ઉદ્ધત પ્રકૃતિમાં ફેરફાર થયો નહોતો. તે સાહસિક, દૃઢ અને અંગ્રેજોનો પાકો વેરી હતો. આ વખતે તે લખનોરના મુસલમાનો સાથે પત્રવ્યવહાર ચલાવતો હતો. પટણાના અધિકારીઓને ખાત્રી થઇ હતી કે આ માણસના ગોળીબારથી લાઇલિ સાહેબનું મરણ નીપજ્યું હતું. આથી પીરઅલીનો છુટકારો થયો નહિ. તેને દેહાંતદંડની સજા કરવામાં આવી. તેને જ્યારે કમિશનર ટેલર અને બીજા અંગ્રેજો સમક્ષ હાજર કરવામાં આવ્યો ત્યારે તેના હાથપગ લોખંડની બેડીઓથી જકડાએલા હતા; તેનાં પહેરવાનાં લુગડાં પરસેવાથી પલળી ગયાં હતાં; તેના શરીરની એક બાજુએ માર

સડવાથી લોહી નીકળ્યું હતું; એ લોહી તેનાં પલળેલાં લુગડાંપર ફેલાઇ ગયું હતું. પીરઅલીને આવી સ્થિતિમાં કમિશનર આગળ આણવામાં આવ્યો, એટલે ટેલર સાહેબે કહ્યું કે "તું એ ગડબડ સંબંધમાં કંઇ છુપા સમાચાર આપી શકે તો સરકાર સંતોષ પામી તને છોડી મૂકશે." કમિશનરનાં વચનો સાંભળી એ બેડીથી જકડાએલા મુસલમાન વેપારીએ એવું સાહસ, એવી દૃઢતા અને એવી નિર્ભયતા દર્શાવી કે સાહસિકમાં સાહસિક અંગ્રેજ પણ આવી સ્થિતિમાં એવું સાહસ દર્શાવી શકે નહિ. પીરઅલી ગંભીર સ્વરે બોલવા લાગ્યો કે, "કેટલાંક એવાં કાર્યો છે કે જેને માટે જીવન બચાવવાની જરૂર પડે છે; તેમ કેટલાંક એવાં કાર્યો પણ છે કે જેને માટે જીવન અર્પણ કરવાની જરૂર જણાય છે." ત્યાર બાદ તેણે અંગ્રેજોના જુલમો—ખાસ કરીને કમિશનર સાહેબના અત્યાચારોનું વર્ણન કરી કહ્યું કે "આપ મને ફાંસીએ લટકાવી શકો છો. મારા જેવા બીજા કેટલાક ફાંસીને લાકડે લટકશે; અને મારી જગા હજારો જણા લેશે. આપનો ઉદ્દેશ કદી પાર પડશે નહિ."

ત્યારબાદ પીરઅલીએ બે હાથ જોડી, અતિશય વિનય પૂર્વક જણાવ્યું કે, "મારે કેટલીક વાત પૂછવાની છે." કમિશનરે તેને જે પૂછવાનું હોય તે પૂછવાની રજા આપી. પીરઅલીએ પૂછ્યું કે "મારૂં ઘરબાર?" કમિશનરે જવાબ આપ્યો, "બેદાન મેદાન કરવામાં આવશે." "મારી દોલત" "જપ્ત થશે." "મારા સંતાનો?" આ પ્રશ્ન પૂછતાં પીરઅલીનો ચહેરો મ્લાન થઇ ગયો. પોતાનાં વ્હાલાં બાલબચ્ચાં યાદ આવતાં આ પહેલી તેમજ છેલ્લીવાર તેના કંઠમાં ધ્રુજારી છુટી. કમિશનરે પુછ્યું, "તારાં બાળકો ક્યાં છે?"—"અયો-

ધ્યામાં." પીરઅલીએ ધ્રુજતા અવાજે જવાબ આપ્યો. કમિશનરે એ પ્રદેશની વર્તમાન સ્થિતિનો ઉલ્લેખ કરી એ સંબંધમાં કંઇ પણ વચન આપવાની અશક્તિ જણાવી. પીરઅલી બીજું કંઇ ન પૂછતાં સલામ કરી ફાંસીને લાકડે લટકાવા ચાલ્યો ગયો.[1] તેને ફાંસીએ લટકાવવામાં આવ્યો. તેનાં ઘરબાર ખેદાન મેદાન કરી નાખવામાં આવ્યાં અને તેની દોલત બ્રિટિશ સરકારના કબજામાં આવી.

પીરઅલી કંઈ ધનવાન નહોતો. બાપદાદાની સંપત્તિથી તે પ્રસિદ્ધ થયો નહોતો. કમિશનરને સંદેહ ઉપજ્યો હતો કે આ ગડબડમાં કોઇ ધનવાન માણસનો હાથ છે. બંડખોર લોકો તેના પૈસાથી પોતાને બળવાન માની બેઠા છે. પટણામાં લુત્ફઅલી નામનો એક ધનવાન વેપારી હતો. ડોક્ટર લાઇલના ખૂનમાં ભાગ લેવા બાબત તેના એક જમાદારને ફાંસી આપવામાં આવી હતી. એવું પણ કહેવાતું હતું કે તેણે બનારસના બંડખોર સિપાહીઓમાંના એકને રક્ષણ આપ્યું હતું, પીરઅલી અને બીજા બંડખોર મુસલમાનો તેની પાસેથી વારંવાર પૈસા લેતા હતા. આમ હોવાથી લુત્ફઅલી કમિશનરના પંજામાંથી છુટી શક્યો નહિ. પટણાનો મેજિસ્ટ્રેટ તેને કેદ કરવા ગયો. એક અંગ્રેજ ઓફિસર કેટલાક શિખ સૈનિકો સાથે તેની સાથે ગયો. મેજિસ્ટ્રેટે લુત્ફઅલીને પોતાની સાથે કમિશનરને બંગલે આવવાનું જણાવ્યું. તે કંઇ પણ આનાકાની ન કરતાં તરત જ સાથે આવવા તૈયાર થયો. તેણે ગાડી તૈયાર કરવાનો હુકમ આપ્યો. પરંતુ તેનો ગાડીવાન હાજર નહોતો. તેથી તે જાતે ગાડીવાન બન્યો અને મેજિસ્ટ્રેટ વગેરે પોતાને કેદ કરવા આવનારને ગાડીમાં બેસાડી કમિશનરને બંગલે લઇ ગયો.

---

૧. Tayler, Patna Crisis. P. 67.

લુત્ફઅલીને આવી શાંતિથી શરણ થતો જોઇ મેજિસ્ટ્રેટ વગેરે અમલદારોનાં આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સેસન જજ ફર્ગ્યુહર્સન સાહેબ આગળ લુત્ફઅલીનું કામ ચાલ્યું. છેવટે ગુનો સાબીત ન થવાથી તેને છોડી મૂકવામાં આવ્યો. કમિશનર ટેલર સાહેબે તેને સજા કરાવવાનાં પગલાં લેવામાં બાકી રાખ્યું નહોતું. તે એટલે સુધી કે તેને સજા કરાવવા ખાતર સેસન જજ પર પત્ર લખતાં પણ તેઓ સાહેબને કંઇ વાંધો જણાયો નહોતો, પણ આથી ફર્ગ્યુહર્સન સાહેબને બહુ ગુસ્સો ચઢ્યો. તેણે કમિશરના લખેલા પત્ર સહિત આ મુકદ્દમાની બધી વિગત લેફ્ટેનેન્ટ ગવર્નરને લખી જણાવી હતી.

આટલું બન્યા પછી પટણાના મુસલમાનો જરા શાંત થયા. જુલાઇ માસ સુધી દાનાપુરના સિપાહીઓમાં પણ કંઇ અશાન્તિ ન થઇ. પરંતુ આવી શાંતિમાં કોઇ કોઇ વખતે નાના પ્રકારના ગપ્પગોળા અશાન્તિ ફેલાવતા હતા. સિપાહીઓ નાના પ્રકારની વાતો સાંભળી ઉદ્વિગ્ન બની ગયા હતા. દિલ્હી બંડખોરોને તાબે હતું. કાનપુરમાં યુરોપિઅનો માર્યા ગયા હતા. લખનોર બંડખોરોના કબજામાં ગયું હતું. આગ્રા અને વાયવ્ય પ્રાંતનાં લગભગ બધાં સ્થળો બંડખોરોનું રણક્ષેત્ર બની ગયાં હતાં. આ બધા સમાચારો અતિશયોક્તિથી ભરપૂર બની બિહાર આવવા લાગ્યા. બિહારના લોકો આ સમાચાર સાંભળી બહુ મુંઝાવા લાગ્યા. દાનાપુરના સિપાહીઓની ચિંતાનો પાર રહ્યો નહિ. જેઓ અંગ્રેજોના આગમનથી પોતાની દશા ખરાબ થઇ છે એમ માનતા હતા, તેઓ હવે તક જોઇ કંપનિનો મુલક લઇ લેવાની જૂઠી કલ્પનાઓમાં મસ્ત રહેવા લાગ્યા.

પ્રજામાં જ્યારે આવી જાતની ચિંતા ફેલાઇ રહી હતી, અને

સત્તાવાળા લોકો ઉશ્કેરાઇ ગયા હતા, ત્યારે બિહારના લોકો બહુ જ આતુરતાપૂર્વક દાનાપુરના સિપાહીઓ તરફ જોઈ રહ્યા હતા. પરંતુ સિપાહીઓ હજુ સુધી શાંત હતા. તેઓએ હજુ સુધી કંપનિ વિરૂદ્ધ હથિયારો પકડયાં નહોતાં. પોતાના સેનાપતિના હુકમ વિરૂદ્ધ વર્ત્તવાની તેમની મરજી નહોતી, હજુ તેઓ વ્યવસ્થિત હતા. પણ છેવટે એક બનાવ એવો બન્યો કે જેથી તેઓનો વિચાર ફર્યો. તેઓ સત્તાવાળાઓની ભૂલથી ભાન ભૂલ્યા, અને કંપનિ વિરૂદ્ધ લડવા તત્પર થયા.

અગાઉ દાનાપુરના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાની વાત ચાલતી હતી. પરંતુ સરકારે તેમ કરવાની ના પાડી હતી. હવે બંગાળાના યુરોપિઅનો આ બાબતમાં આગ્રહ દર્શાવવા લાગ્યા. છેવટે સરકારે યુરોપિઅન વેપારીઓના અતિ આગ્રહને વશ થઇ દાનાપુરના વૃદ્ધ સેનાપતિને યોગ્ય લાગે તેમ કરવાની છૂટ આપી. ૧૫ મી જુલાઇએ વડા સેનાપતિએ દાનાપુરના સેનાપતિ પર એક છુપો પત્ર લખ્યો. એ પત્રમાં જણાવ્યું હતું કે "મહારાણીની ૫ મી યુરોપિઅન પલટણ જળમાર્ગે ચુંચુડાથી બનારસ જાય છે. એ પલટણના બાકીના સોલ્જરો બીજે દિવસે મુસાફરી શરૂ કરવાના છે. જો તમને તમારા સિપાહીઓ પર સંદેહ આવ્યો હોય, અને તેમનાં હથિયારો લઇ લેવાની જરૂર જણાતી હોય તો એ સોલ્જરોને તમે થોડા વખત માટે દાનાપુર રોકી શકશો. પરંતુ કામ પત્યા બાદ તેઓને જેમ બને તેમ જલદી રવાના કરી દેશો." આ પત્ર વાંચી દાનાપુરના સેનાપતિએ કશો નિર્ણય ન કર્યો. પત્ર મળ્યા બાદ કેટલાક દિવસ તેણે આ બાબતમાં ઉદાસીનતા દર્શાવી.

૨૪ મી જુલાઇએ સેનાપતિ આ સંબંધમાં કંઈ પગલાં લેવા

તૈયાર થયો. બંગાળાના યુરોપિઅનોએ સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાની માગણી કરી હતી. પણ સેનાપતિ પોતે એ મતનો નહોતો. તેણે હજુ એ મત કાયમ રાખ્યો હતો. પરંતુ યુરોપિઅનોનો વિરોધ વધી પડયો હોવાથી હવે સેનાપતિએ વચલો રસ્તો કાઢવાનો નિશ્ચય કર્યો. દુર્ભાગ્યે તેણે એ રસ્તો કાઢવાને જે છુપાયલું અવલંબન કર્યું તેથી પરિણામ બુરૂં આવ્યું. સિપાહીઓ બંદુકની ટોટી વાપરી ન શકે તે માટે સેનાપતિએ બધી ટોટીઓ યુરોપિઅન સૈનિકોના તાબામાં રાખવાની ઇચ્છા દર્શાવી. ૨૪ મી જુલાઇએ ૩૭ મી પલટણના સોલ્જરો દાનાપુર આવી પહોંચ્યા.[૧] સેનાપતિ આ તકનો લાભ લઇ પોતાની ઇચ્છા મુજબ કાર્ય કરવા તૈયાર થયો. તેણે બીજે દિવસે સવારમાં સોલ્જરોને ક્વાયતના મેદાન પર એકત્ર થવાનો હુકમ આપ્યો. ૨૫ મી જુલાઇએ સોલ્જરો મેદાન પર ગોઠવાઇ ગયા. સોલ્જરોની બાજુએ તોપચીઓ સેનાનાયકના હુકમ મુજબ હારબંધ ઉભા રહ્યા. અસ્ત્રાગારમાંથી ટોટીઓ યુરોપિઅન છાવણીમાં લઇ જવા માટે બે બળદગાડીઓ મોકલવામાં આવી. અસ્ત્રાગાર અને યુરોપિઅન છાવણી વચ્ચે સિપાહીઓનાં મકાનો હતાં. ટોટીઓથી ભરપૂર ગાડીઓ જ્યારે એ ઘર પાસેથી છાવણી તરફ જવા લાગી ત્યારે સિપાહીઓ શાંત રહી શકયા નહિ. પોતાનું આવું અપમાન સહન ન થઇ શકવાથી તેઓ બહુ જ અધીરા થઈ ગયા. ૭ મી અને ૮ મી પલટણના સિપાહીઓમાં બહુ જ અશાન્તિ ફેલાવા લાગી. ૪૦ મી પલટણ હજુ સુધી શાંત હતી. એ દરમિઆન એ બંને પલટણોના ઓફિસરો આવી સિપાહી-

---

૧. આ પલ્ટણ લંકાથી કલકત્તા આવી હતી; ત્યાર બાદ દાનાપુર આવી પહોંચી હતી.

ઓને સમજાવવા લાગ્યા. એ દિવસે તો કશી ધાંધલ ન મચી. ઓફિસરો સવારનું ખાણું લેવા માટે પોતપોતાનાં ઘર તરફ ગયા. સેનાપતિએ એક બીજું કાર્ય કરવા માટે પોતાના તાબાના અધિનાયકોને હુકમ આપ્યો, તેણે આ કાર્યને એટલું બધું સાધારણ માન્યું હતું કે તે પાર પાડતી વેળા જાતે હાજર રહેવાની જરૂર જોઇ નહિ.

પરંતુ આ સાધારણ કાર્ય કરતાં ભયંકર પરિણામ આવ્યું. જો સેનપતિએ બધી ટોટીઓ અસ્ત્રાગારમાં લઇ જવાનું ફરમાવ્યું હોત તો કદાચ સિપાહીઓ શાંત રહેત. સેનાપતિએ બે પલ્ટણોમાં અશાન્તિ ફેલાએલી જોઇ જે ટોટીઓ સિપાહીઓને આપવામાં આવી હતી તે પાછી લઇ લેવાનો હુકમ આપ્યો. આથી એ જ દિવસે ૧૨ વાગતાં વળી કવાયતનું મેદાન સૈનિકોથી ભરપૂર બની ગયું. દેશી ઓફિસરો શાંતિપૂર્વક પોતાના તાબાના સિપાહીઓને સમજાવવા લાગ્યા કે સરકાર સાવચેતીને ખાતર આ પ્રમાણે કરે છે. કંઇ તમારા પર અવિશ્વાસ છે તે ખાતર આમ કરવામાં આવતું નથી. ઓફિસરો મધુર વચનો વડે ભાષણ કરતા હતા પણ એ મધુર વચનોથી સિપાહીઓનાં હૃદય શાંત થયાં નહિ, જ્યારે સિપાહીઓને ટોટીઓ સોંપી દેવાનો હુકમ કરવામાં આવ્યો ત્યારે ૭ મી અને ૮ મી પલ્ટણે કંઇ વિચાર કર્યા સિવાય બંડ ઉઠાવ્યું. તે પલ્ટણના સિપાહીઓએ જે યુરોપિઅનો માલમ પડ્યા તેમના પર ગોળીબાર કર્યા. તેઓ અવ્યવસ્થિત થઇ ફાવે તેમ જવા લાગ્યા. ૪૦ મી પલ્ટણ હજુ શાંત હતી. તે પલ્ટણના સિપાહીઓ એ વખતે કર્તવ્ય બજાવવા તૈયાર હતા. કેટલાક દેશી અને યુરોપિઅન ઓફિસરો અને કેટલાક સિપાહીઓ

હારબંધ ગોઠવાઇ આ ગડબડ શાંત કરવા તૈયાર થયા. ૪૦ મી પલ્ટણ તરફથી કંઇ ભય નહોતો. પરંતુ ઘટનાચક્ર ફર્યું. કેટલાક યુરોપિઅન સોલ્જરો આ ઓચિંતી ધાંધલથી ગભરાઇ ઇસ્પિતાલના છાપરા પર ચઢી એ શાંત પલ્ટણ પર ગોળીબાર કરવા લાગ્યા. આથી ૪૦ મી પલ્ટણે પણ ૭ મી ને ૮ મી પલ્ટણનું અનુકરણ કર્યું. આ પ્રમાણે ત્રણે પલ્ટણના સિપાહીઓ પોતાનો લશ્કરી પોશાક તજી, ફક્ત હથિયારો લઇ દાનપુર તજી ગયા. આ વખતે સેનાપતિ દાનાપુર પાસે વહેતી ગંગા નદીમાં ઉભેલાં એક વહાણમાં જઇ રહ્યો હતો.

આ વખતે સેનાપતિએ હાજર રહેવાની જરૂર હતી. પરંતુ તેણે આ બાબતપર પુરતું લક્ષ આપ્યું નહિ. તે વૃદ્ધ અને કાર્ય કરવાની શક્તિ વગરનો હતો. વાથી તેનાં અંગો રહી ગયાં હતાં. તેને હાલ-ચાલ કરવામાં અડચણ નડતી નહિ. ઘોડેસ્વાર થવા જેટલી શક્તિ તેનામાં નહોતી. એ ખાતર તેણે વહાણપર બેઠાં બેઠાં નદીના કિનારા પરના સિપાહીઓની હિલચાલ પર નજર રાખવાનું ઉચિત ધાર્યું હતું. તેણે પોતે આ બધું કબુલ કર્યું છે. આ વખતે કામ કરવાની શક્તિ-વાળા સેનાપતિની જરૂર હતી. અડચણ અનિવાર્ય બની ગઇ હતી. સિપાહીઓ બેભાન બની ગયા હતા. પરંતુ એ વખતે દાનાપુરમાં કોઇ કાર્ય કરી શકે એવો સેનાનાયક નહોતો. કોઇ પણ સેનાનાયકને યુરો-રોપિઅન સૈનિકોને વ્યવસ્થિત કરી નાસતા સિપાહીઓને અટકાવવાનાં પગલાં લેવાનું ન સુઝયું.

છેવટે યુરોપિઅન સૈન્ય નાસતા સિપાહીઓને અટકાવવા માટે તૈયાર તો થયું. પરંતુ વરસાદ આવવાથી કવાયતના વિશાળ મેદાનનો

ઘણો ખરો ભાગ પાણીથી ભરાઈ ગયો હતો. એ તરફ પાણીનાં તળાવડા જણાતાં હતાં. યુરોપિઅન સૈનિકો લશ્કરી પોશાકથી સજ્જ હતા. તેઓ આ ભારે પોશાક સાથે એ પાણીથી ભરપૂર પ્રદેશપર મુસાફરી કરી શકે તેમ નહોતું. સિપાહીઓએ તો પોતાના પોશાક કાઢી નાખ્યા હતા. તેઓ ફક્ત હથિયારો લઇ નાઠા હતા. તેથી પાણીથી ભરપૂર ખાબોચિઆંએ તેઓની ગતિ અટકાવી નહિ. તેઓ પાછળ પડેલા યુરોપિઅન સૈનિકોને દૂર રાખી સુરક્ષિત સ્થળે જઇ પહોંચ્યા. સોલ્જરોને તેઓનાપર હલ્લો કરવાનું ફાવ્યું નહિ. તેઓની કાર્યપદ્ધતિ વ્યવસ્થિત નહોતી સેનાપતિ હાજર નહોતો. કોઇ અધિનાયકપર આ બાબતની સંપૂર્ણ જવાબદારી નહોતી. આથી આ વખતે શું કરવું તે કોઇ નક્કી કરી શક્યું નહિ. સિપાહીઓ તો જેમ બને તેમ જલદી પોતાને ઇચ્છિત સ્થળ તરફ ધસ્યા જતા હતા. તેઓમાંના કોઇ કોઇ અજાણપણે હોડીઓમાં બેશી ગંગા પસાર કરવા લાગ્યા. તેઓના પર સોલ્જરોએ ગોળીબાર કર્યા. નદી ઉતરતા કેટલાક સિપાહીઓ આ ગોળીબારથી મરણ પામ્યા. ઘણાખરા સિપાહીઓ શોણા નદીને તીરે આવી પહોંચ્યા. તેઓની પાછળ કોઇ પણ સોલ્જર પડયો નહોતો. તેમજ સામે પણ કોઇ સૈન્ય નહોતું. તેઓ શોણા નદી પાસે આવી, નૌકા મેળવી પેલેપાર ઉતર્યા અને ભવિષ્યપર આધાર રાખી શાહબાદ જિલ્લાના મુખ્ય મથક આરા તરફ રવાના થયા.

દૈવયોગે એક વૃદ્ધ પણ બહાદુર રજપુત જમીનદારે આ સિપાહીઓને મદદ આપી. આખા બિહારમાં એ જમીનદારનો પ્રતાપ મધ્યાહ્નના સૂર્યની પેઠે તપતો હતો. તે બ્રિટિશ સરકારનો પૂરેપૂરો ભક્ત હતો. સરકાર પણ 'રાજભક્ત જમીનદાર' તરીકે તેનું માન જાળવતી

હતી. પરંતુ છેવટે એ ભક્તિનું સુંદર દશ્ય પલટયું. તેને બદલે ભયંકર સંદેહ અને નિરાશાની ગાઢ ઝાંખપ એ વૃદ્ધ રજપુતના હૃદયને આવરી નાખવા લાગી. સરકારી અમલદારોને પણ એ વૃદ્ધ રજપુત પ્રત્યે એવો જ સંદેહ ઉત્પન્ન થયો. આ પ્રતાપશાળી અને તેજસ્વી જમીનદારનું નામ હતું બાબુ કુમારસિંહ.

જુદા જુદા અંગ્રેજ લેખકોએ બાબુ કુમારસિંહનું ચરિત્ર જુદી જુદી રીતે ચિતર્યું છે; કોઈ કોઇ તેને બ્રિટિશ સરકાર પ્રત્યે બેવફા માની તેની રાજભક્તિને દંભ તરીકે માને છે.[૧] ત્યારે કોઇ કોઇ તેની આબરૂ અને સત્તાનો ઉલ્લેખ કરી યુરોપિઅનોમાં પણ તેના ચરિત્રનો ઉત્કર્ષ દર્શાવી ગયા છે.[૨] અંગ્રેજ લેખકોને હાથે બાબુ કુમારસિંહ ગમે તેવો ચિતરાય પણ આજ સુધી આખા બિહારમાં તેનું નામ ઘેર ઘેર ગવાય છે. બિહારના લોકો હજુ સુધી તેની અસાધારણ શક્તિ વીસરી ગયા નથી, એજ તેની મહત્તાનો પુરાવો છે. કુમારસિંહમાં લાંબો વિચાર કરવાની શક્તિ નહિ હોય પણ તે રાજભક્ત નહોતો એમ કહેવું એ હડહડતું જુઠ્ઠું છે. રાજાની વિરૂદ્ધ પડવાનો વિચાર તેને કદી આવ્યો નહોતો. તે જેવો શક્તિવાળો, પ્રતાપવાન અને તેજસ્વી હતો તેવો જ રાજભક્ત હતો. પ્રજાની માફક રાજકીય કાર્ય બજાવવા માટે તે તનતોડ મહેનત કરનારો હતો.

બાબુ કુમારસિંહ આરા જિલ્લાનો કુળવાન જમીનદાર હતો.

---

૧. Malleson, Indian Mutiny. Vol, I. P. 76 77 અંગ્રેજ સેનાનાયક વિન્સેન્ટ આયર પણ એવોજ મત દર્શાવે છે. Gulbins, mutinies in oudh Apendix P. 541

૨ Mutiny, Indian Empire Vol II P. 400

આરાની પાસે આવેલાં જગદીશપુરમાં તેનો મહેલ આવેલો હતો. જે રજપુતો ઉજ્જનથી શાહબાદ આવી વસ્યા હતા તેઓના વંશજોમાં ડુમરાવના રાજવંશીઓ બહુ પ્રખ્યાત છે. કુલીનતામાં આ ભોજરાજાના વંશજોનું શાહબાદમાં પ્રાધાન્ય હતું. કુમારસિંહ સાથે ડુમરાવના રાજવંશનો સંબંધ હતો. એ ખાતર તે પોતાના વંશના આગેવાન ડુમરાવના રાજાની મહત્તા અને માન જાળવવા સર્વદા તૈયાર રહેતો. એમ કહેવાતું હતું કે પટણાના કમિશનર સાહેબે કંઇ કામ સબબ સભા મેળવી. પટણા વિભાગના ઘણા કુળવાન જમીનદારો સભામાં આવ્યા હતા. સભામાં સૌ પહેલી ખુરશી એક કુળવાન જમીનદારની નાંખવામાં આવી હતી. કુમારસિંહ પણ ડુમરાવના રાજા સાથે સભાગૃહમાં આવી પહોંચ્યો. તેણે જોયું કે પહેલી ખુરશી કોઇ બીજા જમીનદારને માટે છે. તેજસ્વી કુમારસિંહ આવું અપમાન સહન કરી શકયો નહિ. તેણે અમલદારોની રજા સિવાય સભાગૃહમાં ડુમરાવના રાજાની કુલીનતાનો ઉલ્લેખ કરી પહેલી ખુરશી તેને મળવી જોઇએ એમ કહ્યું. ત્યારબાદ તેણે અમલદારોને આ બાબત સમજાવી. પોતાની કુલીનતા માટે તેને આટલું બધું માન હતું; આખા બિહારમાં તે આ વિષયમાં કોઇને નમ્યો નહોતો.

બાબુ કુમારસિંહની બાલ્યાવસ્થા વિષે જાણવામાં આવ્યું નથી. ફક્ત એટલું જ જણાયું છે કે નાનપણમાં તેની પ્રીતિ ભણવા કરતાં મરદાની રમત ગમતો પર વિશેષ હતી. આથી તેની બાલ્યાવસ્થા કેવળ ગુરૂના સમાગમમાં જ પસાર થઇ નહોતી. સંયમી ગુરૂના મુખે શમદમના ગુણાનુવાદ સાંભળી તે પોતાને શાંત, દાન્ત, નિર્જીવ અને

નિર્દોષ કરવા માગતો નહોતો. પ્રતાપસિંહે જેમ સાહસિક સૈનિકો સાથે પર્વતે પર્વત ભટકી પોતાની દઢતા બતાવી આપી હતી, ગોવિંદસિંહે જેમ બાળવયમાં અસ્ત્રશસ્ત્ર સજી પોતાની બહાદુરી દર્શાવી આપી હતી, ફુલાસિંહે જેમ અસાધારણ વીરતા દર્શાવી અક્ષય કીર્તિના દરવાજામાં પ્રવેશ કર્યો હતો તેમ કુમારસિંહ પણ કિશોરાવસ્થામાં જ તેજસ્વિતા અને દઢતા દર્શાવવા તત્પર થયો હતો. હથિયાર વાપરતાં શીખવું એ તેની પ્રિય રમત હતી. તેના ગામની આજુબાજુ ગાઢ જંગલ છવાએલું હતું. આ જંગલ રામાયણમાંના તાડકા રાક્ષસીના વનના નામથી ઓળખાતું હતું. જંગલમાં ઇમારતી લાકડાં થતાં હતાં કે તે વેચવાથી બહુ ઉપજ થાય તેમ હતું. પણ કુમારસિંહ કદી પણ એ જંગલમાંનું એક વૃક્ષ પણ કાપવા દેતો નહિ. તે હંમેશાં એ ગાઢ અરણ્યમાં મૃગયાના આનન્દમાં મસ્ત રહેતો.

પુરૂષસિંહ શેરશાહે જ્યાં પોતાની વીરતા ગજાવી હતી, હુમાયુના વિજેતા, દિલ્હીના ભવિષ્યના પાદશાહે જ્યાં વિજય પ્રાપ્ત કરી વીરસમાજમાં નામ કાઢ્યું હતું. તે રોહતાસના કિલ્લા નજીકના ડુંગરાળ પ્રદેશમાં કુમારસિંહ વારંવાર મૃગયા કરવા જતો હતો. આવાં દુર્ગમ સ્થાનોમાં રખડપટી કરવાથી તે દહાડે દહાડે સાહસિક, તેજસ્વી અને દૃઢનિશ્ચયી બનતો ગયો. છેવટે તે પોતાની જાતિના ઉત્તમ ગુણોથી વિભૂષિત થઇ બિહારમાં અસાધારણ વીર તરીકે મનાવા લાગ્યો.

કુમારસિંહના પ્રતાપ આગળ હમેશાં બિહારના વતનીઓ માથું નમાવતા. તેની વિરૂદ્ધનું કંઇપણ કાર્ય કરવાની શક્તિ બિહારમાં નહોતી. આરા શહેર એક જૂના મુસલમાન કુટુંબની સંપત્તિમાં ગણાતું હતું. એ સંપત્તિનો એક તૃતિયાંશ જેની માલીકીનો હતો, તે બીજા ભાગી-

દારોના કાવતરાનો ભોગ થઇ પોતાનો ભાગ ગુમાવી બેઠો હતો. તેણે, પુષ્કળ પ્રયત્નો કર્યા છતાં તે પોતાનો ભાગ બીજા ભાગીદારોના કબ્જામાંથી છોડી શક્યો નહિ. છેવટે એ ભાગીદારે કંઇ ઉપાય ન જોતાં પોતાનો ભાગ બાબુ કુમારસિંહને લખી આપ્યો કુમારસિંહ એ ભાગીદારનો ભાગ કબ્જે કરી અટક્યો નહિ. તેને એ જમીનદારીના બાકીના ભાગો પણ પોતાના કબ્જામાં લઇ લીધા. આમ કરવામાં તેણે અન્યાયનો આશ્રય લીધો નહોતો. બિહારમાં જૈન લોકો સાથે હિંદુ લોકોને સામાજિક બાબતમાં એકતા કે સદ્‌ભાવ નથી. બિહારના હિંદુઓ જૈનો સાથે સંબંધ રાખવાનું કાર્ય ખરાબ ગણે છે. આરામાં સંખ્યાબંધ જૈનો વસે છે. તેમાંના કેટલાકતો પૈસેટકે ભરપુર છે. કુમારસિંહના વખતમાં એવા અનેક જૈનો આરામાં વસતા હતા. પરંતુ કુમારસિંહે કદીપણ તે લોકોને આરાની હદમાં મંદિર બાંધવા દીધું નહોતું. તેના મરણ પછી આરામાં પુષ્કળ જૈનમંદિરો બંધાયાં છે,

એ એકાદ બે દૃષ્ટાંતો પરથી કુમારસિંહની મહત્તા જણાય છે. વસ્તુતઃ કુમારસિંહ અતિશય સત્તાવાળો હતો. શાહબાદ જિલ્લામાં તેની અસાધારણ સત્તા હતી. કોઇ પણ માણસ તેની સત્તા સામે આંગળી કરી શકતું નહિ. કોઇ પણ માણસ તેની વિરૂદ્ધ પડી ગૌરવશાળી થવા માગતું નહિ. તેનો એવો પ્રતાપ હતો કે દુઃખી લોકો દુઃખ આવી પડતાં તેના નામની દુહાઇ આપતા અને ખરેખર તેનું નામ દુઃખી માણસોને દુઃખમાંથી છોડવવામાં સાધન ભૂત થતું. પ્રજામાં તેનું એટલું બધું સન્માન જળવાતું કે તે જ્યારે બહાર ફરવા નીકળતો ત્યારે રસ્તાની બંને બાજુએ લોકોની હાર ગોઠવાઇ જતી અને તેના પ્રત્યે ભક્તિ દર્શાવવા તે લોકો તેને ઝુકી ઝુકીને સલામ ભરતા. ટુંક-

દારોના કાવતરાનો ભોગ થઇ પોતાનો ભાગ ગુમાવી બેઠો હતો. તેણે પુષ્કળ પ્રયત્નો કર્યા છતાં તે પોતાનો ભાગ બીજા ભાગીદારોના કબ્જામાંથી છોડી શક્યો નહિ. છેવટે એ ભાગીદારે કંઇ ઉપાય ન જોતાં પોતાનો ભાગ બાબુ કુમારસિંહને લખી આપ્યો કુમારસિંહ એ ભાગીદારનો ભાગ કબ્જે કરી અટકયો નહિ. તેને એ જમીનદારીના બાકીના ભાગો પણ પોતાના કબ્જામાં લઇ લીધા. આમ કરવામાં તેણે અન્યાયનો આશ્રય લીધો નહોતો. બિહારમાં જૈન લોકો સાથે હિંદુ લોકોને સામાજિક બાબતમાં એકતા કે સહ્ભાવ નથી. બિહારના હિંદુઓ જૈનો સાથે સંબંધ રાખવાનું કાર્ય ખરાબ ગણે છે. આરામાં સંખ્યાબંધ જૈનો વસે છે. તેમાંના કેટલાકતો પૈસેટકે ભરપુર છે. કુમારસિંહના વખતમાં એવા અનેક જૈનો આરામાં વસતા હતા. પરંતુ કુમારસિંહે કદીપણ તે લોકોને આરાની હદમાં મંદિર બાંધવા દીધું નહોતું. તેના મરણ પછી આરામાં પુષ્કળ જૈનમંદિરો બંધાયાં છે,

એ એકાદ બે દૃષ્ટાંતો પરથી કુમારસિંહની મહત્તા જણાય છે. વસ્તુતઃ કુમારસિંહ અતિશય સત્તાવાળો હતો. શાહબાદ જિલ્લામાં તેની અસાધારણ સત્તા હતી. કોઇ પણ માણસ તેની સત્તા સામે આંગળી કરી શકતું નહિ. કોઇ પણ માણસ તેની વિરૂદ્ધ પડી ગૌરવશાળી થવા માગતું નહિ. તેનો એવો પ્રતાપ હતો કે દુઃખી લોકો દુઃખ આવી પડતાં તેના નામની દુહાઇ આપતા અને ખરેખર તેનું નામ દુઃખી માણસોને દુઃખમાંથી છોડવવામાં સાધનભૂત થતું. પ્રજામાં તેનું એટલું બધું સન્માન જળવાતું કે તે જ્યારે બહાર ફરવા નીકળતો ત્યારે રસ્તાની બંને બાજુએ લોકોની હાર ગોઠવાઇ જતી અને તેના પ્રત્યે ભક્તિ દર્શાવવા તે લોકો તેને ઝુકી ઝુકીને સલામ ભરતા. કેટલા-

નદારો તેને જોઇ પોતપોતાને સ્થાનેથી ઉભા થતા, બધા માથું નીચું નમાવી તેની તાબેદારી સ્વીકારતા. તેના દેખતાં કોઇ તમાકુ સુંઘી શકતું નહિ. ઉંચે સાદે બોલી શકતું નહિ, પોતાની સત્તા દર્શાવવા તયાર થતું નહિ. તેના નામથી જેમ વિપત્તિમાં આવી પડેલાંની વિપત્તિ દૂર થતી તેમ તેની ભલામણ પરથી લોકો પોતાની ઇચ્છા ન હોય છતાં તેણે બતાવેલું કાર્ય કરતા. સિપાહીઓ જ્યારે પોતાના ધર્મનો નાશ થવાની બીકથી ઉશ્કેરાતા હતા, સમગ્ર વાયવ્ય પ્રદેશમાં ગંભીર ઉશ્કેરણી ફેલાઇ રહી હતી. ત્યારે આરાના મેજિસ્ટ્રેટે કેદીઓને માટીના વાસણમાં ખાવાનું આપવાનું ફરમાવ્યું. માટીના વાસણમાં એક વખત ભોજન કર્યા પછી તે બીજી વાર વાપરવાનું હિંદુઓને માટે નિષિદ્ધ હતું. મેજીસ્ટ્રેટ સાહેબે માટીનાં વાસણ જન્યા-બાદ ધોઇ નાખી બીજીવાર વાપરવાનો હુકમ કર્યો. તેથી હિંદુ કેદીઓ બહુ ગુસ્સે થયા. તેઓ પોતાના સનાતન ધર્મને હાનિ પહોંચવાની બીકથી મેજિસ્ટ્રેટનો હુકમ તોડવા તૈયાર થયા. આવા સંકટને વખતે મેજિસ્ટ્રેટે બાબુ કુમારસિંહની મદદ માગી. કુમારસિંહે મદદ આપવાની હા પાડી. તેણે કેદીઓને કહાવી મોકલ્યું કે તમારામાંનો કોઇ માટીનું વાસણ વાપરવા માટે નાત બહાર થશે નહિ તેની હું ખાત્રી આપું છું. આ વચનો સાંભળ્યા બાદ હિંદુ કેદીઓએ માટીનાં વાસણ વાપરવાની આનાકાની કરી નહિ. બાબુ કુમારસિંહના હુકમથી તેઓ માટીનાં વાસણોમાં ભોજન કરવા તૈયાર થયા. કેદીઓ કંઇ તેની વીરત્વદર્શક દેહકાન્તિથી મુગ્ધ બની ગયા નહોતા, પણ કુમારસિંહે જે હુકમ મોકલ્યો હતો તે હુકમથીજ તેઓ મેજિસ્ટ્રેટનો હુકમ માનવા તૈયાર થયા હતા. આ પરથી કુમારસિંહનાં વચનો પર લોકોને કેટલી

અધી શ્રદ્ધા હતી તે સમજાય છે. બ્રિટિશ મેજિસ્ટ્રેટ જે ન કરી શક્યો, તે એક ક્ષત્રિય જમીનદારે દૂર બેઠાં બેઠાં કરાવ્યું.

બાબુ કુમારસિંહ પ્રતાપી હતો, તેની સાથે દાતા અને શરણાંગત વત્સલ હતો. તેના મહેલની બાજુએ એક વિશાળ બાગ હતો. તેમાં પુષ્કળ ફુલો થતાં હતાં. એક બ્રાહ્મણ દરરોજ એ બાગમાંનાં ફુલો ચુંટી લેતો હતો. આખો બાગ ફુલ વિનાનો થાય એ કુમારસિંહને ગમતું નહોતું. તેથી તેણે પેલા બ્રાહ્મણને એ બાગમાંનો એક વીઘો જમીનનો ટુકડો દાનમાં આપી દીધો. એ એક વીઘા જમીનમાં જે ફુલ થતાં તે બધાં બ્રાહ્મણ ચુંટી લેતો હતો. આ રીતે એ બ્રાહ્મણ એ વીઘાં જમીનનો વંશપરંપરાનો માલીક બન્યો. કોઇ ગમે તેવું ભયંકર કાર્ય કરી કુમારસિંહને શરણે આવતું તો તે તેને તેના બધા ગુના માફ કરી રક્ષણ આપતો હતો. એવું કહેવાતું કે રણદલનસિંહ નામનો એક ગુરખો ખૂન કરી કુમારસિંહને આશરે આવ્યો તેને ઘણી ખુશીથી આશરો આપ્યો. રણદલસિંહ તેના મહેલમાં આવી રહ્યો. આગળ જતાં એ તેનો મુખ્ય સલાહકાર થઇ પડયો.

કુમારસિંહને પિતા તરફથી પુષ્કળ સંપત્તિ મળી હતી. તેના પિતા શાહજાદસિંહે તેને પોતાની વિશાળ જમીનદારીનો બાર આની ભાગ આપ્યો હતો. બાકીનો ચાર આની ભાગ બીજા ત્રણ પુત્રો—દયાલસિંહ, રાજપતિસિંહ અને અમરસિંહને વહેંચી આપ્યો હતો. વ્યવસ્થિત રીતે કામ ચાલતું હોત તો આ જમીનદારીમાંથી પુષ્કળ આવક આવત. પરંતુ કુમાસિંહની જમીનદારી અવ્યવસ્થાનો ભંડાર હતી. કુમારસિંહ પુષ્કળ જમીનદારીનો માલીક છતાં તે પોતાના ખર્ચ માટે વેપારીઓ પાસેથી મોટા વ્યાજે પૈસા લેતો હતો. આથી તેના

પર પુષ્કળ દેવું થયું. તે એટલો બધો દેવાંમાં ડુબી ગયો કે તેમાંથી છુટવાનું કાર્ય મુશ્કેલ બની ગયું. વેપારીઓએ પૈસા પાછા લેવા માટે તેનાપર દાવો માંડયો. દેવું વાળવા માટે તેની જમીનદારી હરરાજ કરવાનો ઠરાવ થયો. પરંતુ કુમારસિંહ દેવામાં દટાયો છતાં તેની સત્તા બહુ પ્રબળ હતી. વળી તે વખતો વખત બ્રિટિશ અમલદારોને મદદ આપતો હોવાથી તેની વિશાળ જમીનદારી હરરાજ થાય એવી એ લોકોની ઇચ્છા નહોતી. આરાના સદર અમીનના હુકમથી હરરાજીનો દિવસ દૂર દૂર જતો ગયો.[1] કુમારસિંહની વિરૂદ્ધ ડિક્રી થયેલ છતાં તેની જમીનદારી તરત હરરાજ ન થઇ. એ વખતે સરકાર કુમારસિંહની જમીનદારીનું રક્ષણ કરવાના પ્રયત્નો કરવા લાગી. પરંતુ રેવન્યુ બોર્ડને લીધે એ પ્રયત્નો નિષ્ફળ ગયા. કુમારસિંહે એક શાહુકાર પાસેથી વીશ લાખ રૂપીઆ લઇ જમીનદારી બચાવવાનો બંદોબસ્ત કર્યો. અને શાહબાદના કલેકટરે તેની જમીનદારીની આવકમાંથી ધીમે ધીમે એ દેવું ઓછું કરવાનો હુકમ કર્યો. પરંતુ કુમારસિંહ વીશ લાખ રૂપીઆ જેમ બને તેમ જલદી મેળવી શકયો નહિ. વેપારીએ જેમ

---

૧. જે સદર અમીને નીલામનો દિવસ ફેરવ્યો હતો, તેની બદલી થતાં એક બીજો માણસ તેની જગાએ આવ્યો. તેનું નામ મૌલવી વાહિદુદ્દીન હતું. તેણે હુકમ કર્યો કે દિવસ ફેરવવાની જરૂર નથી. જે દિવસ નક્કી કરવામાં આવ્યો છે તેજ દિવસે જમીનદારી હરરાજ થશે. આ હુકમ સાંભળી આરાવાસી ભડકયા. કુમારસિંહ જેવા શક્તિમાન જમીનદારની જમીનદારી નીલામ થશે એ સાંભળી બધા નવાઇ પામ્યા. તેઓના દિલમાં શંકા પેઠી, પરંતુ છેટલે સદર અમીનના હુકમ મુજબ કાર્ય થયું નહિ.

અને તેમ જલદી એ પૈસા એકત્ર કરી આપવાનું વચન આપ્યું. તે દરમિઆન બીજા વેપારી પાસેથી થોડા ઘણા પૈસા લેવામાં આવ્યા. લેણદારો સાથે પણ દેવું પતાવવા માટે બંદોબસ્ત થઇ ગયો. આ-પરથી કુમારસિંહે ધાર્યું કે હવે હું દેવામાંથી છૂટીશ. પરંતુ તેણે જે ધાર્યું હતું તે ન બન્યું. જ્યારે બધી બાબતનો બંદોબસ્ત થઇ ગયો ત્યારે રેવન્યુ બોર્ડે પટણાના કમીશનર દ્વારા કુમારસિંહને લખી જ-ણાવ્યું કે–"જો એક માસમાં બધા પૈસા નહિ મળે તો બોર્ડ સર-કારને તમારી જમીનદારી સાથેનો બધો સંબંધ છોડી દેવાની સલાહ આપશે. ત્યાર બાદ સરકાર તમારી જમીનદારી સંબંધનું કોઇ પણ કાર્ય કરશે નહિ." કુમારસિંહ આથી બહુ દિલગીર થયો. પણ હજુ તે સરકારનો દુશ્મન બન્યો નહોતો. પટણાના કમિશનર ટેલર સાહેબે બોર્ડના આ ફૈસલા વિરૂદ્ધ પ્રબળ વિરોધ રજૂ કર્યો. તેણે લેફ્ટેનેન્ટ ગવર્નરને આ ફૈસલા વિરૂદ્ધ લખી મોકલ્યું પણ તેથી કંઇ સારૂં ફળ ન આવ્યું. કુમારસિંહ પણ દેવામાંથી નજ છૂટયો.[૧]

રેવાન્યુ બોર્ડના ફૈસલાથી કુમારસિંહ બહુજ કંટાળી ગયો પો-તાની વિશાળ સંપત્તિ નીલામ થશે એ વિચારથી તે દિગ્મૂઢ બની ગયો. તેને કુટુંબનું સુખ નહોતું. તેનો એકનો એક પુત્ર દલભિંજન સિંહ મરણ પામ્યો હતો. તેને વીરભંજન નામનો એક પુત્ર હતો. પણ તે જન્મથીજ ચિત્ત ભ્રમિષ્ટ હતો તેથી કુમારસિંહ પૌત્રના સુખથી વંચિત હતો. કેવળ તેના ભાઇઓ અને ભત્રીજાને જોઇ તેની આંખ ઠરતી. પરંતુ પુત્રનું મરણ તેના દિલને હંમેશાં કંપાવતું હતું. આવી

૧. Malleson Indian Mutiny. Vol. I. P. [illegible] note.

પર પુષ્કળ દેવું થયું. તે એટલો બધો દેવામાં ડુબી ગયો કે તેમાંથી છુટવાનું કાર્ય મુશ્કેલ બની ગયું. વેપારીઓએ પૈસા પાછા લેવા માટે તેનાપર દાવો માંડયો. દેવું વાળવા માટે તેની જમીનદારી હરરાજ કરવાનો ઠરાવ થયો. પરંતુ કુમારસિંહ દેવામાં દટાયો છતાં તેની સત્તા બહુ પ્રબળ હતી. વળી તે વખતો વખત બ્રિટિશ અમલદારોને મદદ આપતો હોવાથી તેની વિશાળ જમીનદારી હરરાજ થાય એવી એ લોકોની ઇચ્છા નહોતી. આરાના સદર અમીનના હુકમથી હરરાજીનો દિવસ દૂર દૂર જતો ગયો.[1] કુમારસિંહની વિરૂદ્ધ ડિક્રી થયેલ છતાં તેની જમીનદારી તરત હરરાજ ન થઇ. એ વખતે સરકાર કુમારસિંહની જમીનદારીનું રક્ષણ કરવાના પ્રયત્નો કરવા લાગી. પરંતુ રેવન્યુ બોર્ડને લીધે એ પ્રયત્નો નિષ્ફળ ગયા. કુમારસિંહે એક શાહુકાર પાસેથી વીશ લાખ રૂપીઆ લઇ જમીનદારી બચાવવાનો બંદોબસ્ત કર્યો. અને શાહબાદના કલેકટરે તેની જમીનદારીની આવકમાંથી ધીમે ધીમે એ દેવું ઓછું કરવાનો હુકમ કર્યો. પરંતુ કુમારસિંહ વીશ લાખ રૂપીઆ જેમ બને તેમ જલદી મેળવી શકયો નહિ. વેપારીએ જેમ

---

૧. જે સદર અમીને નીલામનો દિવસ ફેરવ્યો હતો, તેની બદલી થતાં એક બીજો માણસ તેની જગાએ આવ્યો. તેનું નામ મૌલવી વાહિદુદ્દીન હતું. તેણે હુકમ કર્યો કે દિવસ ફેરવવાની જરૂર નથી. જે દિવસ નક્કી કરવામાં આવ્યો છે તેજ દિવસે જમીનદારી હરરાજ થશે. આ હુકમ સાંભળી આરાવાસી ભડકયા. કુમારસિંહ જેવા શક્તિમાન જમીનદારની જમીનદારી નીલામ થશે એ સાંભળી બધા નવાઇ પામ્યા. તેઓના દિલમાં શંકા પેઠી, પરંતુ છેટલે સદર અમીનના હુકમ મુજબ કાર્ય થયું નહિ.

તેને અવિશ્વાસ પેદા થવા લાગ્યો. ટેલર સાહેબને આવો અવિશ્વાસ ઉત્પન્ન થવાનું કારણ શું હતું તે સહેલાઇથી કહી શકાય તેમ નથી. એવું કહેવાય છે કે, દાનાપુરના સિપાહીઓએ નવા ટોટા લેવાની ના પાડી એટલે ટેલર સાહેબે બાબુ કુમારસિંહ અને ડુમરાવના મહારાજને બોલાવી મંગાવ્યા. તેઓ આવી પહોંચ્યા એટલે કમિશનરે તેમને સિપાહીઓને સમજાવવાનું જણાવ્યું. કુમારસિંહને જણાયું કે દાનાપુરમાં જે સિપાહીઓ છે તે બધા શાહબાદના નથી. શાહબાદના લોકો મારા વચનપર વિશ્વાસ રાખે પણ જે પર પ્રાંતના છે તેઓ મારૂં વચન નહિ માને. કુમારસિંહે કમિશરને ખરૂં કહ્યું હતું. શાહબાદમાં તેની પ્રબળ સત્તા હોય તેથી કંઇ બીજા જિલ્લાના કે પ્રાંતના લોકો પણ તેનાં વચનો માનવા તૈયાર થાય એ નક્કી કહી શકાય નહિ. આ પરથી કુમારસિંહે દાનાપુરના બધા સિપાહીઓને કમિશનરના કહેવા મુજબ વર્ત્તવાને સમજાવવાનું યોગ્ય ધાર્યું નહિ. જે સ્થળે પોતાની માગણી સ્વીકારાવાનો સંભવ ન હોય તે સ્થળે કુમારસિંહ જેવો પ્રતિષ્ઠિત જમીનદાર પોતાની પ્રતિષ્ઠા ઘટાડવા તત્પર થાય એ અસંભવિત હતું. કુમારસિંહે આ બાબતમાં સ્પષ્ટ વક્તાપણું દર્શાવી પોતાની સરલતા દર્શાવી આપી હતી. એ પરથી તેનો વિશ્વાસઘાત સાબીત થતો નહોતો. તેના હૃદયમાં જો કપટ હોત તો તે કમિશનર સમક્ષ આવી સ્પષ્ટ વાત કહી શકત નહિ. પરંતુ કમિશનર સાહેબ કુમારસિંહની આ સ્વષ્ટવાદિતાથી સંતુષ્ટ થયા નહિ. તે તેને પોતાની માગણી નાકબુલ થવાથી શંકાની નજરે જોવા લાગ્યા. આવા સંદેહને લીધે જ તેઓ કુમારસિંહની રાજભક્તિ પર દૂષણ ચઢાવવા તૈયાર થયા હશે. થોડા સમય પહેલાં જે પૂરેપુરો રાજભક્ત ગણાતો

દશામાં લેણદારોએ તેની ઉતરતી જિંદગી વધારે ખરાબ કરી નાખી: તેનું હૃદય આ બધા દમ વેઠી નિરાશ થઇ ગયું. પરંતુ આવી સ્થિતિમાં પણ તે બ્રિટિશ સરકાર વિરૂદ્ધ પડયો નહિ. આવી ભયંકર નિરાશાએ પણ તેના હૃદયમાંથી રાજભક્તિ નષ્ટ કરી નહિ. રાજપુરુષો પણ તેની આ રાજભક્તિ તરફ માન દર્શાવતા હતા. ઇ. સ. ૧૮૫૭ ના જુનની ૧૪ મીએ પટણાના કમિશનર ટેલર સાહેબે સરકારને જણાવ્યું કે, "ઘણા લોકોએ મને જમીનદારો વિરૂદ્ધ તેમાં પણ ખાસ કરીને કુમારસિંહ વિરૂદ્ધ લખી જણાવ્યું છે પરંતુ કુમારસિંહ સાથે મારી મિત્રતા એવી ગાઢ છે કે હું તે માનવા તૈયાર નથી." ત્યાર બાદ ૮ મી જુલાઇએ કમિશનર સાહેબે જણાવ્યું કે "બાબુ કુમારસિંહ ન કરી શકે એવું આ દુનિયામાં કંઇ નથી: પરંતુ અત્યારે તેને કશો આધાર નથી. તેણે મને અનેકવાર પોતાની રાજભકિત દર્શાવનારા પત્રો લખ્યા છે."[1] શાહબાદના કલેકટરે પણ પટણાના કમિશનરના આ મતને ટેકો આપ્યો હતો. કુમારસિંહપર પૂરેપૂરો વિશ્વાસ દર્શાવતાં મેજિસ્ટ્રેટ સાહેબે સરકારને લખી જણાવ્યું હતું કે "બળવાની શરૂઆત થતાંજ કુમારસિંહ વિરૂદ્ધ ઘણી ફરિયાદો આવે છે પરંતુ હું એમાંની એક પણ ફરિયાદ માનવા તૈયાર નથી. કમિશનરે તેની રાજભક્તિ વિષે સંતોષ દર્શાવ્યો છે. તે બાબતમાં સંદેહ કરવા જેવું કંઇ જણાતું નથી."[2]

પરંતુ કમિશનર ટેલરની આ ધારણા લાંબો વખત ટકી નહિ. જેને તેઓ પોતાનો પરમમિત્ર માનતા હતા, તેના સંબંધમાં હવે

---

૧. Kaye, Sehoy War. Vol. III. P. 98.

૨. Kaye, Sehoy War. Vol. III. P. 98.

રજપૂતનું નસીબ પ્રસન ન થયું. ગયાના મેજિસ્ટ્રેટ મની સાહેબે કુમારસિંહ સાથે સારી વર્ત્તણુક ચલાવવાનું જણાવ્યું હતું. તેણે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું કે "એકાદ બે જણને ફાંસીને લાકડે લટકાવતાં લોકોમાં ત્રાસ ફેલાય ખરો, પણ તેનું પરિણામ સારૂં આવતું નથી. પરંતુ જ્યાં જ્યાં પ્રજા આપણી વિરૂદ્ધ પડે ત્યાં ત્યાં હંમેશાં આવા ભયંકર બનાવો બનતા જણાય તો ઉપકાર કરતાં અપકાર વધુ થાય છે." ત્યારબાદ તેણે કુમારસિંહ વિષે લખતાં જણાવ્યું કે "જો કુમારસિંહ જેવા શક્તિમાન જમીનદાર પર શંકા આણુવામાં આવે અને તેને છંછેડવામાં આવે તો કદાચ તે સરકાર વિરુદ્ધ પડે અને બીજા પણ તેનો દાખલો લે એ સ્વાભાવિક છે." આરાના મેજિસ્ટ્રેટ વૅક સાહેબે પણ આવો જ અભિપ્રાય દર્શાવ્યો હતો.[૧] પરંતુ કમિશનર ટેલર સાહેબે આ સલાહ માની નહિ; તેઓ એક વિશ્વાસુ જમીનદાર પર વિશ્વાસ બતાવવા તૈયાર થયા નહિ. તેણે એક વખતે કુમારસિંહને પોતાનો મિત્ર માન્યો હતો, તે હવે બેવફા મિત્ર મનાવા લાગ્યો. તેણે મિત્ર તરફ અવિશ્વાસ દર્શાવી તેને પટણામાં બોલાવવા માટે એક કુળવાન મુસલમાનને જગદીશપુર મોકલ્યો.

આ દૂત કુમારસિંહનો વિશ્વાસુ મિત્ર હતો. તેનું નામ સૈયદ આજિમુદ્દીન હુસેન હતું તે ડેપ્યુટિ કલેકટરની પદવી શોભાવતો હતો. કુમારસિંહ પોતાના વિશ્વાસુ મિત્રને મોઢે કમિશનરનો મનોભાવ જાણી બહુ ચિંતાતુર બન્યો. એવું કહેવાય છે કે આ બનાવ બન્યા અગાઉ સરકારને એવી બાતમી મળી હતી કે દાનાપુરના સિપાહીઓ સાથે કુમારસિંહનો પત્રવ્યવહાર ચાલે છે. આ પરથી આરાના કલેકટરે કુમાર-

૧. Martin, Indian Empire Vol II. P. 400.

હતો તે હવે આવી સ્પષ્ટવાદિતાને લીધે બેવફા ગણાવા લાગ્યો. બરાબર આજ અરસામાં એક બીજો બનાવ એવો બન્યો કે અમલદારોને કુમારસિંહપરનો સંદેહ વધી ગયો. કુમારસિંહ દેવામાં સપડાયો હતો. તેની જમીનદારી લગભગ નાશ પામી હતી. તેનાં કૌટુંબિક દુઃખે તેનું હૃદય જર્જરિત કરી નાખ્યું હતું. ચિંતાના ભડકા તેની માનસિક શાંતિ ખળભળાવતા હતા. સુવ્યવસ્થા અને સુશાસનના સમયમાં કદાચ તેને હમેશાં આવી મર્મપીડાથી સળગવું પડત. તે કદાચ દેવું વાળવાને અશક્ત બનત. પરંતુ રાજ્યમાં અરાજકતા ફેલાતાં તે પોતાની સત્તા સંપત્તિ વગેરેને પુનરૂદ્ધાર કરી શકે; લેણદારોને હાંકી કાઢી શકે; દેવાની બેડીમાંથી મુક્ત થઇ શકે; આ પ્રમાણે અશાન્તિ અને ઉચ્છૃંખલતાના સમયમાં તેના બધા મનોરથો પૂર્ણ થઇ શકે તેમ હતું[1] આથી અમલદારોના મનમાં એવા વિચાર આવે કે કુમારસિંહ બળવો ફેલાવવા માગે એ સ્વાભાવિક છે. કારણ કે બળવો ફેલાતાં તેને બધી બાબતની સરળતા થાય તેમ હતું.

આવી જાતના વિચારોથી વહેમાઇ અમલદારવર્ગ કુમારસિંહપર તીક્ષ્ણ દૃષ્ટિ રાખવા લાગ્યા. જ્યારે બળવો ફરીવળ્યો ત્યારે આ વૃદ્ધ રજપૂત વિરૂદ્ધ બહુ ફરિયાદો થવા લાગી. શાહબાદના જે લોકો કુમારસિંહની સત્તા તોડી પાડવા મથતા હતા તેઓ તેને બળવાખોરોના મિત્ર તરીકે ઓળખાવવા લાગ્યા. કમિશનર ટેલર સાહેબ જો અગાઉની માફક અચળ રહેત તો કદાચ એ વૃદ્ધ રજપૂતનું જીવનવૃત્ત રૂપાંતર પામત. પરંતુ નજીવાં કારણો સબબ કમિશનરને સંદેહ પેદા થયો હતો. આ સંદેહ કોઇ પણ રીતે દુર ન થયો. એ વયોવૃદ્ધ

૧. Kaye, Sepoy War. Vol. III P. 100 Note.

રજપૂતનું નસીબ પ્રસન ન થયું. ગયાના મેજિસ્ટ્રેટ મની સાહેબે કુમારસિંહ સાથે સારી વર્તણુક ચલાવવાનું જણાવ્યું હતું. તેણે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું કે "એકાદ બે જણને ફાંસીને લાકડે લટકાવતાં લોકોમાં ત્રાસ ફેલાય ખરો, પણ તેનું પરિણામ સારૂં આવતું નથી. પરંતુ જ્યાં જ્યાં પ્રજા આપણી વિરૂદ્ધ પડે ત્યાં ત્યાં હંમેશાં આવા ભયંકર બનાવો બનતા જણાય તો ઉપકાર કરતાં અપકાર વધુ થાય છે." ત્યારબાદ તેણે કુમારસિંહ વિષે લખતાં જણાવ્યું કે "જો કુમારસિંહ જેવા શક્તિમાન જમીનદાર પર શંકા આણવામાં આવે અને તેને છંછેડવામાં આવે તો કદાચ તે સરકાર વિરુદ્ધ પડે અને બીજા પણ તેનો દાખલો લે એ સ્વાભાવિક છે." આરાના મેજિસ્ટ્રેટ વૅક સાહેબે પણ આવો જ અભિપ્રાય દર્શાવ્યો હતો.[૧] પરંતુ કમિશનર ટેલર સાહેબે આ સલાહ માની નહિ; તેઓ એક વિશ્વાસુ જમીનદાર પર વિશ્વાસ બતાવવા તૈયાર થયા નહિ. તેણે એક વખતે કુમારસિંહને પોતાનો મિત્ર માન્યો હતો, તે હવે બેવફા મિત્ર મનાવા લાગ્યો. તેણે મિત્ર તરફ અવિશ્વાસ દર્શાવી તેને પટણામાં બોલાવવા માટે એક કુળવાન મુસલમાનને જગદીશપુર મોકલ્યો.

આ દૂત કુમારસિંહનો વિશ્વાસુ મિત્ર હતો. તેનું નામ સૈયદ આજિમુદ્દીન હુસેન હતું તે ડેપ્યુટિ કલેકટરની પદવી શોભાવતો હતો. કુમારસિંહ પોતાના વિશ્વાસુ મિત્રને મોઢે કમિશનરનો મનોભાવ જાણી બહુ ચિંતાતુર બન્યો. એવું કહેવાય છે કે આ બનાવ બન્યા અગાઉ સરકારને એવી બાતમી મળી હતી કે દાનાપુરના સિપાહીઓ સાથે કુમારસિંહનો પત્રવ્યવહાર ચાલે છે. આ પરથી આરાના કલેકટરે કુમાર-

૧. Martin, Indian Empire Vol II. P. 400.

સિંહની આરામાંનાં મકાનની જડતી લીધી હતી. પરંતુ આ તપાસમાં એક પણ પત્ર મળ્યો નહોતો. એ સિવાય સરકાર વિરૂદ્ધ ગણાય તેવું કંઇ મળ્યું નહોતું. આ વખતે કુમારસિંહ જગદીશપુરમાં હતો. પોતાની ગેરહાજરીમાં કલેકટરે આવું કૃત્ય કર્યાના સમાચાર સાંભળી તે બહુ ગુસ્સે થયો. હવે મુસલમાન ડેપ્યુટિ કલેકટરને મુખે કમિશનર સાહેબનો મનોભાવ જાણી તેના ગુસ્સામાં ઘી રેડાયું. તે કમિશનર ટેલરના સંદેશા પરથી બધું સમજી ગયો. પોતાને શામાટે બોલાવવામાં આવે છે તે પણ તેના હૃદયમાં ઉતરી ગયું. પટણાના મૌલવીઓનો કિસ્સો તેને યાદ આવ્યો. તેણે નક્કી કર્યું કે કમિશનર મારી સાથે દગાબાજી કરવા માગે છે. આથી આવેલા દૂત સાથે પટણા જવાનું તેણે યોગ્ય ન ધાર્યું. તેણે દૂતને જણાવ્યું કે મારૂં શરીર સારૂં નથી. શરીર સારૂં થશે એટલે બ્રાહ્મણો પાસે શુભમુહુર્ત્ત જોવરાવી પટણા આવીશ. કુમારસિંહનો આ જવાબ સાંભળી ડેપ્યુટિ સાહેબે રજા લીધી. તે પાલખી પર ચઢવા જતા હતા ત્યારે કુમારસિંહ તેને વળાવવા દરવાજા સુધી આવ્યો દૂતે પાલખી પર ચઢી કુમારસિંહને કહ્યું," આપે યોગ્ય કર્યું નથી. પટણા આવવાની ના પાડો છો તેથી સરકારનો સંદેહ દૃઢ થશે એથી આપના પર ભયંકર વિપત્તિ આવી પડશે." કુમારસિંહે ગંભીરપણે જવાબ આપ્યો. "આપની સાથે મારે દિલોજાન મિત્રતા છે. તમે શું તમારા પવિત્ર ધર્મને નામે દૃઢતાપૂર્વક કહી શકો છો કે પટણા આવવાથી મને કંઇ અડચણ નહિ આવે?" મુસલમાન દૂતે કુમારસિંહના પ્રશ્નનો જવાબ ન આપ્યો. તે કંઇપણ ન બોલતાં પટણા તરફ રવાના થયો. કુમારસિંહ પણ દિલગીર ચહેરે પોતાના મકાનમાં પેઠો.

કુમારસિંહનાં બીજા સેંકડો અપરાધ ભલે હોય પણ તે રાજદ્રોહી

તો નહોતો જ. અત્યાર સુધીમાં જે જે કામો કર્યાં હતાં તે તેની રાજભક્તિ દર્શાવી આપતાં હતાં. એવું કહેવાય છે કે સરકારને એવી બાતમી મળી હતી કે કુમારસિંહે જાહેર કર્યું હતું કે હું પટણા જવાનો નથી. જો મને પટણા લઇ જવાનો પ્રયત્ન કરવામાં આવશે તો હું એ કાર્ય થતું અટકાવીશ. કુમારસિંહની જમીનદારીમાં જે છુપી તપાસ કરવામાં આવી હતી તે પરથી તેના રાજદ્રોહની કંઇ સાબીતિ મળી નહોતી. કુમારસિંહનાં માણસો સરકાર વિરૂદ્ધ હતાં તેની પણ કંઈ સાબીતિ મળી આવી નહોતી. એ તો જાહેર હતું કે કુમારસિંહ સરકારની વિરૂદ્ધ હોત તો તેનાં માણસો પણ તેનું અનુકરણ કરત. પરંતુ આ બાબતમાં ખાસ કંઇ જાણવામાં આવ્યું નહોતું.[૧] જ્યારે આરાના કારાગૃહમાં હિંદુ કેદીઓએ માટીનાં વાસણો વાપરવાની ના પાડી ત્યારે કુમારસિંહે તેઓને શાંત પાડ્યા હતા. ત્યારબાદ જ્યારે જુદાં જુદાં સ્થાનોના સિપાહીઓએ બળવો ઉઠાવ્યો, તેઓનાં આક્રમણથી તેજુરીઓ લૂટાઇ, ત્યારે આરાના અધિકારીઓ તેજુરી સાચવવા માટે બહુ ચિંતાતુર બની ગયા. વાયવ્ય પ્રાંતના સિપાહીઓએ સરકાર વિરૂદ્ધ હથિયાર પકડ્યાં હતાં; દાનાપુરના સિપાહીઓમાં પણ ભારે ઉશ્કેરણી ફેલાઇ હતી. આથી આરાની તેજુરીમાંના લાખો રૂપીઆ પટણા મોકલી શકાય તેમ નહોતું. આવા સમયમાં આરાના અમલદારોની નજર કુમારસિંહ પર પડી હતી. બ્રિટિશ અમલદારો જ્યારે મુંઝાતા ત્યારે કુમારસિંહની મદદ લેવા સદા તૈયાર રહેતા. આ વખતે પણ કુમારસિંહે પોતાના ઘોડેસ્વારોની મદદ આપી. તેની મદદથી આરાની તેજુરીમાંના પૈસા પટણાં પ્હોંચી ગયા. આ બે બનાવ પરથી સ્પષ્ટ

---

[૧] Martin Indian Empire Vol. 11 P. 400 401.

જણાય છે કે કુમારસિંહે કદી પણ સરકારની વિરૂદ્ધ કાવતરૂં કર્યું નહોતું જો તેની એમ કરવાની ઇચ્છા હોત તો આરા ફટોકટીના વખતમાં સરકારને મદદ કરત નહિ. જો તેની ઇચ્છા હોત કે બળવાખોર સિપાહીઓ સાથે ભળી પોતાની જમીનદારીનો ઉદ્ધાર કરવો તો તે કારાગૃહના કેદીઓની અશાન્તિ શાંત પડત નહિ, તેમ પોતાનું બળ વધારવામાં બહુ ઉપયોગી થાય એટલો પૈસો પટણા મોકલવામાં મદદ કરત નહિ ઉલટું એ ધનાગાર કબજે કરી, કારાગૃહના કેદીઓને પોતાના પક્ષમાં લઇ શાહબાદ જિલ્લામાં એવો પ્રકોપ ફેલાવત કે સરકારને બહુ મુશીબત પડત. આ પરથી એટલું તો સાબીત થાય છે કે કુમારસિંહનો બળવામાં જોડાવાનો વિચાર અગાઉથી ઉત્પન્ન થયો નહોતો. આરાના મેજિસ્ટ્રેટે તેના આરામાંના મહેલની જડતી લીધી ત્યારે પણ તેણે સરકાર સામે લડવાનો ઇરાદો રાખ્યો નહોતો. પટણાના કમિશનરે તેના પર સંદેહ લાવી તેને પટણા આણવા માટે ડેપ્યુટી સાહેબને મોકલ્યા ત્યારે પણ સરકાર વિરૂદ્ધ પડવાનો તેનો ઇરાદો નહોતો. ટેલર સાહેબે પટણાના મૌલવીઓને વિશ્વાસઘાત કરી પકડયા તેથી શાહબાદના લોકો અતિશય બીધા હતા. જેઓ આબરૂદાર ગણાતા હતા તેઓ પ્રતિક્ષણે પકડાવાની બીક રાખતા હતા. કુમારસિંહને પણ આવી ભીતિ લાગી હોવાથી તેણે પટણા જવાની ના પાડી હતી, પરંતુ આ બાબતમાં તેનું સરકાર પ્રત્યેના દ્વેષભાવનું ચિહ્ન લગારે જણાતું નહોતું. કમિશનર સાહેબની ખોટી શંકાથી તે બહુ દીલગીર થયો હતો. તેથી તેની માનસિક શાંતિ નષ્ટ થઇ હતી, પરંતુ એ દુઃખના આવેશમાં શાહબાદ જિલ્લામાં બળવાની પ્રચંડ આગ ફેલાવવાનો તેણે વિચાર કર્યો નહોતો.

સિપાહીઓ જ્યારે ભ્રાન્તિમાં પડી કંપનિનું રાજ્ય નષ્ટ કરવા તૈયાર થયા, ત્યારે તેઓ હિંદના કોઇ શક્તિસંપન્ન માણસની મદદ મેળવવા માટે ખાસ પ્રયત્ન કરતા હતા. બિહારમાં કુમારસિંહની સત્તા અસાધારણ ગણાતી હતી. તેના હુકમ વિરૂદ્ધ કોઇ પણ વર્ત્તી શકતું નહિ. કુમારશિંહની આવી શક્તિ જોઇ બળવાખોરોએ તેની પાસે દૂત મોકલ્યા હોય એ સ્વાભાવિક છે. દૂતોએ કુમારસિંહને પોતાના પક્ષમાં લેવા માટે બહુ યુક્તિઓ રચી હોય તે પણ સંભવિત છે, પણ કુમારસિંહ તે યુક્તિઓમાં ફસાયો નહોતો એ પણ તેના જેટલું જ સત્ય છે. તે બળવાખોર સિપાહીઓની માગણીઓ પૂર્ણ કરવા તૈયાર નહોતો, આથી સિપાહીઓના દૂત ત્યાંથી નિરાશ થઇ પાછા ફર્યા હતા. પરંતુ કુમારસિંહના હજુરિઆઓ કંઇ તેના જેવા નહોતા. તેઓ દૂરદર્શી નહોતા. કુમારસિંહ બળવામાં જોડાય એ ખાતર તેઓ ખાસ પ્રયત્ન કરતા હતા. સિપાહીઓને તેઓ ઉત્સાહ ચડાવતા હતા. પરંતુ કુમારસિંહ તેઓના મત સાથે મળી શકતો નહોતો. તે તો અગાઉની પેઠે બ્રિટિશ સરકારને મદદ આપ્યા કરતો હતો. તેની ધીરજમાં કશી ખામી આવી નહોતી.

કુમારસિંહના સલાહકારોમાં રણદલસિંહ અને હરેકૃષ્ણસિંહ મુખ્ય હતા. આ બે સલાહકારોએ આ વખતે બળવો ઉઠાવવા માટે નાના પ્રકારના પ્રયત્નો કર્યા હતા. કુમારસિંહની સત્તા તરફ નજર કરતાં તેના આ સલાહકારો તેને બળવાખોરોનો મુરબ્બી બનાવવા માગે તેમાં કંઇ વિચિત્ર નથી. રણદલનસિંહ અને હરેકૃષ્ણસિંહ જ્યારે કુમારસિંહને બહુ મુંઝવતા ત્યારે તે પોતાના ભાઇ દયાલસિંહ અને અમરસિંહ તથા ભત્રીજા ( દયાલસિંહનો પુત્ર ) રિપુભંજન સિંહની સલાહ લેતો હતો.

તેઓ કુમારસિંહને એ સલાહકારોની સલાહ માનવાની ચોકખી ના પાડતા હતા. તેઓ એમ ધારતા હતા કે પ્રબળ પ્રતાપી બ્રિટિશ સરકારની સામે ઉઠતાં આપણું સત્યાનાશ વળશે. પટણાના મૌલવીઓને કેદ કર્યા બાદ કુમારસિંહને પટણા બોલાવવા માટે કમિશનરે દૂત ન મોકલ્યો હોત તો કદાચ ઘટના સ્રોત બીજી ગમ વહેત. મૌલવીઓને કેદ કરવાથી શક્તિમાન લોકોનાં હૃદય બહુ ચંચળ બની ગયાં હતાં આવા સમયમાં મુસલમાન દૂત કમિશનર સાહેબનો હુકમ લઈ જગદીશપુર આવી પહોંચ્યો. દૂતના આગમનથી રણદલન અને હરેકૃષ્ણનો બૂરો વિચાર પાર પડયો. તેણે કુમારસિંહને સમજાવ્યું કે કમિશનરે સંદેહવશ થઇ તમને પટણા બોલાવ્યા છે માટે તમારી દશા પણ મૌલવીઓ જેવીજ થવાની કદાચ દેહાંતદંડની સજા પણ થાય. કમિશનર સાહેબનાં અનુચિત સંદેહને લીધે કુમારસિંહ ચિંતાતુર બન્યો હતો, પોતાની વિશાળ જમીનદારીનું નીલામ થવાની સંભાવના હોવાથી તેની માનસિક શાંતિ નષ્ટ થઇ હતી, એવા વખતમાં સલાહકારોની આ વાણી દેવવાણીની પેઠે તેના હૃદયમાં પેઠી તે આ વચન પર વિશ્વાસ રાખી વ્યાકુલ થઇ ગયો તેનામાં દીર્ઘદૃષ્ટિનો અભાવ હતો હવે શો રસ્તો લેવો તે તેને સુઝ્યું. હજુ તેને બળવાખોરો સાથે જોડાવાની ઇચ્છા થઇ નહોતી. રણદલન અને હરેકૃષ્ણ તેને જે કંઇ કહેતા તે પર તેને વિશ્વાસ આવતો હતો ખરો પણ તે પ્રમાણે કાર્ય કરવાની ઇચ્છા થતી નહિ. તેના ત્રીજા રીપુભંજનસિંહે આ વખતે તેણે કહ્યું કે કંપની બહાદુર દેશના પાદશાહ છે. આપણે તો સાધારણ જમીનદારછીએ. આપણી પાસે બંદુકો નથી, તોપો નથી. લશ્કર નથી, તો પછી આપણે શી રીતે એ પ્રબળ સત્તાધારી બાદશાહની સામે ઝુઝી શકીશું? આવું

સાહસ કરવા જતાં જરૂર આપણું આવી બનશે. આવી સ્થિતિમાં પટણા જવું એજ શ્રેયસ્કર છે. ભત્રીજાનાં વચનો પર કુમારસિંહને શ્રદ્ધા ન પડી. તે ચિંતાતુર બની ગયો હતો; તેનું હૃદય અશાંત બની ગયું હતું; પોતાના ભત્રીજાનાં વચનો એ ચિંતાતુર હૃદયને શાંત કરી શક્યાં નહિ. ઉલટો તે વધારે મુંઝાવા લાગ્યો. તે વિચારવા લાગ્યો કે મારે પુત્ર નથી, પૌત્ર ચિત્તભ્રમિષ્ટ છે. આથી મારા ભાઇ ભત્રીજા મારી બધી સંપત્તિના અધિકારી થશે. રિપુભંજન સંપત્તિ મેળવવાની આશાથી આમ બોલે છે. હું કંઈ પ્રયત્ન નહિ કરૂં તો કમિશનર જોર જુલમથી મને પટણા લઈ જશે, ત્યાં મારે કેદમાં રહેવું પડશે, કદાચ ફાંસીને લાકડે લટકવું પડશે અથવા બંદુકની ગોળીથી વિંધાવું પડશે. મારૂં મરણ થશે. કુમારસિંહનું હૃદય ગભરાવા લાગ્યું. તેને રણદલન અને હરેકૃષ્ણની વાતો સાચી લાગી. એવું કહેવાય છે કે બિહારના એક સમૃદ્ધિસંપન્ન જમીનદારે તેને સરકાર વિરૂદ્ધ ઉશ્કેરવાનો છુપો પ્રયત્ન કર્યો. પણ અમરસિંહે તેને બળવો ઉઠાવતાં અટકવાનું જણાવ્યું. કુમાસિંહને ભાઇ તથા ભત્રીજાની સલાહ ઉચિત ન જણાઇ. મનુષ્ય જ્યારે અકસ્માત ભયંકર ઘટના નિહાળી પોતાના જીવન સંબંધમાં સંદિગ્ધ બને ત્યારે સાચી સલાહ પણ તેને ઉલટી સમજાય છે. ચોતરફ વિપત્તિથી વીંટાળાએલો હોવાથી તે પ્રતિક્ષણ ધ્વંસની કરાલ છાયા જોયા કરે છે. આ વખતે કુમારસિંહની પણ એવી જ દશા થઇ હતી. બિહારના આગેવાન અમલદારનાં કાર્યે તેને એવી શંકા ઉપજાવી હતી કે તે કોઇ પણ રીતે શાંત રહી શકયો નહિ. બીજા માણસોનો સદુપદેશ પણ તેને ગમતો ન હોતો. આ વખતે હરે-

કૃષ્ણ સિંહે પોતાનો પાસો ફેંકયો. કુમારસિંહે તેને દાનાપુરના સિપાહીઓનો વિચાર જાણવા માટે ત્યાં રવાના કર્યો. શાહબાદમાં ફાટી નીકળનારા બળવાનાં બી વવાયાં.

કુમારસિંહે તો કેળવ દાનાપુરનાં સિપાહીઓનો મનોભાવ જાણવા માટે હરેકૃષ્ણને ત્યાં મોકલ્યો હતો. બળવાખોર સિપાહીઓ સાથે ભળી કંપનિ વિરૂદ્ધ નહિ લડો તો તમારૂં જીવન અને સંપત્તિ જળવાશે નહિ એવો વિચાર હરેકૃષ્ણ અને રણદલને કુમારસિંહને ઠસાવી દીધો હતો. કુમારસિંહે પણ એ વાતની સત્યતા સ્વીકારી હતી. પરંતુ હજુ તેણે આ બાબતમાં દૃઢ નિશ્ચય કર્યો નહોતો, બળવાખોર સિપાહીઓની સરદારી લઇ કંપનિ વિરૂદ્ધ લડાઈ કરવાની તૈયારી કરી નહોતી. તેનું હૃદય સ્થિર નહોતું; તેની કાર્યપદ્ધતિ વ્યવસ્થિત નહોતી. હવે શું કરવું તેનો તેણે કંઇ નિશ્ચય કર્યો ન હોતો. તેના મનની જ્યારે આવી સ્થિતિ હતી, ત્યારે કૂટબુદ્ધિ હરેકૃષ્ણ દાનાપુર તરફ રવાના થયો. દાનાપુર આવ્યા બાદ તેણે કુમારસિંહના અભિપ્રાય મુજબ કાર્ય કર્યું નહિ. તે સમજી ગયો હતો કે કુમારસિંહે હજુ કંઇ નક્કી કર્યું નથી. બળવાખોર સિપાહીઓનો પક્ષ લેવાનો હજુ તેણે પાકો નિશ્ચય કર્યો નથી. આવે વખતે દાનાપુરના સિપાહીઓનો મનોભાવ જાણી જગદીશપુર જવાથી ધારેલી વાત સિદ્ધ થશે નહિ. જો હું બળવાખોર સિપાહીઓને મારી સાથે લઇ જઇ શકું તો કુમારસિંહને તેમની સાથે જોડાવાની ફરજ પડશે. ચતુર હરેકૃષ્ણ આવો વિચાર કરી કર્તવ્યક્ષેત્ર પર ઉતર્યો, કુમારસિંહે તેને દાનાપુરના સિપાહીઓનો મનોભાવ જાણવા માટે મોકલ્યો હતો, પરંતુ તે તો બધા સિપાહીઓને સાથે લઇ આરા જવા તૈયાર થયો.

ઉચ્છૃંખલ પ્રકૃતિના હરેકૃષ્ણને ઉદ્દેશ પાર પાડવામાં કશી મુશ્કેલી ન નડી. દાનાપુરના સિપાહીઓ અતિશય ઉશ્કેરાઇ ગયા હતા. બરાબર એજ

વખતે હરેકૃષ્ણ આવી પહોંચ્યો. જ્યારે તેઓએ સાંભળ્યું કે બાબુ કુમાર-સિંહ અમારી સરદારી લેવા તૈયાર છે ત્યારે તેઓના આનંદની સીમા ન રહી. તેઓ હવે જરાપણ વિલંબ ન કરતાં ઉત્સાહભેર આરા તરફ દોડવા લાગ્યા. સિપાહીયુદ્ધના કર્તા કર્નલ મેલિસને લખ્યું છે કે કુમારસિંહના નોકરોએ શોણનદ પાર ઉતરવા માટે નૌકાઓ એકત્ર કરી રાખી હતી. સિપાહીઓનો મોટો ભાગ ૨૬ મી જુલાઇની સંધ્યા વખતે એ નૌકાઓ વડે નદીપાર ઉતર્યો. એ વખતે કુમારસિંહ પોતે ત્યાં હાજર હતો. તેની સલાહ મુજબ નક્કી કરવામાં આવ્યું કે સિપાહીઓએ આરા જવું. ત્યાંના યુરોપિઅનોને મારવાને તેજુરી લૂંટવી.[૧] ઇતિહાસ લેખકની આ ઉક્તિ ખરા બનાવ તરીકે ગણી શકાય નહિ. કુમારસિંહે પોતાના નોકરોને દાનાપુરના બંડખોર સિપાહીઓ માટે હોડીઓ એકત્ર કરવા મોકલ્યા નહોતા. તે ઘટનાસ્થળે હાજર પણ થયો નહોતો તેની સલાહ મુજબ કંઇપણ કાર્યપદ્ધતિ નક્કી થઇ નહોતી. તેનાં ઉત્સાહવાક્યોથી સિ-પાહીઓમાં નવું તેજ રેડાયું ન હોતું. તેના પ્રયત્નથી સિપાહીઓ કંપનિના રાજ્યને નષ્ટ કરવાને તૈયાર થયા નહોતા. વળી તેણે ધનાગાર લૂટવા તથા યુરોપિઅનોને મારી નાખવાની પણ સલાહ આપી નહોતી. તે તો આ વખતે જગદીશપુરમાં બેઠો હતો. તેના કાવતરાખોર હજુરિઆની સલાહથીજ સિપાહીઓ આરા આવ્યા હતા. કુમારસિંહનો આ બાબતમાં જરા પણ હાથ નહોતો. તે હજુ સંદેહને હિંડોળે હિંચતો હતો, પોતાની શોચનીય દશા યાદ લાવી પસ્તાતો હતો. કંપનિની વિરૂદ્ધ પડ-વાનો હજુ તેણે નિશ્ચય કર્યો ન હોતો. હજુ તે શાહબાદ જિલ્લાની શાંતિ નષ્ટ કરવા તૈયાર થયો નહોતો.

---

૧. Malleson, Indian Mutiny, Vol. I. P, 79.

દાનાપુરના સિપાહીઓ હરેકૃષ્ણ સાથે આરા આવી પહોંચ્યા. હરેકૃષ્ણે કુમારસિંહને સમાચાર મોકલ્યા કે દાનાપુરના સિપાહીઓ આરા આવી પહોંચ્યા છે. જો તમે જેમ બને તેમ જલદી અહીં નહિ આવો તો તેઓ જગદીશપુર આવશે, તમારી મિલ્કત લૂંટશે અને તમારૂં ભયંકર અપમાન કરશે. જો તમે આરા આવી પહોંચશો તો તેઓ તમને સરદાર બનાવશે અને તમારા કહેવા મુજબ કાર્ય કરશે. આ સમાચાર મળતાં કુમારસિંહ ચમકયો. દાનાપુરના સિપાહીઓ આરા આવશે એ તેણે ધાર્યું નહોતું, હરેકૃષ્ણને જે ઉદ્દેશે દાનાપુર મોકલવામાં આવ્યો હતો તે ઉદ્દેશ પાર ન પડયો જાણી તે બહુ દિલગીર થયો, પરંતુ અત્યારે દિલગીર થવાનો સમય નહોતો. નાના પ્રકારની મુંઝવણથી મુંઝાતો મુંઝાતો કુમારસિંહ આરા આવી પહોંચ્યો. તેના આગમનથી સિપાહીઓ બહુ ખુશી થયા. બીજે દિવસે સવારમાં સિપાહીઓના આગેવાનો કુમારસિંહને મળવા માટે તેના ઉતારાપર ગયા. કુમારસિંહ તેઓની સાથે, ઘોડેસ્વાર થઈ ઉતારાની પાસેનાં મેદાન પર જઇ પહોંચ્યો એટલે સિપાહીઓએ તેને લશ્કરી ઢબે માન આપ્યું. કુમારસિંહને સરદાર નીમવામાં આવ્યો. નાના પ્રકારની ચિંતામાં ફસી પડી છેવટે તેને બંડખોર સિપાહીઓની સરદારી લઇ કંપનિ વિરૂદ્ધ લડવામાં પોતાની જિંદગીની આખર અવસ્થા વિતાડવી પડી. તેના નાના ભાઇએ પણ ન છૂટકે પોતાના મોટા ભાઇના સાથી બન્યા. આરાના અંગ્રેજોએ જે ઘરમાં આશ્રય લીધો હતો, તે ઘર ઘેરવાની તૈયારીઓ ધમધોકાર ચાલવા લાગી.

અંગ્રેજોનું આ આશ્રય સ્થળ નાનું એક માળનું મકાન હતું. તેની ચોતરફ ખુલ્લો વંડો હતો. આરાની નજિક જેઓ રેલ્વેનું કામ

કરતા હતા. તેઓના ઉપરિ તરીકે એક ઇંજનેર હતો. ઇંજનેરનું નામ હતું બેકર્સબેલ. આરામાં બેકર્સબેલનાં બે મકાનો હતાં. તેમાનું આ એક માળવાળું મકાન નાનું હતું. એ પહેલાં બિલિયર્ડ રમવા માટે બાંધવામાં આવ્યું હતું. એ મકાન અત્યારે અંગ્રેજોના બચાવના કિલ્લારૂપ થયું હતું. બધા અંગ્રેજો આ નાના કિલ્લામાં એકત્ર થયા હતા. આરાની તેજુરી સાચવવા માટે ૫૦ શિખ સૈનિકો હતા. તેઓ કિલ્લા પાસે ગોઠવાઇ અંગ્રેજોને બચાવવા તત્પર થયા. ૨૭ મી જુલાઇએ સિપાહીઓએ તેજુરી લૂંટી, અને કેદીઓને મુક્ત કર્યા. અદાલતનું દફતર નાશ પામ્યું. પરંતુ કોઇએ કલેકટરની ઓફીસને હાથ અડકાડયો નહિ. કલેકટરની ઓફિસના દસ્તાવેજો નાશ પામે તો લોકોની જમીનની માલીકી માટે ભારે ધાંધલ્ર મચે એવા વિચારથી કુમારસિંહે એ દસ્તાવેજોનો નાશ કરવાની મના કરી હતી. સિપાહીઓએ અંગ્રેજોને ઘેરી લીધા હતા. કિલ્લામાંના અંગ્રેજોમાં સૈનિક અમલદારો ન હોવાથી દિવાની અમલદારોએ સૈનિકોનું કામ હાથમાં લીધું. આરાના મેજિસ્ટ્રેટ વૅક સાહેબ શિખોના અધિનાયક બન્યા. બેકર્સબેલ સાહેબ લડાઇનો સરસામાન એકત્ર કરવા લાગ્યા. તેઓ ઉત્સાહપૂર્વક પોતાનું કામ કરવા લાગ્યા. સંખ્યાબંધ સિપાહીઓના હલ્લાથી તેઓની શક્તિ વિકાસ પામવા લાગી. તેઓ મોટા મોટા કોથળા, રેતી અને માટીથી ભરી, કંપાઉન્ડમાં, અને અગાસી પર દિવાલની પેઠે ગોઠવવા લાગ્યા. બેકર્સબેલ સાહેબે દાનાપુરના સિપાહીઓના આગમનની વાત સાંભળી એ ઘરમાં લોટ, બિસ્કુટ, મેંદો વગેરે એકત્ર કરી રાખ્યું હતું. આથી શરૂઆતમાં તો યુરોપિઅનોને ખોરાકીનું દુઃખ ન નડ્યું. એ સિવાય તેમણે દીર્ઘદૃષ્ટિ વાપરી પોતાના મકાનથી ૧૦૦ હાથ પર આવેલા એક મકાનની

વંડી કે જે પોતાના મકાન તરફ હતી તે તોડી નંખાવી હતી. આથી સિપાહીઓને એ વંડીની ઓથે રહી ગોળીબાર કરવાની સગવડ મળી નહિ. અંગ્રેજોએ આ રીતે લાંબી નજર વાપરી તૈયારી કરી રાખી હતી. સિપાહીઓ તેઓના જેવો ઉત્સાહ દર્શાવી શક્યા નહોતા. તેઓની કાર્યપદ્ધતિ નિશ્ચિત નહોતી. જે વૃદ્ધપુરુષ ઘટનાચક્રમાં સપડાઈ તેમનો સેનાપતિ બન્યો હતો તેણે પણ ઝાઝો ઉત્સાહ બતાવ્યો નહિ. અંગ્રેજો વિરુદ્ધ લડવાની તેની ઇચ્છા નહોતી. સરકારે અત્યાર સુધી તેનું કંઈ બગાડયું નહોતું. જેમ તે અમલદારોને મદદ કરતો હતો તેમ અમલદારો પણ તેને મદદ કરતા હતા. આથી તે **देहं पातयामि वा अर्थं साधयामि** એવા જુસ્સાથી કાર્યક્ષેત્રપર ઉતર્યો નહોતો. પોતાની ઇચ્છા વિરુદ્ધ જે કાર્ય કરવું પડે તેમાં માણસ તન્મય થઇ શકતો નથી. આ વખતે કુમારસિંહની એવી અવસ્થા થઇ હતી. કુમારસિંહ લડાઈ કરવામાં હોશિયાર છતાં અંગ્રેજોની વિરુદ્ધ તન્મયતા દર્શાવી શકતો નહોતો. તેણે નસીબની પાસે મસ્તક ઝુકાવ્યું હતું ખરૂં પણ નસીબ તેનો જે રસ્તે લઇ જતું હતું તે રસ્તાપર જતાં તેણે ઉદાસીનતા દર્શાવી હતી. આરાના અંગ્રેજો સાથેની લડાઇમાં તે સફળ થઇ શક્યો નહિ તેનું મુખ્ય કારણ આ ઉદાસીનતાજ હતી. એ સિવાય તેની પાસે સારાં હથિયારો નહોતાં. લડાઇ કરવાની ઇચ્છા ન હોવાથી તેણે બંદુક, તોપ વગેરે હથિયારો એકત્ર કર્યાં નહોતાં. તેને જ્યારે અંગ્રેજો સાથે લડવાની જરૂર પડી ત્યારે તેની પાસે જુજ હથિયારો હતાં. ઉત્કૃષ્ટ હથિયારો ન હોવાથી તે પદ્ધતિપૂર્વક લડાઇ કરી શક્યો નહિ. દાનાપુરથી સંખ્યાબંધ સિપાહીઓ આવી પહોંચ્યા હતા. કુમારસિંહના ઘણા નોકરો તેઓના સાથે ભળ્યા હતા. એથી ઉલટું, બેકર્સબેલના ઘરમાં કેવળ

૧૬ યુરોપિઅનો હતા. તેની મદદમાં કેવળ ૫૦ શિખ સિપાહીઓ હતા. સિપાહીઓમાં કાર્ય તત્પરતા હોત તો આ નજીવી સંખ્યા જરૂર મરા ખૂટત. પરંતુ તેઓ વીરની માફક લડયા નહિ. કુમારસિંહે પણ વીર ધર્માનુસાર એકાગ્રતા દર્શાવી નહિ. અંગ્રેજો પોતે ગોઠવેલા લોકોની વચ્ચે રહેલી જગામાંથી ગોળીઓનો વરસાદ વરસાવતા હતા. સિપાહીઓ એ મકાનની પાસેના મોટા મકાનમાંથી ગોળીબાર કરતા હતા. પરંતુ તેઓની ગોળીઓથી અંગ્રેજોને બહુ નુકસાન થતું નહોતું. એથી ઉલટું અંગ્રેજોનો ગોળીબાર અસરકારક થતો હતો. સિપાહીઓએ અંગ્રેજોના મકાનને સળગાવી મૂકવાનો પ્રયત્ન કર્યો. એ લોકોએ ઘાસ વગેરે જલદી સળગી ઉઠે તેવા પદાર્થોનો ઢગ અંગ્રેજોના મકાન પાસે કર્યો પછી તે બધું સળગાવ્યું. પણ પવન અંગ્રેજોને અનુકૂળ હોવાથી કશી ઇજા ન થઇ. આ ઉપાય નિષ્ફળ જવાથી સિપાહીઓએ મરચાંના કોથળા લાવી અંગ્રેજોના મકાન આગળ ગોઠવ્યા. તેઓએ એવું ધાર્યું હતું કે મરચાંના ધુમાડાથી અંગ્રેજોને ઘર બહાર આવવું પડશે. પણ પવન અનુકૂળ હોવાથી મરચાંનો ધૂમાડો બીજી દિશામાં ગયો. અંગ્રેજોને કશો વાંધો ન આવ્યો સિપાહીઓએ અંગ્રેજોના ઘોડા મારી કિલ્લાની દિવાલ આગળ નાખ્યા. પરંતુ પવન અનુકૂળ હોવાથી મરેલાં ઘોડાના દેહમાંથી નીકળતી દુર્ગંધી કિલ્લામાં ન પેઠી. સિપાહીઓ પાસે ઉત્તમ જાતની તોપો ન હોતી. કુમારસિંહની એ તોપો માટીમાં દાટેલી હતી. તે બહાર કાઢવામાં આવી. પરંતુ દારૂગોળો પુરતા પ્રમાણમાં નહોતો અને એ નાશકારક યંત્રો લાંબા વખતથી જમીનમાં દટાયાં હોવા છતાં અત્યારે કામ બજાવવા તત્પર બન્યાં હતાં પણ યોગ્ય સાધનો વિના કંઇ કાર્ય કરી શકયાં નહિ. અંગ્રેજો શાંતિના સમયમાં જે

ચીજો વડે મોજ શોખ કરતા હતા તે ચીજોનો હવે બંડખોરો દારૂ-ગોળા તરીકે ઉપયોગ કરવા લાગ્યા. તેઓ એક્સ્ટ્રાબેલ સાહેબનું મકાન કબજે કરી તેમાં જે કંઇ હતું તે તોપમાં ભરવા લાગ્યા. ઇન્તેર સાહેબ પોતાની પત્નીના વાયોલિનના અને પોતાના ઘરમાંની ખુરશી વગેરેના ટુકડા પોતાની આગળ પડતા જોઇ ચમક્યા. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ અંગ્રેજોના હૃદયમાં નિરાશા ફેલાતી ગઇ. કુદરતની મદદથી તેઓ અત્યાર સુધી જીત્યા હતા. સળગતી આગ, સળગતાં મરચાંનો ધૂમાડો, મૂવેલા ઘોડાની દુર્ગંધી વગેરે કુદરત વિમુખ હોવાથી કંઇ કરી શક્યા નહોતા. પરંતુ સમયના પરાક્રમમાંથી તેમનો છુટકારો ન થયો. સમય જતો ગયો તેમ તેમ તેઓનું કષ્ટ વધવા લાગ્યું. તેઓ એક નાના મકાનમાં કેદ હતા. તેઓ બહારથી ખોરાક લાવી શકે તેમ ન હોતું. સિપાહીઓ તેમના પર ગોળીબાર કર્યા કરતા હતા. તેઓને મુશ્કેલીમાં મૂકવા માટે નાના પ્રકારના ઉપાય કામે લગાડવામાં આવતા હતા. તેઓ પ્રભુપાસે પોતાની મુક્તિની પ્રાર્થના કરતા હતા. આવી સ્થિતિમાં એક દિવસ મધરાતે તેઓએ બંદુકનો અવાજ સાંભળ્યો. તેઓએ ધાર્યું કે આપણી મદદમાં લશ્કર આવી પહોંચ્યું. પરંતુ મદદગાર લશ્કર તો ન આવ્યું. ધીમે ધીમે બંદુકના અવાજો અનંત આકાશમાં વિલીન થઇ ગયા. દૂરના આંબાનાં ઝાડો પ્રકાશિત થયાં હતાં તે વળી અંધકારથી છવાઇ ગયું. આંબાવાડિઆની માફક અંગ્રેજોનાં હૃદય પણ એક ક્ષણમાત્ર પ્રસન્ન થઇ અગાઉની માફક વિષાદ રૂપી કાળાશથી છવાઈ ગયાં.

આંબાવાડિઆમાં ગોળીબાર શાના થયા હતા, તે જણાવતા પહેલાં દાનાપુરના બનાવનો ઉલ્લેખ કરવો જોઇએ. બંડખોર સિપાહીઓ

દાનાપુરથી રવાના થયા એટલે ત્યાંના સત્તાવાળાઓ બહુજ દિલગીર થયા. અગાઉ જણાવ્યું છે તેમ ન્હાસેલ બંડખોરોને અટકાવવા માટે કંઇ ખાસ પગલાં લેવામાં આવ્યાં નહોતાં. સેનાપતિ વૃદ્ધ અને રોગી હતો. તેના હાથ તળેના અમલદારોમાં પણ વ્યવસ્થા ન હોતી. સિપાહીઓ પટણાપર હલ્લો કરે એવા સંદેહથી સેનાપતિએ ૫૦૦ સૈનિકો અને ૪ તોપો રાખી બાકીનું સૈન્ય પટણા મોકલી દીધું. તેના તાબાની છાવણીમાં ઘોડેસ્વાર સૈન્ય નહોતું તેથી તેણે પાયદળ સૈન્ય વડે જરૂરી કામ પાર પાડવાનું ધાર્યું હતું. સિપાહીઓ જો આરા તરફ કુચ કરે તો તેમને શોણ નદી ઉતરવાની જરૂર પડે તેમ હતું. એ ખાતર અમલદારોને શોણ નદીમાં ફરતી હોડીઓ ડુબાડી દેવાની જરૂર જણાઇ. રેલ્વેના એક યુરોપિઅન અમલદાર પર આ કાર્ય કરવાની જવાબદારી નાખવામાં આવી હતી. પરંતુ એ અમલદાર સિપાહીઓને આવતા જોઇ પોતાનો જીવ બચાવવા પલાયન કરી ગયો. ૨૬ મી જુલાઇએ એક નાના વહાણપર કેટલાક સોલ્જરોને સિપાહીઓને અટકાવવા માટે મોકલવામાં આવ્યા પણ પાણી ઉંડું ન હોવાથી વહાણ બહુ દૂર જઇ શક્યું નહિ અને તેજ દિવસે સંધ્યાકાળ વખતે પાછું આવ્યું. હવે સિપાહીઓને આગળ ધસતા અટકાવવાના બીજા પ્રયત્નો શરૂ થયા. પણ એ પ્રયત્નો પણ નિષ્ફળ નીવડ્યા. ૨૭ મી જુને ૩૭ મી પલટણના કેટલાક યુરોપિઅન સૈનિકોને એક વહાણમાં મોકલવામાં આવ્યા. અધિકારીઓએ એવું ધાર્યું હતું કે આ લોકો અમુક સ્થળે જમીનપર ઉતરશે. આ સ્થળ આરાથી ૯ માઇલ દૂર હતું. તેઓ એટલો રસ્તો કાપી આરા જઇ પહોંચશે અને ત્યાંના અંગ્રેજોને મુક્ત કરી અહીં લાવશે. પણ તેઓની ધારણા પાર પડી નહિ. વહાણ દૂર

ગયા બાદ ખરાબે ચઢી ગયું. સેનાપતિએ વહાણના સૈનિકોને પાછા બોલાવવાનો વિચાર કર્યો પણ હેલર સાહેબે એ વિચારમાં સંમતિ ન આપી. તેણે એક બીજા વહાણમાં બીજા કેટલાક સૈનિકો મોકલવાની માગણી કરી. તેનો એવો મત હતો કે આ બીજું વહાણ ખરાબે ચઢી ગએલાં વહાણને પાછું તરતું કરશે, અને પછી એ બંને વહાણો આરાના યુરોપિઅનોનો બચાવ કરવા જશે. એ દરમિઆન એક વહાણ દાનાપુર આવી પહોંચ્યું. એ વહાણ અલાહાબાદમાંથી નાસી છુટેલા યુરોપિઅનોને લઈ કલકત્તા જતું હતું. એજ વહાણમાં આરાના બચાવ માટે સૈનિકો મોકલવાનું ઠર્યું. એ વહાણમાં ઉતારૂઓ ખીચોખીચ ભર્યા હતાં. એ ઉતારૂઓને દાનાપુરના પ્રોટેસ્ટંટ દેવળમાં ઉતારો આપવાનો અને વહાણ પાછું ન આવે ત્યાં સુધી એ બધા યુરોપિઅનોને એ દેવળમાં રાખવાનો અમલદારોએ બંદોબસ્ત કર્યો. આ પ્રમાણે ૨૯ મી જુલાઇએ બીજું વહાણ મોકલવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો. પરંતુ ૧૦ મી પલટણના ૨૫૦ સોલ્જરોને સવારના પહોરમાં નદીકિનારે સજ્જ થઇ ઉભેલા જોઇ વહાણના કપ્તાને આટલા બધા લોકો સાથે એ વહાણોની જવાબદારી ગ્રહણ કરવાની ના પાડી. કારણકે જે વહાણ ખરાબે ચઢ્યું હતું તે પણ ૩૭ મી પલટણના સૈનિકોથી ભરપૂર હતું. એકી સાથે આટલા બધા ઉતારૂઓ સાથે બે વહાણને ચલાવવા જેટલું સામર્થ્ય આ વહાણમાં ન હોતું. વળી વહાણના ઉતારૂઓ સવારની ગુલાબી ઉંઘ લેતા હોવાથી તે બધાને હરકત કરવી એ કપ્તાનને ઠીક લાગ્યું નહિ. કમિશનર ટેલર સાહેબ એ વખતે ત્યાં હાજર હતા. તેણે ઉતારૂઓને ઉતારી નાખવાનો હુકમ આપ્યો. બહુ આનાકાની બાદ સૈનિકોનો સમાસ થયો. પરંતુ એ વહાણ ઘણા ઉતારૂઓથી ભરપૂર બે

વહાણો ઘસડી જઇ શકે તેમ નહોતું. આથી હાજર રહેલા સૈનિકોમાંના અર્ધાને પાછા ફરવું પડ્યું. પ્રથમ તો કર્નલ ફેન્વિકને આ સૈન્યની સરદારી આપવાનું ઠર્યું હતું, પણ તેણે આટલા થોડા સૈનિકોની સરદારી લેવાની ના પાડી. આથી કપ્તાન ડન્બાર નામના માણસને આ કામ સોંપવામાં આવ્યું. દાનાપુરના વૃદ્ધ સેનાપતિને કપ્તાન ડન્બારની યોગ્યતા બાબત બહુ શંકા હતી. તેણે પાછળથી જણાવ્યું હતું કે કપ્તાન ડન્બારની યોગ્યતા વિષે કર્નલ ફેન્વિક કદાચ કંઇ જાણતો નહિ હોય.[1] એક અયોગ્ય સરદાર નિયતિના અચળ નિયમને વશ થવા માટે કોઈ ખરાબ મુહૂર્ત્તમાં દાનાપુરથી રવાના થયો.

વહાણ લગભગ ળા વાગે કિનારે ઉભેલા યુરોપિઅનોના જયનાદ સાથે રવાના થયું. પટણાના કમિશનરનો મદદગાર માંગલ્સ સાહેબ અને છાપરાના મેજીસ્ટ્રેટ મેકડોનાલ્ડ સાહેબ આરા જતા લશ્કર સાથે જોડાયા હતા. તેઓ પોતાનું કાર્ય છોડી સૈનિકો બન્યા હતા. વહાણે મુસાફરી શરૂ કરી. વહાણમાં કોઇ જાતની વ્યવસ્થા નહોતી. નિયતિના અખંડનીય નિયમ પ્રમાણે જેઓ અજાણપણે મૃત્યુના મુખમાં ધકેલાય તેઓનામાં પહેલેથી તે છેલ્લે સુધી ગડબડ મચ્યા જ કરે. કપ્તાન ડન્બારના સૈનિકો વહાણમાં ચઢ્યા બાદ નાના પ્રકારની અશાન્તિ ભોગવવા લાગ્યા. તેઓ ભૂખ્યે પેટે વહાણપર ચઢ્યા હતા. વહાણપર ચઢ્યાબાદ તેઓને તેજ સ્થિતિમાં રહેવું પડ્યું. વહાણ પર ખોરાકીનો તોટો નહોતો. પણ નાના પ્રકારની ગડબડને લીધે સૈનિકોને ખાવાનું આપવામાં આવ્યું નહિ. લગભગ બે વાગે ખરાબે ચઢેલા વહાણને તરતું કરવામાં આવ્યું. વહાણ અમુક સ્થળે આવી પહોંચ્યું . એટલે

૧. Martin, Indian Empire. Vol. II. P. 403.

ગયા બાદ ખરાબે ચઢી ગયું. સેનાપતિએ વહાણના સૈનિકોને પાછા બોલાવવાનો વિચાર કર્યો પણ હેલર સાહેબે એ વિચારમાં સંમતિ ન આપી. તેણે એક બીજા વહાણમાં બીજા કેટલાક સૈનિકો મોકલવાની માગણી કરી. તેનો એવો મત હતો કે આ બીજું વહાણ ખરાબે ચઢી ગએલાં વહાણને પાછું તરતું કરશે, અને પછી એ બંને વહાણો આરાના યુરોપિઅનોનો બચાવ કરવા જશે. એ દરમિઆન એક વહાણ દાનાપુર આવી પહોંચ્યું. એ વહાણ અલાહાબાદમાંથી નાસી છુટેલા યુરોપિઅનોને લઈ કલકત્તા જતું હતું. એજ વહાણમાં આરાના બચાવ માટે સૈનિકો મોકલવાનું ઠર્યું. એ વહાણમાં ઉતારૂઓ ખીચોખીચ ભર્યા હતાં. એ ઉતારૂઓને દાનાપુરના પ્રોટેસ્ટંટ દેવળમાં ઉતારો આપવાનો અને વહાણ પાછું ન આવે ત્યાં સુધી એ બધા યુરોપિઅનોને એ દેવળમાં રાખવાનો અમલદારોએ બંદોબસ્ત કર્યો. આ પ્રમાણે ૨૯ મી જુલાઇએ બીજું વહાણ મોકલવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો. પરંતુ ૧૦ મી પલ્ટણના ૨૫૦ સોલ્જરોને સવારના પહોરમાં નદીકિનારે સજ્જ થઇ ઉભેલા જોઇ વહાણના કપ્તાને આટલા બધા લોકો સાથે એ વહાણોની જવાબદારી ગ્રહણ કરવાની ના પાડી. કારણકે જે વહાણ ખરાબે ચઢ્યું હતું તે પણ ૩૭ મી પલ્ટણના સૈનિકોથી ભરપૂર હતું. એકી સાથે આટલા બધા ઉતારૂઓ સાથે બે વહાણને ચલાવવા જેટલું સામર્થ્ય આ વહાણમાં ન હોતું. વળી વહાણના ઉતારૂઓ સવારની ગુલાબી ઉંઘ લેતા હોવાથી તે બધાને હરકત કરવી એ કપ્તાનને ઠીક લાગ્યું નહિ. કમિશનર ટેલર સાહેબ એ વખતે ત્યાં હાજર હતા. તેણે ઉતારૂઓને ઉતારી નાખવાનો હુકમ આપ્યો. બહુ આનાકાની બાદ સૈનિકોનો સમાસ થયો. પરંતુ એ વહાણ ઘણા ઉતારૂઓથી ભરપૂર બે

વહાણો ધસડી જઇ શકે તેમ નહોતું. આથી હાજર રહેલા સૈનિકોમાંના અર્ધાને પાછા ફરવું પડયું. પ્રથમ તો કર્નલ ફેન્વિકને આ સૈન્યની સરદારી આપવાનું ઠર્યું હતું, પણ તેણે આટલા થોડા સૈનિકોની સરદારી લેવાની ના પાડી. આથી કપ્તાન ડન્બાર નામના માણસને આ કામ સોંપવામાં આવ્યું. દાનાપુરના વૃદ્ધ સેનાપતિને કપ્તાન ડન્બારની યોગ્યતા બાબત બહુ શંકા હતી. તેણે પાછળથી જણાવ્યું હતું કે કપ્તાન ડન્બારની યોગ્યતા વિષે કર્નલ ફેન્વિક કદાચ કંઇ જાણતો નહિ હોય.[1] એક અયોગ્ય સરદાર નિયતિના અચળ નિયમને વશ થવા માટે કોઈ ખરાબ મુહૂર્તમાં દાનાપુરથી રવાના થયો.

વહાણ લગભગ ૭ા વાગે કિનારે ઉભેલા યુરોપિઅનોના જયનાદ સાથે રવાના થયું. પટણાના કમિશનરનો મદદગાર માંગલ્સ સાહેબ અને છાપરાના મેજીસ્ટ્રેટ મેકડોનાલ્ડ સાહેબ આરા જતા લશ્કર સાથે જોડાયા હતા. તેઓ પોતાનું કાર્ય છોડી સૈનિકો બન્યા હતા. વહાણે મુસાફરી શરૂ કરી. વહાણમાં કોઇ જાતની વ્યવસ્થા નહોતી. નિયતિના અખંડનીય નિયમ પ્રમાણે જેઓ અજાણપણે મૃત્યુના મુખમાં ધકેલાય તેઓનામાં પહેલેથી તે છેલ્લે સુધી ગડબડ મચ્યા જ કરે. કપ્તાન ડન્બારના સૈનિકો વહાણમાં ચઢયા બાદ નાના પ્રકારની અશાન્તિ ભોગવવા લાગ્યા. તેઓ ભૂખ્યે પેટે વહાણપર ચઢયા હતા. વહાણપર ચઢયાબાદ તેઓને તેજ સ્થિતિમાં રહેવું પડયું. વહાણ પર ખોરાકીનો તોટો નહોતો. પણ નાના પ્રકારની ગડબડને લીધે સૈનિકોને ખાવાનું આપવામાં આવ્યું નહિ. લગભગ બે વાગે ખરાબે ચઢેલા વહાણને તરતું કરવામાં આવ્યું. વહાણ અમુક સ્થળે આવી પહોંચ્યું એટલે

1. Martin, Indian Empire. Vol. II. P. 403.

બધા સૈનિકોને હોડીઓમાં બેસવું પડયું. કારણકે અહીંથી આરાની પાસે આવેલા સ્થળે જતાં એક નહેરમાંથી પસાર થવું પડતું હતું. હોડીઓ નક્કી કરેલે સ્થળે આવી પહોંચી. અહીંથી આરા થોડા માઇલ દૂર હતું. સૈનિકો હજુ ભૂખ્યા હતા. તેઓ ભૂખના દુઃખથી પીડાતા પીડાતા રાતના ૭ વાગે હોડીઓમાંથી કિનારે ઉતર્યા. કપ્તાન ડન્બાર ચંદ્રના અજવાળામાં ભોમિઆની મદદથી આરા તરફ ચાલવા લાગ્યો. થોડે દૂર જતાં એક પૂલ આવ્યો. સૈનિકોએ ત્યાં પડાવ નાખી ભૂખ શાંત કરવા ખાતર થોડી બિસ્કુટો અને દારૂની માગણી કરી. પરંતુ કપ્તાન સાહેબે એ માગણી ના કબુલ કરી તેજ રાત્રે આરા પહોંચવાનો નિશ્ચય કાયમ રાખ્યો. ભૂખ્યા સૈનિકો ૧૧ વાગ્યાને સુમારે પાછા મુસાફરી કરવા લાગ્યા. એ વખતે ચંદ્ર અસ્ત પામ્યો હતો. મધરાત પહેલાં ચોતરફ ભીષણ અંધકાર ફેલાઇ ગયો હતો. કપ્તાન ડનબાર બંડખોર સિપાહીઓની હાજરી વિષે કંઇ શંકા ન લાવતાં સૈનિકો સાથે એ અંધકારમાં આરા તરફ જવા લાગ્યો. આ પ્રમાણે તેઓ આરા તરફ ધસ્યા જતા હતા. એ દરમિઆન રસ્તાની બાજુએ આવેલા આંબાવાડિઆમાંથી અકસ્માત ગોળીબાર થવા લાગ્યા. એક ક્ષણમાં ડન્બારના સૈનિકો પર ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. પહેલીજ ગોળીથી કેપ્ટન ડન્બાર મરણ પામ્યો. સૈનિકોને દોરવામાં કપ્તાન ડન્બારે જો ભૂલ કરી હોય તો તે ભૂલનું તેને યોગ્ય ફળ મળ્યું. ગોળીથી વિંધાયા બાદ તે જીવતો નજરે પડયો નહિ.

રણક્ષેત્રપર સરદાર માર્યો ગયો. અંધકારમાં ચોતરફથી ગોળીઓ ફેંકાવા લાગી. ગોળીઓના મારાથી કેટલાક સૈનિકો કાયમને માટે નિદ્રાધીન થઇ પડયા. આવા ઓચિંતા હલ્લાથી આખું સૈન્ય બહુ

મુશ્કેલીમાં આવી પડયું. તેઓ અંધકારને લીધે સામાવળિઆઓને જોઇ શકતા નહોતા. તેમાં પણ આંબાવાડિઆને લીધે તેઓની ગોળીઓ લક્ષ્યભ્રષ્ટ થઇ પડતી હતી. યુરોપિઅનોનો શ્વેત વર્ણ અને શ્વેત પોશાક સિપાહીઓને બહુ મદદ કરતાં હતાં. હવે તેઓ છુપાઇ જવાની પેરવી કરવા લાગ્યા. થોડા, વખતમાં ભેરી નાદ થયો. બધા સૈનિકો મેદાન તરફ નાસવા લાગ્યા. મેદાનપર એક પાણી વિનાની તલાવડી હતી. એ તલાવડીમાં બધા સોલ્જરો છુપાઇ ગયા. પરંતુ તેઓ ત્યાં સર્વાંશે સુરક્ષિત નહોતા. હથિયારોના ખડખડાટ પરથી સિપાહીઓએ એ સ્થાન ખોળી કાઢ્યું હતું. તેઓએ એ સ્થાનપર ગોળીબાર ચલાવ્યો. આ ગોળીબારથી આ સુરક્ષિત સ્થળે પણ કેટલાક ગોરા મરણ પામ્યા. અંગ્રેજો આવી શોચનીય સ્થિતિમાં આખી રાત એ સ્થળે પડયા રહ્યા. સવાર પડી. આરા ત્યાંથી અર્ધો માઇલ દૂર હતું. એથી ઉલટું તેઓ જે વહાણમાં આવ્યા હતા, તે વહાણ આગળ પહોંચવાને ૧૨ માઇલ ચાલવું પડે તેમ હતું. ખાઇ હોવાથી હોડીઓ સિવાય ત્યાં પહોંચાય તેમ નહોતું. કપ્તાન ડન્બારના થાકેલા સૈનિકો એવી દુર્દશામાં આવી પડયા હતા કે તેઓ આરા તરફ ન જતાં વહાણ તરફ જવા તૈયાર થયા. પણ રસ્તામાં તેઓની દુર્ગતિની સીમા રહી નહિ. સિપાહીઓ ચોતરફથી તેઓનાપર ગોળીઓ ફેંકવા લાગ્યા. ઘરનાં છાપરાં, માટીની દિવાલ, ઝાડી, બાગ, ખાઇ વગેરે સર્વ સ્થાનો જાણે સજીવ બની ગોળીબાર કરતાં હોય એવું જણાવા લાગ્યું. અંગ્રેજોની સંખ્યા ઘટવા લાગી. તેઓ જેમ જેમ ખાઇ તરફ જતા ગયા તેમ તેમ તેઓને જણાયું કે બંડખોરો સર્વત્ર ફેલાઇ ગયા છે. તેઓ હલ્લો કરનારાને જોઇ શકતા નહોતા. કારણ કે સિપાહીઓ ઝાડીની ઓથે

રહી ગોળીબાર કરતા હતા. તેઓ કેવળ જે સ્થળે સિપાહીઓની બં-દુકમાંથી ધૂમાડો નીકળતો હતો, તે સ્થાન તરફ ગોળીબાર કરતા હતા. પરંતુ તેથી કંઇ પરિણામ આવતું નહોતું. દરેક બાબતમાં તેઓને અગવડ નડતી હતી. તેઓની પાસે ઘાયલ સૈનિકોને લઇ જવાની ડો-ળીઓ નહોતી. તેઓની સારવાર કરવા માટે ડાક્ટર કે બીજા લોકો નહોતા. તેઓના દુશ્મનો નજરે દેખાતા નહોતા. ફક્ત એકજ ડાક્ટર તેઓની સાથે આવ્યો હતો, પણ તે ઘવાયા હોવાથી કંઇ કાર્ય કરી શકતો નહોતો. તેઓને કેવળ એકજ સગવડ હતી તે એ કે તેઓના સાથીઓ જેમ જેમ ઓછા થતા જતા હતા તેમ તેમ બંડખોરોનો દારૂગોળો ઘટતો જતો હતો. જો આ સાધનનો તોટો ન પડચો હોત તો તેઓમાંનો એક પણ નાસી શકત નહિ.

આ પ્રમાણે શોચનીય સ્થિતિમાં અંગ્રેજો ખાઇ પાસે આવી પહોંચ્યા. તેઓનાં સુભાગ્યે નૌકાઓ હાજર હતી. ગામડિઆઓએ પણ દયા કરી તેઓને હોડીઓ એકત્ર કરી આપી હતી. પરંતુ ન્હા-સેલુ સૈનિકોમાં વ્યવસ્થાનું નામ નહોતું. દરેક પોતપોતાને સુરક્ષિત કરવા માગતા હતા. ઓફિસરોનું કોઇ માનતું નહોતું. આ વખતે પણ સિપાહીઓનો ગોળીબાર ચાલુ હતો. બધી હોડીઓ બાળી નાખ-વાનો અગર ડુબાડી દેવાનો પણ તે લોકોએ પ્રયત્ન કર્યો. તેઓએ બે હોડીઓ ડુબાડી દીધી. એક હોડીને સળગાવી દીધી, ગરીબ બિચારા ન્હાસેલુઓ! પોતાનાં જીવન માટે આમતેમ તરફડિઆં મારવા લાગ્યા. તેઓએ પોતાનાં હથિયારો છોડી દીધાં; પોશાક ફેંકી દીધો અને ઉન્મત્તની પેઠે કુદી કુદીને હોડીઓપર ચઢી ગયા. પરંતુ એથી એ અ-ભાગીઓનો છુટકો ન થયો. કોઇ કોઇ સિપાહીઓની ગોળીઓથી

મરણ પામ્યા, કોઈ કોઇ પાણીમાં ડુબી મુઆ, કોઇ કોઇ હોડીમાં લાગેલી આગથી બળી મુઆ. સૌની પછી એક સૈનિકે જે હોડીનો આશરો લીધો હતો તે હોડી સળગવા લાગી એટલે તેમાંના માણસો પાણીમાં કુદી પડયા. એ સૈનિક પણ તેઓની સાથે પાણીમાં કુદ્યો. એ વખતે તેના ગળાંપર ગોળી લાગી. સૈનિક તરતજ ડુબી ગયો. થોડીવાર બાદ વળી તેણે પાણીમાંથી માથું ઉચું કર્યું, હથિયારો છોડી દીધાં અને ઉંચા સુરે પોતાના સાથીને સંબોધી બોલ્યો " રજા લઉં છું, હવે રજા લઉં છું. " એમ કહી તે ડુબી ગયો. એ સૈનિક ત્યાર બાદ તેના સાથીઓની નજરે નજ પડયો.

જેઓ માંડમાંડ સામે કિનારે જઇ પહોંચ્યા તેઓ અતિશય હેરાન થઇ વહાણ આગળ જઇ પહોંચ્યા. વહાણ આ લોકોને લઇ દાનાપુર રવાના થયું. જ્યારે તે દાનાપુર નજીક પહોંચ્યું ત્યારે ત્યાંના યુરોપિઅનો પોતાનું ધાર્યું થયું માની વહાણમાંના સૈનિકોને ઉત્સાહભેર વધાવી લેવા તૈયાર થઇ ઉભા. વહાણ આવી પહોંચ્યું પણ તેમાંથી આનંદના અવાજો ન સંભળાયા, કોઇએ ઉત્સાહનાં ચિહ્નો ન જણાવ્યાં આથી કિનારે ઉભેલા યુરોપિઅનોનાં મોં પડી ગયાં. તેઓ અતિશય ઉદ્વેગ પૂર્વક વહાણ તરફ જોવા લાગ્યા. વહાણ ધીરેધીરે ઇસ્પિતાલ તરફ જવા લાગ્યું. એક દિવસ પહેલાં જેઓ સાજાતાજા હતા, સાહસ અને વીરત્વની છાયા જેઓના મુખપર ફેલાઈ રહી હતી તેઓ અત્યારે દુર્દશાને સીમાડે આવી પહોંચ્યા હતા. ચારસો જુવાનો દાનાપુરથી રવાના થયા હતા, તેમાંના અર્ધા રસ્તામાં મરણ પામ્યા હતા. તેઓનાં મુડદાં શિઆળ, કુતરાં ને ગીધોનું ભોજન બન્યા હતાં. બીજા અર્ધા ભાગમાંના ફક્ત ૫૦ જણ અક્ષત શરીરે પાછા આવ્યા હતા.

દાનાપુરના યુરોપિઅનો અત્યાર સુધી વહાણ પરના લોકોને મૂગા જોઈ ઉત્સુકતાપૂર્વક અંદરોઅંદર તેનું કારણ પૂછતા હતા. પણ જ્યારે વહાણ કિનારે આવી પહોંચ્યું ત્યારે તેઓ સમજ્યા કે એ નિસ્તબ્ધતા ભયંકર મૃત્યુ અને અચિંતનીય વિપત્તિના વખતની નિસ્તબ્ધતા હતી. હવે તેઓનાં મોં પર પ્રફુલ્લતાને બદલે ગંભીર વિષાદની છાયા છવાઇ ગઇ. સ્ત્રીઓ ઉંડા શોકથી અધીરી બની છાતી કૂટવા લાગી. કોઇ કોઇ પોતાના વાળ પીંખી નાખવા લાગી, અને આ ભયંકર કર્મ કરનારને સજા કરવાની ઇશ્વરને પ્રાર્થના કરવા લાગી. પુરૂષો ઉગ્ર શોકથી ઉન્મત્ત બની ગયા. સેનાપતિ લોઇડ આ બાબતમાં ગુનેહગાર ન હોતો. પરંતુ દાનાપુરના યુરોપિઅનો તો એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે તેઓ સેનાપતિને જોતે તો તેના શરીરના ટુકડે ટુકડા કરી નાખત.

જેઓ આરાનો ઉદ્ધાર કરવા ગયા હતા. તેઓની આવી શોચનીય દશા થઇ હતી. પરંતુ તેઓમાંના કોઇ કોઇએ આવી દશામાં પણ બહાદુરી બતાવી હતી. આ વખતે કેટલાક દિવાની અમલદારો પણ વીરવેશ પહેરી લડવા બહાર પડયા હતા. લડાઇના મેદાનપર તેઓએ વીર સૈનિકોની પાસે ઉભા રહી અપાર શૌર્ય દર્શાવ્યું હતું. અગાઉના દિવાની અમલદારો લશ્કરી કામથી અજાણ્યા નહોતા. તેઓ શિકાર કરતા તેથી તેઓને ઘોડે બેસતાં ને હથિયારો વાપરતાં બહુ સારી રીતે આવડતું હતું. જંગલી જનાવરો સાથે લડાઇ કરવાથી તેઓમાં સાહસ, અને સમયસુચકતા આવતી હતી: આવા ગુણોમાં તેઓ કેટલીક વખતે લશ્કરી માણસો કરતાં પણ ચઢિઆતા માલમ પડતા હતા. જ્યારે ચાર્લ્સ મેટ્કાફે ભરતપુરપર હલ્લો કરનાર સૈનિકોને ઉત્સાહ ચડાવ્યો હતો, 'માઉન્ટ સ્ટુઅર્ટ' એલ્ફીન્સ્ટને ગુસાઇની લડાઇમાં

સર આર્થર વેલેસ્લિની બાજુએ રહી અસાધારણ વીરત્વ બતાવ્યું હતું, ત્યારે દિવાની અમલદારોની બહાદુરી અજાણી ન હોતી. ૧૮૫૭ માં પણ એ બહાદુરીનું અવસાન થયું ન હોતું. એ બહાદુરી હવે વિકાસ પામી હતી. લેખિનીની માફક તરવાર અને બંદુક પણ દિવાની અમલદારોના અભ્યાસનો વિષય બન્યાં હતાં. શાંતિના સમયમાં જે મનુષ્ય લેખિની ચલાવવામાં કાર્યપટુતા દર્શાવતો તેજ માણસ લડાઇના સમયમાં તરવાર અને બંદુક વાપરવામાં તેવીજ કાર્ય-કુશળતા બતાવી શકતો હતો. આરા ગયેલા લશ્કરમાં એવા કેટલાક અમલદારો હતા. અગાઉ કહ્યું છે તેમ પટણાના કમિશનરના સહકારી રોસ માંગલ્સ સાહેબ અને છાપરાનાં મેજિસ્ટ્રેટ મેકડોનાલ્ડ સાહેબ આરાનો ઉદ્ધાર કરવા ગયા હતા. માંગલ્સ સાહેબે એક ઘાયલ સૈનિકને ઉપાડી ૭ માઈલનો રસ્તો કાપ્યો હતો. તેઓ નૌકાપર ચઢવા માટે પાણીમાં કુદી પડયા છતાં તેણે પેલા ઘાયલને છોડયો ન હોતો. ૨૪ કલાકની ભૂખ સહ્યા છતાં અને ૪૮ કલાક સુધી લશ્કરી પોશાકથી સજ્જ રહ્યા છતાં તથા સિપાહીઓનું કાર્ય તપાસવાનું જોખમદારી-વાળું કાર્ય બજાવવા છતાં તેમની શક્તિ શિથિલ થઇ નહોતી. તેઓ પાણીમાં પણ પેલા ઘાયલ સૈનિકને ઉપાડી હોડી પાસે આવ્યા હતા અને તેને હોડીપર ચડાવ્યા બાદ પોતે ચઢયા હતા. મેકડોનાલ્ડ સાહેબે પણ ભારે સાહસ દર્શાવ્યું હતું. કેપ્ટન ડન્બાર ગોળીથી વિંધાઇ ગયો ત્યારે તે તેની બાજુએ ઉભા હતા. ઘવાએલા સરદારના શરીરમાંથી નીકળેલા લોહીથી તેના શરીરનો ઘણો ભાગ ખરડાયો હતો. તે ઘવાયા હતા છતાં પાછા હઠયા ન હોતા. તેઓ જે હોડીપર બેઠા હતા તેનાં

દાનાપુરના યુરોપિઅનો અત્યાર સુધી વહાણ પરના લોકોને મૂગા જોઇ ઉત્સુકતાપૂર્વક અંદરોઅંદર તેનું કારણ પૂછતા હતા. પણ જ્યારે વહાણ કિનારે આવી પહોંચ્યું ત્યારે તેઓ સમજ્યા કે એ નિસ્તબ્ધતા ભયંકર મૃત્યુ અને અચિંતનીય વિપત્તિના વખતની નિસ્તબ્ધતા હતી. હવે તેઓનાં મોં પર પ્રફુલ્લતાને બદલે ગંભીર વિષાદની છાયા છવાઇ ગઇ. સ્ત્રીઓ ઉંડા શોકથી અધીરી બની છાતી કૂટવા લાગી. કોઇ કોઇ પોતાના વાળ પીંખી નાખવા લાગી, અને આ ભયંકર કર્મ કરનારને સજા કરવાની ઇશ્વરને પ્રાર્થના કરવા લાગી. પુરૂષો ઉગ્ર શોકથી ઉન્મત્ત બની ગયા. સેનાપતિ લોઇડ આ બાબતમાં ગુનેહગાર ન હોતો. પરંતુ દાનાપુરના યુરોપિઅનો તો એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે તેઓ સેનાપતિને જોત તો તેના શરીરના ટુકડે ટુકડા કરી નાખત.

જેઓ આરાનો ઉદ્ધાર કરવા ગયા હતા. તેઓની આવી શોચનીય દશા થઇ હતી. પરંતુ તેઓમાંના કોઇ કોઇએ આવી દશામાં પણ બહાદુરી બતાવી હતી. આ વખતે કેટલાક દિવાની અમલદારો પણ વીરવેશ પહેરી લડવા બહાર પડયા હતા. લડાઇના મેદાનપર તેઓએ વીર સૈનિકોની પાસે ઉભા રહી અપાર શૌર્ય દર્શાવ્યું હતું. અગાઉના દિવાની અમલદારો લશ્કરી કામથી અજાણ્યા નહોતા. તેઓ શિકાર કરતા તેથી તેઓને ઘોડે બેસતાં ને હથિયારો વાપરતાં બહુ સારી રીતે આવડતું હતું. જંગલી જનાવરો સાથે લડાઇ કરવાથી તેઓમાં સાહસ, અને સમયસૂચકતા આવતી હતી. આવા ગુણોમાં તેઓ કેટલીક વખતે લશ્કરી માણસો કરતાં પણ ચઢિઆતા માલમ પડતા હતા. જ્યારે ચાર્લ્સ મેટ્કાફે ભરતપુરપર હલ્લો કરનાર સૈનિકોને ઉત્સાહ ચડાવ્યો હતો, માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટને અસાઇની લડાઇમાં

અને વહાણ પર ચઢી ઘાયલોના ઘા ધોઇ સાફ કર્યા બાદ તેમને દારૂ પાઇ સંતોષવા લાગ્યો.[૧]

આરાના અંગ્રેજો હવે બહુ મુંઝાવા લાગ્યા. રાત પૂરી થયા બાદ એક શિખે સિપાહીઓથી છુપી રીતે કિલ્લામાં જઇ તેઓને તેમની દુર્ગતિના સમાચાર આપ્યા. આ સમાચારથી અંગ્રેજો બહુજ દિલગીર થયા પરંતુ તેથી તેઓનું સાહસ નષ્ટ થયું ન હોતું. તેઓનું પાણી ખૂટી ગયું હતું. ગોળીઓના વરસાદમાં બહારથી પાણી લાવી શકાય તેમ નહોતું. છેવટે બહાદુર શિખોને એ મકાનના કમ્પાઉન્ડમાંજ ૧૮ ફુટ ઉંડો કુવો ખોદ્યો. બેકર્સ બેલની હોશિયારીથી ટોટા તૈયાર થવા લાગ્યા. કિલ્લામાં બિસ્કુટ, મેવો વગેરે પુષ્કળ હતું. પણ માંસભોજી અંગ્રેજોને એથી તૃપ્તિ થતી ન હોતી. કેવળ નિરામિષ ભોજન તેઓની શક્તિ વધારવામાં મદદકર્ત્તા થતું નહિ. આથી તેઓ પોતાની તૃપ્તિ માટે માંસ મેળવવા તૈયાર થયા. તેઓનો ઉદ્યોગ સફળ થયો. રાતને વખતે ઘણાં બકરાં મોજમાં ચરતાં ચરતાં તેમના કિલ્લાપાસે આવી પહોંચતાં. એક દિવસે રાતને વખતે તેઓએ ચાર બકરાં પકડયાં. તેનાં માંસથી તેઓ તૃપ્ત થયા. આ તરફ સિપાહીઓ પણ કંઇ નવરા બેઠા નહોતા. તેઓએ ખાઇ ખોદી અંગ્રેજોના કિલ્લાને ઉડાવી દેવાનો પ્રયત્ન કર્યો, પણ અંગ્રેજોએ પણ સામી ખાઇ ખોદી તેઓનો ઉદ્દેશ પાર પાડવામાં અડચણ નાખી. આ પ્રમાણે સાત દિવસ ગયા. અત્યાર સુધી તેઓએ અપૂર્વ કુશળતા પૂર્વક બચાવ કર્યો હતો. પણ હવે તેઓને બહુ અડચણ પડવા લાગી. તે દરમિઆન ૨ જી ઓગસ્ટે તેઓએ જોયું કે ઘણા માણસો બળદગાડી, હાથી, ઉંટ અને

---

૧ Martin, Indian Empire Vol II P. 403.

હલેસાં સિપાહીઓએ લઇ લીધાં હતાં અને સુકાન દોરીવડે બાંધી દીધું હતું આથી હોડી આમ તેમ ફરતી ફરતી કિનારા તરફ જવા લાગી. સિપાહીઓએ આ વખતે હોડી પર ગોળીબાર કર્યો. નૌકાનું છાપરૂં મજબુત હતું તેથી જેઓ અંદર હતા તેઓને કશી ઇજા થતી ન હોતી. પણ સુકાન હાથમાં રાખવાની જરૂર હતી. આ કામ કરવાનું સાહસ કોઇ કરી શકતું ન હોતું. આ વખતે મેકડોનાલ્ડ સાહેબે હામ ભીડી. તેણે અસંખ્ય ગોળીઓના મારા વચ્ચે સુકાન સરખું કર્યું. સુભાગ્યે તેના શરીરને જરા પણ ઇજા ન થઇ. કેટલીક ગોળીઓ ટોપીને છરકાઇ ચાલી ગઇ. સુકાન સરખું થવાથી હોડી બરાબર ચાલી, અને નિશ્ચિત સ્થળે જઇ પહોંચી.[૧] એક ફ્રેંચ એ વખતે આરાની નજીક આવેલી રેલ્વેમાં નોકર હતો. ગોળીના મારથી તેનો પગ ભાગી ગયો હતો. છતાં તેણે દુર્દશામાં આવી પડેલા અંગ્રેજોને પુષ્કળ મદદ આપી હતી. તેના માયાળુપણાથી મુગ્ધ બની ગામડિઆઓએ તેને એક નૌકા આણી આપી હતી.[૨] પેલા ફ્રેંચે એ નોકામાં ૬૦ ઘાયલ સૈનિકોને બેસાડી વહાણમાં ચઢાવ્યા હતા. બીજા ઘાયલોને બચાવવા માટે તે એ નૌકામાં ગયો નહોતો. છેવટે એ દયાળુ અને સાહસિક માણસ નદીના પ્રવાહમાં પડી તરતો તરતો વહાણ આગળ ગયો

૧. મેકડોનાલ્ડ સાહેબને આ કાર્ય ખાતર સાહસિક સૈનિકોને મળતો વિક્ટોરિઆ ક્રોસનો ચાંદ મળ્યો હતો. તેઓ છેવટે કલકત્તાની હાઇકોર્ટના જજ બન્યા હતા.

૨. આ વખતે કેટલાક દયાળુ પુરુષોએ નાસતા અંગ્રેજોને બહુ મદદ કરી હતી. કોયલોઘરની પાસે આવેલા સ્થળના એક દયાળુ માણસે ત્રણ અંગ્રેજોને આશ્રય આપવાથી સરકારે તેને નવાજ્યો હતો.

અને વહાણ પર ચઢી ઘાયલોના ઘા ધોઇ સાફ કર્યા બાદ તેમને દારૂ ખાઇ સંતોષવા લાગ્યો.[1]

આરાના અંગ્રેજો હવે બહુ મુંઝાવા લાગ્યા. રાત પૂરી થયા બાદ એક શિખે સિપાહીઓથી છુપી રીતે કિલ્લામાં જઇ તેઓને તેમની દુર્ગતિના સમાચાર આપ્યા. આ સમાચારથી અંગ્રેજો બહુજ દિલગીર થયા પરંતુ તેથી તેઓનું સાહસ નષ્ટ થયું ન હોતું. તેઓનું પાણી ખૂટી ગયું હતું. ગોળીઓના વરસાદમાં બહારથી પાણી લાવી શકાય તેમ નહોતું. છેવટે બહાદુર શિખોને એ મકાનના કમ્પાઉન્ડમાંજ ૧૮ ફુટ ઉંડો કુવો ખોદ્યો. બેકર્સ બેલની હોશિયારીથી ટોટા તૈયાર થવા લાગ્યા. કિલ્લામાં બિસ્કુટ, મેવો વગેરે પુષ્કળ હતું. પણ માંસભોજી અંગ્રેજોને એથી તૃપ્તિ થતી ન હોતી. કેવળ નિરામિષ ભોજન તેઓની શક્તિ વધારવામાં મદદકર્ત્તા થતું નહિ. આથી તેઓ પોતાની તૃપ્તિ માટે માંસ મેળવવા તૈયાર થયા. તેઓનો ઉદ્યોગ સફળ થયો. રાતને વખતે ઘણાં બકરાં મોજમાં ચરતાં ચરતાં તેમના કિલ્લાપાસે આવી પહોંચતાં. એક દિવસે રાતને વખતે તેઓએ ચાર બકરાં પકડયાં. તેનાં માંસથી તેઓ તૃપ્ત થયા. આ તરફ સિપાહીઓ પણ કંઇ નવરા બેઠા નહોતા. તેઓએ ખાઇ ખોદી અંગ્રેજોના કિલ્લાને ઉડાવી દેવાનો પ્રયત્ન કર્યો, પણ અંગ્રેજોએ પણ સામી ખાઇ ખોદી તેઓનો ઉદ્દેશ પાર પાડવામાં અડચણ નાખી. આ પ્રમાણે સાત દિવસ ગયા. અત્યાર સુધી તેઓએ અપૂર્વ કુશળતા પૂર્વક બચાવ કર્યો હતો. પણ હવે તેઓને બહુ અડચણ પડવા લાગી. તે દરમિઆન ૨ જી ઓગસ્ટે તેઓએ જોયું કે ઘણા માણસો બળદગાડી, હાથી, ઉંટ અને

---

૧ Martin, Indian Empire Vol II P. 403

ઘોડાનો લૂંટેલો સરસામાન લઈ નાસી જાય છે. એ વખતે પણ સિપાહીઓનો ગોળીબાર ચાલુ હતો. ધીમે ધીમે એ ગોળીબાર શિથિલ પડવા લાગ્યો. જેમ જેમ વખત વધતો ગયો તેમ તેમ અંગ્રેજોને બીક લાગવા લાગી. એ દરમિઆન તેઓએ તોપોનો ગડગડાટ સાંભળ્યો. તેમના હૃદયમાં આશા ને નિરાશા, હર્ષ ને વિષાદના પરસ્પર વિરોધી ભાવો પેદા થયા. તેઓ ઉત્સુકતા પૂર્વક કાન માંડી બેઠા. પ્રતિક્ષણે એ બાજુના સમાચાર જાણવા તલપાપડ થવા લાગ્યા. છેવટે ખાત્રી થઇ કે બચાવ કરનારૂં સૈન્ય આવી પહોંચ્યું છે. તેઓ આ ખાત્રીથી આનંદ પામી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા.

તોપચીઓની ટુકડીનો વિન્સેન્ટ આયર નામનો સૈનિક પોતાનું સૈન્ય લઇ જળમાર્ગે અલાહાબાદ જતો હતો. તેનું વહાણ ૨૫ મી જુલાઈએ સંધ્યાકાળ વખતે દાનાપુર આવ્યું. બરાબર આજ વખતે સેનાપતિ લોઈડની પલ્ટણોએ દાનાપુર છોડયું. વિન્સેન્ટ આયર તરત સેનાપતિ પાસે જઇ પહોંચ્યો. તેણે સિપાહીઓની પાછળ પડવાની રજા માગી. તેને તેમ કરવાની રજા આપવામાં આવી. આયર બીજે દિવસે દાનાપુરથી બકસર ગયો. ત્યાં તેણે સાંભળ્યું કે સીપાહીઓ શોણનદ ઉતરી આરા તરફ ગયા છે. આયરે તરતજ ગાઝીપુર તરફ મુસાફરી કરી. તે સ્થળના બચાવ માટે બે તોપો રાખી તે પાછો બકસર આવ્યો અને આરા જવા તૈયાર થયો. અહીંથી તેણે એક ટુકડી લશ્કર પોતાની સાથે લીધું. આયર એ લશ્કર અને તોપો લઇ ૩૦ મી જુલાઇએ આરા તરફ રવાના થયો.

આરા કુમારસિંહને કબજે થયું હતું. વૃદ્ધ રજપૂત–વીરના પ્રતાપથી આરાના રહેવાશીઓ કંપતા હતા છતાં તેઓ દુર્દશામાં આવી પડયા

નહોતા. કુમારસિંહે નિર્દોષ પ્રજાના જાનમાલને અડકવાની મના કરી હતી. એ વખતે કેટલાક બંગાળીઓને બંડખોરાએ કુમારસિંહ સમક્ષ રજૂ કર્યા. તેઓ અંગ્રેજના પક્ષમાં હતા; અંગ્રેજોની નોકરી કરી દહાડા ગુજારતા હતા. આથી તેઓને દૃઢ ખાત્રી હતી કે કુમારસિંહ અમને ફાંસીએ લટકાવશે. બંગાળીઓ ગભરાતા ગભરાતા કુમારસિંહ સામે આવી ઉભા. વૃદ્ધ વીરે આંખોફાડી ગંભીરપણે તેઓના તરફ નજર ફેંકી. એ દૃષ્ટિમાં નહોતો ગુસ્સો, નહોતી ક્રૂરતા કે નહોતી કઠોરતા. તેની આંખ શાંત છતાં જ્યોતિર્મય હતી. કુમારસિંહે શાંતિપૂર્વક બંગાળીઓ તરફ જોઇ કહ્યું, " તમે કંઇપણ બીક રાખ્યા વગર તમારા દેશમાં ચાલ્યા જાઓ, મારા હુકમથી તમારો કોઈ વાળ પણ વાંકો કરી શકશે નહિ. " એમ કહી તેણે તેઓને હાથી પર પટણા મોકલી દેવાનો હુકમ કર્યો- એ વીરપુરુષે નિર્દોષ બંગાળીઓના લોહીથી હાથ ખરડયા નહિ. વૃદ્ધ કુમારસિંહ આવો ઉદાર હતો.

આયર બક્સરથી અઠ્ઠાશી માઇલ દૂર આવેલા શાહપુર નામનાં સ્થળે આવ્યો ત્યારે તેને કપ્તાન ડન્બારના પરાજયના સમાચાર મળ્યા. વરસાદ વરસ્યો હોવાથી બક્સર અને આરા વચ્ચેનો માર્ગ પાણીથી ભરપુર બની ગયો હતો તો પણ આયરે મુસાફરી ચાલુ રાખી. તે ૧ લી ઓગસ્ટે ગુજરાજગંજ નામનાં ગામડા પાસે આવી પહોંચ્યો. તેની બંને બાજુએ આવેલાં ખેતરો પાણીથી ઢંકાઇ ગયાં હતાં. થોડે દૂર ગાઢ ઝાડી આવેલી હતી. ઝાડીમાં અંગ્રેજ સેનાપતિને અટકાવવા ખાતર કુમારસિંહે લશ્કર ગોઠવ્યું હતું. આયર ૨ જી ઓગસ્ટે સવારમાં મુસાફરી કરવાની તૈયારી કરતો હતો, એવામાં ઓચિંતું રણશીંગડું ફુંકાયું. આ શબ્દ સાંભળી સેનાપતિ સમજી ગયો કે થોડે દૂર બંડખોરો-

નું સૈન્ય લડવા તૈયાર થઇ ઉભું છે. થોડી વારમાં કુમારસિંહનું સૈન્ય તેની નજરે પડયું. અંગ્રેજ સેનાપતિ લડવા તૈયાર થયો. કુમારસિંહનું સૈન્ય ઝાડની ઓથે રહી ગોળીબાર કરવા લાગ્યું. આયરે આગળના ભાગમાં તોપો ગોઠવી શત્રુઓ પર ગોળા ચલાવવાનો હુકમ આપ્યો. કુમારસિંહનું સૈન્ય સાહસિક અને જોરાવર હતું. તેની સંખ્યા પણ અંગ્રેજો કરતાં વિશેષ હતી. પણ બે બાબતેમાં તે અંગ્રેજોના કરતાં ઉતરતું હતું. એક તો તેની પાસે તોપો નહતી, ત્યારે અંગ્રેજોનું સૈન્ય તો તોપોની મદદથી સતત ગોળા ફેંક્યા કરતું હતું. બીજું તેની પાસે ઉંચી જાતની બંદુકો નહતી, ત્યારે અંગ્રેજોનું સૈન્ય તો "એન્ફીલ્ડ રાઇફલ" નામની ઉંચામાં ઉંચી બંદુકથી સજ્જ હતું. હથિયારો ઉત્કૃષ્ટ ન હોવાથી કુમારસિંહનું સૈન્ય વધુ વખત ટકી શક્યું નહિ. તોપોના મારા આગળ તેને પાછું હઠવું પડયું. અંગ્રેજ સેનાપતિ આગળ વધવા લાગ્યો. આ પ્રમાણે બે માઇલ ગયા બાદ એક નાની નદી આગળ તેને અટકવું પડયું, નદીને સામે પાર બીબીગંજ ગામડું હતું. નદી પાર જવા માટે જે પુલ હતો તે કુમારસિંહે તોડી પડાવ્યો હતો. એથી આયર એ સ્થળેથી નદી ઉતરી શક્યો નહિ. તે જમણી તરફ ફરી રેલ્વેના બંધ તરફ જવા લાગ્યો. એ બંધ પરથી આરા જવાનો એક રસ્તો પસાર થતો હતો; આયર એ રસ્તે આગળ વધવા લાગ્યો. પરંતુ કુમારસિંહ તેનો ઉદ્દેશ સમજી ગયો હતો. તે નદીને પેલેપારથી એ બંધ તરફ જવા લાગ્યો. અંગ્રેજ સેનાપતિ તેના તરફ ગોળાનો મારો ચલાવતો હતો પણ તે તરફ નજર ન કરતાં કુમારસિંહ તો આગળ વધતો ગયો. કોઇથી ન અટકાવી શકાય તેટલા વેગથી, અપૂર્વ ઉત્સાહ દાખવતો વીર કુમારસિંહ શત્રુને આવતા અટ-

ફાવવા તૈયાર થયો હતો. બીબીગંજ પાસેના મેદાનમાં ભયંકર લડાઇ શરૂ થઈ.

બંધની પાસે એક નાનું જંગલ હતું. અંગ્રેજ સેનાપતિ બંધ પસાર કરી આ બાજુ આવે તે પહેલાં એ જંગલ કુમારસિંહે કબજે કરી લીધું. એક ક્ષણમાં વનના મધ્ય ભાગમાંથી અંગ્રેજોના લશ્કર પર ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. ગોળીઓના મારાથી આયરનું સૈન્ય હેરાન થઈ ગયું. હવે તે આગળ વધી શક્યું નહિ કુમારસિંહે તેના ઉપર પ્રબળ હલ્લો કર્યો હતો. અંગ્રેજોનું લશ્કર આ હલ્લો એકદમ અટકાવી શક્યું નહિ. વૃદ્ધ રજપૂત વીરની બહાદુરી અને સાહસ જોઈ અંગ્રેજ સેનાપતિ ચમક્યો. તેણે શત્રુઓ પર ગોળાઓ ફેંકવાનો હુકમ આપ્યો, પણ એ ગોળાઓથી કંઇ વળ્યું નહિ. તોપોની પાસે જે પાયદળ સૈન્ય હતું, તે કુમારસિંહના હલ્લાથી તોપો છોડી પાછળ હઠી ગયું. કુમારસિંહનું સૈન્ય એ તક જોઇ પ્રબળ વેગે તોપો આગળ આવી પડ્યું. અંગ્રેજ સેનાપતિએ સંગીનો વડે હુમલો કરવાનો હુકમ આપ્યો. અંગ્રેજોની ઉત્કૃષ્ટ સંગીનો આગળ સિપાહીઓથી ટકી શકાયું નહિ. તેઓમાં ભંગાણ પડ્યું. આ પ્રમાણે આયરનો માર્ગ નિષ્કંટક થયો. રસ્તામાં એક બીજી નાની નદી હતી. આયરની તોપો ગાડી પર આવતી હતી. તે તોપો પેલે પાર લઇ જવા માટે એક પુલની જરૂર હતી. આ માટે સાધનો તૈયાર હતાં. રેલ્વેના કાર્ય માટે ઇંટોના ઢગલા પડ્યા હતા તે દ્વારા કામચલાઉ રસ્તો બાંધી તે પરથી તોપો પેલે પાર લઈ જવામાં આવી. હવે તેને કશી અડચણ ન નડી. તે ૩ જી ઓગસ્ટે સવારમાં આરા આવી પહોંચ્યો. આરાના અંગ્રેજો પોતાના ઉદ્ધારકર્તાને અક્ષત શરીરે આવેલો જોઇ બહુ રાજી થયા.

કુમારસિંહ જગદીશપુર ચાલ્યો ગયો હતો. તેના સૈન્યમાંના કેટલાક સિપાહીઓ ઘાયલ થઇ કેદ પકડાયા હતા. આયરે એ ઘાયલ સિપાહીઓ પર દયા ન દર્શાવતાં તેને દેહાંતદંડની શિક્ષા કરી. સ્થાનિક લોકો પાસેથી હથિયારો લઇ લેવામાં આવ્યાં. આ બધું કાર્ય કરતાં લગભગ સાત દિવસ પસાર થયા. ત્યારબાદ ૧૧ મી ઓગસ્ટે તે જગદીશપુર તરફ રવાના થયો. જગદીશપુર જતાં રસ્તામાં ગાઢ અરણ્ય આવતું હતું. કુમારસિંહે જંગલમાંના દુલુર નામના સ્થળ આગળ લશ્કર ગોઠવી અંગ્રેજોને અટકાવવાની પેરવી કરી હતી. પરંતુ તેનો એ પ્રયત્ન સફળ થયો નહિ. કુમારસિંહે જગદીશપુરના મહેલમાં પુષ્કળ અનાજ સંઘરી રાખ્યું હતું. આયરે એ બધું બહાર કાઢી સુરંગ ખોદી કુમારસિંહનો આખો મહેલ ઉરાડી દીધો. પવિત્ર દેવાલય પણ તેના કરાલ આક્રમણમાંથી બચ્યું નહિ. કુમારસિંહે પુષ્કળ પૈસા ખરચી એક દેવાલય બંધાવ્યું હતું, તે પણ અંગ્રેજ સેનાપતિએ તોડી પાડયું. કુમારસિંહના બે ભાઇ અમરસિંહ અને દયાળસિંહનાં મકાનોની પણ એવીજ દશા થઇ. જગદીશપુરથી થોડે દૂર જીતરા નામના સ્થળે કુમારસિંહનું એક મકાન આવેલું હતું. સેનાપતિ આયરે તે મકાનનો પણ નાશ કરાવ્યો.

દાનાપુરથી ૧૦ મી સોલ્જર પલ્ટણનાં સોલ્જરો આરાને બચાવવા ગયા, ત્યારે તેમણે કેવાં કૃત્યો કર્યાં હતાં તે સંબંધમાં એક યુરોપિઅન પત્ર લખનારે ઇંગ્લંડનાં એક પ્રસિદ્ધ વર્ત્તમાન પત્રમાં લખ્યું હતું કે તેઓએ ઘાયલ સિપાહીઓને પકડી રસ્તાપર આવેલાં ઝાડની ડાળીએ ફાંસીએ લટકાવ્યા હતા. જેઓ લડાઇમાં મરણ પામ્યા હતા તેનાં શબની પણ એવીજ દશા કરવામાં આવી હતી. કુમારસિં-

હેના મહેલમાં પચાસ સિપાહીઓ માર્યા ગયા હતા. તેનાં શબો પણ ઝાડની ડાળીઓએ લટકાવવામાં આવ્યાં હતાં. કુમારસિંહનો મહેલ નષ્ટ કરવામાં આવ્યો હતો. જગદીશપુરની આસપાસનાં ગામો બાળી લોકોને મારી નાખવામાં આવ્યા હતા[1] જગદીશપુરના દેવાલયોનો નાશ કર્યો હોવાથી વડા સેનાપતિ સર કોલિન કેમ્પબેલે આયરનાં વખાણ કર્યાં નહોતા. ગવર્નર જનરલ એક સૈનિક અમલદારનાં આવાં કાર્યથી બહુ શંકાશીલ બન્યો હતો.[2] કે સાહેબે લખ્યું છે કે જગદીશપુરનું દેવાલય જુનું નહોતું. લોકો જૂનાં મંદિરો તરફજ શ્રદ્ધા રાખે છે, તે દેવાલય કુમારસિંહે બંધાવ્યું હતું. આવી રીતે બંધાવેલા નવા દેવાલયોને હિંદુઓ બહુ માન આપતા નથી.[3] પરંતુ આ વચનો હિંદુઓને કદી રૂચવાનાં નથી. જે સ્થળે દેવપૂજા થતી હોય તે સ્થળ જુનું હો કે નવું પણ હિંદુઓ સમક્ષ તો પવિત્ર જ ગણાય છે. એ સ્થળ તીર્થસ્થાન ન ગણાય, લોકોનાં ટોળેટોળાં ત્યાં ભેગાં ન થાય, પરંતુ તેની પવિત્રતા સંબંધમાં હિંદુઓમાં મતભેદ હોતો નથી. સેનાનાયક આયરે પ્રબલ વૈરવૃત્તિને વશ થઇ આ કાર્ય કર્યું હતું. તેના આ કાર્યની પ્રશંસા કોઇ પણ રીતે યોગ્ય ન ગણાય.

૧૦ મી સોલ્જર પલ્ટણે જગદીશપુરનો નાશ કરતી વેળા જે નિર્દયતા દર્શાવી હતી, તેવીજ નિર્દયતા જગદીશપુરથી દાનાપુર પાછા ફરતી વેળા બતાવી હતી. એ સોલ્જરોનો સ્વભાવ રાક્ષસ કરતાં ઉતરતો નહોતો. તેઓએ સર્વત્ર રાક્ષસી પ્રકૃતિ દર્શાવી હતી. જ્યારે

૧ Martin. Indian Empire, Vol. II P. 406

૨ Martin, Indian Empire, Vol. II P. 145, note

૩ Kaye Sepoy War Vol II P 145=146

તીવ્ર મદ્ય તેમના પેટમાં રેડાતો ત્યારે તેઓને કંઇ ભાન રહેતું નહિ. દાનાપુરના વૃદ્ધ સેનાપતિને કામ પરથી દૂર કરવામાં આવ્યો એટલે તેઓ બહુજ ઉચ્છૃંખલ બની ગયા અને આખો દિવસ સુરાપાન કરી ભયંકર કાર્યો કરવા તત્પર થયા. ૪૦ મી પલ્ટણના ૧૦૦ સિપાહીઓ હજુ સરકારને વફાદાર રહ્યા હતા. તેઓના સાથીઓ નાસી ગયા છતાં તેઓ સરકારને વફાદાર રહ્યા હતા. દાનાપુરના વૃદ્ધ સેનાપતિના હાથમાં જ્યાં સુધી લગામ હતી ત્યાં સુધી એ લોકોને કંઇ નુકસાન પહોંચ્યું નહિ. તેઓ જેવી સરકાર પર પ્રીતિ રાખતા હતા, તેવી પ્રીતિ સરકાર તેમના પર રાખતી હતી. પરંતુ વૃદ્ધ સેનાપતિને દૂર કરવામાં આવ્યો હતો. દાનાપુરના રાક્ષસી સ્વભાવવાળા સોલ્જરો જગદીશપુરથી પાછા આવ્યા હતા. ગામડાઓ બાળવાથી, માલ લૂંટવાથી અને માણસોનાં ખૂન કરવાથી હજુ તેઓનું વેર વળ્યું નહોતું. તેઓ ઉશ્કેરાએલા પશુની માફક પેલા ૪૦ મી પલ્ટણના સિપાહીઓનાં મકાનપર આવી પહોંચ્યા. જૂનાં મકાનો બળી જવાથી એ સિપાહીઓ તંબુઓમાં અગર બીજાં કોઇ સ્થળોમાં વસવાટ કરતા હતા. ૧૦ મી પલ્ટણના સોલ્જરોએ એ સ્થળે આવી તેઓને તંબુઓમાંથી બહાર ખેંચી કાઢ્યા, અને કંઇ પણ વિચાર ન કરતાં બંદુકો અને સંગીનો ચલાવવા માંડી. બંદુકના શબ્દથી દાનાપુર વાસીઓને શંકા પડી. ઓફિસરો ઘટનાસ્થળે આવી પહોંચ્યા. તેઓએ જે જોયું તેથી તેઓના વિસ્મયની હદ રહી નહિ. એક નજરોનજર જોનારાએ લખ્યું છે કે "આ દૃશ્ય મારા સ્મૃતિપટ પરથી કદી ભુંસાશે નહિ. ઘવાએલા સિપાહીઓમાના કોઈ કોઇ મરણપથારી પર સૂતા હતા. એક જણના શરીરપર પાંચ જગાએ સંગીનના ઘા પડ્યા હતા! એક

બીજા સિપાહીના કપાળના મધ્ય ભાગમાં ગોળી પેસી ગઇ હતી. એક સિપાહીનું મોં ગોળીના મારાથી ચીરાઇ ગયું હતું. બધા અતિશય દુ:ખભર્યા અવાજે પોતાનું અસહ્ય દુ:ખ પ્રગટ કરતા હતા."[1] એક ઐતિહાસકાર કહે છે કે સિપાહીઓ સંગીનના મારાથી ઘવાયા હતા ખરા, પરંતુ તેઓમાંના કોઇને મારી નાખવામાં આવ્યા નહોતા.[2] પરંતુ એક બીજો ઇતિહાસકાર લખે છે કે આ ખૂનરેજી બંધ પાડ્યા પહેલાં ૫ જણા મરણ પામ્યા હતા. ૧૨ જણ ઘવાયા હતા. ઘવાએલામાં એક સ્ત્રી હતી. સેનાપતિ સર જેમ્સ આઉટ્રામ એ વખતે ( ૧૭ મી ઓગસ્ટે ) દાનાપુર ન આવી પહોચ્યો હોત તો અધિકારીઓ કદાચ આ અમાનુષિક ખૂનરેજીની વાત દબાવી દેત. આઉટ્રામે આવીને હુકમ ફેરવ્યો તેમાં તેણે આ બનાવપર અતિશય ગુસ્સો દર્શાવ્યો હતો. તેના હુકમથી, ૫ મી યુરોપિઅન પલ્ટણના ૧૦૦ સૈનિકોને દાનાપુરના રક્ષણ માટે નીમવામાં આવ્યા. ૧૦ મી પલ્ટણના સૈનિકો ઉચ્છૃંખલ બની દેશી લોકો પ્રત્યે અતિશય દ્વેષભાવ બતાવતા હતા તેથી સેનાપતિ આઉટ્રામને આ દ્વેષીલા સૈનિકોને તેમને સોંપેલાં કાર્યપર ચાલુ રાખવાનું ઉચિત ન લાગ્યું.[3] દાનાપુરના અધિકારીઓ આ બનાવ છુપો રાખવાનો પ્રયત્ન કરે કે આઉટ્રામ શહેરના રક્ષણ માટે બીજા સૈનિકો રાખે તેની સાથે આપણે કંઇ લેવા દેવા નથી. આપણે તો કેવળ એટલુંજ જોવાનું કે આ રાક્ષસોને કંઈ શિક્ષા થઈ હતી કે

---

૧ Daily News October, 16, 1837. Quoted by Martin, Indian Empire. Vol. II. P. 414.

૨ Kaye, Sepoy War. Vol. II. P. 123.

૩ Martin, Indian Emyire. Vol. II. P. 414–415

નહિ? ન્યાયપ્રિય વાંચકો જાણીને દીલગીર થશે કે એ લોકોને ઉચિત સજા થઇ નહોતી. એ નરરાક્ષસોના હુમલાથી અભાગીઆ સિપાહીઓનાં મૃત્યુ નીપજ્યાં હો કે ન હો પણ એટલું તો નિશ્ચિત છે કે આવું આક્રમણ અતિશય નિર્દયતાનું કાર્ય ગણાય. અંગ્રેજોના સ્વદેશ બંધુઓએ લોહીતરસ્યાં પશુની માફક આ સિપાહીઓ પર હુમલો કર્યો હતો. સત્તાવાળાઓએ એ નરપશુઓનાં કાર્યને મૌખિક શબ્દો વડે માત્ર નિંદ્યું હતું.

જગદીશપુરનો નાશ થયો, સિપાહીઓ હાર્યા, પરંતુ કુમારસિંહ શરણે આવ્યો નહોતો. તેનો વિશાળ રાજમહેલ નાશ પામ્યો હતો, તેનું પવિત્ર દેવાલય તોડી નાખવામાં આવ્યું હતું, તેની સંપત્તિ લૂંટવામાં આવી હતી. તે આવી રીતે દુર્દશાગ્રસ્ત બની શાસિરામ તરફ રવાના થયો. તેનાં બૈરાંછોકરાંને આગળથી પિયેર મોકલી દેવામાં આવ્યાં હતાં. કુમારસિંહ તેઓની ચિંતાથી મુક્ત થઈ હજુરિઆઓ સાથે શાસિરામ પાસેના એક પહાડ પાસે આવી પહોંચ્યો. તેની રખાત મુસલમાની બીબી ધર્મન સાથે હતી. રાત પૂરી થવા આવી હતી. સિપાહીઓ પહાડપર વિશ્રામ લેવા લાગ્યા. એક શેતરંજી પર હરિકૃષ્ણ અને રણદલનસિંહ બેઠા હતા. તેની બાજુએ સિપાહીઓના સરદારો બેઠા હતા. પાસે એક ખુરશી પર બેસી કુમારસિંહ હુક્કો ગડગડાવતો હતો. સવાર પડી આકાશ લાલ રંગથી રંગાયું. સરદારોએ જોયું કે કુમારસિંહ હુક્કો પીએ છે ખરો, પણ તેની બંને આંખોમાંથી ખળખળ કરતો અશ્રુપ્રવાહ નીકળે છે. આંસુઓ ગાલપર થઇ નીચે પડે છે.

કુમારસિંહને રૂદન કરતો જોઇ સરદારો ચમકયા. તેઓએ કહ્યું, “શા માટે રડો છો? જ્યારે લડાઇમાં ઉતર્યા છો ત્યારે પછી આવી

રીતે રૂદન કરવું એ સારૂં ન લાગે.” કુમારસિંહે જવાબ આપ્યો, “લડાઇ સિવાય છૂટકો નથી. જ્યારે લડાઈ કરવા માંડી છે ત્યારે પછી લડાઈ તો કરવીજ પડશે પરંતુ મને રડવું આવે છે એ માટે કે તમે લડવાનું જાણતા નથી અને ખરી લડાઇ કરી શકતા નથી. હવે મને જણાય છે કે મારી બાપીકી, મિલ્કત મારા વડેજ નાશ પામી છે. મારે કેવળ એક પૌત્ર છે, પણ તેની બુદ્ધિ સ્થિર નથી. જો આજ મારો પુત્ર જીવતો હોત તો તે મારા હુકમ મુજબ મારૂં માથું કાપી અંગ્રેજો પાસે લઈ જાત અને કહેત કે ‘મારા પિતા નિમકહરામ હતા. હું તેનું માથું કાપી તમારી પાસે લાવ્યો છું.’ આમ થાત તો મારો જૂનો વંશ આમ ભયમાં આવી પડત નહિ. મારી વિશાળ બાપીકી મિલ્કતની આવી દુર્દશા થાત નહિ. પણ હવે પશ્ચાત્તાપ કરવો નકામો છે. હવે શું કરવાનું છે તેજ તપાસવું જરૂરનું છે.” કુમારસિંહ ખરો બંડખોર નહોતો તે આ બનાવપરથી જણાય છે. બંડખોર સિપાહીઓનો અંતઃકરણપૂર્વક મદદગાર હોત તો તે આવો પશ્ચાત્તાપ કરત નહિ, અને પોતાનું શોચનીય પરિણામ જોઇ દિલગીર થાત નહિ. કુમારસિંહ ઘટનાચક્રમાં પડી ભાન ભૂલ્યો હતો. પટણાના અધિકારીઓએ તેની સાથે સારી વર્ત્તણુક ચલાવી હોત તો તે કદી આવું કાર્ય ન કરત અને શાહબાદ જિલ્લો શાંત રહેત.

હવે કુમારસિંહ વિપત્તિમય કર્મક્ષેત્રપર કાર્યપટુતા દર્શાવવા તૈયાર થયો. તેણે જ્યારે જગદીશપુરથી આરા આવી બંડખોરોની આગેવાની લીધી ત્યારે લડાઇ કરવામાં પુરતું લક્ષ આપ્યું નહોતું. આરાના મુઠીભર યુરોપિઅનો અને થોડા શિખોની સત્તા તે તોડી શક્યો ન હોતો. દાનાપુરના સિપાહીઓ તેની પાસે લોકબળનો તોટો નહોતો.

સિવાય અનેક ઉશ્કેરાએલા લોકો તેને આવી મળ્યા હતા. જો તે પુરતા પ્રમાણમાં હથિયારો એકત્ર કરવાને શક્તિમાન થાત અને એકાગ્રચિત્તે લડાઇમાં ઉતર્યો હોત, તો ઘટનાનું ચક્ર જરૂર બીજી ગમ ફર્યું હોત. તેની યુક્તિ આગળ કપ્તાન ડન્બારના સૈનિકોને નાસી જવું પડયું હતું, પણ તેની પાસે ઉત્તમ પ્રકારનાં હથિયારો ન હોવાથી સેનાનાયક વિન્સેન્ટ આયર ફાવી ગયો હતો. પરંતુ હવે તે વિફર્યો. તેની બાપીકી મિલ્કત નાશ પામી હતી. તેના વહાલા દેવનું મંદિર નાશ પામ્યું હતું; તેના વિશ્વાસુ નોકરોનાં મુડદાં ઝાડોપર લટકતાં હતાં. હવે તે પોતાના મગજપર કાબુ રાખી શકયો નહિ. તેની ઉદાસીનતા નાસી ગઇ, તેનું વૃદ્ધ શરીર અપૂર્વ તેજથી ચમકવા લાગ્યું. તેણે અદૃષ્ટની પાસે માથું નમાવ્યું અને કોઇ પણ બાબતનો વિચાર ન કરતાં પ્રબળ પરાક્રમ દર્શાવી અંગ્રેજો સમક્ષ પોતાનું પ્રાધાન્ય સ્થાપવા તૈયાર થયો. ઉષ્ણ પ્રદેશની આળસુ પ્રાકૃતિક શક્તિ ૮૦ વર્ષ સુધી તેના શરીરને તાબામાં લેવા મથતી હતી, અને કંઇક પોતાના કાર્યમાં સફળ થઇ હતી, પણ એકજ ઝટકે તેણે એ શક્તિને હરાવી નાખી. તે યુવાનની પેઠે ગર્જના કરી ઉઠયો. હિંદના જુદાં જુદાં સ્થાનમાં તેનું માન કેટલું બધું હતું, લોકો તેની પડતીથી કેટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા, તેના બંડથી અંગ્રેજોને કેટલો બધો ત્રાસ થયો હતો અને તેણે પોતે પરાક્રમ દર્શાવી અંગ્રેજ સેનાનાયકોને કેટલા હેરાન કરી મૂકયા હતા તે હવે અમે જણાવીએ છીએ.

કુમારસિંહે બંડ ઉઠાવ્યું હતું છતાં કોઇ પણ યુરોપિઅનનું લોહી રેડયું ન હોતું. તેથી ઉલટું અંગ્રેજોએ તો તેનું કરાય તેટલું નુકશાન કરી વેરવૃત્તિ તૃપ્ત કરી હતી. તેઓએ તેના માથાની કિંમત

૧૦૦૦૦ રૂપીઆ આંકી હતી. છેવટે એ રકમ વધી ૨૫ હજારે પહોંચી હતી. પરંતુ એથી તેઓની ઇચ્છા પૂર્ણ થઇ નહોતી. લોકો એ વૃદ્ધ રજપૂતના વાળને પણ ઇજા કરવા માંગતા નહોતા, ઉલટા આવી રીતે ઇનામ જાહેર કરનાર તરફ તીરસ્કાર દર્શાવતા હતા. કદાચ કુમારસિંહની જમીનદારી આપવાનું જાહેરનામું કાઢવામાં આવ્યું હોત તો પણ તેની પ્રજામાંનું કોઇ તેનું માથું કાપવા તૈયાર થાત નહિ. લોકો પોતાના શ્રદ્ધાસ્પદ જમીનદારને છુપી રીતે બહુ મદદ કરતા હતા. તેઓ તેને બાતમી આપતા હતા, નાસી જવાની સગવડો કરી આપતા હતા. આ કુલીન રજપુત જમીનદારની સત્તા અને મહત્તા અમલદારોથી અજાણી નહોતી, તેના નામથી એક વખત હિંદની રાજધાનીમાં વસતા યુરોપિઅનોમાં ભયંકર ત્રાસ ફેલાયો હતો. ઇંગ્લાંડના ટાઇમ્સે આ સંબંધમાં એક પ્રશ્ન પૂછ્યો હતો કે "બધા બંડખોરોનો પાંચમો ભાગ કુમારસિંહના તાબા નીચે આવ્યો છે. જો તે બીજું સૈન્ય લઇ દક્ષિણ તરફ દોડે, રાનીગંજ પર હલ્લો કરી રેલ્વે તાબામાં લે અને કલકત્તા પર હુમલો લાવે તો શું થાય?[૧] ટાઇમ્સનો આ પ્રશ્ન અતિશયોક્તિમય હો કે ન હો પણ એટલું તો ખરૂં હતું કે જે સ્થળના સિપાહીઓ હજુ વફાદાર હતા તે સ્થળના સિપાહીઓ પણ કુમારસિંહના નામે ઉશ્કેરાતા હતા. આસામના એક રાજાને સપ્ટેમ્બર માસમાં એક રાત્રે ઓચિંતો કેદ કરવામાં આવ્યો તેના કુટુંબની પણ એવીજ દશા થઇ. તેનું ઝવેરાત અટકાવવામાં આવ્યું, ત્યાંના ગુરખા સિપાહીઓ

૧ Times. June 14, 1858 quoted by Martin, Indian Empire. Vol, II. P. 490

સિવાયના બીજા બધા સિપાહીઓ કુમારસિંહના પક્ષમાં ભળ્યા હતા અને ખુદ રાજકુટુંબ પણ એવાજ સંદેહને ભોગ થઇ કેદ થયું હતું. વરાડ અને તેની આજુબાજુના પ્રદેશમાં પણ કુમારસિંહનું અસાધારણ માન હતું. જબલપુરની પર મી પાયદળ પલટણ કુમારસિંહ માટે અતિશય ચિંતાતુર બની ગઇ હતી. કેટલાક સોલ્જરો અને ગોલંદાજ સૈન્ય તથા એક મદ્રાસી ટુકડી નાગપુરથી સાગર અને નર્મદાનો પ્રદેશ સાચવવા રવાના થઇ. ૧૫ મી સપ્ટેમ્બરે ગોંડવન પ્રદેશના શંકરશાહ નામના એક વૃદ્ધ રાજાને તેના પુત્ર અને ૧૩ અનુચરો સાથે કેદ કરી છાવણીમાં રાખવામાં આવ્યો. તેના ઘરમાં સરકાર સામે કાવતરા સૂચક પત્રો મળ્યા ન હોતા. કેવળ એક પત્રમાં એક પ્રાર્થના લખી હતી. આ પ્રાર્થનામાં દેવી પાસે એવું માંગવામાં આવ્યું હતું કે "હે માતા તમે ધર્મના બચાવ માટે અમે જે વિનંતિયો કરીએ છીએ તે તરફ ધ્યાન આપો. નિંદા કરનારાઓનાં મુખ બંધ રાખો અને અંગ્રેજોનો નાશ કરી નાખો" આ પત્ર પરથી રાજા અને તેના પુત્રને તોપે ઉડાડી દેવાનું નક્કી થયું. બંડખોરોએ એક દિવસ રાત્રે એ રાજા અને તેના પુત્રને છોડાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ અધિકારીઓ સાવચેત હોવાથી તેઓનું કંઇ ન ચાલ્યું. ૧૮ મી સપ્ટેમ્બરે વૃદ્ધ રાજાને તેના પુત્ર સાથે વધભૂમિ પર લઇ જવામાં આવ્યો. તેના બધા નિમાળા તદ્દન સફેદ થઇ ગયા હતા. ૬૦ પેઢી થયાં ગોંડવનમાં તેના વંશનું આધિપત્ય હતું. પ્રસિદ્ધ દુર્ગાવતી એક સમય આ પ્રસિદ્ધ વંશને ઉજ્જવળ કરી રહી હતી. આ કુલીન વંશનો વયોવૃદ્ધ લોઢાની સાંકળથી જકડાએલો ઉભો હતો, તેના પુત્રને પણ તેવીજ સ્થિતિમાં તોપ પાસે આણ-

વામાં આવ્યો હતો. આ દૃશ્ય જોઇ લોકોનાં દિલ ચિરાઇ ગયાં. તમાસગીરો આ દેખાવ રડતી આંખે જોવા લાગ્યા. સિપાહીઓ આ દેખાવ જોઇ મનમાં સળગી જવા લાગ્યા. અંગ્રેજોની ભયંકર તોપો સમક્ષ તેઓ કંઇ પરાક્રમ બતાવી શકયા નહિ. થોડી વારમાં સંકેત કરવામાં આવ્યો. એક ક્ષણમાં તોપોમાંથી ધૂમાડો અને અગ્નિની ઝાળ નીકળી તે સાથે બધું કામ ખલાસ થઇ ગયું. શોક સંતપ્ત અનુચરો પોતાના અન્નદાતાના શરીરને છેવટનું માન આપવા તેના છુટા છવાયા દેહને ખોળવા લાગ્યા. યુરોપિઅન અમલદારો પોતાનું વેર તૃપ્ત કરવા ખાતર હસતા હસતા એ બનાવ જોવા લાગ્યા.[1]

આ દૃશ્ય જોઇ પર મી પલ્ટણના સિપાહીઓ ઉશ્કેરાઇ ગયા. તેઓએ તેજ રાત્રે છાવણી છોડી. એ પલ્ટણનો ફક્ત એકજ ઓફિસર અને ૧૦ સિપાહીઓ અગાઉની માફક ધૈર્ય પૂર્વક પોતાને સ્થળે હાજર રહ્યા. સિપાહીઓ છાવણી છોડતી વખતે સેના નાયક મેકગ્રેગરને પકડી ગયા. અધિકારીઓએ તેના છુટકારા માટે બહુ પ્રયત્ન ન કર્યો એક વખત તેઓ એ નિમિત્તે બંડખોરોને પૈસા આપવા તૈયાર થયા હતા પણ સિપાહીઓએ પૈસાના બદલામાં મેક્ગ્રેગર સાહેબને છોડવાની ના પાડી. ૨૭ મી સપ્ટેમબરે જબલપુરથી ૨૫ માઇલ દૂર આવેલાં એક જંગલમાં તેઓને અંગ્રેજ લશ્કર સાથે લડાઇ થઇ આ લડાઇમાં મેક્ગ્રેગરના ચુંથાએલા દેહને જંગલમાં ફેંકી દઇ હઠી ગયા. ત્યારબાદ તેઓ નાગોદ નામનાં સ્થળે ગયા. અહીં તેઓ ૫૦ મી પલ્ટણના સિપાહીઓ સાથે જોડાયા. અહીંના

૧ Martin, Indian Empire Vol. II. P. 491

યુરોપિઅનો નાસી ગયા. સિપાહીઓએ તેજુરી કબજે કરી અને કુમારસિંહની તાબેદારી સ્વીકારી તેના હુકમ મુજબ વર્ત્તવા તૈયાર થયા. એવું કહેવાય છે કે એ વખતે કુમારસિંહ નાગોદથી રેવા થઇને ઉત્તર ભરતખંડમાં જવા તૈયાર થયો હતો. રેવાના જુવાન અધિપતિ સાથે તેને સંબંધ હતો પરંતુ એ સંબંધને લીધે રેવાના રાજાએ કુમારસિંહનો પક્ષ ન લીધો. આ વખતે તેની અવસ્થા અતિશય શોચનીય થઇ પડી હતી. બંડખોરો તેનાં ગામ લૂટતા હતા, બાળતા હતા. અલાહાબાદના અધિકારીઓ તે વિશ્વાસઘાતીને શિઆળનું ઉપનામ આપતા હતા.[1] આવા વખતમાં રેવાના પોલિટીકલ એજંટે તેને બહુ મદદ કરી હતી. રેવાનું સૈન્ય તેના હુકમથી સજ્જ થયું હતું, આથી કુમારસિંહ રેવા ન જતાં લાંદા તરફ ગયો. તેણે દિલ્હી જવાનું ધાર્યું હતું. પરંતુ રસ્તામાં સાંભળ્યું કે દિલ્હી પડ્યું છે એટલે તે અયોધ્યા તરફ ગયો. જ્યારે તેને આરાના અંગ્રેજો સામે લડાઇ કરવી પડી હતી, ત્યારે તેની પાસે ઉત્તમ હથિયારો નહોતાં. જ્યારે તેને જગદીશપુર છોડવું પડ્યું ત્યારે ઉત્તમ હથિયારોની સાથે માણસોની પણ ખોટ પડી હતી. પરંતુ છેવટે એ બંને ખોટ ભાગી, કુમારસિંહે જ્યારે મધ્ય અને ઉત્તર ભરતખંડમાં પગ મૂક્યો કે તરત જ અસંખ્ય સિપાહીઓએ તેની સરદારી સ્વીકારી. જુદે જુદે સ્થળેથી ઉત્તમ હથિયારો એકત્ર થવા લાગ્યાં. સિપાહીઓ એ શસ્ત્રો લઇ તેનો હુકમ માનવા તૈયાર થયા અને તેના નામથી પોતાને શક્તિસંપન્ન માનવા લાગ્યા. કુમારસિંહ એ સૈન્યની મદદથી આજિમગઢ પર હુમલો કરવા તૈયાર થયો. તેનો એવો ઇરાદો હતો કે આજીમગઢ જીત્યાબાદ અલાહાબાદ બનારસ પર હુમલો કરવો અને ત્યાંથી જગદીશપુર જવું.

---

૧ Martin, Indian Empire Vol. II P. 491

એ વખતે આઝીમગઢના રક્ષણ માટે બસોછ સોલ્જરો, કેટલાક મદ્રાસી ઘોડેસ્વારો અને બે તોપો હતી. કર્નલ મિલ્મેન એ સૈન્યનો અધ્યક્ષ હતો. કુમારસિંહ ૧૭ મી કે ૧૮ મી માર્ચે (૧૮૫૮) આઝિમગઢથી ૨૫ માઇલ દૂર આવેલા આત્રાઓલિયા નામના સ્થળે આવી પહોંચ્યો. એક સ્થળે એક નાનો કિલ્લો હતો. કિલ્લાનાં મકાનો મજબૂત હતાં અને ૧૫ ફુટ ઉંચી દિવાલથી તે ઘેરાએલો હતો. કુમારસિંહ જ્યારે ત્યાં આવી પહોંચ્યો ત્યારે સેનાનાયક મિલ્મેન આઝિમગઢ વિભાગના એક બીજા સ્થળની છાવણીમાં પડાવ નાખી રહ્યો હતો. આઝિમગઢના મેજિસ્ટ્રેટે એકદમ તેને કુમારસિંહના આગમનના સમાચાર મોકલ્યા. મિલ્મન ૨૧ મી માર્ચે આ સમાચાર સાંભળી છાવણી ઉપાડી આખી રાત મુસાફરી કરી બીજે દિવસે સવારમાં કુમારસિંહની સામે આવી ઉભો. કુમારસિંહના સૈનિકો કિલ્લામાં નહોતા. તેઓ બે ત્રણ આંબાવાડિઆં એક હારમાં હતાં, તેમાં છાવણી નાખી પડયા હતા. સેનાનાયક મિલ્મેને ત્યાં આવી તેમના પર હલ્લો કર્યો. તેઓ એ હલ્લો ખાળી ન શકવાથી નાસી ગયા. ત્યાર બાદ મિલ્મેન ત્યાં છાવણી નાખી પડયો. તેણે પોતાના સૈનિકોને વિશ્રાંતિ લેવાની રજા આપી. સૈનિકો અધિનાયકના હુકમ મુજબ હથિયારોનો ઢગલો કરી રાંધવાની તૈયારી કરવા લાગ્યા. ખોરાક તૈયાર થયો, એ વખતે ખબર આવ્યા કે કુમારસિંહ અસંખ્ય લશ્કર લઇ આવે છે, મિલ્મેનના સૈનિકો ખાવાનું છોડી લડાઇ કરવા તૈયાર થયા. પરંતુ આ લડાઇમાં મિલ્મેનને જીત ન મળી. તેની પાસે બહુ થોડું લશ્કર હતું, તેથી કુમારસિંહની ગતિ અટકાવવાને તે અસમર્થ નીવડયો, કુમારસિંહ પ્રબળ વેગે આગળ વધવા લાગ્યો.

અંગ્રેજ લશ્કર પાછળ હઠતું હઠતું પોતાના મૂળ મથક તરફ-કે જ્યાંથી તે આત્રાઓલિયા તરફ રવાના થયું હતું ત્યાં ગયું. કુમારસિંહે તેને એ જગાએથી પણ હાંકી કાઢ્યું. તેઓમાંના અનેક ઘવાયા અને માર્યા ગયા. સેનાનાયક મિલ્મેન આ પ્રમાણે પરાજિત થઇ બાકી રહેલા સૈનિકો સાથે આજિમગઢ આવી પહોંચ્યો. અહીં પણ તેને કુમારસિંહનો તાપ મુંઝવવા લાગ્યો. તેણે મદદ માટે બનારસ, અલાહાબાદ અને લખનોર તરફ સમાચાર મોકલ્યા.

૨૪ મી માર્ચે મિલ્મેનની હારના સમાચાર બનારસ પહોંચ્યા. સમાચાર મળતાં જ ત્યાંના અધિકારીઓએ ૪૬ સોલ્જરો મોકલી દીધા. ગાજીપુરથી ૩૭ મી પલ્ટણના ૧૫૦ સૈનિકો આવી પહોંચ્યા. કર્નલ ડેમસ તેનો અધ્યક્ષ હતો. આજિમગઢના સૈનિકોએ આત્મરક્ષણ માટે ચોતરફ બચાવનાં સાધનો ઉભાં કર્યાં હતાં. સેનાનાયક ડેમસ કુમારસિંહના હુમલા પહેલાં આજિમગઢ આવી પહોંચ્યો. તેણે કેટલાક ગોરા સૈનિકો, મદ્રાસી સૈનિકો અને બે તોપો લઇ કુમારસિંહને હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો. પરંતુ આ પ્રયત્નમાં તેનો એક ઓફિસર અને ૧૧ સૈનિકો માર્યા ગયા. તે કુમારસિંહને હાંકી કાઢવા જતાં પોતે જ હાંકી કઢાયો.

૨૭ મી માર્ચે સેનાનાયક મિલ્મેનના પરાજયના સમાચાર અલાહાબાદ પહોંચ્યા. એ વખતે લોર્ડ કેનિંગ એ સ્થળે હતો. આજિમગઢના સમાચાર સાંભળી તે બહુ ચિંતાતુર બની ગયો. કુમારસિંહની મૃદુતા, સાહસ અને પરાક્રમથી તે અજાણ્યો નહોતો. તે જાણતો હતો કે જગદીશપુરનો વૃદ્ધ રજપુત એવો યુદ્ધ કલાકુશલ છે કે તે અનાયાસે આજિમગઢ જીતી લેશે અને પ્રબળ વેગથી ત્યાંથી ૮૬

માઇલ દૂર આવેલા બનારસ પર સત્તા સ્થાપવા સમર્થ થશે. આમ છતાં કલકત્તા, અલાહાબાદ અને લખનોર વચ્ચે આવજા કરવાનો રસ્તો રોકાશે. આથી મુખ્ય મથકોના સમાચાર જાણવામાં બહુ મુશ્કેલી નડશે. ગવર્નર જનરલનો આ સંદેહ ખોટો નહોતો. કુમારસિંહ એક રણનિપુણ યોદ્ધો હતો. સંખ્યાબંધ સિપાહીઓ તેની આગેવાની નીચે એકત્ર થયાં હતા. આ વખતે ગવર્નર જનરલ અલાહાબાદમાં રહેતો હતો. વડો સેનાપતિ લખનોરમાં હતો. જો કલકત્તા, અલાહાબાદ અને લખનોર વચ્ચેના સંદેશા બંધ પડે તો ભારે ગડબથલ મચે તેમ હતું. લોર્ડ કેનિંગ આ પરિસ્થિતિમાંથી બચવા માટે વિચાર ચલાવવા લાગ્યો. દૈવયોગે આ વખતે અલાહાબાદ ૧૩ મી સોલ્જર પલટણનું મુખ્ય મથક હતું. લોર્ડ માર્કકાર એ પલટણનો અધ્યક્ષ હતો. લોર્ડ કેનિંગે તેને પોતાના સૈનિકો અને બનારસથી જે લશ્કર મળે તે લઇ આજિમગઢ તરફ ઉપડી જવાનો હુકમ કર્યો.

ગવર્નર જનરલનો હુકમ મળતાં જ લોર્ડ માર્કકાર પોતાની પલટણ સાથે અલાહાબાદથી બનારસ જઇ પહોંચ્યો. બનારસમાંથી જે લશ્કર અને તોપો મળી તે લઇ તે ૨ જી એપ્રિલની રાત્રે આજિમગઢ તરફ રવાના થયો, તેની પલટણમાં બધા મળીને ૨૨ ઓફિસર અને ૪૪૪ સૈનિકો હતા. તે ૫ મી એપ્રિલે સાયંકાળ વખતે આજિમગઢથી ૮ માઇલ દૂર આવેલ સર્સાના નામનાં સ્થળે આવી પહોંચ્યો. અહીં તેની પાસે આજિમગઢથી લખેલા પત્રો આવવા લાગ્યા. દરેક પત્રમાં આજિમગઢનો સેનાનાયક પોતાની અસહાય સ્થિતિ તરફ ધ્યાન આપી જેમ બને તેમ જલદી મદદ માટે પહોંચી જવાની માગણી કરતો હતો. પરંતુ અંગ્રેજ સેનાપતિ રાત્રિને વખતે પોતાનું

નાનું સરખું સૈન્ય લઇ પ્રબળ પરાક્રમી કુમારસિંહ સામે જવાનું સાહસ કરી શકયો નહિ. બીજે દિવસે મળસ્કામાં તેનું સૈન્ય રવાના થયું. સેનાનાયક લોર્ડ માર્કકાર જાતે લશ્કરના અગ્રભાગે રહી રસ્તો દર્શાવવા લાગ્યો. બે કલાક ચાલ્યા બાદ તેને જણાયું કે રસ્તાની ડાબી બાજુએ કેટલાંક મકાનો ને એક આંબાવાડિયું છે. જમણી તરફ ખેતરના નાળાની બાજુએ બંધ છે. એ સ્થળે સિપાહીઓ છુપાઇ રહી હુમલો કરવાની તૈયારી કરે છે. લોર્ડ માર્કકારે આ જોઇ ઘોડે-સ્વારોને ઘોડા પરથી ઉતરી જવાનો હુકમ આપ્યો. જ્યાં સુધી લડાયક સાધનો લઇ હાથી, ઊંટ અને બળદગાડીઓ ન આવી પહોંચે ત્યાં સુધી ઘોડેસ્વારો ત્યાં જ રહ્યા. ત્યાર બાદ પાયદળ લશ્કરના કેટલાક સૈનિકો ડાબી બાજુના સિપાહીઓને નસાડી મૂકવા માટે આગળ વધ્યા. જોત જોતામાં આંબાવાડિઆની બાજુએ આવેલા મકાનમાંથી અસંખ્ય ગોળીબાર થવા લાગ્યા. લોર્ડ માર્કે તરત જ તોપો તૈયાર કરી, પરંતુ પ્રથમ તો તોપો સફળ નિવડી નહિ. એ દરમિઆન હાથીઓ ઉછૃંખલ બની ગયા. બળદગાડીઓ પણ અવ્યવસ્થિત થઇ ગઇ. હાથી અને ગાડીઓના હાંકનારા પણ અવ્યવસ્થિત બની ગયા. સિપાહીઓએ જે ગાડીઓમાં સરસામાન હતો તેમાંની અનેક સળગાવી દીધી. અંગ્રેજ સેનાનાયકે એક કલાક સુધી કુશળતાપૂર્વક લડાઇ કરી. પરંતુ તે સિપાહીઓને પાછા હઠાવી શકયો નહિ. તોપોના ગોળાથી સિપાહીઓને પાછા હઠતા ન જોઇ સેનાપતિ ચિંતાતુર બન્યો. તે કુમારસિંહના પરાક્રમથી મુગ્ધ બની ગયો છતાં હિંમત હાર્યો નહિ. આંબાવાડિઆની પાસેનાં ઘરોમાંનું મુખ્ય ઘર કબજે કરવાનો તેણે નિશ્ચય કર્યો. તોપોના ગોળાથી એ મકાનનો

થોડો ભાગ તોડી પાડવામાં આવ્યો હતો, પણ એટલા સાંકડા ભાગ-માંથી અંગ્રેજો પસાર થઇ શકે તેમ નહોતું. તેઓએ એ સાંકડો ભાગ પહોળો કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ તે કાર્ય કરવા માટે તોપોના ગોળા સિવાય બીજાં કોઇ હથિયારનો ઉપયોગ થઇ શકે તેમ નહોતું. માટે જેઓ એ દિવાલ તોડવા ગયા હતા તેઓને પાછા વાળી લોર્ડ માર્કે ફરીથી તોપો ચલાવવાનો હુકમ આપ્યો. તોડેલા મકાન પાસેથી પાછા વળતી વેળા સૈનિકોએ તે મકાનના લક્કડ સામાનમાં આગ લગાડી. આ ઉપરાંત હવે ગોળાઓનો વરસાદ વરસવા લાગ્યો; પણ તોપોના ગોળાથી પ્રથમતો કંઇ સારૂં પરિણામ આવ્યું નહિ. એવે વખતે સૈનિકોએ લગાડેલી આગે સેનાપતિનો માર્ગ મોકળો કરી આપ્યો. મકાનનો લક્કડ સામાન થોડીવારમાં સળગી ઉઠયો. સિપાહીઓએ પુષ્કળ પ્રયત્ન કર્યો પણ આગ ન હોલાઇ. તેઓ આગથી અકળાઇ બહાર આવ્યા. લોર્ડ માર્કે એ તક સાધી તેઓના પર હલ્લો કર્યો. આ હલ્લામાં તેને જય મળ્યો.

સેનાપતિનો રસ્તો સાફ થયો. પણ તેની પાછળ અને બાજુએ સિપાહીઓ એકત્ર થવા લાગ્યા. સેનાપતિના માર્ગની બાજુનો ખેત-રનો ઉંચો બંધ રસ્તાને ભેદી આગળ વધતો હતો. સિપાહીઓએ એ બંધ કબજે કર્યો. એક સેનાનાયક એ લોકોને પાછા હઠાવવા ગયો. તેણે કામ બજાવ્યું ખરૂં પણ એ કાર્ય બજાવવામાં તેને પોતાનું જીવન અર્પણ કરવું પડયું.

હવે લોર્ડ માર્કકારના સૈનિકોનો અગ્રભાગ આજિમગઢ તરફ રવાના થયો. પેલા બંધ પછી એક પુલ આવતો હતો. કુમારસિંહે

એ પુલની એવી સ્થિતિ કરી મૂકી હતી કે તેના પરથી આવજા કરી શકાય તેમ રહ્યું નહોતું. અંગ્રેજી લશ્કરનો એક ઇજનેર એ પુલનું સમારકામ કરવા લાગ્યો. સિપાહીઓના સખત ગોળીબાર વચ્ચે તેણે પોતાનું કામ બરાબર બજાવ્યું. સેતુ પર થઇ અંગ્રેજ લશ્કર આજિમગઢ જઇ પહોંચ્યું. સેનાનાયક વિન્સેન્ટ આયરે આરાના બચાવ માટે જે મહેનત લીધી હતી તેટલી મહેનત લોર્ડ માર્કકારે આજિમગઢના બચાવ માટે લીધી હતી. આજિમગઢના અંગ્રેજો તદ્દન શોચનીય સ્થિતિમાં આવી પડયા હતા. તેઓ શહેર છોડી દિવાલ અને ખાઇથી વીંટળાએલાં કેદખાનામાં જઇ ભરાયા હતા. કુમારસિંહ એ કારાગૃહને ઘેરી અવિચ્છિન્ન ગોળીબાર કરતો હતો. ઘેરાએલા લોકો પાસે પુરતો ખોરાક નહોતો. આજિમગઢના યુરોપિઅનો આવી ભયંકર સ્થિતિમાં આવી પડયા હતા તે વખતે લોર્ડ માર્કકાર આવી પહોંચ્યો. કુમારસિંહે ૧૩ મી એપ્રિલે આજિમગઢ છોડયું.

બનારસ અને અલાહાબાદના અધિકારીઓ પાસે માગેલી મદદ આજિમગઢને કેટલી મદદગાર થઇ પડી હતી તે ઉપર દર્શાવાયું છે. હવે લખનારથી માગેલી મદદનું શું થયું તે જણાવવામાં આવે છે. આજિમગઢની વિપત્તિના સમાચાર ૧૮ મી માર્ચને રોજ લખનોર વડા સેનાપતિ સર કોલિન કેમ્પબેલને મળ્યા. વડા સેનાપતિએ બીજેજ દિવસે સેનાનાયક સર એડવર્ડ લ્યુગાર્ડને કેટલાક સૈનિકો સાથે આજિમગઢ મોકલ્યો. એક અંગ્રેજ સૈનિક આ વખતે સિપાહીઓ સાથેની લડાઇમાં જોડાયો હતો. તેણે જે હકીકત પ્રગટ કરી હતી તેમાં જણાવ્યું છે કે ગ્વાલિયરની પલટણો કાનપુરની પાસે કુમારસિંહ, નાનાસાહેબ, તાત્યાટોપી અને બાલાસાહેબની સરદારી નીચે વડા સેનાપતિ સર

કોલિન કેમ્પએલ સાથે લડાઈ કરવા તૈયાર હતી.[1] પરંતુ આ હકીકત કેટલે અંશે ખરી છે તે જાણી શકાતું નથી.[2] લ્યુગાર્ડે ૨૯ મીને રોજ લખનૌર છોડયું. ૫ મી એપ્રિલે તે સુલતાનપુર આવી પહોંચ્યો તેણે અહીંથી ગોમતી નદી ઉતરી સીધાં આજિમગઢ જવાની ધારણા રાખી હતી. પરંતુ કુમારસિંહે અગાઉથી ચેતી ગોમતી નદી પરનો પુલ તોડી નંખાવ્યો હતો. વળી હોડીઓ પણ તૈયાર નહોતી. આથી લ્યુગાર્ડ નદી ઉતરી શક્યો નહિ. તે નદીને જમણે કિનારે થઇ જોનપુર નામનાં સ્થળે આવી પહોંચ્યો. ત્યાંથી તે થોડે દૂર ગયો તે દરમિઆન સમાચાર આવ્યા કે રસ્તામાં ગુલામહુસેન નામના સરદારની આગેવાની તળે કેટલાક હજાર સિપાહીઓ સજ્જ થઈ ઉભા છે. લ્યુગાર્ડ તેઓની સામે ચાલ્યો. અંગ્રેજી લશ્કરના હલ્લાથી ગુલામહુસેનનું સૈન્ય થોડી વારમાં વિખરાઇ ગયું. આ લડાઇમાં પ્રસિદ્ધ સેનાપતિ હેવલોકનો સંબંધી લેફ્ટેનેન્ટ હેવલોક મરણ પામ્યો.

લ્યુગાર્ડ ૧૪ મી એપ્રિલે આજિમગઢથી ૭ માઇલ દૂર જઇ પહોંચ્યો. એ સ્થળથી આજિમગઢ જતાં રસ્તામાં તમસા નદી આવે છે. નદી પર એક પુલ હતો. કુમારસિંહે લ્યુગાર્ડના આગમન સમાચાર સાંભળી એ પુલ પાસે લશ્કર ગોઠવી દીધું. સૈનિકોને ગોઠવવામાં તેણે ખૂબ ચતુરાઇ દર્શાવી હતી. તે સમજી ગયો હતો કે સિપાહીઓ જ્યારે

---

૧. William Farbes Mitchall, Reminiscences of the Great Mutiny. P. 139

૨. ગ્વાલિયરની પલટણે ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનો પક્ષ લીધો હતો. તાત્યાટોપી આ પલટણનો સરદાર હતો–Malleson. Indian Mutiny. Vol. II. P. 148.

લોર્ડ માર્કકારના નાના સૈન્યને રોકી શકયા ન હોતા તો પછી લ્યુગાર્ડના મોટા સૈન્યને તો કયાંથી જ અટકાવી શકે. આ વખતે તેણે એવો બંદોબસ્ત કર્યો કે જેઓ ખૂબ સાહસિક અને યુદ્ધ કુશળ હતા. તેઓ તમસા નદીને કિનારે પૂલનો બચાવ કરે અને બાકીનું સૈન્ય ગાજીપુર પાસેથી ગંગા ઉતરી જગદીશપુર જઈ લડાઇની તૈયારી કરે. સેનાનાયક લ્યુગાર્ડે પ્રબળ પરાક્રમ દાખવી સિપાહીઓ પર હલ્લો કર્યો. સિપાહીઓ પણ એવી બહાદુરીથી બચાવ કરવા લાગ્યા કે એવું વીરત્વ આખી પૃથ્વીપરની કોઇ પણ સાહસિક જાતિને ચકિત કરી નાંખે. લ્યુગાર્ડે બહુ પ્રયત્ન કર્યો પણ પુલ કબજે ન થયો. સિપાહીઓએ અપરિસીમ રણ કુશળતા બતાવી આપી. પણ છેવટે તેઓને હઠી જવું પડયું. લ્યુગાર્ડે તમસા નદી ઉતરી સિપાહીઓને હાંકી કાઢવા એક સૈન્ય મોકલ્યું. પાછળ હઠી ગયા છતાં સિપાહીઓ વિખરાઇ ગયા ન હોતા તેઓ પરસ્પર છુટા છવાયા ન થઇ જતા ફરીથી વ્યવસ્થિત રીતે અંગ્રેજો સામે લડવા તૈયાર થયા. અંગ્રેજોએ તેઓના પર ગોળીબાર શરૂ કર્યો. પરંતુ એથી તેઓની ગતિ અટકી નહિ, ત્યારબાદ ઘોડેસ્વાર સૈન્યે તેઓના પર હુમલો કર્યો. આ હુમલાથી પણ તેઓ છિન્નભિન્ન ન થયા. તેઓ ગોળાકારમાં ગોઠવાય યથોચિત કુશલતા બતાવવા લાગ્યા. અંગ્રેજોનાં ઘણાં માણસો મરાયાં અને ઘાયલ થયાં. ત્યાર બાદ તેઓ મેદાન તજી ગંગાનદી તરફ હઠવા લાગ્યા. સેનાનાયક લ્યુગાર્ડ તેઓનો પીછો લઇ શકયો નહિ. તે આજિમગઢ ગયો અને ત્યાંથી બ્રિગેડિયર ડગલાસને કુમારસિંહ વિરૂદ્ધ મોકલી દીધો.

હવે કુમારસિંહે આજિમગઢની પાસે આવેલાં નઘાઇ નામના

ગામડા આગળ છાવણી નાખી હતી. તેને ખાત્રી હતી કે અંગ્રેજોનું લશ્કર હમણાં આવી પહોંચશે. અને તેને અટકાવ્યા સિવાય હું બીજે કોઇ સ્થળે જઇ શકીશ નહિ. કુમારસિંહ એ ઉદ્દેશ પાર પાડવા માટે યુક્તિપુરઃસર સૈન્ય ગોઠવવા લાગ્યો. છાવણી પાસે મોટાં મોટાં ઝાડોની ગાઢ ઝાડી હતી. સૈનિકોને એ ઝાડો નીચે તૈયાર રાખવામાં આવ્યા. તેઓના આગલા ભાગમાં તોપો ગોઠવવામાં આવી ૧૭ મી એપ્રિલે સવારમાં સેનાનાયક ડગલાસે આવી હુમલો કર્યો. કુમારસિંહે આ વખતે પોતાના લશ્કરમાં વ્યવસ્થા જાળવી રાખવા ભારે કુશળતા વાપરી. તેણે સિપાહીઓની એક ટુકડીને ડગલાસ ને અટકાવવા મોકલી. અને બીજી બે ટુકડીઓને જુદી જુદી બે બાજુએ રવાના કરવામાં આવી. પહેલી ટુકડીએ જ્યારે ડગલાસના સૈન્ય સાથે મુકાબલો કર્યો ત્યારે કુમારસિંહ બીન અડચણે બીજે સ્થળે ચાલ્યો ગયો, ડગલાસ તેની પાછળ પડયો, ૪–૫ માઇલ ગયા બાદ અંગ્રેજી સૈન્યની ગતિ ધીમી પડી. પરંતુ તે દરમિઆન કુમારસિંહની બીજી બે ટુકડીઓએ એકત્ર થઇ રાત ગાળવા માટે એક સ્થળે છાવણી નાખી.

બ્રિગેડિયર ડગલાસે તે રાત્રે સિપાહીઓથી ૬ માઇલ દૂર છાવણી નાખી હતી. સવારમાં તે પાછો સિપાહીઓ સામે ચાલ્યો. પરંતુ સિપાહીઓ તો તેના કરતાં વધારે કાર્યકુશળતા દર્શાવવા લાગ્યા. તેઓ ઝપાટા બંધ ચાલી ૧૮ માઇલનો રસ્તો કાપી નાગ્રા નામનાં સ્થળે જઇ પહોંચ્યા અંગ્રેજોના ઘોડેસ્વારો અને તોપોએ આખો દિવસ તેઓનો પીછો પકડયો. પણ પદાતિ સૈન્ય આવી ન પહોંચવાથી ડગલાસે લડાઇ શરૂ કરી નહિ. તે રાત્રે કુમારસિંહની છાવણીથી ૩–૪ માઇલ દૂર છાવણી નાખી પડયો. કુમારસિંહના છુપા જાસુસો ચોત-

રૂફની ખબર રાખતા હતા. તેઓ દ્વારા કુમારસિંહને આ સમાચાર મળ્યા. એટલે તે તેજ રાત્રે સિકંદરપુર તરફ રવાના થયો; અને ત્યાં આવી પહોંચી બીન અડચણે ઘર્ઘરા નદી પાર ઉતર્યો. ત્યાર બાદ તે ગાજીપુર વિભાગમાં આવેલાં માન્નાહાર નામના ગામ આગળ જઇ પહોંચ્યો તેનું સૈન્ય રસ્તાના થાકથી અને ભૂખતરસથી પીડાતું હતું. ત્યાં તેણે ખાવાપીવાની વ્યવસ્થા કરી વિશ્રાંતિ લેવાનો ઠરાવ કર્યો.

પણ તેની ઇચ્છા પૂર્ણ ન થઇ. સેનાનાયક ડગલાસને તેજ રાત્રે કુમારસિંહની નાસ ભાગના સમાચાર મળ્યા હતા. તેણે રાતના બે વાગે છાવણી ઉપાડી સિકંદરપુર તરપ મુસાફરી શરૂ કરી, બીજે દિવસે પણ તેણે કુચ ચાલુ રાખી. રાત્રે તે કુમારસિંહની છાવણીથી ૪ માઇલ દૂર જઇ પહોંચ્યો. ત્યાં તે વધારે વખત ન ગુમાવતાં ૨૦ મી એપ્રિલે મળસ્કામાં રવાના થયો, અને સૂર્યોદય થતાં કુમારસિંહના સૈન્ય પાસે આવી પહોંચ્યો. કુમારસિંહે જે સ્થળે છાવણી નાખી હતી તે નગ્રાઇ ના જેવું ઉપયોગી ન થયું. તેથી તે લડાઇ માટે વ્યૂહ ગોઠવી શકયો નહિ. ડગલાસના હલ્લાથી તેનું સૈન્ય છિન્ન ભિન્ન થઇ ગયું. છતાં એ સૈન્યે ખૂબ બહાદુરી બતાવી. અંગ્રેજ સૈન્યે છ માઇલ સુધી પૂંઠ પકડી છતાં તે સૈન્ય સદંતર હાર્યું નહિ. રાત પડતાં કુમારસિંહના લશ્કરે એકત્ર થઇ કોઇ એક જગાએ એકત્ર થવાની સંતલસ કરી છુટું છવાયું વિખરાઇ ગયું, તે કઇ જગાએ એકત્ર થવાનું છે તે ડગલાસ જાણી શકયો નહિ. આથી તે કશો નિશ્ચય કર્યા સિવાય સવાર પડવાની રાહ જોતો બેઠો.

કુમારસિંહનો ઉદ્દેશ ગંગાનદીને પેલેપાર જવાનો હતો. તે આ ઉદ્દેશ પાર પાડવા તનતોડ પ્રયત્ન કરતો હતો. અંગ્રેજોએ ગાજીપુર

પાસે વહેતી. ગંગ ાંની બધી હોડીઓ ડુબાડી દીધી હતી, પરંતુ સ્થા-નિક લોકો કુમારા હપર ખૂબ ભાવ રાખતા હતા. તેઓએ કુમાર-સિંહના નોકરોને જે સ્થળે હોડીઓ ડુબાડી દેવામાં આવી હતી તે તે સ્થળો બતા દીધાં. કુમારસિંહ કેટલીક હોડીઓ બહાર કાઢી રાતને વખતે શિવ ર ઘાટ આગળ ગંગાનદી પાર ઉતર્યો. ત્યાંથી તે હાથી પર ચઢયો. ાની પાછળ રણદલન પણ બેઠો. કુમારસિંહના માથા પર એક અનુચરે ાજછત્ર ધર્યું એ દરમ્યાન સૂર્યોદય થયો. કુમારસિંહના માથાપર છત્ર ન ં ત તો કશી અડચણ ન આવત. હજુ સૂર્યનો તડકો ચોતરફ ફેલાયો ન ાતો. માથા પર ધારેલું છત્ર શત્રુઓને કુમારસિંહની ઓળખાણ આપશે એ વાત કોઇના લક્ષમાં ન આવી. જોતજોતામાં અંગ્રેજોનું લસ્કર ગાને કિનારે આવી પહોંચ્યું. તેઓએ તરત જ કુમારસિંહના છત્ર પર ધ્યાન રાખી તોપનો ગોળો છોડયો. તોપના ગોળાથી રણદલનસિંહ અને છત્રધારી અનુચરનાં શરીરના ચુરેચુરા થઇ ગયા. કુમારસિંહ ઘુંટણ પર હાથ રાખી, જમણા હાથપર માથું ટેકવી હોદ્દા પર બેઠો હતો, ઘુંટણના જે ભાગમાં હાથ રાખ્યો હતો ત્યાંથી થોડું માંસ ગોળાના આઘાતાથી ઉડી ગયું હાથનો સાંધો પણ જુદો થઇ ગયો. ફક્ત એક નાનું હાડકું બાકી રહ્યું. કુમારસિંહ હોદ્દાપર અચેતન થઇ પડયો. મહાવત હાથીને દૂર લઇ ગયો. અનુચરોએ એવી બેભાન સ્થિતિમાં કુમારસિંહને નીચે ઉતાર્યો. કુમા-રસિંહને ભાન આવ્યું એટલે તેણે પોતાના છિન્નભિન્ન થઇ ગએલા હાથને કાપી ગંગા નદીમાં ફેંકી દેવાનું જણાવ્યું પણ અનુચરો પોતાના શ્રદ્ધાસ્પદ સ્વામીના હાથ પર હથિયાર ચલાવવા તત્પર ન થયા, ઘણી આનાકાની બાદ એક અનુચરે કુમાર સિંહનો હુકમ માથે ચડાવ્યો,

પવિત્ર જાહ્નવીમાં પોતાનો હાથ પડયો જાણી કુમારસિંહને અતિશય સંતોષ થયો, અનુચરો ઘાયલ કુમારસિંને એક ખાટલામાં સુવાડી જગદીશપુર લઇ ગયા, કુમારસિંહના રાજમહેલનો બધો ભાગ ખેદાનમેદાન કરી નાખવામાં આવ્યો હતો, કેવળ બારદ્વારી નામનું બેઠક ખાનું કાયમ રાખવામાં આવ્યું હતું, અનુચરોએ કુમારસિંહને એ બેઠકખાનામાં રાખ્યો, આ પ્રમાણે ૨૧ મી એપ્રિલ એ વૃદ્ધ રજપૂત વીર ભયંકર રીતે ઘવાઇ પોતાને ઘેર આવ્યો. તેનો ભાઇ અમરસિંહ હજારો સિપાહીઓ સાથે એ સ્થળે છાવણી નાખી રહ્યો હતો, એ બધું સૈન્ય કુમારસિંહના લશ્કર સાથે જોડાયું,

આ વખતે અંગ્રેજોનું મોટું લશ્કર આરામાં હતું કપ્પાન લે ગ્રાન્ડ એ સૈન્યનો ઉપરિ હતો, સેનાનાયક વિન્સેન્ટ આયરની પેઠે પરાક્રમ દર્શાવવા માટે લે ગ્રાન્ડ એપ્રલની ૨૩ મી તારીખે જગદીશપુર તરફ રવાના થયો પરંતુ કુમારસિંહે પોતાની સેનાને જગદીશપુર પાસેના ગાઢ જંગલમાં ગોઠવી રાખી હતી, એ સેનાએ અંગ્રેજો પર એવો સખત હુમલો કર્યો કે અંગ્રેજ સેના વીખરાઈ ગઈ વ્યવસ્થા રાખી પાછળ હઠી જવા જેટલી શક્તિ પણ અંગ્રેજ સેના ગુમાવી બેઠી. લડાઇના મેદાનપર અંગ્રેજ પક્ષના ૧૩૩ માણસો માર્યાં ગયાં, બાકીના સૈનિકો તોપો છોડી દઇ આરા તરફ પલાયન કરી ગયાં, સેનાનાયક લે ગ્રાન્ડ મરાયો કુમારસિંહ ઘાયલ થયો હતો છતાં તેણે પોતાનું પરાક્રમ દર્શાવી આપ્યું.

અંગ્રેજ સેનાની આ હારના સમાચાર સાંભળી વળી શાહબાદ જિલ્લો ખળભળી ઉઠયો બ્રિટિશ અમલદારો અતિશય ચિંતાતુર બની ગયા, તેઓએ બ્રિગેડિયર ડગલાસને આરા આવવાની વિનંતિ કરી, ડગલાસ પણ પોતાના પક્ષની હારના સમાચાર સાંભળી આરા તરફ આ-

ચવા નીકળ્યો. પરંતુ એ આવી પહોંચે એ દરમિઆન સિપાહીઓનો સરદાર બદલાયો,

વયોવૃદ્ધ કુમારસિંહ તોપના ગોળાથી ઘાયલ થયો હતો, તેનો જમણો હાથ કપાઇ ગયો હતો, તેના સાથળમાંથી માંસનો લોચો ખસી પડયો હતો, આવી ભયંકર સ્થિતિમાં પણ એંશી વર્ષનો બુઢો હજુ જીવતો રહ્યો હતો એ નવાઇ જેવું હતું, તે મરણ પથારી પર પડયો હતો છતાં તેણે પોતાનું સૈન્ય એવી રીતે વ્યવસ્થિત રાખ્યું હતું કે અંગ્રેજ સેનાનાયક તેનો વ્યૂહ ભેદવા જતાં નામોશીભરી હાર ખાઇ માર્યો ગયો હતો, આ લડાઇમાં જીત મેળવ્યા બાદ ત્રણ દિવસ પછી મધરાતે કુમારસિંહે શાંતિપૂર્વક દેહ છોડયો,

બાબુ કુમારસિંહ મરણ પામ્યો તેણે કેવી કુશળતાથી રણનિપુણ સેનાનાયકોને હંફાવ્યા હતા, હરાવ્યા હતા તે ઉપર જણાવ્યું છે તે લડાઇમાં ઉતર્યો હતો છતાં તેણે યુરોપિઅન બૈરાં છોકરાંને મારી પોતાના હાથ કલંકિત કર્યા ન હોતા, તે આરા જઇ પહોંચ્યો તે પહેલાં સિપાહીઓએ એક યુરોપિઅન અમલદારને કેદ પકડયો હતો. પરંતુ કુમારસિંહે તેને મારી નાખ્યો ન હોતો, તે અંગ્રેજોને જઇ ન મળે એ ખાતર તેને કેદ કરી રાખ્યો હતો. તે કેદમાં છતાં તેની સગવડો પર પુરતું લક્ષ આપવામાં આવ્યું હતું. લડાઇ સિવાય તેણે કોઇ પણ યુરોપિઅનો પર હથિયાર ચલાવ્યાં નહોતાં, તેણે કોઇના પર અત્યાચાર કર્યો ન હોતો. આ બાબતમાં તે પ્રથમથી તે છેલ્લે સુધી સમાન ઉદારતાથી વર્ત્યો, આ બળવામાં દેશી સિપાહીઓએ કે અંગ્રેજોએ જે ક્રૂરતા દર્શાવી હતી તે ક્રૂરતાનો અંશ પણ કુમારસિંહે દર્શાવ્યો ન હોતો. તે વૃદ્ધ હતો છતાં યુવાનની પેઠે યુદ્ધમાં ઝૂઝયો હતો.

તેને વારંવાર નાસવું પડયું હતું, છતાં અંગ્રેજોને શરણે જવાનો વિચાર પણ કર્યો નહોતો. તેની યુદ્ધ પ્રણાલી પ્રશંસનીય અને તેનું રણકૌશલ અસાધારણ હતું, યુદ્ધવીર અંગ્રેજોએ પણ તેના એ ગુણોની પ્રશંસા કરી છે[1] તેણે એવી કુશળતાથી નાસભાગ કરી હતી કે અંગ્રેજ સેનાપતિ તેને જગદીશપુર પહોંચતો અટકાવી શકયો ન હોતો. તેનામાં એકજ અવગુણ હતો, તે એકે તે જે પ્રાણાલિકા મુજબ લડાઇ કરવાનું નક્કી કરતો તે પ્રણાલિકાને સર્વાંશે છેવટ સુધી વળગી રહેતો નહિ. અંગ્રેજ સેનાનાયક મિલ્મેન જ્યારે આત્રા ઓલિયાનાં આંબાવાડિઓમાં વિશ્રાંતિ લેતો હતો ત્યારે તેને સંપૂર્ણ ફતેહ મળે તેમ હતું. તે જો નક્કી કરેલી પદ્ધતિને સર્વાંશે વળગી રહ્યો હોત તો મિલ્મેન કદી પણ આજિમગઢ જઇ શકત નહિ. તેના સૈનિકોએ અંગ્રેજોના અગ્રભાગ પર હુમલો કર્યો હતો. આ હલ્લાથી તેને સગવડ મળી હતી છતાં તેણે અંગ્રેજ સૈન્યનો પીછો પકડયો નહિ. જો સિપાહીઓના અમુક ભાગે મિલ્મેનને રોકી રાખ્યો હોત તો કુમારસિંહ બીજા સિપાહીઓને લઇ બીજા અડચણે બનારસ પર હુમલો લઇ જઇ શકત. અને લોર્ડ માર્કકાર સાથે વ્યવસ્થિત રીતે લડાઇ કરી શકત. તેને આ વખતે અનેક સગવડો મળી હતી, પરંતુ તેના હાથ નીચેના સરદારોના કુસંપને લીધે તેણે આ તક ગુમાવી હતી. સરદારો કોઇના હાથ નીચે કામ કરવા રાજી નહોતા, તેઓ પોતપોતાનું પ્રાધાન્ય જાળવવા માગતા હોવાથીજ કુમારસિંહનાં અનેક કાર્યો અફળ નીવડતાં હતાં.[2] ગમે

૧ Malleson, Indian Mntiny Vol. II. P. 465. Holmes, Indian Mutiny P. 461.

૨. Malleson, Indian Mutiny. Vol. II. P. 466.

તેમ હો પણ એટલું તો સ્વીકારવુંજ પડશે કે કુમારસિંહ અતિશય શક્તિમાન અને અસાધારણ વીર હતો. તેની શક્તિ અને આબરૂથી એક વખતે અંગ્રેજોને બહુ સગવડ મળી હતી, તે સગવડ તેઓએ નકામો સંદેહ કરી ગુમાવી હતી.

કુમારસિંહના મરણ બાદ તેનો ભાઇ અમરસિંહ લશ્કરનો ઉપરી બન્યો. તે તેના મોટા ભાઈ જેવો રણનિપુણ નહોતો છતાં એકાગ્રતા અને દૃઢતામાં તેનાથી ઉતરતો નહોતો. તેની કાર્યકુશળતાથી અંગ્રેજોને બહુ મુસ્કેલી વેઠવી પડી. તેણે સેનાનાયક લેગ્રાન્ડને હરાવી આરાપર હલ્લો કર્યો. આ બાબતમાં તેને સફળતા મળી નહિ છતાં તેનો ઉદ્યમ અફલ ગયો નહિ. સિપાહીઓની માફક આજુબાજુના બંડખોર લોકો તેની મદદે આવી ઉભા. આથી સેનાનાયક ડગલાસને બ્રિગેડિયર લ્યુગાર્ડ આવી પહોંચે ત્યાં સુધી રાહ જોવી પડી. લ્યુગાર્ડ કપ્તાન લેગ્રાન્ડના પરાજયના સમાચાર સાંભળી જગદીશપુર તરફ આવવા નીકળ્યો. અમરસિંહે બિહિયા અને જગદીશપુર વચ્ચે આવેલાં ગાઢ જંગલમાં સિપાહીઓ ગોઠવી રાખ્યા હતા. આ સમાચાર સાંભળી લ્યુગાર્ડ ૮ મી એપ્રિલે બિહિયા આવી પહોંચ્યો. તેણે પોતાના લશ્કરનો એક ભાગ આરાના બચાવ માટે મોકલી દીધો અને બાકીનો ભાગ લઈ તે પોતે જગદીશપુરની પશ્ચિમે આવેલા મેદાન તરફ ગયો. તેણે પોતાની મદદમાં શાસિરામના અંગ્રેજ સેનાનાયક કરફિલ્ડને જેમ બને તેમ જલદી આવવાનું લખી મોકલ્યું. જ્યાં સુધી કરફિલ્ડ ન આવી પહોંચે ત્યાં સુધી લ્યુગાર્ડ તેજ સ્થળે થોભવા માગતો હતો. પરંતુ તે જ દિવસે સાયંકાળ વખતે અમરસિંહે તેની છાવણી લૂટવાનો પ્રયત્ન કર્યો, તેથી લ્યુગાર્ડને એ ઇચ્છા તજી દેવી

પડી. લ્યુગાર્ડ અમરસિંહ સાથે લડાઇ કરવા તત્પર થયો. હવે કુમારસિંહના નાના ભાઇ સાથે અંગ્રેજોને દીર્ઘકાલવ્યાપી લડાઈ શરૂ થઇ. આ લાંબી લડાઇનું વિસ્તૃત વર્ણન આપવું જરૂરનું નથી. અમરસિંહના સૈનિકો જંગલમય સ્થાનમાંથી બહાર નીકળી આરા તરફ દોડયા હતા. લ્યુગાર્ડના ઘોડેસ્વાર અને ગોલંદાજ સૈન્યે તેઓને અટકાવ્યા. લ્યુગાર્ડે ત્યારબાદ પોતાના લશ્કરના ત્રણ વિભાગ કરી તેઓની સાથે લડાઇ શરૂ કરી. ધીમે ધીમે મક્કમ ધસારો કરી તેણે જગદીશપુર લીધું. અમરસિંહનું સૈન્ય સાતવારપુર નામના ગામડા આગળ ધામો નાખી પડયું.

ત્યારબાદ લ્યુગાર્ડે એ સૈન્યની પૂંઠ પકડી. શાસિરામને અંગ્રેજ અધિનાયક ૧૧ મી મેએ જગદીશપુરથી સાત માઇલ વાયવ્યમાં આવેલાં પિરૂ નામનાં સ્થળે લ્યુગાર્ડને આવી મળ્યો. શાસિરામથી પીરૂ આવતાં તેને અમરસિંહના સિપાહીઓ સાથે ઘણીવાર ઝૂઝવું પડયું હતું. જે દિવસે કરફિલ્ડ લ્યુગાર્ડને આવી મળ્યો તેજ દિવસે સિપાહીઓને હેતમપુર નામના ગામ આગળ લ્યુગાર્ડના સૈનિકોએ હરાવ્યા હતા. તે દિવસથી દરરોજ અંગ્રેજોને અમરસિંહના સિપાહીઓ સાથે લડવું પડતું. એક તરફથી લ્યુગાર્ડ અને બીજી તરફથી કરફિલ્ડ તેઓને હરાવવા માટે તનતોડ મહેનત કરવા લાગ્યા. ૨૦ મી મેએ થએલી લડાઇમાં એક અંગ્રેજ ઓફિસર મરણ પામ્યો. લ્યુગાર્ડે ૨૭ મી મેએ દાલિલપુર નામના ગામડા આગળ સિપાહીઓને હરાવ્યા.

પણ આવી હારોથી અમરસિંહનું લશ્કર વિખરાયું નહિ. જંગલના રસ્તાઓ અમરસિંહથી અજાણ્યા નહોતા. તે એક સ્થળેથી બીજે સ્થળે જઇ વ્યૂહ ગોઠવવા લાગ્યો. એક સ્થળે હાર મળતી તો બીજે

સ્થળે નવી લડાઈની તૈયારી થતી. તેઓ જ્યાં જ્યાં યુરોપિઅનોને જોતા ત્યાં ત્યાં હુમલો કરતા. આ પ્રમાણે અંગ્રેજોનાં રહેઠાણ અતિશય ભયમાં આવી પડયાં. અંગ્રેજ સેનાનાયકો લાંબા વખત સુધી મથ્યા છતાં આ છુટક લડાઇઓ બંધ પાડી શકયા નહિ. જંગલો તેઓને બહુ અડચણ કરવા લાગ્યાં: તેઓ બંડખોરોના વ્યૂહને લક્ષી નિષ્ફળ લડાઇઓ લડવા લાગ્યા, નકામા ફાંફાં મારવા લાગ્યા. એક ટુકડીનાં થોડા વિલંબથી થોડી અવ્યવસ્થાથી તેઓની બધી તૈયારી નષ્ટ થવા લાગી. સિપાહીઓ ઘડીમાં જંગલમાં છુપાઇ જતા, તો ઘડીમાં મેદાનમાં આવી અંગ્રેજોને અકળાવી જતા. છેવટે એક ઉચ્ચ દરજ્જાના અંગ્રેજ ઓફિસરે આ પરસ્પર છુટી, છતાં એકત્ર ટોળીઓને હરાવવા માટે એક યુક્તિ શોધી કાઢી. એ યુક્તિ વિષે આગળ જણાવવામાં આવશે.

દાલિલપુરની લડાઇમાં હાર થવાથી સિપાહીઓ નિરાશ થયા નહિ. તેઓની એક ટુકડીએ ડુમરાવની પાસે આવેલી ગળીની વખાર લૂંટી, બીજી ટુકડીએ બકસરની પાસે આવેલું રાજપુર નામનું ગામ લૂટયું. ત્રીજી એક ટુકડી રેલ્વેના કાર્યાલય પર હલ્લો લઈ ગઇ. આ રીતે આખો શાહાબાદ જિલ્લો વળી ખળભળી ઉઠયો. શાહબાદ જિલ્લાના યુરોપિઅનોમાં ત્રાસ ફેલાયો. આ ત્રાસ સાથે અંગ્રેજી લશ્કરની પણ દુર્દશાનો પાર રહ્યો નહિ. લશ્કર મુસાફરી કરી કરી થાકી ગયું, તાપથી અકળાઇ ગયું અને દુર્ગમ પ્રદેશોમાં ભટકી ભટકી હેરાન થઇ ગયું. સિપાહીઓ તો દહાડે દહાડે જોર પર આવતા ગયા. વારંવાર પરાજય થયા છતાં તેઓનો ઉત્સાહ ભાગ્યો નહિ, વારંવાર સ્થળો બદલવાં પડતાં છતાં તેઓની તૈયારી ઓછી થઈ નહિ, વારંવાર ગાઢ અરણ્યમાં

છુપાવું પડતું હતું છતાં તેઓ ગભરાયા નહિ. અંગ્રેજ સેનાનાયક લ્યુગાર્ડ પણ તેઓની પાછળ ખાઇપીને પડયો હતો. તેણે ૨ જી જુલાઇએ પોતાના સૈનિકોને બે ભાગમાં વહેંચી નાખ્યા. એક ટુકડી કેશવા ખાતે અને બીજી ટુકડી દાલિલપુર તરફ રવાના થઇ. લ્યુગાર્ડે એ બંને ગામની વચ્ચે રસ્તો બંધાવી શત્રુંઓપર હુમલો કર્યો. આ આક્રમણથી તેને જીત મળી.

પરંતુ પાછું જેમ હતું તેમ ચાલવા માંડયું. સેનાનાયકને જીત મળી છતાં તે સિપાહીઓને વિખેરી શકયો નહોતો. તેઓ પાછા એકત્ર થયા. સેનાપતિ લ્યુગાર્ડ ૧૫ મી જુન સુધી તેઓની સાથે લડાઈ કરવામાં રોકાયો છતાં તે તેઓને હટાવી શકયો નહિ. છેવટે તે થાકયો. દરરોજની લડાઇથી કંટાળી ગયો, પોતાના લશ્કરને દોરવાનું કાર્ય બીજાને સોંપી ઇંગ્લાંડ ચાલ્યો ગયો. અંગ્રેજ પક્ષના સૈનિકોને અમુક સ્થળે છાવણી નાખી રહેવા માટે બોલાવી લેવામાં આવ્યા. આથી અમરસિંહનું ચડી વાગ્યું. તેણે અતિશય ચપળતા વાપરી પોતાનાં જૂનાં મથકો તાબે કરી લીધાં. આ રીતે તે પાછો જોર પર આવ્યો. જુદે જુદે સ્થળેથી સંખ્યાબંધ માણસો આવી તેને મદદ કરવા લાગ્યાં.

એ વખતે બ્રિગેડિયર ડગલાસ લ્યુગાર્ડની જગાએ નીમાયો હતો. તેણે પોતાની જગાનો ચાર્જ લીધા બાદ સાંભળ્યું કે અમરસિંહની યુક્તિથી ગયાની જેલના કેદીઓ છુટયા છે. એ કેદીઓએ પોલિસની સાથે ભળી જઇ શહેરમાંના બધા અંગ્રેજોને હાંકી કાઢયા છે. અંગ્રેજો અમુક સ્થળે જઇ બચાવ કરે છે. વળી આરાના સિપાહીઓ પણ શત્રુઓના કાવતરાંથી ઉશ્કેરાઇ ગયા છે. શાહબાદ જિલ્લામાં સર્વત્ર અંગ્રેજોની પ્રતિષ્ઠા નાશ પામી છે.

આવા સમયમાં સેનાનાયક ડગલાસ કાર્યક્ષેત્ર પર ઉતર્યો. તેના પર દાનાપુર સુધીના બધા વિભાગનાં સૈન્યને દોરવાની જોખમદારી સૂકવામાં આવી હતી. તે એ બધા સૈનિકોને લઇ પોતે નક્કી કરેલી કાર્યપ્રણાલી મુજબ વર્ત્તવા તૈયાર થયો. એક બીજા વચ્ચે બહુ અંતર ન રહે એવી રીતે તેણે સર્વત્ર થાણાં સ્થાપી દીધાં. તેણે એવો બંદોબસ્ત કર્યો કે જરૂર પડતાં એ બધાં થાણાંના સૈનિકો એકદમ એકત્ર થઇ શકે. તેણે બંડખોરોની બાતમી મેળવવા માટે વિશ્વાસુ સિપાહીઓને છુપા વેશમાં સર્વત્ર મોકલી દીધા. લ્યુગાર્ડની પેઠે તે પણ જંગલોમાં રસ્તા તૈયાર કરાવવા લાગ્યો. છેવટે તેણે અમરસિંહને તેના સાથીઓ સાથે જગદીશપુર તરફ ધકેલવાની યોજના યોજી. તેણે એવું ધાર્યું હતું કે બંડખોરો એક જગાએ એકત્ર થાય તો તેને સહેલાઇથી હરાવી એ સ્થળ કબજે કરી શકાય.

પરંતુ ડગલાસની કાર્યપદ્ધતિ અકટોબર કે નવેમ્બર માસ સુધી અમલમાં ન મુકાઇ. એ દરમિઆન વાયવ્ય પ્રાંતમાં જતો વિશાળ રાજમાર્ગ સાચવવાની જરૂર ઉભી થઇ. એક સેનાનાયકને ચાર માસ સુધી આ કાર્ય બજાવવું પડયું.

આ સમય દરમિઆન અમરસિંહ આળસુ રહ્યો નહોતો. તેણે જગદીશપુર ફરીથી કબજે કર્યું હતું. તેના સાથીઓએ જુલાઇ, ઓગસ્ટ અને સપ્ટેમ્બર માસ સુધી શાહબાદ જિલ્લામાં સર્વોપરિ સત્તા ભોગવી. તેનાં સૈન્યે ચોતરફ હલ્લો કર્યો. ગંગાના દક્ષિણ ભાગથી શોણના પશ્ચિમ ભાગ સુધીના બધા પ્રદેશ પર તેની હાક વાગવા લાગી. અંગ્રેજોની સેના સાથે તેને વારંવાર લડાઇઓ થતી. એક સેનાનાયકે તેનાં લશ્કરને ૯ મી સપ્ટેમ્બરે રામપુર આગળ હરાવ્યું, બીજાએ ૨૦ મી સ-

ણના ૪૦ પાયદળ સૈનિકોને ઘોડેસ્વાર થતાં શીખવ્યું. છેવટે એજ પાયદળ પલ્ટણના બીજા ૨૦ સૈનિકો પોતાની ઇચ્છાથી આ નવીન ટુકડીમાં જોડાયા. સર હેન્રિ હેવલોક આ ૬૦ સૈનિકો સાથે પોતાની યુક્તિ અમલમાં મુકવા તૈયાર થયો.

સર હેન્રિ હેવલોકને શોણને કિનારે સિપાહીઓને અટકાવવાનો હુકમ કરવામાં આવ્યો. તે ૧૮ મી અકટોબરે રાતના ૮ વાગે જગદીશપુર પાસેના સ્થળેથી નીકળી રાતના બે વાગ્યાને શુમારે આરા જઇ પહોંચ્યો. ત્યાર બાદ સવારમાં ત્યાંથી નીકળ્યો. શોણના કિનારે સિપાહીઓ સાથે ભેટો થયો. સિપાહીઓએ લગભગ ૧૨ કલાક સુધી પોતાનું સ્થાન ટકાવી રાખ્યું. પરંતુ છેવટે તેઓ નૈઋત્ય તરફ નાઠા. હેવલોકના ઘોડેસ્વારોએ તેમની પૂંઠ પકડી. તેઓ સિપાહીઓ ક્યાં જાય છે તે તરફ નજર રાખવા લાગ્યા. સિપાહીઓએ જગદીશપુરના જંગલમાં પેસવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં સફળતા ન મળવાથી પશ્ચિમ તરફ નાઠા. હેવલોકના સૈનિકોએ હજુ તેમનો પીછો મૂકયો નહોતો. ખેતરો પાણીથી ભરપૂર બની ગયાં હોવાથી તેઓને નાસવાની અડચણ પડવા લાગી. છેવટે તેઓ સાંકડા બંધ પર થઇ નાસવા લાગ્યા. પરંતુ તેથી તેઓનો છૂટકારો થયો નહિ. ૨૦ મી અકટોબરે બપોરે નોનાહિ નામના સ્થળ આગળ પાછળ પડનારા ઘોડેસ્વારોએ ઘોડાપરથી ઉતરી તેઓને નાસતા અટકાવ્યા. એ દરમિઆન અંગ્રેજોનું પાયદળ લશ્કર આવી પહોંચ્યું. અમરસિંહ આ સૈન્યના આક્રમણથી હાર્યો અને શેરડીના ખેતરમાં જઇ છુપાયો. તેનું સૈન્ય પશ્ચિમ તરફ નાઠું. હેવલોકના ઘોડેસ્વારોએ તેમનો પીછો પકડ્યો, અને તેઓ ક્યાં જવાના છે તે જાણી લીધું. બંડખોર સિપાહીઓ એટલા બધા થાકી

ગયા હતા કે વિશ્રાંતિ લઇ ખાવા પીવાની તૈયારી કરવા લાગ્યા. સાંજ પડવા આવી હતી. એ દરમિઆન હેવલોકનું ઘોડેસ્વાર સૈન્ય તેઓની પાસે આવી પહોંચ્યું. તેણે ત્રણ કલાક સુધી સિપાહીઓને અટકાવી રાખ્યા. એ દરમિઆન બ્રિગેડિયર ડગલાસને સમાચાર મળતાંજ તે પાયદળ સૈન્ય લઇ દોડી આવ્યો. પરંતુ ભોમિઆની ભૂલથી તેનું સૈન્ય સિપાહીઓના પાછલા ભાગમાં ન જતાં હેવલોકનાં સૈન્યની બાજુએ આવી ઉભું. સિપાહીઓ આ ભૂલ સમજી ગયા. તેઓએ આ ભૂલનો બરાબર લાભ લીધો. તેઓ પોતાના પાછલા ભાગને ખુલ્લો જોઇ ઉતાવળી ચાલે નાઠા. તેઓ ૪૦ કલાકમાં ૬૩ માઇલ કાપી શાહબાદ વિભાગના નૈઋત્ય ખુણામાં આવેલા ડુંગરાઓમાં જઇ છુપાયા.

મેદાન પરથી આ ડુંગરાળ પ્રદેશમાં જતાં ત્રણ ખીણો પસાર કરવી પડે છે. હેવલોકના ઘોડેસ્વારો ૨૩ મી અકટોબરે આ ખીણોમાં થઇ સિપાહીઓ પાસે આવી પહોંચ્યા. સિપાહીઓ પોતાનાપર થએલા હલ્લાનો દઢતાપૂર્વક જવાબ વાળતા વાળતા દુર્ગમ ડુંગરી રસ્તાઓ પરથી પસાર થવા લાગ્યા. આ પ્રમાણે તેઓને ત્રીજીવાર પાછું હઠવું પડયું. હેવલોકના ઘોડેસ્વારોએ તેઓની પાછળ પડી પાંચ દિવસ ને પાંચ રાત્રિમાં ૨૦૧ માઇલનો રસ્તો કાપ્યો હતો. ૧૯, ૨૦ અને ૨૧ મી અકટોબરની લડાઇઓમાં હેવલોકના ૩ સૈનિકો મરાયા હતા અને ૧૮ ઘાયલ થયા હતા. ૪૨ ઘોડાઓ થાકથી મરણ પામ્યા હતા. સિપાહીઓનાં પણ ઘણાં માણસો મરણ પામ્યાં હતાં. તેઓને પુષ્કળ નુકસાન થયું હતું.

જે કાર્ય અંગ્રેજોનું ૩૦૦૦ માણસોનું સુશિક્ષિત સૈન્ય નહોતું કરી શકયું તે હેવલોકની યુક્તિથી ૬૦ સૈનિકોએ પાર પાડયું. તેઓએ

યુક્તિપુરઃસર બંડખોરો પર દબાણ ચલાવ્યાથી અમરસિંહના સાડાચાર હજાર સિપાહીઓને દુર્ગમ ડુંગરોમાં ભરાઇ જવું પડયું હતું. જગદીશપુરનું ગાઢ અરણ્ય હવે બંડખોરોથી મુક્ત થયું. સિપાહીઓ ત્યાંથી બીજે ચાલ્યા ગયા. બ્રિગેડિયર ડગલાસે ૨૪ મી નવેમ્બરે ડુંગરાળ પ્રદેશના શાલિદાહા નામના સ્થળ આગળ અમરસિંહનાં લશ્કરને હરાવ્યું. પરંતુ અમરસિંહને તદ્દન શાંત પાડતાં બીજા કેટલાક દિવસો પસાર થયા. ઇ. સ. ૧૮૫૮ ની આખરે બ્રિગેડિયર ડગલાસે પોતાના રક્ષણ નીચેનો મુલક સર્વાંશે શાંત છે એવું જાહેર કર્યું.

અમરસિંહ સાત માસ સુધી અંગ્રેજો સામે લડયો હતો. સાત-આઠ સેનાનાયકોને તેણે તોબા તોબા પોકરાવી હતી. અંગ્રેજોના લશ્કરને એક વખતે દરરોજના ૨૬ માઇલ લેખે પાંચ દિવસ સુધી લાગલાગટ મુસાફરી કરવી પડી હતી. ઘોડેસ્વારોને પણ દરરોજના ૪૦ માઇલ લેખે દોડવું પડયું હતું.[૧] આટલું બધું કષ્ટ વેઠયા બાદ છેવટે અંગ્રેજોને જય મળ્યો. મતલબ કે અમરસિંહની સત્તા નષ્ટ કરવા અંગ્રેજોને પુષ્કળ મહેનત કરવી પડી હતી. અંગ્રેજોને આ બળવામાં બીજે સ્થળે આથી વધારે ભયાનક લડાઇઓ લડવી પડી હતી પણ બિહારની લડાઇઓ જેવી લાંબી અને કંટાળા ભરી લડાઇઓ તેમાંની એકેય નહોતી. તેઓને બિહારની લડાઇઓથી જે મુશ્કેલી પડી હતી તેટલી મુશ્કેલી બીજી કોઇ લડાઇઓમાં પડી નહોતી.

છેવટે શાહબાદ જિલ્લો શાંત થયો. જગદીશપુરના પ્રસિદ્ધ જમીનદારનું અધઃપતન થયું. જેઓએ કુમારસિંહને ભમાવ્યો હતો તેઓ શાહબાદમાં આબરૂ મેળવી શકયા નહિ. તેઓને તેમના ગુનાની

૧. Malleson, Indian Mutiny. Vol. II. p. 492.

બરાબર સજા થઇ છે. તોપના ગોળાથી રણદલનસિંહનું શરીર છિન્ન ભિન્ન થઇ ગયું હતું. હરેકૃષ્ણ ફાંસીને લાકડે લટક્યો હતો. કુમારસિંહ અંગ્રેજોની વિરૂદ્ધ લડતો હતો છતાં તેના પ્રત્યે લોકોનું માન જેવું ને તેવું જ રહ્યું હતું. તે ભોળવાઇ ગયો હતો એ વાત શાહબાદના લોકો બહુ સારી રીતે જાણતા હતા. તેના પ્રત્યે લોકોને એટલું બધું માન હતું કે તે જે સંપત્તિનો અધિકારી હતો, તે સંપત્તિ વેચાતી લેવી તે પણ મહા પાપ ગણાતું હતું.[1] સરકારે બધી બાજુનો વિચાર કર્યા બાદ કુમારસિંહનાં છોકરાં અને કુટુંબીઓને હેરાન કર્યાં નહોતાં. તેનું દેવું વાળવા માટે સરકારે તેની ઘણી ખરી સંપત્તિ વેચી નાખી. પરંતુ તેના વંશજોએ જે જે મિલ્કતપર પોતાનો અધિકાર જણાવ્યો હતો તે પર સરકારે હાથ નાખ્યો નહોતો. આજ સુધી કુમારસિંહના કુટુંબીજનો એ બધી સંપત્તિ ભોગવે છે.

---

૧. કુમારસિંહની આસમાંની મકાનની ચોતરફ વિશાળ આંગણું હતું. એ મકાન બેઠા ઘાટનું હતું. આરાના પ્રસિદ્ધ વકીલ હરબન્સે તે ખરીદી તેનાપર મેડો બંધાવ્યો. પરંતુ તે વાસ્તુ કરે તે પહેલાં અચાનક મરણ પામ્યો. એક બીજા વકીલે ( કાંધજીએ ) આંગણાના પશ્ચિમ ભાગને ખરીદી મકાન ચણાવ્યાં. પણ મકાન પૂરાં થયા બાદ તે એકાએક ગાડીપરથી પડી મરણ પામ્યો. એક બીજા વકીલે આંગણાના ઉત્તર ભાગમાં મકાન ચણાવ્યું. મકાન તૈયાર થયા બાદ તે પણ માંદો પડી મરણ પામ્યો. આમાંનું કોઇ પોતાના નવા મકાનમાં રહી શક્યું નહિ. આ બનાવ અદૃષ્ટ મૂલક છે. પરંતુ તેથી પ્રજામાં એક જાતનો વહેમ પેસી ગયો હતો.

# પ્રકરણ ૩ જું.

## બંગાળા, બિહાર અને ઓરિસ્સાનાં બીજાં સ્થળો.

વિષય નિર્દેશઃ-સિગૌલિ-મુજફ્ફરપુર-છાપરા-ગયા-કમિશનર ટેલર સાહેબ પદચ્યુત થયા-રોહિણી-કટક-જલપાઇ ગુડિ-ચટ્ટગ્રામ-ઢાકા-છોટાનાગપુર.

---

પટણાથી લગભગ બાર માઇલ દૂર સિગૌલિ નામના સ્થળે ૧૨ મી ઘોડેસ્વાર પલ્ટણ રહેતી હતી. મેજર હોલ્મ્સ તેનો ઉપરિ હતો. દિવાની વિભાગના ટેલર સાહેબ અને આ મેજર સાહેબ કઠોરતા દર્શાવવામાં એક બીજાથી ચડે તેવા હતા. ટેલર સાહેબ પટણાના બધા મુસલમાન અધિવાસીઓને સરકારના શત્રુ માની તેને પીડવા તત્પર થયો હતો. તેમ સેનાનાયક હોલ્મ્સ સાહેબ બિહારના ઘણાખરા ભાગમાં બંડખોરો વિશ્રાંતિ લે છે એવી શંકાથી ઉશ્કેરાઇ આ બધે સ્થળે લશ્કરી કાયદા જાહેર કરવા તૈયાર થયો હતો. તેણે તિરહુત, છાપરા, ચમ્પારણ, આજિમગઢ, ગોરખપુર વગેરે કેટલાક જિલ્લામાં લશ્કરી કાયદો જાહેર કરતાં જણાવ્યું કે જેઓ સરકાર વિરૂદ્ધ હથિયારો પકડશે, ભાષણો કરશે, બંડખોરોને મદદ કરશે, અને ચોતરફ લૂટફાટ કરશે તેને દેહાંતદંડની શિક્ષા થશે. એથી ઉલટું જેઓ બંડખોર સિપાહીઓને પકડાવી આપશે, તેને ૫૦ રૂપીઆ ઇનામ આપવામાં આવશે. મેજર હોલ્મ્સે જુદા જુદા વિભાગોના મેજિસ્ટ્રેટોને પણ આવું જાહેરનામું કાઢવાની સલાહ માની નહોતી. તેઓએ આ બાબત લેફ્ટેનેન્ટ ગવર્નર હાલિડે સાહેબને જણાવી. લેફ્ટેનેન્ટ ગવર્નરે મેજર હોલ્મ્સના આ કાર્યને ગેરવાજબી અને સરકારના વિરૂદ્ધનું જણાવ્યું અને કમિશનર ટેલર સાહેબે

આ વાત સરકારને કેમ ન જણાવી તે બાબતનો ખુલાસો માગ્યો. કુમિશનરે લખ્યું કે જો કે હું જાણતો હતો કે મેજર હોલ્મ્સનું આ કાર્ય કાયદા વિરૂદ્ધ છે, તો પણ મને એ વાત સરકારને જણાવવાની જરૂર જણાઇ નહિ; કારણ કે મારી ખાત્રી છે કે લશ્કરી કાયદો જાહેર કરવાથી લોકોનાં જીવન, સંપત્તિ અને સામાજીક વ્યવસ્થા બરાબર સચવાય છે. સરકાર આ ખુલાસાથી સંતોષ પામી નહિ. વળી મેજર હોલ્મ્સ પણ શાંત બેઠો નહિ. તે અને ટેલર સાહેબ દેશી લોકોના લોહીથી તરસ છિપાવવા માંગતા હતા. યુરોપિઅન ગળીવાળા પણ તેઓના જેવા હિંસક પશુ બની ગયા હતા. જેઓ સતત લોહી રેડવા માગતા હોય તેઓનાથી પ્રજામાં શાંતિ ફેલાવાય નહિ, એ સ્વાભાવિક છે. લોકો આવી કઠોરતાથી ગુસ્સે થાય છે, અને પોતાના મગજ પરથી વિવેકબુદ્ધિનો કાબુ ખસેડી નાખે છે. સનાનાયક હોલ્મ્સ સાહેબને આવી કઠોરતાનું ફળ મળ્યું. ૩૦ મી જુલાઇને રોજ સાંજરે સેનાનાયક અને તેમનાં પત્નિ ગાડી પર બેસી ફરવા નીકળ્યાં, એ વખતે ૧૨ મી પલટણના ૬ ઘોડેસ્વારોએ ઘોડાની લગામ પકડી રાખી ગાડી ઉભી રાખી અને જોતજોતામાં તરવાર કાઢી સાહેબ અને તેમનાં પત્નિનું ડોકું ધડથી છુટું કરી નાખ્યું. ત્યારબાદ બંડખોર ઘોડેસ્વારોએ સિગૌલિના બીજા યુરોપિઅનોની પણ એવી જ દશા કરી. એક દેશી માણસની અપાર દયાથી કેવળ એક નાની બાલિકાનું જીવન બચ્યું. ઘોડેસ્વારોમાંના ઘણાખરા ઉશ્કેરાઇ ગયા હતા. તેઓએ લૂટફાટ શરૂ કરી યુરોપિઅનોના બંગલા બાળી નાંખ્યા અને ટોળાબદ્ધ થઇ વિજયના પોકારો કરતા કરતા છુટાછવાયા નાસી ગયા. કેટલાક સ્વારો આ વખતે પણ સરકારને વફાદાર રહ્યા. તેઓની વફાદારી ડગમગી નહિ.

તેઓમાંના કોઇ કોઇએ અયોધ્યામાંની લડાઇઓમાં બ્રિટિશ સરકારને મદદ કરી હતી.

બળવાના ઇતિહાસના ગમે તે ભાગ પર નજર કરતાં બે પરસ્પર વિરોધી બાબતોનું દર્શન થાય છે. એક વખતે જે સ્થળ અલૌકિક પ્રકાશથી પ્રકાશિત થઇ રહ્યું હોય તેજ સ્થળે થોડીવારમાં ગાઢ તમોમયી નિશાની છાયામાં ગરક થઇ જતું. પટણામાં પણ આ બંને દશાનું દર્શન થયું હતું. કમિશનર ટેલર સાહેબે મોલવીઓને કેદ કર્યા, ફાંસીને લાકડે અસંખ્ય મુસલમાનોના શરીર લટકાવ્યાં ત્યારે તેણે ધાર્યું હતું કે આવી કઠોરતા અને દઢતાથી આખું બિહાર શાંત રહેશે. ગોરા લોકોની આવી સત્તા નિરખી લોકો ગરીબ ગાય જેવા બની જશે. આવા વિચારથી તેમના મોં પર આનંદ ફેલાઇ રહ્યો હતો. પરંતુ એ પ્રસન્નતા વધુ વખત ટકી નહિ. એ આનંદ થોડા વખતમાં મલિનતાના રૂપમાં ફેરવાઇ ગયો. સેનાનાયક ડનબાર જ્યારે આરાના સિપાહીઓને હરાવી ન શકયો; કુમારસિંહની સત્તા આરામાં સ્થપાઇ; ત્યારે ટેલર સાહેબનું મોં ઉતરી ગયું; ભયંકર બળવાથી પોતાનું પ્રાધાન્ય નષ્ટ થએલું જોઇ તેઓ ત્રાસ પામ્યા, હવે પટણાનો બચાવ કેવી રીતે કરવો તે મહાન પ્રશ્ન થઇ પડયો. તેણે જુલાઇ માસમાં મુજફ્ફરપુર, ચાપરા, ગયા વગેરે જુદા જુદા જિલ્લાના અમલદારોને પટણા આવી રહેવાનું જણાવ્યું. કમિશનરે ધાર્યું હતું કે આરાનો બચાવ થઇ શકે તેમ નથી; કુમારસિંહનો પરાજય કરવો અસાધ્ય છે. તેથી જુદાં જુદાં સ્થાનના યુરોપિઅનોને પટણા અને દાનાપુરમાં એકત્ર કરવા એજ હિતકર છે. એથી યુરોપિઅનોનું બળ વધશે અને એ સ્થાનોમાં સરકારની સત્તા ચાલુ રહેશે. જો એક વખતે અમલદારોને પોતપોતાને

સ્થળે રહી ગમે તે રીતે બંડખોરોને દબાવી દેવાની સલાહ આપતો હતો તે હવે ભયંકર બળવાના તેજથી ભાન ભૂલી પોતાની સત્તા તળેના અમલદારોને સરકારના પુષ્કળ પૈસા, જરૂરી કાગળપત્રો, બદમાસ કેદીઓથી ભરપૂર જેલો છોડી પટણા આવી રહેવાનું જણાવવા લાગ્યો.

કમિશનરનો હુકમ મુજફ્ફરપુર આવ્યો ત્યારે તિરહુતના યુરોપિઅનો દાનાપુર અને સિગૌલિના સમાચાર જાણી અતિશય ઉદ્વેગ પામ્યા હતા. તેઓને દૃઢ ખાત્રી થઇ હતી કે બિહારના બધા લોકો જેમ બને તેમ જલદી બળવો ઉઠાવશે. આમ ધારી તેઓએ દાનાપુરના સેનાપતિને લશ્કર મોકલવાનું લખી ચૂકયા હતા. કમિશનરનો હુકમ મળતાં જ મુજફ્ફરપુરના યુરોપિઅનોએ શહેર છોડવાની તૈયારી કરી. મેજિસ્ટ્રેટે એ લોકોને બહુ સમજાવ્યા પણ એ લોકોએ તેમનું કહ્યું ન માન્યું. છેવટ મેજિસ્ટ્રેટ ટેલર સાહેબને પોતાનો ઉદ્દેશ સમજાવવા માટે પટણા આવ્યો. મુજફ્ફરપુર થોડા વખત માટે ધણીધોરી વિનાનું થઇ ગયું. પરંતુ તેમ છતાં ત્યાં બળવો ઉઠ્યો નહિ. તેજુરી લુંટાઇ નહિ. કેદીઓ છૂટ્યા નહિ. યુરોપિઅનોના ગયા બાદ તરતજ તે લોકોએ બંડ ઉઠાવ્યું. પરંતુ એ સમયે નજીબોએ પોતાનું કર્તવ્ય બજાવ્યું. તેઓએ ઘોડેસ્વારોને તેજુરી લૂટતાં અટકાવ્યા. જો નજીબોએ ઘોડેસ્વારો સામે ટક્કર ન લીધી હોત તો જરૂર મુજફ્ફરપુર જિલ્લો બળવાની આગમાં સપડાત. પણ નજીબોએ ઘોડેસ્વારોને મારી હઠાવ્યા. સ્વારો કેટલાક યુરોપિઅનોના બંગલા લૂટી ચાલ્યા ગયા. મુજફ્ફરપુરના મેજિસ્ટ્રેટે પટણા જઇ ટેલર સાહેબને બહુ સમજાવ્યું પણ કમિશનર એકનો બે ન થયો. એટલે તે તેમના હુકમ વિરૂદ્ધ જેમ બને તેમ જલદી પાછા મુજફ્ફરપુર આવ્યા. ત્યાં આવી તેણે જોયું કે વિશ્વાસુ નજીબોની વફાદારીથી

તેજુરીમાંના નવ લાખ રૂપીઆ સહીસલામત છે. જેલ સરક્ષિત છે. શહેરમાં ચોતરફ શાંતિ અને વ્યવસ્થા કાયમ રહી છે.

મુજફ્ફરપુરની પેઠે છાપરામાં પણ ભય પેદા થયો હતો. પરંતુ એ ભયના નિવારણ માટે ત્યાં પુરતું લશ્કર હતું. ૪૫ સોલ્જરો અને ૧૦૦ શિખો હાજર હતા છતાં ત્યાંના અમલદારોએ કમિશનરના હુકમ મુજબ છાપરા છોડયું. આ વખતે એક હિંમતવાન મુસલમાને ત્યાંનો બધો વહીવટ હાથમાં લીધો. જ્યારે અમલદારો શહેર છોડી ચાલ્યા ગયા; ધનાગાર, કારાગાર, કચેરી વગેરે સૂનાં થઇ ગયાં ત્યારે કાજી રમજાનઅલી નામના એક ખાનદાન માણસે એ બધાનું રક્ષણ કરવાનું માથે લીધું. તેણે આ બધું કામ બરાબર બજાવ્યું. અંગ્રેજો નાસી ગયા છતાં ત્યાં આ માણસના પ્રતાપે શાંતિ જળવાઇ રહી. જ્યારે અંગ્રેજો પાછા આવ્યા ત્યારે તેણે ધનાગાર, કારાગાર અને કચેરી સુરક્ષિત અવસ્થામાં પાછી સોંપી.[૧] કમિશનર ટેલર સાહેબ જ્યારે પટણાના મુસલમાનોને પીડતા હતા ત્યારે છાપરામાં એક સજ્જન મુસલમાને પોતાની વફાદારીઓની પરાકાષ્ટા દર્શાવી હતી; આ સિવાય બીજા કેટલાક દાખલામાં અંગ્રેજોને દેશીઓની સદ્‌ગૃહસ્થાઇનો અનુભવ થયો હતો તો પણ તેઓમાંના કોઇ કોઇએ પોતાની વેરવૃત્તિ છોડી નહોતી. તેથી અનેક સ્થળે લોકોની ઉશ્કેરણી વધી પડી હતી. અને ભયંકર અશાન્તિ ફેલાઇ હતી.

સાહસિક નજીબોની મદદથી મુજફ્ફરપુરમાં કંઇ ધાંધલ ન થઇ; એક વિશ્વાસુ મુસલમાનની સહાયતાથી છાપરાની શાંતિ અવિચળ હતી.

---

૧. Martin, Indian Empire Vol II. P. 407. Compr. Patna City Crisis.

એ બંને સ્થળોના અંગ્રેજો પોતપોતાને સંભાળવા તત્પર બન્યા હતા. ત્યારે કેવળ દેશી લોકોએજ શાંતિ જાળવી હતી. ગયામાં પણ એવી જ રાજભક્તિ પ્રદર્શિત કરવામાં આવી હતી. ગયાના એક મોટા અમલદારે બીકથી ન ત્રાસતાં ત્યાંની તેજુરીનું રક્ષણ કર્યું હતું. ગયા પટણાથી ૫૫ માઇલ અને કલકત્તાથી ૨૬૫ માઇલ દૂર છે. એ સ્થળ જૂના વખતથી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. હિંદુ અને બૌદ્ધ* લોકોનાં પ્રાચીન તીર્થસ્થાન તરીકે ગયા અત્યારે પણ પ્રસિદ્ધ છે. જે સ્થળે વહેતી નદીને કિનારે પિંડદાન કરવાથી પિતૃઓનો ઉદ્ધાર થાય છે, જે સ્થળના પવિત્ર વૃક્ષ નીચે શાક્યસિંહે સિદ્ધિ મેળવી હતી, તે સ્થળને હિંદુ અને બૌદ્ધ બંને સંપ્રદાયના લોકો અતિશય આદરમાન આપે છે. આ તીર્થસ્થાનમાં વખતોવખત અનેક હિંદુઓ એકત્ર થાય છે. ઘણા ખરા સંપત્તિશાલી જમીનદારો અહીં આવી રહ્યા છે. જુદા જુદા તીર્થ કરવા આવતા હોવાથી ત્યાં દર વરસે પચરંગી મેદની મળે છે. બળવા વખતે ત્યાં ૮૪ મી પાયદળ પલટણના ૪૦ અને ૧૧૬ શિખ સિપાહીઓ હતા. મનિ સાહેબ ત્યાંના મેજિસ્ટ્રેટ હતા. તેમને દાનાપુરના સમાચાર મળ્યા એટલે તેઓ ગયાને બચાવવા તૈયાર થયા. દાનાપુરના બળવાના સમાચાર સાંભળી ગયાના લોકોમાં પણ ઉશ્કેરણી ફેલાઇ હતી. ગયાની જ્યારે આવી સ્થિતિ હતી ત્યારે આરાના સમાચારથી બેભાન બની ટેલર સાહેબે પૂર્વોક્ત હુકમ જાહેર કર્યો હતો. મેજિસ્ટ્રેટ સાહેબને ખાત્રી હતી કે જો કુમારસિંહ સરકાર વિરૂદ્ધ પડશે તો બિહારનો અર્ધ ભાગ બળવાની આગમાં સપડાશે. હવે તેઓ કુમારસિંહના બળવાના તથા ડન્બારના પરાજયના સમાચાર મળતાં બહુજ મુંઝાવા લાગ્યા. તેઓ પોતાના બં-

* સ્વ. ચં. ગ્રં. ૩૯.

ગલ્લામાં બેસી નજીબોના સુબેદાર સાથે વાતચીત કરતા હતા એ વખતે કમિશનરનો હુકમ આવી પહોંચ્યો. કમિશનરે શું લખ્યું છે તે સુબેદારે જાણવા માગ્યું. મેજિસ્ટ્રેટે તેને કંઇ જવાબ ન આપતાં કોઇ કામ પર મોકલી દીધો. તરત જ શહેરમાંના યુરોપિઅનોને બોલાવવામાં આવ્યા. એક કલાકમાં બધા યુરોપિઅનો મેજિસ્ટ્રેટને બંગલે હાજર થયા. કમિશનરના હુકમ મુજબ પટણા જવાનું તેઓએ નક્કી કર્યું. તેઓ જરા પણ સમય ન ગુમાવતાં, તેજુરીમાંના લગભગ સાત આઠ લાખ રૂપીઆ તથા કેદીઓથી પરિપૂર્ણ જેલ છોડી પટણા તરફ રવાના થયા. દારોગા અને નજીબોના સુબેદારને શહેરના રક્ષણની સોંપણી કરવામાં આવી.

યુરોપિઅનો ઘોડેસ્વાર થઇ ગયાથી બે ત્રણ માઇલ દૂર ગયા એ વખતે હોલિંસ નામના એક યુરોપિઅનનો વિચાર ફર્યો. તે અફીણ વિભાગમાં કામ કરતો હતો. હોલિંસ પોતાની કાયરતા જોઇ અતિશય શરમાઇ ગયો. ગયાના બચાવનો ભાર પોતાના પર નહોતો છતાં તેને આ કાર્યથી એટલી બધી શરમ ઉપજી કે પોતે એકલો પાછો ગયા જવા તૈયાર થયો. તેનો વિચાર જાણી મેજિસ્ટ્રેટ મનિ સાહેબે પણ પોતાનો વિચાર ફેરવ્યો. આ બંને સાહસિક પુરૂષોએ ગયા આવી સરકારી સંપત્તિના બચાવનું કાર્ય હાથમાં લીધું. તેઓ પાછા આવ્યા ત્યારે શહેરમાં શાંતિ હતી. તેજુરી ને જેલનો બંદોબસ્ત જરા પણ શિથિલ થયો નહોતો. મેજિસ્ટ્રેટ સાહેબ આ સ્થિતિ જોઇ સંતોષ પામ્યા અને સરકારી તેજુરી કોઇ સુરક્ષિત સ્થળે મોકલી દેવાનો વિચાર કરવા લાગ્યા. એ વખતે પટણાનો રસ્તો સુરક્ષિત નહોતો. વળી લોકોમાં એવી વાત ફેલાઇ હતી કે કુમારસિંહ સૈન્ય

સાથે ગયા પર ચઢી આવી છે. આ સમાચાર સાંભળી પ્રજા બહુ ઉશ્કેરાઇ ગઇ હતી. મેજિસ્ટ્રેટે બધો ખજાનો પટણાને બદલે કલકત્તા લઇ જવાનો વિચાર કર્યો. જો કે કલકત્તા બહુ દૂર હતું, પણ ત્યાં જવાનો રસ્તો પટણા જેટલો ભયમાં નહોતો. મેજિસ્ટ્રેટે ગાડીઓ વગેરે એકત્ર કરવાનો હુકમ આપ્યો. એ દરમિઆન ગયાની પાસે આવેલા હજારીબાગના સિપાહીઓએ સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું. મેજિસ્ટ્રેટ સાહેબ વળી ચિંતામાં પડયા. છેવટે તેમણે મહારાણીની ૬૪ મી પલ્ટણના થોડા સોલ્જરો સાથે ૪ થી ઓગસ્ટે કલકત્તા તરફ જવાની તૈયારી કરી. એ દરમિઆન નજીબો સરકાર વિરૂદ્ધ ઉઠયા. જેલ તોડી કેદીઓ નાઠા. મેજિસ્ટ્રેટ સાહેબ એક ક્ષણનો વિલંબ ન કરતાં ઘોડેસ્વાર થઇ કંપનિના પૈસા સાચવનારા સોલ્જરોને જઇ મળ્યા. એ જ દિવસે રાત્રે નજીબો અને કેદીઓએ તેજુરી લૂટવા ખાતર તેઓના પર હુમલો કર્યો પણ તેઓનો પ્રયત્ન નિષ્ફળ ગયો. ઓગસ્ટ માસના મધ્ય ભાગમાં તેઓ તેજુરીના પૈસા સાથે કલકત્તા આવી પહોંચ્યા. ગવર્નર જનરલે તેનાં અને હોલિંસ સાહેબનાં બહુ વખાણ કર્યાં. આવા કટાકટીના વખતમાં સાહસ અને કાર્યતત્પરતા દર્શાવી લાખો રૂપીઆનું રક્ષણ કરવાથી તેઓ બંને સરકારના આદરમાનને પાત્ર થયા.

અદૃષ્ટ ચક્રના ફેરામાં ગયાના મેજિસ્ટ્રેટનું અદૃષ્ટ ફર્યું. તે સરકારનો માનીતો થઇ પડયો ત્યારે પટણાના કમિશનર ટેલર સાહેબ અણમાનીતા થઇ પડયા. બિહારમાં લશ્કરી કાયદો જાહેર થવાથી અને પટણાના મુસલમાનોને ફાંસીએ લટકાવવાથી સરકાર બહુ ગુસ્સે થઈ હતી. ત્યાર બાદ જ્યારે પટણા-વિભાગના મેજિસ્ટ્રેટોને પટણા

એકત્ર થવાનો હુકમ બહાર પાડવામાં આવ્યો, ત્યારે સરકાર ટેલર સાહેબ વિરૂદ્ધ સખત પગલાં લેવા તૈયાર થઇ. ઑગસ્ટ માસમાં તેમને પદભ્રષ્ટ કરવામાં આવ્યા. ટેલર સાહેબમાં કાર્યતત્પરતા, કાર્ય-શક્તિ, ઉત્સાહ અને સાહસ પુષ્કળ પ્રમાણમાં હતાં. તેણે એક વખતે દરેક અમલદારને પોતપોતાને સ્થળે રહી બચાવ કરવાની આજ્ઞા કરી હતી. પરંતુ છેવટે આરાના બનાવથી તેનું હૃદય ભયભીત થઇ ગયું હતું. તેણે જુદાં જુદાં સ્થળના યુરોપિઅનોને એક જ સ્થળે એકત્ર કરી શક્તિસંચય કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેઓનું આ કાર્ય ક-વખતનું હોવાથી પ્રશંસનીય નીવડયું નહિ. અગાઉ જણાવવામાં આવ્યું છે તેમ છાપરા અને મુજફ્ફરપુરમાં કંઇ ગડબડ મચી નહોતી. અંગ્રેજો નહોતા છતાં ત્યાં શાંતિ વિરાજ કરી રહી હતી. કમિશનર સાહેબના દોષથી જ કુમારસિંહ સરકારની વિરૂદ્ધ થયો હતો. કુમારસિંહે બળવો ન ઉઠાવ્યો હોત તો ટેલર સાહેબ જિલ્લા મેજિસ્ટ્રેટોને એક જ સ્થળે એકત્ર થવાનો હુકમ આપત નહિ. ટેલર સાહેબનું અધ:પતન તેની અધીરતાને આભારી હતું. ત્યાર બાદ ટેલર સાહેબે પુષ્કળ પ્રયત્ન કર્યો હતો છતાં તેમને વિભાગીય કમિશનર બનાવવામાં આવ્યા નહોતા.

ટેલર સાહેબની જગાએ સેમ્યુઅલ સાહેબની નીમણુક થઇ હતી. તેઓ આવે ત્યાં સુધી પટણાના જજ ફરકુહર્સન સાહેબના હાથમાં કમિશનરની જગાનો ચાર્જ રહ્યો. ટેલર સાહેબના વ્યવહારથી પટણાના લોકો બહુ જ દિલગીર થયા હતા. ટેલર સાહેબ જતાં તેઓનાં મુખ પર પ્રસન્નતા છવાઇ રહી. હવે પ્રજાને શાંત પાડવા માટે નાના પ્રકારના ઉપાયો યોજાવા લાગ્યા. કવાયતના મેદાન પરથી

ફાંસીના માચડા દૂર કરવામાં આવ્યા. જે નિર્દોષ મુસલમાનોને કેદ કરવામાં આવ્યા હતા તેને છોડી મુકવામાં આવ્યા. મુસલમાનો ઉશ્કેરાય નહિ, અને શાંતિપૂર્વક કામ કરે એ ખાતર લેફ્ટેનેન્ટ ગવર્નરે મુન્સી અમીર અલી નામના કર્મદક્ષ વકીલને સેમ્યુઅલ સાહેબનો મદદનીશ બનાવ્યો. આવી ઉચ્ચ પદવીએ એક મુસલમાનની નિમણુંક થએલી જોઇ કલકત્તાના યુરોપિઅનોએ બહુ ધાંધલ મચાવ્યું. પરંતુ તેઓના તરફ સત્તાવાળાઓએ લક્ષ આપ્યું નહિ. મુસલમાનોના મહોરમના તહેવારો મુન્સી અમીર અલીની કર્તવ્યદક્ષતાથી શાંતિમાં પસાર થયા. પટણાના મુસલમાનો પોતાના રિવાજો મુજબ વર્ત્યા. કોઇએ તેઓની ક્રિયામાં ભંગાણ પાડયું નહિ. તેઓમાં પૂરેપૂરી શાંતિ જળવાઇ રહી. આવા સમયમાં પટણાના લોકોની શાંતિના સમાચાર સાંભળી કલકત્તાના ધાંધલિયા યુરોપિઅનો પોતાના બકવાદની અસારતા સમજી ગયા.

હવે બંગાળાના લેફ્ટેનેન્ટ ગવર્નરની સત્તા તળે આવેલા પ્રદેશોમાં બળવાની પ્રચંડ જ્વાળાનાં દર્શન થયાં નહિ. જો કે કોઇ કોઇ સ્થળે નાનાં છમકલાં થયાં ખરાં, પણ એથી ગંભીર પરિણામ આવ્યાં નહિ. હવે આ છમકલાં પર થોડી દૃષ્ટિ પણ કરી જઇએ. સંતાલ પરગણામાં દેવઘર એ હિંદુઓનું મોટું તીર્થસ્થાન ગણાતું હતું. ત્યાં દર વરસે અસંખ્ય યાત્રાળુઓ ભેગા થતા હતા. પણ ગયાની માફક અહીં શાંતિભંગ થયો નહોતો. લોકોને શાંત જોઇ અધિકારીઓ નિરાંતે કાળ ગુજારતા હતા. દેવઘરની પાસે આવેલ રોહિણી આગળ પ મી અનિયમિત ઘોડેસ્વાર પલટણ પડી હતી. એ પલટણમાં અસંતોષનાં ચિન્હો જણાતાં નહોતાં. ઘોડેસ્વારો પોતાના અધિનાયકનો

હુકમ બરાબર બજાવતા હતા. તેઓનો અધિનાયક પણ પોતાના સૈનિકોમાં પૂરેપૂરો વિશ્વાસ રાખી નિશ્ચિંત ચિત્તે તેઓની સાથે જ રહેતો હતો. ૧૨ મી જુને સંધ્યાકાળ વખતે અધિનાયક મેકડોનાલ્ડ પોતાના બંગલાની પડશાળમાં સેનાનાયક સર નોર્મન લેસ્લિ અને ડોકટર સાહેબ સાથે બેસી વાતચીત કરતો કરતો ચા પીતો હતો, એવામાં ત્રણ હથિયારબંધ પુરુષો ત્યાં ઝપાટાબંધ આવી પહોંચ્યા. તેમાંના એક માણસે વીજળીને વેગે અધિનાયકના માથા પર ઘા કર્યો. ડોકટર સાહેબ પણ ઘવાયા. લેસ્લિ સાહેબ પીઠથી તે છાતી સુધી વિંધાઇ ગયા. એ હતભાગ્ય સૈનિક પુરુષ લાંબો કાળ જીવ્યો નહિ. અર્ધા કલાકમાં તેનો જીવ ઉડી ગયો. અધિનાયક અને ડોકટર સાહેબ પણ આ ઓચિંતા અસ્ત્રાઘાતથી બચ્યા નહિ. તેઓ હલ્લો કરનારાને ઓળખી શકયા નહિ. ૫ મી ઘોડેસ્વાર પલ્ટણના સ્વારોએ આ કાર્ય કર્યું છે એવી શંકા ડોકટર સાહેબને આવી હતી. હલ્લો કરનારાઓએ આ કાર્ય એટલી ઝડપથી કર્યું હતું કે તેઓ કોણ હતા તે કોઇ ઓળખી શકયું નહોતું. તેઓએ લશ્કરી પોશાક પહેર્યો નહોતો. આથી તેઓ પલ્ટણમાંના હતા કે નહિ એ સમજાયું નહોતું. દેશી ઓફિસરોએ ગુનેહગારોને પકડવાનો પ્રયત્ન કર્યો. છેવટે સંદેહ પરથી ત્રણ જણાને પકડવામાં આવ્યા. તેઓમાંના બે જણાના લુગડાં લોહીથી ખરડાએલાં હતાં. તેમાંના એક જણે કબુલ કર્યું કે મારી તરવારથી લેસ્લિ સાહેબ મરણ પામ્યા છે. આટલી સાબીતિ-પરથી મેકડોનાલ્ડ સાહેબે તેઓને ફાંસીએ લટકાવવાનો હુકમ આપ્યો. થોડી વારમાં એ હુકમ અમલમાં મુકવાથી તૈયારી થઇ. ત્રણ જણને હાથીઓપર બેસાડી ફાંસી આગળ લઇ જવામાં આવ્યા. જલ્લાદોએ

એક પછી એક તેઓના ગળામાં ફાંસો નાખ્યો. ત્યારબાદ અનુક્રમે હાથીઓ ચાલ્યા ગયા. ત્રણે માણસોનાં શબો ફાંસીને લાકડે લટકવા લાગ્યાં. ત્રણ સ્વારોને ફાંસીએ ચડાવ્યા છતાં મેકડોનાલ્ડ સાહેબને બીજા સ્વારો પર સંદેહ આવ્યો નહિ. તેમનો આ વિચાર ખોટો નહોતો. બીજા સ્વારોએ આ બનાવ બન્યા પછી જરાપણ અસંતોષ દર્શાવ્યો નહિ. એ વખતે તેનો સેનાપતિ ઘવાયો હતો, ભયંકર ઘાની પીડાથી તે તાવે તરફડતો હતો. ડોકટર સાહેબ પણ ઘાયલ થઇ પથારીવશ થયા હતા. જો સ્વારોએ ધાર્યું હોત તો તેઓ આ વખતે અનાયાસે બંડ ઉઠાવી શકત. પરંતુ તેઓએ એવું કંઇ કર્યું નહિ. તેઓ પોતાના ઘાયલ સેનાપતિના બંગલા પર રાત દહાડો ચોકી કરવા લાગ્યા. ત્યાર બાદ ત્રણ માસ સુધી તેઓએ આવી વફાદારી જાળવી રાખી. તેની વફાદારીથી સેનાપતિ મેકડોનાલ્ડ એટલો બધો ખુશ થઇ ગયો કે તેણે અધિકારીઓને ખુલ્લા શબ્દોમાં જણાવી દીધું કે મારૂં આ મંદવાડમાં મોત નીપજે તો ભલે પણ હું જીવતો છું ત્યાં સુધી આવા વફાદાર ઘોડેસ્વારોની સરદારીનો ભાર બીજા કોઇ સેનાપતિને સોંપીશ નહિ. છેવટે તેના ઠરાવ મુજબ પલટણનું મથક ભાગલપુર રાખવામાં આવ્યું. પલટણ રોહિણીથી ઉપડી ભાગલપુર આગળ જઇ છાવણી નાખી રહેવા લાગી. છેવટે ઓગસ્ટ માસમાં તે પલટણ વિફરી. એ વખતે દાનાપુર અને આરાના સમાચાર ચોતરફ ફેલાઇ ગયા હતા. ચોતરફના સિપાહીઓ દાનાપુરના રાક્ષસી ગોરાઓના કાર્યથી ત્રાસ પામ્યા હતા. આ વખતે ગોરાઓનાં લશ્કરને જોતાં જ સિપાહીઓ ભયથી ધ્રુજતા હતા. ૧૫ મી ઓગસ્ટે એક વહાણે ભાગલપુર આગળ લંગર કર્યું. એ વહાણમાં સેનાપતિ આઉટ્રામ હતો. બે સ્વારોએ

પોતાની પલ્ટણનું માન જાળવવા માટે આટલો બધો આગ્રહી હતો. પરંતુ તેના આવા આગ્રહથી તેના મદદનીશો શાંત રહ્યા નહિ. તેણે બધી બંદુકો એકત્ર કરી નૌકાદ્વારા કોઇ સુરક્ષિત સ્થળે મોકલી દેવાની સલાહ આપી. નૌકાઓ નિસ્તા નદીમાં તૈયાર હતી.

જુન માસ પૂરો થવા આવ્યો. જલપાઇગુડિના સિપાહીઓની ઉશ્કેરણી શાંત પડી નહિ. એવું કહેવાય છે કે એ વખતે મિરત અને લખનોરના કાવતરાખોરો ફકીરના વેશમાં જલપાઇગુડિની છાવણીમાં આવી વસ્યા હતા. તેઓ સિપાહીઓને શાંતિમાં રહેવા દેતા નહોતા. વળી તે પલ્ટણના જે સિપાહીઓ ઢાકા રહેતા હતા, તેઓ પણ પોતાના સાથીઓને નવી નવી વાતો કહી ભડકાવ્યા કરતા હતા. આ પ્રમાણે જુન માસની આખરે તેઓમાં અશાન્તિ ફેલાઇ. તેઓને ખાત્રી થઇ કે અમને નિશઃસ્ત્ર કરવા માટે કલકત્તાથી મોટું લશ્કર આવે છે. તેઓ નિઃશસ્ત્ર કરનારની સામે થવા તૈયાર થયા. કોઇ કોઇ સિપાહીઓએ જેમ બને તેમ જલદી કંપનિ સામે હથિયારો પકડવાની સલાહ આપી. સેનાનાયક શ્યાવરે આ બધું નિહાળ્યું છતાં પોતાનો ટેક ન છોડયો. તેણે પોતાના સિપાહીઓને બીજે દિવસે કવાયતના વિશાળ મેદાન પર એકત્ર થવાનો હુકમ આપ્યો. હુકમ આપ્યા બાદ તે પોતે ઘોડેસ્વાર થઇ છાવણીમાં ફરવા નીકળ્યો. આ વખતે અનેક સિપાહીઓનો અસંતોષ ખુલ્લી રીતે પ્રગટ થયો. સેનાનાયકે તેઓને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો. બીજે દિવસે નક્કી કરેલા વખતે કવાયત થઇ. સિપાહીઓ પોતપોતાનાં હથિયારો લઇ મેદાન પર આવી ઉભા. ભરેલી બંદુકોથી સજ્જ હોવા છતાં કોઇએ વ્યવસ્થા તોડી નહિ. સિપાહીઓએ કવાયતને વખતે પોતાના અધિનાયકના બધા હુકમો માથે ચઢાવ્યા.

તેઓની શંકાને નષ્ટ કરવી એ અગત્યનું છે. જુન માસમાં કટકની પેઠે જલપાઇગુડિમાં એવી વાત જાહેર થઇ કે ગોરા સૈનિકો પલ્ટણને નિઃશસ્ત્ર કરવા આવે છે. સિપાહીઓનાં હથિયારો લઇ લેવામાં આવશે, કેટલાક સિપાહીઓને મારી નાખવામાં આવશે. આવા ત્રાસજનક ગપ્પાંઓથી છાવણી ગરમ થઇ ગઇ. એ વખતે સિપાહીઓને નિઃશસ્ત્ર કરવા એ જાણે નિયમ બની ગયો હોય એવું જણાતું હતું. જ્યાં કોઇ પણ જાતનો સંદેહ ઉત્પન્ન થતો કે તરત ત્યાંના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાનો હુકમ થતો. પોતાને સુરક્ષિત કરવા માટે સિપાહીઓને નિઃશસ્ત્ર કરવા સિવાય બીજો કોઇ રસ્તો અધિકારીઓને મળતો નહોતો. સેનાપતિ શ્યાવરે ધાર્યું હતું કે મને પણ એવો જ હુકમ કરવામાં આવશે, પણ તે એ નિયમ તરફ સખત અણગમો દર્શાવતો હતો. તે પોતાની પલ્ટણને વફાદાર માનતો હતો. ૭૩ મી પલ્ટણના કેટલાક સિપાહીઓ ઢાકામાં રહેતા હતા. ત્યાં તેઓએ ઉશ્કેરણી દર્શાવી હતી. સેનાનાયક શ્યાવરે જણાવ્યું હતું કે અનિયમિત ઘોડેસ્વાર પલ્ટણના જે સ્વારો જલપાઇ ગુડિમાં હતા તેઓએ આ સમાચાર સાંભળી એ ઉત્તેજિત સિપાહીઓને સજા કરવા ખાતર પોતાની તરવારો તૈયાર કરી હતી,[૧] અને તેથી જ તેઓ છેલ્લે પાટલે જઇ બેઠા હતા. આવા વિશ્વાસને લીધે તે પોતાની પલ્ટણને નિઃશસ્ત્ર કરવા માગતો નહતો. એક દિવસ તેને ટપાલમાં પત્ર મળ્યો. તેમાં શું લખ્યું હશે તે કલ્પી લઇ તેણે પોતાના હાથ નીચેના મદદનીશને કહ્યું કે "મને શંકા છે કે આ પત્રમાં આપણી પલ્ટણને નિશઃસ્ત્ર કરવાનો હુકમ છે. હુ રાજીનામું આપીશ પણ એ હુકમ પાળવાને તૈયાર થઇશ નહિ." સેનાનાયક

૧ Kaye, Sepoy war. Vol. III P. 14 note.

દિવસો જવા લાગ્યા. છેવટે સેનાપતિ શ્યાવરની કુનેહથી જલપાઇ ગુડિના સિપાહીઓ તદ્દન શાંત થઇ ગયા. દિલગીરીની વાત એટલીજ કે બીજાં મથકોના સિપાહીઓ પ્રત્યે આટલો બધો વિશ્વાસ રાખવામાં ન આવ્યો.

બંગાળાના નૈઋત્ય ખુણા તરફ જે બન્યું હતું, તે અગ્નિ ખુણા તરફ ન બન્યું. ચટ્ટગામમાં ૩૪ મી પલ્ટણ રહેતી હતી. તે પલ્ટણે ૧૮ મી નવેમ્બરે સરકાર વિરૂદ્ધ બળવો ઉઠાવ્યો. તેના અધિનાયકે પલ્ટણને શાંત પાડવા માટે એક મદદનીશ સાથે કવાયતના મેદાન તરફ ગમન કર્યું. પણ તેના પ્રયત્નો નિષ્ફળ ગયા. કોઇ કોઇ સિપાહીઓએ પોતાના અધિનાયકને વિંધી નાખવાનો ઇરાદો કર્યો પણ બીજા કેટલાક સિપાહીઓએ તેમને વાર્યા અને અધિનાયકને સુરક્ષિત સ્થળે જવાની વિનંતી કરી.[1] અધિનાયક તેઓની સલાહ માની શહેરમાંના યુરોપિઅનોને સાવચેત કરવા દોડયો. પણ તે આવી પહોંચે તે દરમિઆન કોઇ કોઈ યુરોપિઅનો પલાયન કરી ગયા હતા. ત્યાર બાદ લશ્કરના કપ્તાન અને બીજા ગોરા અમલદારો છુપા વેશમાં જંગલના માર્ગે નાઠા. કલેકટર સાહેબના વિશ્વાસુ નોકરો તેમના ભોમિઆ બન્યા.

બંડખોરોએ તેજુરીના લગભગ ત્રણ લાખ રૂપીઆ લૂટી લીધા, જેલના કેદીઓને છોડી મૂકયા, છાવણી સળગાવી નાખી, અસ્ત્રાગાર ઉડાડી દીધું. છેવટે સરકારના ત્રણ હાથી અને બે ઘોડા પર લૂટફાટનો સામાન ભરી તેઓ ત્રિપુરા તરફ નાઠા. રજબઅલીખાં નામનો એક હવાલદાર તેઓનો અધિપતિ બન્યો. તેઓએ ચટ્ટગામના કોઇ પણ યુરોપિઅનો પર હુમલો કર્યો નહિ. કોઇ પણ યુરોપિઅનને તેમના અ-

૧. Indian Mutiny Vol. II P. 220.

તે વખતે તો કંઇ નવીન ન બન્યું, પણ સિપાહીઓની ચિંતા દૂર થઇ નહિ. જ્યારે માણસોનું મન સંદેહવશ થાય છે ત્યારે તે પ્રતિક્ષણે પોતાની પડતીના વિચારો કર્યા કરે છે, અને એ વિચારોથી ભડકયા કરે છે. તેઓ એ સંદેહ ખેરો છે કે ખોટો તે વિચારી જોવાની જરૂર પિછાણતા નથી. આમ હોવાથી મૂલ વાત ભયજનક ન હોવા છતાં બીજા લોકો પોતાની કલ્પનાના બળથી તે વાતને ભયંકરમાં ભયંકર કરી મૂકી શંકાશીલ માણસને ઉશ્કેરી મૂકે છે. જલપાઇગુડીમાં પણ આવી ઘટના અને તે ઘટના પરથી કલ્પનામય ભયંકર જનરવની ઉત્પત્તિ થઇ હતી. સેનાપતિ શ્યાવરે લેફટેનન્ટ ગવર્નરનો સરસામાન અને સરકારી કાગળ પત્રો લાવવા માટે કેટલાક હાથીને દાર્જિલિંગ મોકલ્યા. આ બનાવ સાથે સિપાહીઓનાં સારાં નરસાંને કંઇ સંબંધ નહોતો. પરંતુ ઉશ્કેરાએલા લોકોએ આ નાનીશી વાતને મહાન રૂપ આપી દીધું. સિપાહીઓમાં એવી વાત ફેલાઇ કે સેનાપતિએ ગોરા સૈનિકોને માટે વાહન મોકલ્યાં છે. આ ખોટા સમાચારથી વળી સિપાહીઓની શાંતિ તૂટી, તેઓમાંના કોઇ કોઇ કંપનિ વિરૂદ્ધ બંડ ઉઠાવવા તૈયાર થયા. આ વખતે પણ સેનાપતિ તેઓને નિઃશસ્ત્ર કરવા તૈયાર થયો નહિ. દેશી ઓફિસરોના પ્રયત્નથી કાવતરાખોરોને પકડવામાં આવ્યા. સેનાપતિએ એ લોકોને યોગ્ય શિક્ષા કરી અને વફાદાર સિપાહીઓને ઇનામ આપી સંતોશ્યા. અપરાધીઓને કેદ કરી કલકત્તા મોકલી દીધા. જેઓ ભરેલી બંદુકો લઇ યુરોપિઅનોના હલ્લાની રાહ જોઇ બેઠા હતા, તેઓને તેઓનાં મકાનમાંજ સપડાવવામાં આવ્યા. એક જણ ગોળી છૂટવાથી માર્યો ગયો, બીજો ચિત્તભ્રમિષ્ટ બની નદીમાં કુદી પડયો. પરંતુ આખી પલ્લ્હણની આવી દશા થઇ નહોતી.

સિપાહીઓ હમણાંજ લાતુ નામના સ્થળે આવી પહોંચવાના છે. લાતુ પ્રતાપગઢથી ૨૮ માઇલ દૂર હતું. મેજરબેંગ લાતુ પાછળ મૂકી પ્રતાપગઢ જઇ પહોંચ્યો હતો. હવે તે ફરીથી લાતુ જવા તૈયાર થયો. રસ્તો ખાડા ખાબોચિયાંથી ભરપૂર હતો. સૈનિકોએ એકી ચાલે આવો ૮૦ માઇલ રસ્તો પસાર કર્યો હતો છતાં તેઓએ મેજરનો હુકમ માથે ચડાવ્યો. મેજર બેંગ લાતુ આવ્યો. ચટ્ટગામના સિપાહીઓએ શ્રી હટ્ટના સિપાહીઓને ફોડવાનો પ્રયત્ન કર્યો, પણ તેઓનો પ્રયત્ન સફલ થયો નહિ. શ્રી હટ્ટના વિશ્વાસુ સૈનિકોએ તેના તરફ લક્ષ ન આપતાં લડાઇ કરવા માટે સંગીનો ઉપાડી. લડાઇના મેદાન પર મેજરબેંગ મરણ પામ્યો. પરંતુ તેના સૈનિકો પાછા ઉઠયા નહિ. તેઓએ પ્રબળ પરાક્રમ દાખવી ચટ્ટગામના સિપાહીઓ પર હલ્લો કર્યો. બંડખોરો આ હલ્લાથી અકળાઇ લાતુ અને મણિપુર વચ્ચેના ડુંગરોમાં છુપાઇ ગયા.

આ જંગલના પ્રદેશમાં તેઓને પકડી પાડવાનું કામ બહુ મુશ્કેલ હતું. શ્રી હટ્ટના સિપાહીઓમાના કેટલાકને એ બંડખોરોની હિલચાલ પર દેખરેખ રાખવા મોકલવામાં આવ્યા. બાકીના સિપાહીઓ પાછા શ્રીહટ્ટ ગયા. ચટ્ટગામ અને ઢાકાના સમાચાર સાંભળી સરકારે ૫૪ મી યુરોપિઅન પલ્ટણને તે તરફ મોકલી હતી. તે પલ્ટણ ઢાકા જઇ કલકત્તા પાછી ફરી. ચટ્ટગામના ન્હાસેલુ સિપાહીઓ હવે મણિપુરની હદમાં પેઠા. પરંતુ અહીં તેઓ સુખે રહી શકયા નહિ. ૯ મી જાનેવારી (૧૮૫૮) ને રોજ હટ્ટના સિપાહીઓએ તેઓના પર હલ્લો કર્યો. બે કલાક સખ્ત લડાઇ કર્યા બાદ તેઓ ડુંગરી પ્રદેશમાં નાસી ગયા. ત્યારબાદ આઠ દિવસે વળી એક લડાઇ થઇ. આ લડાઇ ચટ્ટગામના સિપાહીઓની છેલ્લી લડાઇ હતી. કોઇ પણ અંગ્રેજ સેનાનાયક આ

સોથી ઇજા ન થઇ. કેવળ જેલખાનાનો એક સૈનિક તેઓને અટકાવતાં મરણ પામ્યો હતો, ચટ્ટગામના કમિશનરે એ લોકોને અટકાવવા માટે ત્રિપુરાના મહારાજને વિનંતી કરી. વળી એ તરફના ડુંગરી પ્રદેશોના જમીનદારોને પણ એ બાબતના પત્રો લખવામાં આવ્યા. સિપાહીઓ સીતાકુંડ આગળ આવી બ્રિટિશ હદ છોડવાની આશાથી ત્રિપુરાની હદ તરફ દોડયા. પરંતુ ત્રિપુરાનો રાજા તો તેઓની સાથે મુકાબલો કરવા તૈયાર હતો. આ વખતે અનેક જમીનદારો સરકારને મદદ આપવા તૈયાર થયા હતા. તેમની મદદ વિના સરકારને પારાવાર મુશ્કેલી ભોગવવી પડત. ત્રિપુરાના રાજાએ કમિશનરની ઇચ્છાને માન આપી સિપાહીઓને પકડવા માટે સંખ્યાબંધ સૈનિકો મોકલી આપ્યા. તેઓએ ૨૭ ડિસેમ્બરે સિપાહીઓને અટકાવ્યા. સિપાહીઓ પાછા બ્રિટિશ હદમાં પેઠા અને કમિલ્લાના પાસે આવેલા પર્વતો તરફ દોડયા. એ ડુંગરાળ મુલકમાં તેઓને બહુ દુઃખ પડ્યું. તેમના ત્રણે હાથી પકડાયા. તેઓના ૧૦ હજાર રૂપીઆ લુટાયા. તેઓએ છોડી મૂકેલા કેદીઓમાંના ઘણા ખરા પાછા પકડાયા, ત્રિપુરાના રાજા અને જમીનદારોએ તેઓને બહુ હેરાન કર્યા. આથી તેઓ મણિપુર તરફ નાઠા. રસ્તામાં તેઓએ એક પોલિસ સ્ટેશન લૂટ્યું. એ દરમિઆન એક કાર્યકુશળ બ્રિટિશ અમલદારે સિપાહીઓને પકડી પાડવાનું ધ્યાનમાં લીધું. શ્રીહટ્ટના વડા અમલદાર એલન સાહેબે ધાર્યું કે બંડખોરોને અટકાવવા માટે સોલ્જર પલટણને આવતાં બહુ વાર લાગશે. અને અત્યારે વિલંબ કરવો પાલવે તેમ નથી. એવો વિચાર કરી તેમણે બંડખોરોને દબાવવા માટે ત્યાંના દેશી પાયદળ લશ્કરના વડા મેજર બેંગને મોકલ્યો. મેજર બેંગ તેજ દિવસે પોતાના સૈન્ય સાથે રવાના થયો. તેણે શ્રીહટ્ટથી ૮૦ માઇલ દૂર આવેલા પ્રતાપગઢ આગળ આવી સાંભળ્યું કે

સિપાહીઓ હમણાંજ લાતુ નામના સ્થળે આવી પહોંચવાના છે. લાતુ પ્રતાપગઢથી ૨૮ માઇલ દૂર હતું. મેજર બેંગ લાતુ પાછળ મૂકી પ્રતાપગઢ જઇ પહોંચ્યો હતો. હવે તે ફરીથી લાતુ જવા તૈયાર થયો. રસ્તો ખાડા ખાબોચિયાંથી ભરપૂર હતો. સૈનિકોએ એકી ચાલે આવો ૮૦ માઇલ રસ્તો પસાર કર્યો હતો છતાં તેઓએ મેજરનો હુકમ માથે ચડાવ્યો. મેજર બેંગ લાતુ આવ્યો. ચટ્ટગામના સિપાહીઓએ શ્રી હટ્ટના સિપાહીઓને ફોડવાનો પ્રયત્ન કર્યો, પણ તેઓનો પ્રયત્ન સફલ થયો નહિ. શ્રી હટ્ટના વિશ્વાસુ સૈનિકોએ તેના તરફ લક્ષ ન આપતાં લડાઇ કરવા માટે સંગીનો ઉપાડી. લડાઇના મેદાન પર મેજરબેંગ મરણ પામ્યો. પરંતુ તેના સૈનિકો પાછા ઉઠયા નહિ. તેઓએ પ્રબળ પરાક્રમ દાખવી ચટ્ટગામના સિપાહીઓ પર હલ્લો કર્યો. બંડખોરો આ હલ્લાથી અકળાઇ લાતુ અને મણિપુર વચ્ચેના ડુંગરોમાં છુપાઇ ગયા.

આ જંગલના પ્રદેશમાં તેઓને પકડી પાડવાનું કામ બહુ મુશ્કેલ હતું. શ્રી હટ્ટના સિપાહીઓમાના કેટલાકને એ બંડખોરોની હિલચાલ પર દેખરેખ રાખવા મોકલવામાં આવ્યા. બાકીના સિપાહીઓ પાછા શ્રીહટ્ટ ગયા. ચટ્ટગામ અને ઢાકાના સમાચાર સાંભળી સરકારે ૫૪ મી યુરોપિઅન પલટણને તે તરફ મોકલી હતી. તે પલટણ ઢાકા જઇ કલકત્તા પાછી ફરી. ચટ્ટગામના ન્હાસેલુ સિપાહીઓ હવે મણિપુરની હદમાં પેઠા. પરંતુ અહીં તેઓ સુખે રહી શકયા નહિ. ૯ મી જાનેવારી (૧૮૫૮) ને રોજ હટ્ટના સિપાહીઓએ તેઓના પર હલ્લો કર્યો. બે કલાક સખ્ત લડાઇ કર્યા બાદ તેઓ ડુંગરી પ્રદેશમાં નાસી ગયા. ત્યારબાદ આઠ દિવસે વળી એક લડાઇ થઇ. આ લડાઇ ચટ્ટગામના સિપાહીઓની છેલ્લી લડાઇ હતી. કોઇ પણ અંગ્રેજ સેનાનાયક આ

લડાઇમાં હાજર નહોતો. શ્રીહટ્ટની પલ્ટણનો જમાદાર જગધીરસિંહ સિપાહીઓનો અધ્યક્ષ હતો. આ છેલ્લી લડાઇમાં ચટ્ટગામના સિપાહીઓને બહુ નુકસાન થયું. ઉપરાઉપરિ લડાઇઓ થવાથી તેઓમાંના ઘણાખરા મરણ પામ્યા. જેઓ જીવતા હતા તેઓ પણ શું કરવું તેના વિચારમાં પડયા. તેઓના રસ્તા રોકી દેવામાં આવ્યા. તેઓ એ દુર્ગમ ડુંગરી પ્રદેશમાં શોચનીય સ્થિતિમાં રહેવા લાગ્યા.

ચટ્ટગામના સિપાહીઓના બળવાની વાત જાહેર થઈ ત્યારે ઢાકામાં પણ થોડી ઉથલપાથલ થઇ. ઢાકા પ્રાચીન કાળથી બંગાળાના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એક વખતે તે બંગાળાની રાજધાની તરીકે પ્રખ્યાત હતું, મોગલ બાદશાહ જહાંગીરના નામથી ઓળખાતું હતું. બંગાળના સ્વતંત્ર નવાબો એક વખતે આ સ્થળે બેઠા બેઠા બંગાળા બિહાર અને ઓરિસ્સાપર અમલ ચલાવતા હતા. શિલ્પકળામાં આ શહેરે એટલી બધી પ્રસિદ્ધિ મેળવી હતી કે હજુ સુધી તેની શિલ્પકૃતિ ઇતિહાસકારોને આનંદ ઉપજાવે છે. જ્યારે યુરોપિઅનોનું ભરતખંડમાં પ્રાધાન્ય નહોતું, જ્યારે અંગ્રેજો પોતાના નાના બેટમાં વસવાટ કરી રહ્યા હતા, ત્યારે વાણિજ્ય લક્ષ્મીની કૃપાથી ઢાકા યુરોપિઅન સભ્ય સમાજમાં અતિશય પ્રખ્યાત હતું અને તેની વિપુલ સંપત્તિ બીજાં ધનવાન શહેરો સાથે હરિફાઇ કરતી હતી. ઢાકાનું મલમલ એક હંમેશાની યાદગાર વસ્તુ તરીકે વખણાતું હતું. વિશાળ સામ્રાજ્યના અધીશ્વરો તે લુગડું ખાંતે ખાંતે વાપરતા હતા. મુસલમાનોના અમલ દરમિઆન ઢાકા એક પ્રસિદ્ધ નગર ગણાતું હતું. બળવા વખતે ઢાકાના અંગ્રેજ અમલદારો શાંતિપૂર્વક જુદા જુદા વિભાગનું કામ કર્યે જતા હતા. યુરોપિઅનો અને આર્મિનિઅનો પ્રસન્નતાપૂર્વક વેપારના

કામમાં ગુંથાઇ રહ્યા હતા. જલપાઇ ગુડીની ૭૩ મી પલ્ટણના સિપાહીઓની એક ટુકડી અને દેશી ગોલંદાજો મળી લગભગ ૨૫૦ સિપાહીઓ કંપનિની તેજુરી જેલ વગેરેનું રક્ષણ કરતા હતા.

ચટ્ટગામના હુલ્લડના સમાચાર ચાર દિવસ બાદ ઢાકામાં આવી પહોંચ્યા. સમાચાર મળતાંજ અમલદારોએ ઢાકાના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાની તૈયારી કરી. ૨૩ મી નવેમ્બરે સવારમાં નૌકાસૈન્ય વિભાગનો લેફ્ટેનેન્ટ લુઇસ કેટલાક ગોરા અને બે તોપોની મદદથી એ કામ કરવા તૈયાર થયો. પ્રથમ તે તેજુરી આગળ ગયો. ત્યાંના સિપાહીઓનાં હથિયારો લઇ લેવામાં આવ્યાં. ત્યારબાદ કેટલાક ગોરાઓએ જઇ વડા ઇંજનેરના કાર્યાલયનો બચાવ કરનારા સિપાહીઓને નિઃશસ્ત્ર કર્યા. લેફ્ટેનેન્ટ લુઇસે ત્યારબાદ સૈનિક વિભાગની ગુદામ પર પહેરો ભરતા સિપાહીઓનાં હથિયારો લઇ લીધાં. આ પ્રમાણે સિપાઓનાં હથિયારો લઇ લેવામાં આવ્યાં. પણ અંગ્રેજો જ્યારે સિપાહીઓના રહેઠાણ લાલબાગમાં આવી પહોંચ્યા, ત્યારે ત્યાંના સિપાહીઓ ઉશ્કેરાઇ ગયા. જલપાઇ ગુડિના સેનાધ્યક્ષ શ્યાવરની ઉદારતાને લીધે ત્યાંની ૭૩ મી પલ્ટણ શાંત રહી હતી. પરંતુ ઢાકાના સેનાનાયકે એટલી ઉદારતા રાખવાની જરૂર ન જોઈ. ઢાકાની ૭૩ મી પલ્ટણના અધિનાયકે બીજા સેનાનાયકોની મદદથી લાલબાગને ઘેરો ઘાલ્યો. સિપાહીઓએ તેઓને તેમ કરતા અટકાવ્યા. તરતજ અંગ્રેજોએ ગોળીબાર શરૂ કર્યા. સિપાહીઓએ પણ પોતાનાં મકાનોમાંથી ગોળીઓ છોડી. અડધા કલાક સુધી ગોળીબાર થયા, આ ગોળીબારથી તેઓના ૪૦ માણસો માર્યા ગયા. કોઇ કોઇ સખત ઘવાયા. કોઇ કોઇ નદી ઉતરતાં ડુબી

ગયા. અંગ્રેજોના પક્ષનો એક જણ માર્યો ગયો અને બીજા કેટલાક ઘવાયા. અરધા કલાક પછી સિપાહીઓ પોતાના સદર સ્ટેશન જલપાઇ ગુડિ તરફ દોડયા. પરંતુ રસ્તામાં તેઓને અટકાવવામાં આવ્યા. તેથી તેઓએ થોડા વખત માટે ભુતાનના ડુંગરી પ્રદેશનો આશ્રય લીધો.

ચટ્ટગામ અને ઢાકાના સમાચાર સાંભળી કલકત્તાથી ૫૪ મી પલ્ટણની ત્રણ ટુકડી અને એકસો દરિયાઇ સૈનિકો ઢાકા આવવા નીકળ્યા. સરકારનો એવો ઉદ્દેશ હતો કે આ ગોરાઓએ પ્રથમ ઢાકા જવું અને પછી ચટ્ટગામ જઇ ત્યાંના નાસેડુ સિપાઇઓને નાસતા અટકાવવા. પરંતુ સ્થાનિક અમલદારોના પ્રયત્નથી ચટ્ટગામના બાકી રહેલા સિપાહીઓ ડુંગરી પ્રદેશમાં જઇ ભરાયા હતા તેજ રીતે ઢાકાના સ્થાનિક અમલદારોના પ્રયત્નથી જલપાઇ ગુડિની પલ્ટણના સિપાહીઓ પોતાના સદર સ્ટેશન તરફ જઇ શકયા નહોતા. આ ઇતિહાસ પરથી સ્પષ્ટ જણાય છે કે બ્રિટિશ અમલદારોએ ઉશ્કેરાએલા સિપાહીઓને નસાડી મૂકવા માટે બહુજ કાર્યકુશળતા દર્શાવી હતી. જેઓ દિવાની વિભાગમાં કાર્ય કરતા હતા તેઓએ પણ સૈનિકોની બાજુએ ઉભા રહી પોતાની રણનિપુણતા દર્શાવી આપી હતી લડાઇના મેદાન પર લાલ પોશાકની બાજુએ કાળો પોશાક જણાતો હતો. આ વખતે જો દિવાની ને લશ્કરીખાતાના અમલદારોએ ઐકયતા જાળવી કામ કર્યું નહોત તો સરકારને બહુ મુશ્કેલી પડત. શ્રીહટ્ટના દિવાની અમલદારેજ ચટ્ટગ્રામના સિપાહીઓને અટકાવવાની તૈયારી કરી. ભાગલપુર વગેરે સ્થળે પણ દિવાની અમલદારોએજ સરકારની સત્તા જાળવી રાખી હતી. આ બાબતમાં ભાગલપુરના કમિશનર વિલ સાહેબે બહુ જ કાર્યકુશળતા દર્શાવી હતી.

અગાઉ જણાવ્યું છે કે દાનાપુરના બનાવ પછી ૫ મી અનિયમિત ઘોડેસ્વારના સિપાહીઓ સરકારનો પક્ષ તજી ભાગલપુરથી

નાશી ગયા હતા. એ દરમિઆન ઢાકાના સિપાહીઓ જલપાઇ ગુડિ તરફ જતા હતા. ભાગલપુરના કમિશનર સાહેબ તરતજ જલપાઇગુડિ તરફ રવાના થયા. એ વખતે યુરોપિઅન સૈન્યની એક ટુકડી મોંગીરમાં રહેતી હતી. એ ટુકડીને સાથે લઇ કમિશનરે ૨૯ મી નવેમ્બરે ભાગલપુર છોડ્યું. જ્યારે તેઓ જલપાઇગુડિ તરફ જતા હતા ત્યારે મદારિગંજ અને જલપાઇગુડિની ૧૧ મી પલટણની બે ટુકડીઓએ સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવી દિનાજપુર તરફ કુચ કરી. ૪ થી અને ૫ મી ડિસેમ્બરે રંગપુરના કલેક્ટરે આ સમાચાર સાંભળી સરકારી ખજાનો કોઇ સુરક્ષિત સ્થળે મોકલી દીધો. દિનાજપુરના કલેક્ટરે પણ પોતાના જિલ્લાના બચાવ માટે જરૂરી પગલાં લીધાં. ભાગલપુરના કમિશનર સાહેબ પોતાની ટુકડી સાથે સ્વારોને અટકાવવા તૈયાર થયા. સ્વારોએ જાણ્યું કે સોલ્જર સૈન્ય અમારી પાછળ પડ્યું છે, એટલે તેઓ દિનાજપુર તરફ ન જતાં પૂર્ણિઆને રસ્તે વળ્યા. આ બાતમી મળતાં વિલ સાહેબ તરતજ પૂર્ણિઆ તરફ જવા લાગ્યા. તે બરાબર વખતે પૂર્ણિઆ જઇ પહોંચ્યા. સ્વારો પૂર્ણિઆ લૂટવાની તૈયારી કરતા હતા એ દરમિઆન વિલ સાહેબે ત્યાં જઇ પહોંચી તેઓને નસાડી મૂક્યા. આ વખતે થએલી ઝપાઝપીમાં સ્વારોના કેટલાક માણસો મરણ પામ્યા. ત્યારબાદ તેઓ ઉત્તર દિશામાં દોડ્યા, પણ વિલ સાહેબે નાથપુર નામના સ્થળ આગળ તેઓને પકડી પાડ્યા. તેઓ હવે એ દિશામાં વધારે આગળ વધી શક્યા નહિ. તેઓને નેપાળનાં જંગલોનો આશ્રય લેવો પડ્યો. કમિશનર સાહેબ જ્યારે નાથપુરમાં વિશ્રાંતિ લેતા હતા, ત્યારે તેમને ઢાકામાં બંડ ઉઠ્યાના સમાચાર મળ્યા. આથી તેઓ ઝપાટાબંધ જલપાઇગુડિ આવવા રવાના થયા, ઢાકાના સિપાહીઓ

તિસ્તા નદી ઉતરતા હતા, તે દરમિઆન વિલ સાહેબ આવી પહોંચ્યા. તેઓએ સિપાહીઓ પર હુમલો કર્યો, પણ તેથી કંઇ તેઓની ગતિ અટકી નહિ. તેઓ બીજી જગાએથી નદી ઉતર્યા. વિલ સાહેબ તે તરફ દોડયા. છેવટ તેઓને તેમણે નેપાળના જંગલમાં ભરાઇ જવાની જરૂર પાડી. હવે વિલસાહેબે નેપાલના જંગબહાદુરની મદદ માગી. જંગબહાદુરે રત્નમણિસિંહ નામના એક સેનાનાયકને અંગ્રેજોની મદદમાં મોકલ્યો, પરંતુ વિલસાહેબની મરજી મુજબ કાર્ય ન થયું. સિપાહીઓ નેપાળના જંગલોમાંથી એવી કુશળતાપૂર્વક અયોધ્યાના વાયવ્ય ખુણા તરફ જઇ પહોંચ્યા કે અંગ્રેજી અને નેપાળી સૈન્ય તેઓને અટકાવી શકયું નહિ.

આ વખતે સિપાહીઓની કાર્યપ્રણાલી સુવ્યવસ્થિત નહોતી. તેઓ સરકાર સામે લડતા હતા ખરા પણ શત્રુની શક્તિને મારી હઠાવવા જેટલી વ્યવસ્થા તેઓમાં નહોતી. ૫ મી પલ્ટણના સ્વારો બીજાની ઉશ્કેરણીથી ઉશ્કેરાઇ ભાગલપુર છોડી ગયા હતા, છતાં તેઓએ બીજા સિપાહીઓ સાથે મળી સરકાર વિરૂદ્ધ હથિયારો પકડયાં નહિ. તેઓનામાં ઉત્સાહ હતો છતાં તેઓ આરાના સમાચાર જાણવા માટે લાંબો વખત શાંત રહ્યા હતા. છેવટે તેઓએ ૧૪ મી ઓગસ્ટે સાંભળ્યું કે અંગ્રેજ સેનાપતિએ આરા કબજે કર્યું છે. પણ તેઓને આ વાત ખરી લાગી નહિ. જો તેઓ વખત ન ગુમાવતાં કુમારસિંહને જઇ મળ્યા હોત તો સરકારને બિહારમાં શાંતિ સ્થાપતાં બહુ મહેનત પડત. આરાના સમાચાર જાણ્યા બાદ તેઓ બિહારના પૂર્વ ભાગ તરફ એક છાવણી તરફ રવાના થયા. એ સ્થળે ૩૨ મી પલ્ટણના સિપાહીઓ રહેતા હતા. સ્વારોને આશા હતી કે એ સિપાહીઓ પોતાની સાથે

મળશે, પણ તેઓની એ આશા ખોટી પડી. ૩૨ મી પલ્ટણે સરકારનો પક્ષ ન તજ્યો. ૧૬ મી ઓગસ્ટે સ્વારો એ પલ્ટણ પાસે જઈ પહોંચ્યા, એટલે એ પલ્ટણે બંદુક અને સંગીનો વડે એ લોકોને આદરમાન આપ્યું. સ્વારો હતાશ થઇ આરા તરફ રવાના થયા.

આ રીતે બિહારના પૂર્વભાગનો બળવો શાંત થયો. પરંતુ બિહારના દક્ષિણ ભાગનો ડુંગરાળ પ્રદેશ હવે બંદુકોના અવાજોથી ગાજવા લાગ્યો. છોટાનાગપુરનો પ્રદેશ પર્વતો અને જંગલોથી ભરપૂર છે. ખાસ કરીને કોલ વગેરે જંગલી લોકો આ પ્રદેશમાં વસ્તી કરી રહ્યા છે. કેટલાક ખંડિઆ રાજાઓ આ પ્રદેશપર રાજ્ય ચલાવે છે. નાગપુરના રાજાઓના રહેઠાણનું નામ છુટિયા છે; એ રાંચીની પાસે આવેલું છે. એ છુટિયા પરથી છોટાનાગપુર નામની ઉત્પત્તિ થઇ છે. છોટાનાગપુરમાં આ વખતે હજારીબાગ, રાંચી, ચાંઇવાસા અને પુરુલિયામાં મોટી છાવણીઓ હતી. એ છાવણીઓમાં જુદી જુદી પલ્ટણો અને તોપચીઓ રહેતા હતા.

૩૦ મી જુલાઇએ દાનાપુર અને આરાના સમાચાર હજારીબાગમાં આવી પહોંચ્યા. આ સંવાદથી ત્યાંની ૮ મી પાયદળ પલ્ટણ બહુજ ઉશ્કેરાઇ ગઇ. તેની ઉશ્કેરણીથી ત્યાંના અમલદારોને પોતાનું મથક છોડવાની ફરજ પડી.

હજારીબાગથી સંદેશો મળતાં જ પાસેના સ્થળનો અંગ્રેજ સેનાનાયક કેટલુંક સૈન્ય લઇ એ સ્થાન તરફ આવવા નીકળ્યો. રસ્તામાં એક સેનાનાયકે ખબર આપી કે ૮ મી રેજિમેન્ટની એક ટુકડીએ સરકાર વિરુદ્ધ બંડ ઉઠાવ્યું છે. મારી ટુકડીના સિપાહીઓએ પણ ઉશ્કેરાઇ જઇ તોપો, દારૂગોળો અને છોટાંનાગપુરના કમિશનર કપ્તાન

ડાલ્ટનના ચાર હાથી કબજે કર્યા છે. આ વખતે ઘોડેસ્વાર સૈન્ય શાંત રહ્યું હતું. કમિશનર કપ્તાન ડાલ્ટન આ વખતે કેટલાક યુરોપિઅન અમલદારો સાથે રાંચીમાં રહેતો હતો. ઉશ્કેરાએલા સિપાહીઓએ હાજરીબાગ છોડયું એટલે તે એ સ્થળે પાછો ફરી નિયમસર કામ કરવા લાગ્યો. એ પહેલાં પેલો અંગ્રેજ સેનાનાયક પોતાના સૈનિકો સાથે ત્યાં આવી પહોંચ્યો. પરંતુ તે ઉશ્કેરાએલા સિપાહીઓને શાંત રાખી શક્યો નહિ. રાંચી અને તેની પાસે આવેલું એક ગામ સિપાહીઓએ તાબે કર્યું. રાંચીની જેલ તોડી, ધનાગાર કબજે કર્યું, અને લોકોના જાનમાલને પુષ્કળ નુકસાન કર્યું.

કપ્તાન ડાલ્ટન આ બંડ દબાવી દેવા પ્રયત્ન કરવા લાગ્યો. આ વખતે રામગઢના રાજાએ તેને પુષ્કળ મદદ આપી. રાંચી અને હજારીબાગના સમાચાર સાંભળી ચાંઇવાસા, પુસલિયા અને બીજાં સ્થળોના સિપાહીઓએ પણ બંડ ઉઠાવ્યું. એ બધાં સ્થળોએ લૂટફાટ થઈ, જેલ તૂટી અને કેદીઓ છૂટયા. પરંતુ છોટાનાગપુરમાંના બધા સિપાહીઓએ આ કાર્યમાં ભાગ લીધો નહિ. તેમાંના કેટલાક કપ્તાન ડાલ્ટનને સહાય કરવા તૈયાર થયા. તેઓ પોતાના દેશબંધુઓ સામે લડવા તત્પર બન્યા. આથી ડાલ્ટન સાહેબનું બળ વધ્યું. વળી તેણે ગવર્નર જનરલ પાસે પણ મદદ માગી. સરકાર તો વાયવ્ય પ્રાંતનો બળવો શાંત પાડવામાં રોકાઇ હતી. તેના પાસે ફાજલ લશ્કર નહોતું. પરંતુ આ વખતે મદ્રાસી સૈનિકોએ લાજ રાખી. તેઓ બંગાળાના સિપાહીઓની માફક ઉશ્કેરાયા નહોતા. જેઓએ એક વખત ફ્રેંચ સેનાપતિ લાલી અને હૈદરઅલીને હરાવી અંગ્રેજી સત્તાને મજબૂત કરી હતી, તેઓ અત્યારે બળવાખોર સિપાહીઓને હરાવવા તૈયાર થયા હતા. તેઓમાંની ફક્ત

૮ મી પલ્ટણ જ ઉશ્કેરાઇ હતી; તે સિવાયની બધી મદ્રાસી પલ્ટણો વફાદાર રહી હતી. લોર્ડ કેનિંગે આ વફાદાર સૈનિકોની મદદ લેવામાં કંઇ વાંધો લીધો નહિ. તેના હુકમથી ૫ મી ઓગસ્ટે મદ્રાસના કેટલાક સિપાહીઓ કલકત્તા આવી પહોંચ્યા. ધીમે ધીમે બીજી પલ્ટણો પણ આવી પહોંચી. મદ્રાસી પલ્ટણના કેટલાક સિપાહીઓ કપ્તાન ડાલ્ટનની મદદે છોટાનાગપુર રવાના થયા.

૨ જી અક્ટોબરે ચતરા નામના ગામ આગળ છોટાનાગપુરના સિપાહીઓ સાથે અંગ્રેજોને લડાઇ થઈ. આ લડાઇમાં અંગ્રેજોનું સૈન્ય નાનું હતું. ત્યારે સામા પક્ષમાં પુષ્કળ સિપાહીઓ હતા. લગભગ એક કલાકની સખત ઝપાઝપી બાદ સિપાહીઓ નાસી ગયા. અંગ્રેજોનાં ૪૨ માણસો મરાયાં અને ઘવાયાં. આ લડાઇથી સિપાહીઓનું બળ ઓછું થયું પણ છોટાનાગપુરમાં તદ્દન શાંતિ ફેલાઇ નહિ. પાલામૌ, સંબલપુર, સિંહપુર વગેરે સ્થળે ગડબડ થવા લાગી. આ ગડબડ શાંત થતાં કેટલોક વખત વીત્યો. બ્રિટિશ રાજપુરુષો એ સ્થળોએ જલદી શાંતિ ફેલાવી શક્યા નહિ. છોટાનાગપુરના કોલ લોકો પણ આ તકનો લાભ લઇ પોતાનાં તીરકામઠાં લઇ લડવા ઉઠયા હતા. જે રાજાઓએ તેમને હેરાન કર્યા હતા તેઓને પદભ્રષ્ટ કરવા અને તેઓને બદલે પોતાને મનગમતા રાજાને ગાદીએ બેસાડવા માટે તે લોકો એકત્ર થવા લાગ્યા. સિપાહીઓ પણ ઉશ્કેરણીથી અધીરા થઇ ભયંકર કાર્યો કરવા લાગ્યા. આ પ્રમાણે સર્વત્ર અશાંતિ ફેલાઇ ગઇ. અંગ્રેજ સૈનિકો આ સર્વવ્યાપી અસંતોષ મટાડવા માટે એક જગાએથી બીજી જગાએ ભટકવા લાગ્યા. અંગ્રેજ અમલદારો લાંબી રખડપટ્ટીથી બહુજ કંટાળી ગયા. ડુંગર અને જંગલથી ભરપૂર પ્રદેશમાં શાંતિ

સ્થાપવાનું કાર્ય મુશ્કેલ હોવાથી ઉશ્કેરાએલા લોકો સ્થળે સ્થળે શાંતિ-ભંગ કરવામાં સફળ નીવડવા લાગ્યા. જોતજોતામાં સર્વત્ર અરાજકતા ફેલાઇ ગઇ. એક વખતે ત્રણ ચાર હજાર કોલ લોકોએ મળી શિખ લશ્કરને ઘેર્યું. શિખોએ તેઓને નસાડી મૂક્યા. પણ તેઓએ ફેંકેલાં તીરો અફળ નીવડયાં નહિ. એક શિખ મરાયો અને કેટલાક ઘાયલ થયા. અંગ્રેજ સેનાનાયકનું શરીર તીરકામઠાંથી વીંધાઇ ગયું. સરકાર આ અરાજકતા મટાડવા માટે ખૂબ પ્રયત્ન કરવા લાગી. એક વખતે તેણે એક જ વિભાગમાં શાંતિ સ્થાપવા માટે જુદાં જુદાં પાંચ લશ્કરો મોકલ્યાં. છેવટે મહા મહેનતે આ અરાજકતા શાંત થઇ. ઇ. સ. ૧૮૫૮ ની શરૂઆતમાં છોટાનાગપુરમાં શાંતિ જણાવા લાગી. અધિકારીઓએ અનેક ગામ બાળી નાખ્યાં, ઘણા લોકોનાં પશુઓ ખુંચવી લીધાં, અનાજ અટકાવ્યું અને જેઓએ ગડબડ કરવામાં જાહેર રીતે ભાગ લીધો હતો તેઓને ફાંસીએ લટકાવ્યા. બીજાં સ્થળોની માફક છોટાનાગપુરમાં પણ સજા કરવામાં સખ્તાઇની હદ ઓળંગી જવાઈ. અનેક નિર્દોષ માણસો દંડાયા. કેટલાકના જીવ પણ ગયા.[૧] આવી કઠોરતાથી છોટાનાગપુરમાં શાંતિ ફેલાઇ. પરંતુ આખા દેશમાં સંપૂર્ણ શાંતિ ફેલાતાં લગભગ ૧૮૫૮ ની સાલ પૂરી થઇ.

બંગાળામાં જ્યારે ઉપલા બનાવો બનતા હતા, ત્યારે વાયવ્ય પ્રાંતો, અયોધ્યા અને મધ્ય હિંદુસ્તાનમાં બળવાના પ્રચંડ ભડકા ઉઠયા હતા. વાયવ્ય પ્રાંતનો લેફ્ટેનેન્ટ ગવર્નર આગ્રામાં ઘેરાઈ રહ્યો હતો. તેની સત્તા નાશ પામી હતી. દિલ્હી સિપાહીઓના કબજામાં હતું. હવે એ વિસ્મયપૂર્ણ બનાવો તરફ નજર કરીએ. આ સ્થળે

---

૧ Malleson, Indian Mutiny. Vol. II. P. 436.

એક બાબતનો ઉલ્લેખ કરવો જરૂરનો છે. કલકત્તાના યુરોપિઅનો હિંદના બધા લોકોને કુતરાંને મોતે મારવા માગતા હતા, પણ લોર્ડ કેનિંગે તે લોકોને તેમ કરતા અટકાવ્યા હોવાથી તેઓ તેના પર કેટલા ગુસ્સે થયા હતા તે અમે અગાઉ જણાવ્યું છે. આ ચળવળનાં મોજાં ઠેઠ ઇંગ્લાંડને કિનારે જઇ અથડાયાં હતાં. ઇંગ્લાંડના લોકો અધીરા થઇ હિંદના લોકોને મનુષ્યના રૂપમાં પશુ તુલ્ય ગણવા તૈયાર થયા હતા. ઇંગ્લાંડનું મહાન છાપું ટાઇમ્સ એ નરપશુ (!) ઓનો નાશ કરવા માટે કમર કસી મેદાને પડયું હતું. કેટલાક રાજનીતિજ્ઞો પણ એ પત્રને મદદ કરવા મેદાનેજંગમાં આવી ઉભા હતા. એ વર્ગના એક માણસે ( લોર્ડ શૅફ્ટબરી ) ઇ. સ. ૧૮૫૭ ના અકટોબર માસમાં મળેલી કોઇ એક સભામાં જણાવ્યું હતું કે “ મને વિશ્વાસ લાયક સ્થળેથી સમાચાર મળ્યા છે કે આપણી જે સ્ત્રીઓ કલકત્તા આવી પહોંચી છે તેઓનાં નાક કાન કાપી નાખવામાં આવ્યાં છે, અને આંખો ફોડી નાખવામાં આવી છે. તેઓનાં બાલબચ્ચાંને ઘાતકી રીતે મારી નાખવા માટે કેદ કરવામાં આવ્યાં છે. ” પરંતુ છેવટે તપાસ કરતાં માલુમ પડયું કે લોર્ડ સાહેબને વિશ્વાસલાયક સ્થળેથી મળેલ સમાચારમાં સત્યનો અંશ પણ નહોતો. વિધવા અને અનાથ બાળકો જ્યારે અક્ષત શરીરે ઇંગ્લાંડ આવ્યાં અને એક વહાણમાં જ્યારે ૪૩ સ્ત્રીઓ આવા ખરાબ વખતમાં પણ હિંદુસ્તાન આવવા રવાના થઇ ત્યારે ઇંગ્લાંડના લોકો વિસ્મય પામી હિંદી લોકોનાં આચરણ સંબંધમાં તર્કવિતર્ક કરવા લાગ્યા. સુભાગ્યે એ વખતે કેટલાક ઉદાર પ્રકૃતિના રાજનીતિજ્ઞોએ પોતાની ઉદારતા દર્શાવી આપી હતી. તેઓમાંના એકે ( સર૦ જોન પેકિંગ્ટન ) કહ્યું હતું કે, “ સિપાહીઓની

વર્તણુકનું જે વર્ણન કરવામાં આવે છે, જો તે વર્ણન ખરૂં હોય તો આપણા હાથ પણ કંઇ ચોકખા રહ્યા નથી. હિંદમાં સુવ્યવસ્થાનો તોટો છે." હિંદીઓ પ્રત્યે ટાઇમ્સનો ક્રોધ જોઇ ડિઝરાયલિ પણ (ઇંગ્લાંડનો વડો પ્રધાન લોર્ડ બિકન્સ ફિલ્ડ) શાંત રહી શક્યો નહોતો. નિર્દય વ્યવહારનો બદલો નિર્દયતાથી વાળવો એ તેને અયોગ્ય લાગ્યું હતું. બ્રિટિશ સૈનિક પુરુષો કર્તવ્ય પ્રદેશમાં નાના-સાહેબને આદર્શ માને એ વાત તેને ગમતી નહોતી.[૧]

ઉપર પ્રમાણે જ્યારે હિંદીઓ વિરૂદ્ધ ઇંગ્લાંડમાં ભયંકર વાતો ફેલાતી હતી ત્યારે કોઇ કોઇ ઉદાર પુરૂષો આપણો પક્ષ ગ્રહણ કરવા તત્પર થયા હતા. તેઓની ન્યાયશીલતા આ ઇતિહાસમાં બહુ આદરમાન પામી છે, અને તેઓનાં વચનો ઇતિહાસકારો સમક્ષ સત્ય ગણાયાં છે. સિપાહીઓ તો ઉશ્કેરાઇ ગયા હતા, પણ અંગ્રેજોએ પણ ધૈર્યની સીમા છોડી હતી. સિપાહીઓની પેઠે અંગ્રેજોએ પણ જલ્લાદની માફક લોકોપર હથિયારો ચલાવવામાં પાછું વાળી જોયું નહોતું. વળી અંગ્રેજો ગમે તે બબડે તે તરફ ન જોતાં ખરી રીતે વિચાર કરીએ તો તે વખતે આખું હિંદ અંગ્રેજો વિરૂદ્ધ ઉઠયું નહોતું હિંદીઓની દયાથીજ અંગ્રેજો પોતે અને તેનાં બૈરાં છોકરાં સાજાંતાજાં રહ્યાં હતાં. હિંદના દરેક માણસે આ વખતે તેઓને મદદ કરી હતી. તેઓમાંના કોઇને એમ કરવા જતાં ઘાયલ થવું પડ્યું હતું. પોતાનું સર્વસ્વ ગુમાવવું પડ્યું હતું, એટલું જ નહિ પણ કોઈ વખતે જીંદગી પણ તજવી પડી હતી. છતાં તેઓએ વિદેશીઓને બચાવવાનું કાર્ય છોડ્યું નહોતું. એવા લોકોની કીર્તિ આ ઇતિહાસમાં સ્થળે સ્થળે

૧ Martin, Indian Empire, Vol II P. 409-410

ગવાહ રહી છે. ઉશ્કેરાએલા રાક્ષસી સ્વભાવવાળા અંગ્રેજોની સર્વ પ્રકારની અડચણો છતાં આ લોકોની દયા, સ્નેહ, સ્વાર્થત્યાગ અને રાજ્યભકિત ઇતિહાસમાં સ્થાન મેળવી શકી છે. જો આવો મમતાળુ સ્વભાવ પ્રગટ ન થયો હોત તો આ ઇતિહાસ જુદાજ સ્વરૂપમાં આલેખાત.

આ ઇતિહાસમાં એવાં દૃષ્ટાંતોનો તોટો નથી. જ્યારે શિંઆળકોટના સિપાહીઓએ સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવવાનું નક્કી કર્યું ત્યારે સંત્રીઓના સુબેદારને બંડમાં જોડાવાની વિનંતિ કરવામાં આવી. પરંતુ તેણે એ વિનંતિ તરછોડી નાખી. ત્યારબાદ સિપાહીઓ સરકાર વિરૂદ્ધ એકત્ર થવાથી સંત્રીઓ ચાલ્યા ગયા. કેવળ તિલકપાંડે નામનો એક સિપાહી કંઇ બહાનું કાઢી પોતાનું નિશ્ચિતસ્થાન ટકાવી રહ્યો. સાંજે બે સિપાહી અને એક ખલાસીએ આવી અસ્ત્રાગાર ઉડાડી દેવાની ઇચ્છા દર્શાવી. તિલકપાંડેએ કહ્યું કે હું પોતે એ કાર્ય માટેજ અહીં રહ્યો છું. આ પરથી પેલા સિપાહીઓ તોપોના ગુદામ પર ગયા અને ત્યાંનો બધો સામાન ઉડાડી દીધો. બીજે દિવસે સવારમાં યુરોપિઅનો કિલ્લામાંથી બહાર નીકળ્યા. તેઓએ બહુ જ નવાઇ સાથે જોયું કે તિલકપાંડે અસ્ત્રાગાર પર પહેરો ભરી રહ્યો છે. અસ્ત્રાગારમાંના લગભગ ૮૦૦૦ ટોટા અને એટલી જ ટોટીઓ તથા સૈનિકોના વસ્ત્રો વગેરે બધું સુરક્ષિત છે.[૧] એક યુરોપિઅન બાળક બનારસના ટેલિગ્રાફખાતામાં નોકરી કરતો હતો. જે દિવસે

---

૧ Bombay Telegram and Courier, Quoted in the Statments of Native fidelity exhibited during the outbreak of 1857-35, P, 146-147.

ત્યાંના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું ત્યારે એ બાળક ખરી વાત જાણતો નહોતો તેથી એક સાહેબના બંગલા બહાર નીકળ્યો. તરતજ એ બંગલાવાળા સાહેબના સહિસે તેને પકડી ઘોડારના કચરાના ઢગ પાછળ ફેંકી દીધો. સિપાહીઓ આવી પહોંચ્યા એટલે પેલા સહિસે કહ્યું કે સાહેબો તો ક્યારના બંગલો છોડી નાસી ગયા છે. ફતેહગઢના એક સિવિલિયન સાહેબની આયાએ તરવારના ઘાથી પોતાનું શરીર કપાઇ ગયું છતાં સાહેબના બચ્ચાને બળવાખોરોને સોંપ્યું નહોતું.[૧] પટણાના મુસલમાનો પર જ્યારે સરકારની કરડી નજર થઇ હતી, ત્યારે ત્યાંથી થોડે દૂર રહેતા કુતબુદ્દીન નામના ખાનદાન મુસલમાને સરકારનો પક્ષ લીધો હતો. તેણે પોતાના તાબાની એક ઘોડેસ્વાર ટુકડી અધિકારીઓને સોંપી દેવાની માગણી કરી હતી.[૨] માનભૂમમાં બળવો ઉઠ્યો એટલે પંચકોટના જમીનદારે તે સ્થળની શાંતિ જાળવવા માટે ૭૦ સ્વારો અને કેટલાક સિપાહીઓ આપી સરકારને મદદ કરી હતી.[૩] એક બીજા રાજાએ પોતાનાં માણસો વડે સિંહભૂમનું ધનાગાર બચાવ્યું હતું. આ વખતે છોટાનાગપુરના એક રાજાએ તો ગજબ કર્યો હતો. તે ચૌદ વર્ષથી અંગ્રેજોની જેલમાં સબડતો હતો. બંડખોરોએ હજારીબાગની જેલ તોડી ત્યારે તે મુક્ત થયો. પરંતુ તેણે મુક્તિદાતા સિપાહીઓનો પક્ષ ન લીધો. તેણે ઘેર જઇ ૮૦૦ માણસો એકત્ર કર્યાં ને તરતજ એ માણસો સાથે પુરૂલિયા જઇ પહોં-

---

૧ Statments of Native fideliy &c. P. 53.

૨ Englishman, August 14, 1857. Quoted in the Statments &c. P. 32.

૩ Statments of Native Fidelity &c. P. 32.

ચ્યો. ત્યાં સિપાહીઓ તેજુરી લૂટવા તૈયાર થઇ રહ્યા હતા. પણ આ રાજાનાં માણસોએ તેઓને નસાડી મૂકી તેજુરીના એક લાખ આઠ હજાર રૂપીઆ બચાવ્યા.[૧] પૂર્વ બંગાળામાં બંડ ઉઠતાં ઘણા બંગાળીઓએ અંગ્રેજોને મદદ કરી હતી. ત્રિપુરાનાં બંડ વખતે ત્યાંના જજ અને બીજા ખ્રિસ્તીઓને બંસીશોચનમિત્ર નામના ખાનદાન બંગાળીએ મદદ કરી હતી. તેણે તેઓને ખાવાનું આપ્યું હતું અને ૪૦ બંદુકધારીઓ સાથે ઢાકા મોકલી દીધા હતા.[૨] ચટ્ટગામના બંડના સમાચાર નાયાખાલી પહોંચ્યા એટલે ત્યાંના મેજિસ્ટ્રેટે પાઇકપાડાના રાજા પ્રતાપસિંહ અને ઇશ્વરસિંહની ભુલુયા પરગણાની કચેરીમાં જઇ ત્યાંના યશોદાકુમારને લાઠીવાળા મેળવી આપ્યા.[૩] એ સિવાય મૈમનસિંહના આનંદકિશોરરાય, ઢાકાના અબ્દુલ ગનિ વગેરે પૂર્વબંગાલાના અનેક જમીનદારોએ આ વખતે સરકારને મદદ કરી હતી, એક સરદારે તો સરકારનો પક્ષ લઇ સિપાહીઓ પર કાછાડના જંગલમાં હુમલો કરવામાં પાછું વાળી જોયું નહોતું. બંગાળાની ૩૨ મી પલ્ટણનો અધિનાયક લેફ્ટેનેન્ટ રેનિ કેવળ દેશીઓની મદદથીજ બચ્યો હતો.[૪] તેની પલ્ટણના બે હવાલદારો દરિયાસિંહ અને ઠાકરદુબેએ એક ટોળી

---

૧ Englishman, August 11, 1857, Quoted in the Statments &c. P. 132.

૨ Hurkara, December, 7, 1858, Quoted in the Statments of Native fidelity &c. P. 148.

૩ Ibid, P. 149.

૪ Englishman, February 2, 1858 Quoted in the Statments &c. P. 161.

માટે કરી પોતાના ચલનવલન કરવાની શક્તિ વગરના અધિનાયકને સુરક્ષિત સ્થળે આણ્યો હતો. ભાગલપુરના રહેવાશીઓએ ફાળો ઉઘરાવી આ બંને વિશ્વાસુ હવાલદારોને ઇનામ તરીકે ૮૦૦ રૂપીઆ આપ્યા હતા.

જ્યોર્જ ગ્રાન્ટ નામનો અંગ્રેજ બે દિવસનો ભૂખ્યો હતો. ત્રીજે દિવસે તે એક ગામડામાં આવી પહોંચ્યો. ગામડિઆઓએ દૂધ વગેરે આપી તેઓને સંતોષ્યા. એ ગામડામાં તેનો ખિજમતદાર રહેતો હતો. તેને બોલાવતાં તે એક ડોળી લાવ્યો. ગ્રાન્ટમાં ચાલવાની શક્તિ નહોતી. તેના પગના તળિયાપરતું માંસ બહાર લચી પડયું હતું. તેનો પોશાક, પગરખાં, વગેરે ભસ્મીભૂત થઈ ગયાં હતાં. તેનાં વાહન–ઘોડા હાથી વગેરે–લૂટાઇ ગયાં હતાં. તેના શરીર પર ફક્ત રાતનો પોશાક હતો. તેણે આવી સ્થિતિમાં પોતાના ખિજમતદારની મદદ માગી હતી. વિશ્વાસુ ખિજમતદારે તેને બંધ ડોળીમાં બેસાડયો અને લોકોને જણાવ્યું કે ડોળીમાં મારી સ્ત્રી છે–આવી રીતે તે તેને કોઇ સુરક્ષિત સ્થળે લઇ ગયો.[1] આ સિવાય બંગાળાના ઘણા માણસોએ આવાં કામ કર્યાં હતાં.[2] તે વખતનાં વર્ત્તમાનપત્રોમાં આવા દાખલા અસંખ્ય મળી આવે છે. વાસ્તવિક રીતે તો આ બળવો સિપાહીઓમાં જ ફેલાયો હતો. કેટલાક જમીનદારો કે જેને સરકાર તરફથી અન્યાય મળ્યો હતો તેઓજ બળવામાં જોડાયા હતા. કોઇ કોઇ બિચારાઓ પોતાની મરજી વિરૂદ્ધ આ કાર્યમાં ભળ્યા હતા. કેટલાક હલકાવર્ગના

---

૧ Englishman, October 23, 1857, Quoted in the Statments of Native fidelity &c. P. 44–44.

૨ Mutinies and the people or Statments of Native fidelity, by a Hindu.

લોકો લૂટફાટ કરવાની ઇચ્છાથી જરાતરા છમકલાં કરતા હતા. પણ કુળવાન હિંદીઓનો મોટો ભાગ અંગ્રેજોની તરફેણમાં હતો તેમાં પણ કેળવાએલા હિંદુઓનો તો આ બળવામાં જરા જેટલો પણ હાથ ન હોતો. એક અંગ્રેજ ( શ્રીયુત એ. ઓ. હ્યુમ સાહેબ ) કે જે આ બળવા પહેલાં ને પછી વાયવ્ય પ્રાંતમાં નોકરી કરતો હતો, તેણે આ સંબંધમાં ખાસ તપાસ કરી જણાવ્યું છે કે "કસાઇ વગેરે નીચલા વર્ગના મુસલમાનો દિલ્હીના બાદશાહની સત્તા ફરી સ્થપાઇ જાણી દીલ્હી તરફ રવાના થયા હતા. જે જાતિ ગાય ભેંસ વગેરે લૂટવામાં જ આનંદ માનતી હતી તેમાંના કોઇ કોઇ આપણા વિરોધી થઇ પડયા હતા; જે જમીનદારોને સરકારના ન્યાયથી ખમવું પડયું હતું અથવા જેઓને અન્યાય મળ્યો હતો તેઓમાંના કોઇ કોઇ આપણી વિરૂદ્ધ પડયા હતા; પરંતુ સમગ્ર હિંદીઓનો સેંકડે એક ટકો પણ આ વખતે બ્રિટિશ શાસન કે યુરોપિયનોનો નાશ કરવા તત્પર થયો નહોતો. × × × હિંદીઓને હિસાબે આ બળવો કેવળ સિપાહીઓનો જ ગણાવો જોઇએ. અલબત જે રાજા અને જમીનદારોને આપણે હાથે નુકશાન થયું હતું તેઓ આપણી વિરૂદ્ધ બળવામાં જોડાયા હતા ખરા, પરંતુ ખરા કટોકટીના વખતે પણ સાધારણ પ્રજા આપણા પક્ષમાં રહી હતી. ઇંગ્લાંડ પોતાની અજ્ઞાનતાને લીધે જે મુશ્કેલીમાં ફસાઇ પડયું હતું તે મુશ્કેલીમાં પણ હિંદીઓએ તેનો પક્ષ છોડયો નહોતો. ઇંગ્લાંડે હંમેશાં યાદ રાખવું જોઇએ કે હિંદીઓનાં આ ઋણમાંથી તે કદી છુટવાનું નથી.[૧] એક બીજા દીર્ઘદર્શી અંગ્રેજ

૧ India, Quoted in the Indian Nation, April 27, 1896.

(રસલ સાહેબે) આ લખતે વિલાયતના ટાઇમ્સમાં જે પત્રો પ્રગટ કરાવ્યા હતા, તેમાંના એકમાં જણાવ્યું હતું કે, 'સિકંદરે જેમ હિંદીઓની મદદથી જ મહારાજ પુરૂને હરાવ્યો હતો, તેમ બ્રિટીશ સરકારે પણ હિંદુ–મુસલમાનોની મદદથી જ હિંદુ મુસલમાનને હરાવ્યા છે; કોઇપણ યુરોપિઅન સરકાર હિંદીઓના સહકાર અને મદદ વિના હિંદ પર રાજ્ય ચલાવી શકે નહિ.[૧] જેઓ બળવાના ઇતિહાસની તટસ્થ દૃષ્ટિએ તપાસ કરે તેને આ ઉક્તિની સત્યતા સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નથી.

આ પ્રસંગે એક વાત કહેવી જરૂરની છે. જેઓ આ વખતનો ઇતિહાસ ધ્યાનપૂર્વક વાંચશે તેને જણાયા સિવાય રહેશે નહિ કે લોર્ડ કેનિંગે આ વખતે બહુ જ સુંદર કામ કર્યું હતું. એક તરફથી ઉન્મત્ત સિપાહીઓએ સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું હતું, બીજી તરફથી ઉન્મત્ત યુરોપિઅનો હિંદીઓને મારી નાખવા તૈયાર થયા હતા. આવી બંને બાજુની સંકડામણ વખતે માણસ ભાન ભૂલી જાય છે, અને તેને એકાદ પક્ષની ઉશ્કેરણીમાં જોડાવું પડે છે. પરંતુ લોર્ડ કેનિંગે ખરેખરા મહાપુરૂષની પેઠે આ બંને પક્ષમાંનો એક પણ પક્ષ સ્વીકાર્યો નહોતો. લોર્ડ કેનિંગે જેઓના પાલન માટે રાજ્યની લગામ હાથમાં લીધી હતી તે લોકોને ખારીલા લોકોના હાથમાંથી બચાવવા એ તેનો ધર્મ હતો, અને તે ધર્મ તેણે બરાબર બજાવ્યો હતો. એ પ્રમાણે વર્ત્તતાં તેને પોતાના દેશબાંધવોનો તિરસ્કાર સહન કરવો પડ્યો હતો, પણ એ તેણે બહુ જ ધીરજથી સહન કર્યો હતો. તે સર્વદા શાંતિપૂર્વક પોતાનું કામ બજાવતો હતો. તેણે જ્યારે છાપખાનાનો કાયદો રચ્યો

૧. Statments of Native fidelity &c P. 28.

ત્યારે દેશી અને વિદેશી એવો ભેદભાવ રાખ્યો નહોતો. એથી ઘણા અંગ્રેજો તેનાપર ગુસ્સે થયા હતા. એક અંગ્રેજ ઇતિહાસકારે આ સંબંધમાં લખ્યું છે કે "યુરોપિઅન સંવાદપત્રોને મોઢે ડુચો મારી સરકારે મોટી ભૂલ કરી છે."[૧] આ ઇતિહાસકારને તો કેવળ દેશી વર્ત્તમાનપત્રોપર જ ગુસ્સો ચઢયો હતો. તેથી કેવળ આ દેશનાં વર્ત્તમાનપત્રોને મોઢે ડુચો માર્યાનું તેને વાજબી લાગતું હતું. તેણે એક સ્થળે એ વિચાર દર્શાવતાં જણાવ્યું છે કે "દેશી વર્ત્તમાનપત્રોમાંનાં બંગાળાના વર્ત્તમાનપત્રો કેળવાએલા વર્ગનાં પ્રતિનિધિ છે. એ વર્ગ હથિયાર વાપરી શકતો નથી. જો સ્વરાજ્ય મળે તો તે લોકોના હાથમાં બધો કારભાર આવે તેમ છે. વળી બંગાળીઓને ખાત્રી થઇ છે કે અંગ્રેજોનું રાજ્ય જાય તો આપણી દશા સુધરશે. આપણે આ બળવો દબાવવામાં ફતેહમંદ નીવડીશું એ બાબતમાં કેટલાક બંગાળીઓને પૂરેપૂરી શંકા છે. કારણ ગમે તે હો પણ એટલું તો ખરૂં છે કે જ્યારથી મિરતના સમાચાર કલકત્તા આવ્યા છે ત્યારથી બંગાળાનાં વર્ત્તમાનપત્રોનો સૂર ફર્યો છે. ત્યારથી એ વર્ત્તમાનપત્રો સરકારની વિરૂદ્ધ પડયાં છે. બળવાખોરો પર તેઓને પ્રીતિ છે તે આ પરથી સ્પષ્ટ જણાય છે."[૨] તટસ્થ વિચારકો આ વચનો પર વિશ્વાસ રાખી શકશે નહિ. જેની લેખિનીદ્વારા આવાં વચનો નીકળ્યાં છે તેણે એ

---

૧. Malleson, Indian Mutiny, Vol. I. P. 21.

૨. Malleson, Indian Mutiny, Vol. I. P. 18.

વચનોની સત્યતા દર્શાવવા એક પણ દૃષ્ટાંત આપ્યું નથી. બંગાળીઓ ઉશ્કેરાવાએલા છે, બીજું અનુભવી છે પણ રાજભક્તિશૂન્ય નથી. તેઓએ બળવામાં જય મળતાં બહુ ખુશાલી દર્શાવી હતી. દિલ્હી સરકારના કબજામાં આવ્યું ત્યારે તેઓએ જાહેરસભા ભરી આનંદ દર્શાવ્યો હતો. લોર્ડ કેનિંગની ઉદાર નીતિથી આનંદ પામી બંગાળા, બિહાર અને ઓરિસ્સાના સંખ્યાબંધ રહેવાશીઓએ જાહેરસભામાં સરકાર પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવી હતી. આ પરથી સાબીત થાય છે કે બંગાળીઓએ કદી પણ બળવામાં આનંદ માન્યો નહોતો. બંગાળીઓનાં વર્તમાન-પત્રોએ વાજબી પોકાર ઉઠાવ્યો હતો. એક તેજસ્વી બંગાળી સંપાદકે હિંસક અંગ્રેજો વિરૂદ્ધ લેખિની ચલાવી સરકારને ઉપદેશ આપ્યો હતો. બંગાળીનાં 'હિંદુ પેટ્રિએટ' નામનાં વર્તમાનપત્રથી સરકારને બહુ સરળતા થઇ હતી. એટલી બધી સરળતા કોઇ પણ અંગ્રેજી વર્તમાન-પત્રથી થઇ નહોતી. હરિશ્ચંદ્ર મુખોપાધ્યાયની રાજભક્તિ અને સાહસથી આનંદ પામી લોર્ડ કેનિંગ 'હિંદુ પેટ્રિયટ' પત્ર બહુ જ આતુરતાપૂર્વક વાંચતો હતો. જ્યારે અંગ્રેજી વર્તમાનપત્રો પોતાનું ધાર્યું ન થવાથી સરકાર પર ગુસ્સો દર્શાવી રહ્યાં હતાં, ત્યારે દેશી વર્તમાનપત્રોએ જ સરકારના પક્ષનું સમર્થન કર્યું હતું. બંગાળી વર્તમાનપત્રો ઉશ્કેરાએલા અંગ્રેજોની અનુચિત વૈરવૃત્તિ અટકાવવા બદ્ધપરિકર થયાં હોવાથી જ એ ઇતિહાસકારને ખૂંચ્યાં જણાય છે. પરંતુ એક બીજા દીર્ઘદર્શી અંગ્રેજ ઇતિહાસકારે બંગાળી સંપાદકોની ધીરતા અને રાજભક્તિ વખાણી છે. જેઓ આવા ધીરતાસંપન્ન, રાજભક્ત અને સુશિક્ષિત સંપાદકો પર ખોટાં આળ ચઢાવે તેના સ્વભાવમાં વૈરબુદ્ધિનાં અંશો કેટલા પ્રમાણમાં ભરેલા હશે તે વાચકવર્ગ કલ્પી લેશે.

લોર્ડ કેનિંગે છાપખાનાના કાયદામાં ગોરા કાળાનો ભેદ ન રાખ્યાથી તેની ઉદારતા જણાઇ આવી છે. એ કાયદો રચતી વેળા તેણે જણાવ્યું હતું કે, "મેં દેશી ભાષાનાં વર્તમાનપત્રો સંબંધમાં જે કંઇ કહ્યું તે યુરોપિઅન ભાષાનાં વર્તમાનપત્રોને લાગુ પડતું નથી. પરંતુ આવા કટોકટીના વખતમાં જ્યારે અનિષ્ટનું નિવારણ કરવામાં આવે છે ત્યારે એકની સાથે બીજાની જુદાઇ દર્શાવવાનું કોઇ પણ વાજબી કારણ મને મળતું નથી. રાજભક્તિ અને તીક્ષ્ણ બુદ્ધિને માટે હું યુરોપિઅન ભાષાનાં વર્તમાનપત્રોને વખાણું છું છતાં મને સત્યને ખાતર કહેવાની ફરજ પડે છે કે યુરોપિઅનોના અધિપતિપણા નીચે ચાલતાં કોઇ કોઇ વર્તમાનપત્રોમાં એવાં લખાણો મારી નજરે પડયાં છે કે જે લખાણો વાંચી યુરોપિઅનોને તો કંઇ ન થાય પણ તે હિંદીઓના વાંચવામાં આવે તો ભયંકર અનિષ્ટ સર્વવ્યાપી થઇ શકે. મને ન્યાયાનુસારે યુરોપિઅન અને દેશી વર્તમાનપત્રોમાં ભેદભાવ રાખવાની કંઇ જરૂર જણાતી નથી."[1] આ કારણોને લીધે લોર્ડ કેનિંગે બંને ભાષામાં પ્રકટ થતાં વર્તમાનપત્રોને આ કાયદો લાગુ પડયો હતો. આ ખાતર તેના ટુંકી નજરવાળા દેશબંધુઓ ગમે તે કહે પણ ન્યાયના દરવાજાપર તે ઉદાર મહાપુરૂષ તરીકે સન્માન મેળવશે એમાં કંઇ સંદેહ નથી. આ વખતે અંગ્રેજી વર્તમાનપત્રો સંયમમાં રહ્યાં હોત તો સરકારને પહેલે જ તડાકે આ કાયદા મુજબ ફ્રેંડ ઓવ ઇંડિઆને ચેતવણી આપવી પડત નહિ. ખરી વાત એ છે કે હિંદીઓનું લોહી રેડવામાં લોર્ડ કેનિંગે હરકત કરી હોવાથી જ

---

૧ Malleson, Indian Muting Vol. I P. 19–20. note.

તેઓએ તેને નિંદ્યો હતો. આવી નિંદા અને તિરસ્કાર વચ્ચે લોર્ડ કેનિંગે જે શાંતિ ને દૃઢતા દર્શાવી હતી તે ખરેખર વખાણને પાત્ર છે. આવો મહાપુરૂષ આવા સંકટને વખતે હિંદ પર રાજ્ય ચલાવતો ન હોત તો બળવાનો ઇતિહાસ હાલ લખાયો છે તેથી જુદીજ રીતે લખાત.









